श्रीमद् बुद्धिसागर सूरीश्वरजी ग्रन्थमाला ग्रन्थाङ्क नं. ६५

शास्त्रविशारद जैनाचार्य योगनिष्ठ श्रीमद्
बुद्धिसागरसूरि महाराज विरचित.

# ईशावास्योपनिषद् भावार्थ विवेचन.



छपावी प्रसिद्धकरनार,

श्री अध्यात्मज्ञानप्रसारकमण्डल.

हा. वकील. शाह. मोहनलालभाइ हिमचंद.

मु. पादरा.

प्रथमावृत्ति | प्रत १०००

वीर स. २४५० | विक्रम सं. १९८०

इ. स. १९२८

किं० रु. १-०-०

# प्रस्तावना.

પરમાત્માશ્રીમહાવીરસર્વજ્ઞજિનેશ્વરનાં વચનોના નયોની અપેક્ષાએ સર્વદર્શનોનું તત્ત્વજ્ઞાન વિચારતાં તે સર્વ દર્શનો પણ શ્રી જિનેશ્વર પરમાત્માનાં અંગ તરીકે સાપેક્ષનયદૃષ્ટિએ અનુભવાય છે. षट्दर्शन जिनअंग भणीजे એ નેમિનાથના સ્તવનમાં શ્રીમદ્આનંદઘનજી મહારાજે ષટ્દર્શનોને બદલે વિશ્વવર્ત્તિસર્વ દર્શનોને શ્રી જિનદર્શનનાં અંગતરીકે અપેક્ષાએ વર્ણવ્યાં છે. સાંખ્યદર્શન, અદ્વૈતદર્શન વગેરે જે દર્શનો, વેદો અને ઉપનિષદોનું આલંબન લે છે તે પણ અનાદિકાલથી પ્રવર્તિતજિનદર્શનના અંગો તરીકે છે અને તેનાં પ્રતિપાદક વેદોપનિષદાદિ શાસ્ત્રો છે તે પણ જૈનશાસ્ત્રોના અંગો તરીકે નયોની સાપેક્ષાએ છે એમ સ્યાદ્વાદદર્શનતત્ત્વજ્ઞાનમાં નયદૃષ્ટિથી તથા આધ્યાત્મિકદૃષ્ટિથી ઉંડા ઉતરેલા અનુભવીઓ જાણી શકે છે. જિનદર્શન સાગર સમાન છે. તેમાં એકાંતનયદૃષ્ટિથી ઉત્પન્ન થએલ એકેકદેશીસર્વ દર્શનરૂપનદીઓનો અંતર્ભાવ થાય છે એમ તત્ત્વજ્ઞાની શ્રીમદ્-આનંદઘનજી જેવા મહાત્માઓ સારી રીતે સાપેક્ષદૃષ્ટિએ અવબોધે છે. એવું અનંત સાગરસમાન જૈનધર્મદર્શન સર્વદેશી છે તેમાંથી સર્વદર્શનવાળાઓને પોતાને ઇચ્છાતું તત્ત્વ મળી શકે છે. એ સત્ય સિદ્ધાંત છે. અનાદિકાલથી જૈનદર્શનનાં તત્ત્વો છે અને અન્યદર્શનનાં તત્ત્વો છે. પશ્ચાત્ તે જ્ઞાની પુરૂષ જ્ઞાનથી પ્રકાશ કરે છે તેની અપેક્ષાએ તે પ્રગટે એમ અપેક્ષાએ આદિ કહેવાય છે, સર્વજ્ઞ ચોવીશ તીર્થંકરો સર્વજ્ઞપણાથી તે દેખે છે અને પ્રકાશે છે, તે અપેક્ષાએ તેનો પ્રગટભાવ કહેવાય છે પણ તત્ત્વજ્ઞાનની અપેક્ષાએ તો તે અનાદિ છે, મિથ્યાત્વજ્ઞાન પણ અનાદિકાળથી છે અને સમ્યક્ત્વજ્ઞાન પણ અનાદિકાળથી છે, વેદો અને ઉપનિષદો

હાલ જે દશામાં વિદ્યમાન છે તે અમુકદર્શનનેજ પ્રતિપાદન કરનારાં છે એવો સિદ્ધાંત ઠરતો નથી. વેદો, ઉપનિષદો અને પુરાણોને વૈદિક-હિંદુઓ સ્વકીયધર્મશાસ્ત્રોતરીકે સ્વીકારે છે. વેદો અને ઉપનિષદોમાં રામ અને કૃષ્ણને પરમાત્મા તરીકે માનવાનું લખેલ નથી. પાછળથી રામકૃષ્ણની પ્રભુતા ઉમેરાઈ છે. તેમજ વિષ્ણુને સૂર્યતરીકે વર્ણવ્યા છે. તેમાંથી અનેક દર્શનો પ્રગટયાં છે, અને પ્રગટશે. સર્વદર્શનવાળાઓ પોતપોતાના દર્શનને અનુકુલ આવે એવી એક બેશ્રુતિનો અર્થ પોતાની માન્યતા પ્રમાણે કરે છે અને પોતાના વિચારથી ભિન્ન વિરોધી શ્રુતિયોને અનેકયુક્તિએ સ્વદર્શન ભણી ઘટાવે છે એટલે તેઓ વૈદિકમતના ગણાઇને પોતાના દર્શનનો પ્રચાર કરે છે. વસ્તુતઃ વિચારતાં વેદો અને ઉપનિષદો અમુક દર્શનવાળાનાં નથી. તથા તેઓ અમુક દર્શનનુંજ પ્રતિપાદન કરવાવાળાં નથી. સર્વદર્શનો પોતપોતાની મતસિદ્ધિ માટે વેદની શ્રુતિયોનો આધાર માને છે અને સર્વદર્શનો એકબીજાની તત્ત્વમાન્યતાની વિરૂદ્ધ અને ભિન્ન ભિન્ન છે છતાં તેઓ પોતાના તત્ત્વની માન્યતાની વેદની ભિન્ન ભિન્ન શ્રુતિયોના આધારે ઉપજીવે છે અને તત્પ્રતિપાદકશ્રુતિયોને અસત્ય તથા અમુક આશયમાં ગોઠવે છે તેથી વાચકો મધ્યસ્થ દૃષ્ટિથી વિચાર કરે છે કે વેદોની શ્રુતિયો તથા ઉપનિષદો ભિન્ન ભિન્ન મત વિચાર દર્શાવે છે, તે સર્વશ્રુતિયોની એક વાકયતા અપેક્ષાએ કરનાર ખરેખર સર્વજ્ઞમહાવીરકથિતસાપેક્ષનય વચનો છે અને સર્વજ્ઞમહાવીરપ્રરૂપિતનય દૃષ્ટિયોનું સાપેક્ષિકજ્ઞાન કર્યા વિના વેદો અને ઉપનિષદોના સમ્યગ્ અર્થો કરી શકાતા નથી. જૈનતત્ત્વજ્ઞાનને સાતનયોની અપેક્ષાએ જેઓ સમ્યગ્ જાણે છે તેઓ વેદો અને ઉપનિષદાદિશાસ્ત્રોનો પણ અનેકનયોની અપેક્ષાએ સમ્યગ્અર્થ કરીને તેઓના ભાવાર્થને જૈનદર્શનતત્ત્વજ્ઞાનમાં ઘટાવીને તેમાં અંતર્ભાવ કરી શકે છે, એવી જ્ઞાનદૃષ્ટિવાળા જ્ઞાનીઓને

વેદો અને ઉપનિષદો આદિપર વિવેચન કરીને તેઓનો સમ્યગ્ અર્થ કરીને વિશ્વ લોકોને મિથ્યાજ્ઞાનમાંથી ઉદ્ધાર કરીને સમ્યગ્ જ્ઞાન આપવાનો અધિકાર છે. પ્રભુસર્વજ્ઞમહાવીરદેવે, ઇન્દ્રભૂતિ વગેરેભારતપ્રખ્યાતઅગિયારબ્રાહ્મણોને વેદોની શ્રુતિયોના સમ્યગ્ અર્થ કરીને સમજાવ્યા હતા અને પશ્ચાત્ તેઓને ગણધર સ્થાપ્યા હતા. સર્વજ્ઞમહાવીરદેવે ઈન્દ્રભૂતિ વગેરે બ્રાહ્મણોને બોધ આપીને જણાવ્યું છે કે મારી પાછળ મારા અનુયાયી જૈનો કે જેઓ વેદાદિશાસ્ત્રોનો મારી કેવલજ્ઞાનદૃષ્ટિનાં જે નયવચનો છે તે પ્રમાણે સમ્યગ્ અર્થ કરીને સર્વલોકોનું અજ્ઞાન ટાળવા દેશકાલાનુસારે ઉપદેશાદિથી પુરૂષાર્થ કરવો. પ્રભુમહાવીરદેવે ઘાતિકર્મોનો નાશ કરીને કેવલજ્ઞાન પ્રગટાવ્યું હતું, તેથી તે લોકાલોકસર્વપદાર્થોને—તત્ત્વોને સાક્ષાત્ દેખવા લાગ્યા તેથી તેમને વેદાદિકગ્રન્થોના આધારની જરૂર નહોતી. જે સર્વજ્ઞ નથી તે સદ્ગ્રન્થોના આધારે ઉપદેશ આપે છે. જે સર્વજ્ઞ નથી તે પરોક્ષજ્ઞાની છે તે પ્રત્યક્ષજ્ઞાનીના વચનોનાં બનેલાં શાસ્ત્રો ઉપર આધાર રાખી તે પ્રમાણે વર્તે છે. પ્રભુમહાવીર કેવલજ્ઞાની હતા તેથી તેમણે કેવલજ્ઞાનથી જે તત્ત્વો દેખ્યાં તે પ્રરૂપ્યાં તેથી તેઓના વચનોના વિશ્વાસીજૈનોને તેઓનાં ઉપદેશ વચનો તેજ વેદાગમોરૂપ હોવાથી તેઓને અન્ય શાસ્ત્રોના અવલંબનની જરૂર રહેતી નથી, તોપણ અન્યશાસ્ત્રોનો તેઓ સ્યાદ્વાદનયદૃષ્ટિએ સમ્યગ્ અર્થ કરી શકે છે. શ્રી સર્વજ્ઞમહાવીરદેવનાં ઉપદેશવચનો પ્રમાણે વર્તવાનો મુખ્ય ઉદ્દેશ ખરેખર આત્માની પૂર્ણશુદ્ધિ કરવાને માટે છે અને આત્માને પરમાત્મા પૂર્ણ જ્ઞાનાનન્દમય કરવા માટે છે અને તે પ્રાપ્ત કરવાનો માર્ગ શ્રી મહાવીરદેવે સ્પષ્ટપણે દર્શાવ્યો છે, એમ જૈનશાસ્ત્રોના વાચકો જાણ્યા વિના રહેશે નહીં. પ્રભુમહાવીરદેવે સર્વજ્ઞદૃષ્ટિએ પ્રરૂપેલા સાતનયોની અપેક્ષાએ વેદોની શ્રુતિયો અને ઉપનિષદોના સાપેક્ષ અર્થો

જો હિંદુઓ આર્યો સમજે તો તેઓ અનેકદર્શનમતભેદે જે દેશની ધર્મની અને આત્માની અવનતિ કરે છે તે કરી શકે નહીં અને બુદ્ધિપૂર્વક મધ્યસ્થદૃષ્ટિથી વર્તીને સર્વવિશ્વનું પ્રગતિસુખકારક ઐક્ય સાધી શકે. સર્વજ્ઞકથિતસ્યાદ્વાદનયદૃષ્ટિને ધ્યાનમાં રાખીને ઉપનિષદોનો અર્થ કરવામાં આવે તો વૈદિકહિંદુઓને તે તરફનું જાણવાનું મળી શકે તથા જૈનોને પણ તે ઉપનિષદાદિનો સમ્યગ્ અર્થ કેવો છે તે જાણવાનો લાભ મળી શકે. તેમાટે મારા મનમાં પ્રથમ ભગવદ્ગીતાનો સમ્યગ્ જૈનદૃષ્ટિએ ભાવાર્થ લખવાનો વિચાર ઉઠયો પણ તે પહેલાં ઉપનિષદો કે જે વેદશ્રુતિયો છે તેનો સાપેક્ષનયોએ સમ્યગ્ અર્થ કરવા વિચાર થયો. દશઉપનિષદો પૈકી ઈશાવાસ્યોપનિષદ્નો અર્થ લખવા પ્રારંભ કર્યો. વિ. સં. ૧૯૭૮ નું ચોમાસું મેસાણામાં સંઘના આગ્રહથી કરવામાં આવ્યું. ત્યાં ઇશાવાસ્યોપનિષદ્નો અર્થ ચોમાસું પૂર્ણ થયા બાદ માગશર સુદિ એકમથી લખવા પ્રારંભ કર્યો. મેસાણાથી માગશરવદિ બીજે વિહાર કરી ખેરવા, સાંગલપુર, લાંધણજ, વડસમા, ખોરજ, વડુ થઈ પાનસર મુકામ કર્યો. ત્યાંથી કલોલ, શેરીસા થૈ વિ. સં. ૧૯૭૯ માં માગશર વદિપાંચમે કણબીના ઘરમાંથી ખોદતાં નીકળેલ શ્રી શાંતિનાથની પ્રતિમાનાં દર્શન કરવા સંઘપૂર્વક માગશર વદિતેરશે વામજ ગયા અને પ્રતિમાનાં દર્શન કર્યા ત્યાંથી આદ્રજ, સાંથળ થૈ ગોધાવી ગામમાં પોષસુદિ એકમે પ્રવેશ કર્યો ત્યાંથી પોષસુદિઆઠમે સાણંદમાં પ્રવેશ કર્યો. સાણંદમાં માઘસુદિપાંચમે શ્રી પદ્મપ્રભુજિનેશ્વરની પ્રતિષ્ઠા કરી. પોષવદિ અમાવાસ્યાએ ઈશાવાસ્યોપનિષદ્નો ભાવાર્થ લખી પૂરો કર્યો અને પ્રજાહિતાર્થ મુદ્રાલય પ્રેસમાં માઘવદિમાં છાપવા માટે આપ્યો. વિ. સં. ૧૯૮૦ ના માગશર માસમાં ઈશાવાસ્યોપનિષદ્નો ભાવાર્થ પૂર્ણ છપાઈ ગયો. પ્રેસવાળાની તાકીદથી ઈશાવાસ્યોપનિષદ્ની પ્રસ્તાવના લખવી શરૂ કરી છે. ભણ્યો ભૂલે અને તારો ડૂબે એ

નિયમ પ્રમાણે સાતનયોની અપેક્ષા ધ્યાનમાં રાખીને ભાવાર્થ લખતાં સર્વજ્ઞ વીતરાગદેવની આજ્ઞાથી જે કંઈ વિરૂદ્ધ ઉત્સૂત્ર દોષમય લખાયું હોય તો તેની માફી માગું છું, અને ગીતાર્થોને વિનંતિ કરૂં છું કે તેઓ કૃપા કરીને અર્થોને સુધારે. મારા લખવાના આશયને ગીતાર્થો નીગમને ધ્યાનમાં રાખીને અનેકનયોની અપેક્ષાએ તેનો ભાવ વિચારશે તો તેઓ સમ્યગ્અર્થ સમજી શકશે. જેઓ ગીતાર્થની નિશ્રાએ રહીને તેઓની પાસે ગુરૂગમપૂર્વક ઇશાવાસ્યોપનિષદ્ ભાવાર્થ વાંચશે તેઓ ભાવાર્થને પચાવી શકશે અને તેથી આત્માની શુદ્ધિ કરી શકશે. જ્ઞાનીગુરૂઓની જેઓનાપર કૃપા ઉતરશે તેઓ ઇશાવાસ્યોપનિષદ્ભાવાર્થનું સમ્યગજ્ઞાન પ્રાપ્ત કરી શકશે. જ્ઞાનીગુરૂનું શરણ સ્વીકારીને તેમની આજ્ઞાનુસાર વાચનાદિ પ્રવૃત્તિ કરવી. વેદો અને ઉપનિષદો અમુક હિંદુ ધર્મનું પ્રતિપાદન કરે છે એવો નિયમ નથી. વેદો અને ઉપનિષદોના આધારે આત્મા, પુનર્જન્મ, પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક, મોક્ષ વગેરેની સિદ્ધિ થાય છે. જગત્કર્તા ઈશ્વર છે એમ પણ સિદ્ધ થાય છે અને જગત્કર્તા ઈશ્વર નથી પણ તટસ્થ સાક્ષીરૂપ પરમાત્મા છે એવું પણ સિદ્ધ થાય છે. હિંસકયજ્ઞ કરવાની વૃત્તિવાળાઓ વેદોમાંથી હિંસા યજ્ઞ છે એવું સિદ્ધ કરી શકશે અને અહિંસક યજ્ઞની માન્યતાવાળાઓ આર્યસમાજીઓ વગેરે વેદોમાં હિંસા યજ્ઞનું વિધાન નથી એવું પણ સિદ્ધ કરી શકે છે. જૈમિની વગેરે વેદોના કર્તા ઈશ્વર તથા ઋષિયો નથી એવું સિદ્ધ કરે છે અને આર્યસમાજીઓ વેદોના કર્ત્તા તરીકે ઋષિયોને જણાવે છે. જૈનો આર્યચાર વેદો હતા એમ માને છે પણ તેમાંની ઘણી ખરી શ્રુતિયો નષ્ટ થઈ ગઈ એમ સ્વીકારે છે અને કેવલજ્ઞાની સર્વજ્ઞ મહાવીરપ્રભુએ સર્વજગત્‌ને યથાતથ્ય સત્ય દેખ્યું અને સત્ય ધર્મનો પ્રકાશ કર્યો તેજ સત્ય જૈનધર્મ છે એવા જૈનધર્મનાં તેમનાં પ્રરૂપેલાં શાસ્ત્રોને તેઓ વેદો અને ઉપનિષદો કરતાં

અનંતગુણ સત્ય માને છે, તેથી તેઓને વેદો ઉપનિષદો અને પુરાણોને માનવાની જરૂર નથી એમ માને છે છતાં જૈનશાસ્ત્રાના તત્ત્વોના અનુસારે વેદો અને ઉપનિષદોમાંથી જે કંઈ તત્ત્વો મળતાં આવે છે એવાં તત્ત્વોને સાતનયોની અપેક્ષાએ સ્વીકારીને એ પણ સર્વજ્ઞકથિત વચનો છે એમ અપેક્ષાએ માની સમ્યગ્દૃષ્ટિજ્ઞાનીઓ વેદો ઉપનિષદો અને પુરાણોના તત્ત્વોને આધ્યાત્મિક દૃષ્ટિએ આત્મામાં ઉતારીને તેતે વેદાદિકશાસ્ત્રોને અપેક્ષાએ પોતાનાં કરવા સમર્થ બને છે એટલુંજ નહી પરંતુ કુરાન, બાઇબલ અને બૌદ્ધ શાસ્ત્રોને પણ સમ્યગ્દૃષ્ટિએ આત્મામાં આધ્યાત્મિકઅર્થ કરી ઉતારી શકે છે, તેથી ગીતાર્થજ્ઞાનીસમ્યગ્દૃષ્ટિજૈનોને સઘળું વિશ્વ અને તેમાં પ્રવર્તિત સર્વદર્શનધર્મો પણ અભેદભાવે આત્મામાં સવળાં પરિણમે છે અને મિથ્યાત્વ દૃષ્ટિનો નાશ કરવા સમર્થ થાય છે. સમ્યગ્ દૃષ્ટિજ્ઞાની ગીતાર્થો કે જેઓ સાતનયોની અપેક્ષાઓએ વેદો, ઉપનિષદો, બાઇબલ, કુરાણ, પુરાણ વગેરેમાં કથેલી તાત્ત્વિક તથા આલંકારિકબાબતોને આત્મદૃષ્ટિમય જૈન દર્શનમાં ઘટાવી શકે છે તેઓને તે વેદો, ઉપનિષદો, બ્રહ્મસૂત્ર, ગીતા વગેરેપર સાપેક્ષ સ્યાદ્વાદનયોવડે વિવેચન કરવાનો અધિકાર છે અને બાકીનાઓ કે જેઓને એવી જ્ઞાનદૃષ્ટિ પ્રાપ્ત થઇ નથી તેઓને તો શ્રી સર્વજ્ઞનાં આગમો ગ્રન્થો તથા અન્યદર્શનીય ગ્રન્થો કે જેઓ પર સાપેક્ષ અધ્યાત્મજ્ઞાનદૃષ્ટિએ ગીતાર્થોએ ટીકાઓ કરી હોય છે તેઓને વાંચવાનો અધિકાર છે અને ગીતાર્થજ્ઞાની ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવાનો અધિકાર છે કે જેથી સમ્યગ્દૃષ્ટિની પ્રાપ્તિ પૂર્વક સર્વસંશયરહિત આત્મા શુદ્ધચરિત્રદશાવડે કેવલજ્ઞાન પ્રગટાવીને પરમાત્મા બની શકે. માટે તત્કથિતવિચારોને સાપેક્ષ અનુભવદૃષ્ટિએ વિચારવાની જરૂર છે એક વખત મારા મનમાં એવો વિચાર થયો હતો કે મૂલચારવેદની શ્રુતિયો તથા દશ

ઉપનિષદો તથા બ્રહ્મસૂત્ર અને ભગવદ્ગીતાના ઉપર સર્વજ્ઞ મહાવીર દેવના સિદ્ધાંતાનુસાર સ્યાદ્વાદટીકાઓ રચવી. પરંતુ શરીર અશક્તિ, નિમિત્ત સામગ્રી, આજુબાજુની પરિસ્થિતિ સાનુકુલ ન હોવાથી એ દિશામાં વિશેષ પ્રયાસ થયો નથી. પરંતુ તેમાં ઇશાવાસ્યોપનિષદ્ભાવાર્થરચનારૂપ યત્કિંચિત્ આત્મપ્રયાસ હાલતો થયો છે. ભવિષ્યમાં સ્ફુરણા કાયમ રહેશે અને યોગ્યસામગ્રી પ્રાપ્ત થશે તો કંઈક પ્રયાસ થશે નહીં તો આટલા પ્રયાસથી વાચકો સંતોષ પામે એમ નિવેદવામાં આવે છે. આવું એક પુસ્તક હોય વા હજારો પુસ્તકો હોય અને હજારો આવાં રચાય તો પણ તે સર્વનો એજ સાર છે કે આત્માને જાણવો અને આત્માની પૂર્ણશુદ્ધિ કરી પરમાત્મપદ પ્રાપ્ત કરવું. આત્મા જાણ્યો એટલે સર્વ જાણ્યું. આત્માને જાણવામાટે સર્વશાસ્ત્રો છે એમ મુખ્ય ઉદ્દેશ સમજવો. જૈનશાસ્ત્રોના વાચન શ્રવણ મનન નિદિધ્યાસનથી મ્હને આત્માનું સમ્યક્ સ્વરૂપ સમજાયું અને તેથી વેદો ઉપનિષદાદિ અન્ય શાસ્ત્રોમાંથી સ્યાદ્વાદદૃષ્ટિએ સાપેક્ષ સત્યબ્રહ્મના વિચારો ગ્રહાયા અને તેથી શબ્દશાસ્ત્રોની મદદથી આત્માને આત્મસ્વરૂપે અનુભવ્યો. પ્રભુ સર્વજ્ઞ શ્રીમહાવીરનાં વચનામૃતોનું પાન કર્યાથી દેહમાંથી મોહભાવે મરતાં આત્મદશાભાવે દેહમાં જીવવાનો પુરૂષાર્થ થયો અને થશે. પ્રભુ મહાવીરદેવ અને સદ્ગુરૂ તથા જૈનશાસ્ત્રોનો જેટલો ઉપકાર માનું તેટલો ન્યૂન છે. આખી દુનિયાના જીવોને આત્મભાવે અમૃત—અમર કરવાને સર્વજ્ઞમહાવીરદેવનાં વચનો અનંતગુણાં સમર્થ છે. જૈનશાસ્ત્રોમાં આધ્યાત્મિકજ્ઞાન સાગરસમાન વિશાલ ગંભીર છે તે જ્ઞાનસાગરમાં ડૂબકી મારતાં આત્માના જ્ઞાનાનંદાદિ ગુણોરૂપી મૌક્તિકોની પ્રાપ્તિ થાય છે. ગુરૂકૃપાએ જૈનશાસ્ત્રોનું મૂળ રહસ્ય સમજાયું, તેથી અન્યદર્શન ધર્મશાસ્ત્રોમાંથી પણ સમ્યગ્દૃષ્ટિ બલે સત્ય અવલોકવાની શક્તિ પ્રગટી અને દર્શન મત—પંથ

ધર્મકદાગ્રહમિથ્યાવૃત્તિનો નાશ થયો અને આત્મા સ્વસ્વરૂપે સમજાયો અને ધ્યાનસમાધિ શુદ્ધોપયોગબળે આત્મસ્વરૂપે આત્મા અનુભવાયો. પ્રગટ જ્ઞાનાનંદાનુભવરસ તેજ આત્મરસ છે અને તેજ પ્રભુદર્શન તથા પ્રભુપ્રાપ્તિ છે અને એવી પ્રભુપ્રાપ્તિ થઈ એમ હૃદયમાં અનુભવાયું. સર્વજાતીયધાર્મિકાદિ શાસ્ત્રોપર થતી શુભાશુભવૃત્તિ પણ હઠી અને શાસ્ત્રવાસનાના ત્યાગની સાથે સત્યનો વિશેષ પ્રકાશ થવા લાગ્યો, અને સર્વ વિશ્વવર્તિ દર્શન મતપંથી ધર્મીઓપર સમભાવ પ્રગટવા લાગ્યો એમ કરતાં કરતાં આત્મામાંજ આત્મોપયોગે રહીને સાક્ષીભાવે કર્તવ્યરૂપે વા કંઈ પ્રારબ્ધયોગે પ્રવૃત્તિ થાય છે અને થશે અને ઔદયિકવૃત્તિયોનો ઉપશમાદિભાવ થયો અને થશે. એ માર્ગે દુનિયાના લોકો આવે અને સર્વપ્રકારના દુઃખોમાંથી મુક્ત થાય એવા હેતુથી મનવાણીકાયાનો આવાં પુસ્તકો લખવામાં ઉપયોગ કરાય છે અને તેમાં પણ નિરાસક્તિભાવનો ઉપયોગ વર્તે છે છતાં નામરૂપમોહાવરણ પ્રગટે છે તે તેનો નાશ કરવા તુર્ત આત્મશુદ્ધોપયોગ ઝળકે છે. આત્માના શુદ્ધોપયોગ માટે અસ્મત્કૃત શુદ્ધોપયોગ નામનો ગ્રન્થ વાંચવો, સાંભળવો, વિચારવો. જગત્માં થતા શુભાશુભ વિચારો ગ્રહવા નહીં. તેના ગ્રહણત્યાગથી વિમુખ તથા સાક્ષીદૃષ્ટા તરીકે રહી આત્માના ઉપયોગમાં સ્થિર થઇ જવું તેજ શુદ્ધરાજયોગની સમાધિ છે, એવી સમાધ છે તે ક્ષયોપશમભાવે અસંખ્યવાર આવે છે અને પાછી જાય છે તેવી શુદ્ધસમાધિનો વારંવાર અનુભવ કરીને આત્માનંદરસ ચાખ્યો છે તેથી આત્મદર્શન અર્થાત્ પ્રભુદર્શન અને ક્ષયોપશમભાવે પ્રભુની પ્રાપ્તિ થઇ છે અને ક્ષાયિકભાવે આત્મપ્રભુ પ્રગટાવવાની અર્થાત્ પ્રભુરૂપ થવાનું કાર્ય બાકી છે. આત્મારૂપ પ્રભુ છે અને તે અનુભવાય છે એવું સત્ય છે તે દુનિયામાં લોકોની આગળ જાહેર કરવાથી જડવાદીનાસ્તિક લોકો પણ આત્મબ્રહ્મનું અસ્તિત્વ સ્વીકારે અને તે

માર્ગે વળે તે માટે આત્મપ્રભુદર્શન ઈત્યાદિ વાક્યો જાહેર કરવાની જરૂર પડી છે તેમાં ગર્વદંભની ગંધથી કંઈ લખાયું નથી એમ સત્ય ભાવે લોકોની આગળ જાહેર કરવામાં આવે છે અને જેઓ આવા અધ્યાત્મજ્ઞાનના માર્ગમાં વળશે તેઓ પ્રભુ દર્શનની ઝાંખી પ્રાપ્ત કરી શકશે. શ્રદ્ધા અને પ્રેમથી આત્માભિમુખ થવાથી આત્માજ આત્માનાં દર્શન કરે છે અને આત્માજ આપોઆપ વ્યક્ત પ્રભુ—પરમાત્મા બની શકે છે અને તે દેહમાં રહ્યો છતાં સર્વવિશ્વની સાથે આત્મૈક્યસમભાવે વર્તે છે, તે જન્મ જરા મરણથી મુક્ત થાય છે. દેહમાં રહેલ આત્માને શુદ્ધ કરવો એમ વિશ્વવર્તિસર્વધર્મવાળાઓ અનેક દૃષ્ટિબિંદુઓથી માને છે. રજોગુણ તમોગુણ અને સત્ત્વગુણ આવરણથી મુક્ત થનાર આત્મા તેજ વિશુદ્ધાત્મા ત્રિગુણાતીત આત્મા સિદ્ધ—પરમાત્મા છે એમ હિંદુશાસ્ત્રો વેદો વગેરેને માનવાવાળા હિંદુઓ સ્વીકારે છે અને અષ્ટકર્માવરણથી મુક્ત થનાર આત્મા તેજ પરમાત્મા શુદ્ધાત્મા થાય છે એમ આર્યજૈનો જૈનશાસ્ત્રોના આધારે સ્વીકારે છે અને તેવી દશા પ્રાપ્ત કરવા પુરૂષાર્થ કરે છે. આત્માની શુદ્ધિ કરવામાટે યોગના આઠે અંગના અભ્યાસને વૈદિક હિંદુઓ અને આર્યજૈનહિંદુઓ સ્વીકારે છે. જગત્ અનાદિ અનંત છે તથા ઇશ્વર તથા જીવો અનાદિ અનંત છે. કર્મઅનાદિ અનંત છે એમ વૈદિક હિંદુઓ તથા આર્યજૈનો અમુક અપેક્ષાએ માને છે માટે બન્ને નિકટ એકાત્મ સંબંધી છે. વૈદિક હિંદુઓ તથા આર્યજૈનો બન્ને રાગદ્વેષના ક્ષયથી આત્માની મુક્તિ માને છે અને ચોરાશીલાખ જીવયોનિને બન્ને સ્વીકારે છે, તથા પુનર્જન્મના સિદ્ધાંતને બન્ને એક સરખા સ્વીકારે છે. બન્ને આત્મામાં મુક્તિ—વૈકુંઠ માને છે, બન્ને રાગદ્વેશમોહના ક્ષયથી મુક્તિ માને છે, બન્ને ગૃહસ્થાશ્રમ અને ત્યાગશ્રમને માને છે. રાગદ્વેષની સાથે આત્માનો સંબંધ છે ત્યાં સુધી દ્વૈત છે અને રાગદ્વેષરહિત આત્માજ પોતાના

સ્વરૂપે અદ્વૈતરૂપ થાય છે એમ અપેક્ષાએ જૈનતત્ત્વદૃષ્ટિ છે. બૌદ્ધધર્મમાંથી જૈનધર્મ નીકળ્યો નથી. વૈદિક હિંદુઓ અને જૈન-હિંદુઓ કથંચિત્ બાહ્યથી ભિન્નકર્મમંત્રાદિકથી કે સોળસંસ્કારને સ્વીકારે છે. વૈદિકપૌરાણિકહિંદુઓ અને આર્ય જૈનહિંદુઓ બન્ને રામ અને કૃષ્ણ, હનુમાન્, દેવીઓ, નવગ્રહો, દશ દિક્પાલ, જ્યોતિષશાસ્ત્ર વગેરે કથંચિત્ સામાન્યભાવે એક સરખું માને છે. જૈનતત્ત્વદર્શન છે તે અનાદિઅનંત છે અને તે સર્વદર્શનોથી અલગ દર્શન છે. વૈદિકહિંદુઓના ધર્મ કરતાં જૈનધર્મ પ્રાચીન છે અર્થાત્ જૈનધર્મ તત્ત્વજ્ઞાન તથા વૈદિકતત્ત્વજ્ઞાન અનાદિથી છે. કોઇનામાંથી કોઈ નીકળ્યું નથી. બન્ને તે આત્માના જ્ઞાનમાંથી અમુક દશાએ પ્રગટે છે અને તે આત્મામાં એકભાવે અંતર્ભાવપામે છે, આત્મા જ્ઞાનમય છે અને તે અનાદિ છે અને તેમાંથી પ્રગટ થનાર ધર્મો પણ સત્તાની અપેક્ષાએ અનાદિથી છે અને અનંતકાલ પર્યંત વર્તશે. અમુકશાસ્ત્રો પ્રાચીન છે અને અમુકશાસ્ત્રો અર્વાચીન છે એમ માનવું તે અજ્ઞાન છે. વેદધર્મવાળાઓ વેદોને પ્રાચીન ગણે છે પણ તેમાં જૈનતત્ત્વજ્ઞાન છે અને તે પ્રાચીન જૈનશાસ્ત્રો કે જે નષ્ટ થયાં તેઓમાંનું અમુકાપેક્ષાએ છે. દરેક તીર્થંકરનું જ્ઞાન તે વેદ છે. એક તીર્થંકર પછી બીજા તીર્થંકર થાય છે, એટલે પહેલા તીર્થંકરનું તત્ત્વજ્ઞાન અને શાસ્ત્રો છે તે વર્તમાનમાં વર્તનાર તીર્થંકરના ઉપદેશરૂપે પ્રસિદ્ધ થાય છે તેથી તે અપેક્ષાએ વેદોની અપેક્ષાએ જૈનતત્ત્વજ્ઞાનધર્મ ઘણો પ્રાચીન છે એમ કહેવામાં વાંધો આવતો નથી. આત્મામાંજ જૈનધર્મ છે માટે આત્મા અનાદિકાલીન હોવાથી જૈનધર્મ પણ સત્તાએ અનાદિકાલથી છે અને વેદાંતાદિકતત્ત્વજ્ઞાન પણ આત્માનું અમુકજ્ઞાનકિરણ હોવાથી અનાદિકાલથી છે. એકેક દૃષ્ટિથી પ્રગટેલાં દર્શનોના વિચારો તો અનાદિકાલથી છે, ફક્ત અમુક મનુષ્યદ્વારા તે વિશેષપ્રકાશિત થવાથી અમુકમનુષ્યથી અમુક

મત પન્થ પ્રગટયો એમ અપેક્ષાએ કહેવાય છે. અમુક શાસ્ત્રો તથા અમુકવેદો પહેલાં અમુક ધર્મ નહોતો એમ એકાંતે કથી શકાય નહીં. કારણ કે અમુક શાસ્ત્રો અને વેદો પૂર્વે પણ બીજી રીતે અનાદિકાલથી તે તે દર્શન ધર્મના વિચારોનું અસ્તિત્વ હતું, એમ જ્યારે સમજવામાં આવે છે ત્યારે અમુકદર્શન તથા અમુકધર્મ પૂર્વે હતો અને અમુકદર્શનધર્મ પાછળથી થયો એમ હઠ કદાગ્રહથી સિદ્ધ કરવા મોહ થાય નહીં. અને તે સંબંધી મિથ્યા બુદ્ધિ રહે નહિં. આત્માના જ્ઞાનનાં અસંખ્ય કિરણો પૈકી અમુક સંખ્યાવાળાં કિરણો તે મતદર્શન પંથ છે અને જ્ઞાનનાં અનંત-કિરણો તે સર્વે અપેક્ષાએ સત્ય છે એવું સમજવું અને તેની શ્રદ્ધા કરી યથાશક્તિ આત્માની શુદ્ધિ કરવા પ્રવર્તવું તેજ મહા-વીરદેવના ઉપદેશનું મૂળ સત્ય રહસ્ય છે અને એજ અનેકાન્ત સ્યાદ્વાદદૃષ્ટિવાળું જૈનધર્મનું સત્ય રહસ્ય છે દૃષ્ટિયોની સર્વ સાપેક્ષ બાજુઓને એકઠી કરવાની સત્ય કુંચી તો જૈનશાસ્ત્રોમાંથી સાતનયોની સાપેક્ષજ્ઞાન પ્રાપ્ત કરવાથી પ્રાપ્ત થાય છે. શ્રીમદ્ આનંદ-ઘનજીએ એવી જ્ઞાનકુંચી પ્રાપ્ત કરીને તથા સર્વયોગનાં શાસ્રોનું અધ્યયન કરીને યોગાભ્યાસ કરીને અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું એવા જૈનજ્ઞાનથી સર્વપ્રકારની શ્રુતિયોનું સાપેક્ષજ્ઞાન કરી શકાય છે. નંદિસૂત્રમાં એવા હેતુથી સમ્યગ્ દૃષ્ટિને અન્યમિથ્યાત્વસંબંધી તથા દર્શનસંબંધી શાસ્ત્રો પણ સમ્યકત્વરૂપે પરિણમે છે અને અજ્ઞાનીને સમ્યગ્શાસ્ત્રો પણ મિથ્યાત્વરૂપે પરિણમે છે એમ દર્શાવ્યું છે. શ્રીમદ્ યશોવિજયજીઉપાધ્યાએ સ્વરચિતગ્રન્થોમાં સર્વ દર્શનો કયા કયા નયથી પ્રગટયાં છે તે જણાવ્યું છે અને એ સર્વનયોનીસાપેક્ષમાન્યતાને અંશે અંશે અપેક્ષાએ સત્ય સ્વીકારવી તે જૈનદર્શન છે એમ જણાવ્યું છે, આત્માના મતિશ્રુતજ્ઞાનના સમ્યગ્ મિથ્યાપર્યાયોરૂપ સર્વ વિશ્વસ્થવર્તિસર્વધર્મમતદર્શનપંથ

વગેરેના વિચારો છે તે આત્મામાંથી પ્રગટે છે અને આત્મામાં તેઓની સ્થિતિ હોવાથી આત્મામાં સર્વ દર્શન મતપન્થો જાણીને આત્માની શુદ્ધિ કરવા માટે રાગદ્વેષનો ક્ષય કરવો. જેમ જેમ રાગદ્વેષનો ક્ષય થશે તેમ તેમ અશુદ્ધવિચારો ટળશે અને એકદેશીયમતપન્થધર્મોની માન્યતાના વિચારો પણ ટળી જશે અને વિશુદ્ધજ્ઞાન થતાં આત્માના અભેદભાવનો અનુભવ વૃદ્ધિ પામશે. પૂર્ણ વીતરાગ દશા થતાં આત્માનું પૂર્ણજ્ઞાન પ્રગટે છે અને આત્મા નિરાવરણ થવાથી સત્યનો પૂર્ણ ખ્યાલ આવે છે. કેવલજ્ઞાનવડે પૂર્ણ સત્ય દેખાય છે અને તે પ્રરૂપાય છે એવી પરમાત્મદશામાં સર્વજ્ઞ મહાવીર પરમાત્માએ આત્મા, કર્મઆદિ તત્ત્વોનું સત્ય સ્વરૂપ પ્રકાશ્યું છે. જ્ઞાનપૂર્વક તથા સમાધિપૂર્વક પક્ષપાત રહિતદૃષ્ટિએ સર્વદર્શન ધર્મો તથા સર્વ દર્શન ધર્મ શાસ્ત્રોનું ઘણું ઘણું ચિંતવન કર્યું છે તેમાં જૈનદર્શન અને જૈનધર્મનું સત્ય રહસ્ય ઘણું અનુભવાયું છે અને તેથી અન્યધર્મ શાસ્ત્રોનું સમ્યગ્ રહસ્ય મ્હને આત્મામાં સમ્યક્ તરીકે પરિણમ્યું છે અને તેથી અન્યધર્મ દર્શનશાસ્ત્રોમાંના સત્યને કથું છું અને લખું છું અને તે, જૈનસ્યાદ્વાદશ્રુતજ્ઞાનમાં અંતર્ભાવ પામે છે એમ જણાવું છું. જૈનદર્શનમાં ચતુર્દશગુણસ્થાનક, આઠ કર્મ અને સાતનયોનું જે સ્વરૂપ પ્રકાશ્યું છે તેના પ્રકાશક સર્વજ્ઞ હોવા જોઇએ એમ કર્માદિનું સ્વરૂપજ્ઞાતા તરીકે હું કથું છું. અમુક દર્શનધર્મમાં મ્હને પક્ષપાત રહ્યો નથી પણ જે સત્ય લાગ્યું તે વીતરાગભાવે દુનિયાના લોકોને જણાવું છું. દુનિયાનાં સર્વ દર્શનમતધર્મશાસ્ત્રો ઘણાં ખરાં મેં અવલોકયાં છે અને તે યોગ દૃષ્ટિએ તથા અધ્યાત્મજ્ઞાનદૃષ્ટિએ અનુભવ્યાં છે તેમાં મોક્ષ માર્ગની પ્રાપ્તિ માટે અને તત્ત્વોની યથાર્થતામાટે જૈનદર્શનધર્મ પ્રથમ નંબરે આવે છે તેમાં અધ્યાત્મજ્ઞાન તથા યોગજ્ઞાન છે, વેદો અને ઉપનિષદો પણ જૈનધર્મતત્ત્વ દર્શનને પુષ્ટિ આપે છે અને જૈનધર્મ

આર્યજૈન હિંદુધર્મ છે અને તે તીર્થંકરો ઋષીશ્વર ગણધરો તત્ત્વોનું પરિપૂર્ણજ્ઞાન કરીને ગીતાર્થોએ વેદો અને ઉપનિષદો વગેરે શાસ્ત્રોનું અધ્યાત્મિકસાપેક્ષજ્ઞાન પ્રાપ્ત કરવું કે જેથી આર્ય હિંદુઓને સત્યજ્ઞાનનો લાભ આપી શકાય. વૈદિકપૌરાણિક હિંદુઓએ જૈનશાસ્ત્રોના તત્ત્વજ્ઞાનનો ઉંડા ઉતરીને સૂક્ષ્મદૃષ્ટિથી તથા મધ્યસ્થભાવથી અભ્યાસ કરવો એટલે તેઓને પરિપૂર્ણ સત્યજ્ઞાન મેળવવામાં નયોની અપેક્ષાવાળું જ્ઞાન ઘણું સહાયક થશે, અને તેથી વૈદિક પૌરાણિક આર્યહિંદુઓ અને આર્યજૈનો પરસ્પર આત્મનિકટતાને અને અભેદ એકતાને આત્મામાં અનુભવી બાહ્યમાં સમષ્ટિસંધની એકતામાં સહકારી બની પ્રવર્તી શકશે અને તેઓ બન્ને બૌદ્ધ, મુસલ્માન, ખ્રીસ્તિ ધર્મનાં તત્ત્વોને પણ અધ્યાત્મદૃષ્ટિએ આત્મામાં ઘટાવીને ખ્રીસ્તિયો વગેરેને આત્મજ્ઞાનના મૂળ માર્ગ તરફ લાવીને તેઓને પોતાનો રંગ દેઇ આત્મબંધુઓ પ્રભુભક્તો બનાવીને વિશ્વમાં શાંતિ સુખનો પ્રકાશ પ્રચારશે. મેં આવી દૃષ્ટિથી ઈશાવાસ્યોપનિષદ્‌નું સાપેક્ષનયજ્ઞાનથી વિવેચન કરીને પરસ્પર એક બીજાને સાપેક્ષનયજ્ઞાનથી આત્મજ્ઞાન તરફ પ્રવૃત્તિ કરાવવા અને આત્માની શાંતિ તરફ વાળવા પ્રયત્ન કર્યો છે એમ સુજ્ઞ મધ્યસ્થ આત્મજ્ઞાનરૂચિવાળાવાચકો સમજી શકશે અને તેઓ આત્મામાં ઉંડા ઉતરી મોક્ષ પ્રાપ્ત કરવા જ્ઞાનધ્યાન સમાધિથી વર્તશે એમ ઈચ્છાયછે. પ્રાચીનઋષીયોનું સત્યજ્ઞાન પ્રાપ્ત કરવા માટે મૂળ સૂક્ત સૂત્ર ઉપર સમ્યગ્બુદ્ધિથી ધ્યાન ધરી વિચાર કરવો જોઈએ એમ કરવાથી સત્યની પરસ્પર સંબંધવાળી વિચાર સાંકળો વડે સમ્યગ્જ્ઞાનનો અનુભવ પ્રાપ્ત કરી શકાય છે. સાતનયોની અપેક્ષાએ દરેક બાબતનું જ્ઞાન કરવાથી મૂલતત્ત્વનું સત્યજ્ઞાન થાય છે એવી સાતનયોની અપેક્ષાએ મેં ચાર મૂળવેદો, દશઉપનિષદો, ગીતાઓ સૂત્રો તથા પુરાણોને વાંચી અધ્યાત્મજ્ઞાનદૃષ્ટિએ આત્મામાં ઘટાવ્યાં

છે. તે સર્વનો પ્રકાશ કરવામાં ઘણો વખત લાગે અને સહાયક સામગ્રી વિના તેનો સંપૂર્ણ પ્રકાશ થાય નહિં એવી ઉચ્ચજ્ઞાન શ્રેણિના સમજનારા ભક્ત શિષ્યો પણ મળવા દુર્લભ છે તેથી યથા-શક્તિ હાલ તો આટલોજ પ્રયત્ન કર્યો છે અને ભવ્યજીવોની સેવા ભક્તિ કરવામાં યથાશક્તિ ભાવાર્થ લખ્યો છે. વ્યવહારનય અને નિશ્ચયનય ગર્ભિત શ્રુતજ્ઞાનવડે ભવ્યજીવો આત્માની શુદ્ધિ કરે છે. ભક્તિ, ઉપાસના, અને ક્રિયાયોગ જે પરમાત્મપદની પ્રાપ્તિ માટે કરાય છે તેમાં વ્યવહારનયની મુખ્યતા છે અને જ્ઞાનયોગમાં નિશ્ચય નયની મુખ્યતા છે. વ્યવહારનય કારણ છે અને નિશ્ચયનયકાર્યરૂપ છે. કારણ તે દ્રવ્ય છે અને કાર્ય તે ભાવ છે. કારણવડે કાર્યની સિદ્ધિ થાય છે. દેવગુરૂધર્મ અને સંઘાદિકની સેવાભક્તિ ઉપાસના તથા ધર્મપ્રવૃત્તિરૂપ વ્યવહારનયનો જો ઉચ્છેદ કરવામાં આવે છે તો તેથી તીર્થનો ઉચ્છેદ થાય છે અને તે માટે પૂર્વાચાર્યો જણાવે છે કે—**जइजिणमयं पवज्जह, ता मा ववहार निच्छए मुयह, ववहार-नओछेए, तिथ्थुच्छेओ जओ भणिओ ॥** જો જિનેશ્વરના મતને તું સ્વીકારે તો તું વ્યવહારનય અને નિશ્ચયનય એ બેમાંથી એકનો પણ ત્યાગ કરીશ નહીં. તેમાં પણ વ્યવહારનયનો ઉચ્છેદ કરે છ તે ભગવાનના તીર્થનો ઉચ્છેદ થાય છે એમ પ્રકાશ્યું છે, માટે વ્યવહાર નયનો ઉચ્છેદ કરવો નહીં, એકાંત શુષ્કજ્ઞાનીઓ વ્યવહારનય અને નિશ્ચયનયને જાણતા નથી. એકાંત ક્રિયાજડવાદીઓ છે તે વ્યવહા-રનય અને નિશ્ચયનયને જાણતા નથી.એકાંત વ્યવહારનયવાદીઓની આગળ નિશ્ચયનયની મહત્તા જણાવું છું અને એકાંત નિશ્ચયવાદીઓ બનીને જેઓ સ્વાધિકાર યોગ્ય ધર્મક્રિયા સેવાભક્તિ આદિને ત્યાગ કરનારાઓની આગળ વ્યવહારનયની ઉપયોગિતાનું વર્ણન કરી બન્નેના કદાગ્રહ ટાળવા માટે સદુપદેશ દ્વારા મારાથી પ્રવૃત્તિ થાય છે. વ્યવહારનય માતા છે અને નિશ્ચયનય પિતા છે, માતા અને

પિતા બન્નેના સંયોગથી જેમ સંતાનની ઉત્પત્તિ થાય છે તેમ વ્યવહારનય અને નિશ્ચયનય એ બે નયની માન્યતાની પ્રવૃત્તિને આદરવાથી આત્માની મુક્તિ થાય છે. વ્યવહારનય છે તે સેવા ભક્તિ ઉપાસનાકર્મયોગરૂપજે અને તે પૃથ્વીસમાન છે અને શુદ્ધજ્ઞાનરૂપ નિશ્ચયનય છે તે આકાશસમાન છે. વ્યવહારનય છે તે ચંદ્ર સમાન છે અને નિશ્ચયનય છે તે સૂર્યસમાન છે. બે નયની માન્યતાને સ્વીકારે તે જૈન સમ્યગ્દષ્ટિ છે અને બે નયમાંથી એકને માને છે અને એકને ઉત્થાપે છે, તે મિથ્યાદૃષ્ટિ અજ્ઞાની છે. નિશ્ચયનયની દૃષ્ટિને ચિત્તમાં ધારણ કરીને વ્યવહારે પ્રવૃત્તિ કરવી. વ્યવહારનયની પ્રાપ્તિ વિના કોઇ નિશ્ચયનયના જ્ઞાનને પામ્યો નથી અને પામશે નહીં. વ્યવહારનય છે તે અસંખ્યધર્મનિમિત્તસાધનરૂપ છે. ધર્મનાં કારણોનું અવલંબન તે વ્યવહાર છે. નિશ્ચયનયના જ્ઞાનથી આદર્શધ્યેયનું સમ્યગ્જ્ઞાન થાય છે અને તેથી વ્યવહારનયકથિત ધર્મસાધનનોને આદરવામાં સાપેક્ષબુદ્ધિ પ્રવર્તે છે અને ધર્મસાધનો-રૂપી નિમિત્તોમાં સ્વાધિકારે પ્રવર્તાય છે. અસ્મત્કૃતકર્મયોગ, સાબરમતીકાવ્ય અને ભારતસહકાર શિક્ષણ નામના ગ્રન્થો વાંચવાથી વ્યવહારનયકથિતધર્મક્રિયાકર્મ સેવાભક્તિઉપાસના આદિવ્યા-વહારિકધર્મયોગોમાં પ્રવૃત્તિ થાય છે અને તેથી હૃદયની શુદ્ધિ થતાં નિશ્ચયજ્ઞાન કે જે આત્મજ્ઞાન છે તે પ્રગટે છે. શુદ્ધોપયોગ નિશ્ચયજ્ઞાનને પામીને પણ સંતો વ્યવહારનયને સંઘસેવાર્થે સેવે છે. સર્વ વિશ્વસ્થજીવોને આત્મસમાન ગણવા અને તેઓના આત્માઓની શુદ્ધિમાટે જે જે પ્રવૃત્તિયો કરવી તે વ્યવહારનય છે. વ્યવહાર-નયવડે પ્રવર્તતા લોકો નિશ્ચયનયને પ્રાપ્ત કરી શકે છે. ગુરૂની સેવાભક્તિ કરવી, સ્વાધિકારે કર્તવ્યકાર્યો કરવાં તે વ્યવહાર છે એવા વ્યવહારનયની પ્રવૃત્તિને સર્વજ્ઞતીર્થંકરો પણ આદરે છે અને કેવલજ્ઞાન પામીને તેઓ વ્યવહારનયરૂપધર્મતીર્થરૂપ

ચતુર્વિધસંઘની સ્થાપના કરે છે. વ્યવહારનયથી સ્વાધિકારે પ્રવર્તવાથી આત્મજ્ઞાનીઓ પોતાની આત્મદશા પકવી શકે છે અને આત્મામાં જે જે દોષો રહ્યા હોય છે તેઓને જાણી શકે છે અને પશ્ચાત્ તેઓને હઠાવી શકે છે. આત્મજ્ઞાનની પ્રાપ્તિથી આત્મજ્ઞાનીઓ કર્તવ્યકર્મો કરે છે પણ તેમાં તેઓ નિર્લેપ રહે છે, તેમાં આત્મજ્ઞાનોપયોગ છે તેજ મુખ્ય કારણ છે. આત્મજ્ઞાન વિના વ્યવહારમાં નિર્લેપ રહી શકાતું નથી માટે નિશ્ચયનયકથિત આત્માની પ્રાપ્તિ કરવી. આત્મજ્ઞાનવિનાની ધર્મપ્રવૃત્તિ તે અન્ધ પ્રવૃત્તિ સમાન છે અને ધર્મપ્રવૃત્તિરૂપ કર્મયોગવિનાનું એકલું જ્ઞાન છે તે પંગુ સમાન છે. બેના સંયોગથી મોક્ષરૂપ સિદ્ધિ થાય છે. ઉપદેશ દેવો, પુસ્તકો લખવાં, ધારણા ધ્યાન સમાધિની આરાધના કરવી તે વ્યવહાર છે. મનવાણી કાયાની સત્‌ધર્મ પ્રવૃત્તિ છે તે ધર્મ વ્યવહાર છે અને અસત્ પાપપ્રવૃત્તિ છે તે અધર્મવ્યવહારનય છે. સર્વ પ્રકારના કર્મથી વિમુક્ત થવું તે મોક્ષ છે. સર્વદર્શનોનું જ્ઞાન કરીને આત્માની શુદ્ધિ કરી મોક્ષની પ્રાપ્તિ કરવી, સર્વ દર્શનોનું મધ્યસ્થદૃષ્ટિથી જ્ઞાન કરવું અને સર્વદર્શનોમાંથી સાપેક્ષજ્ઞાનયદૃષ્ટિથી સત્યધર્માંશોનું ગ્રહણ કરવું અને કોઈ દર્શન-વાળાપર દ્વેષભાવ ભેદભાવ ન ધારવો. આત્માના જ્ઞાનમાં આત્માના ધર્મોમાં અપેક્ષાએ સર્વદર્શનધર્મો સમાઈ જાય છે. રાગદ્વેષરૂપ દ્વૈત ભાવનો નાશ કરવો અને સર્વત્ર આત્માના અભેદે વર્તવું તે વેદાંતદર્શનનો સાર છે અને તેટલો સાર ઉપયોગી છે, તથા આત્માને સત્ માનીને વૈરાગ્યની દૃષ્ટિએ જગત્‌ને અસત્ માનવું. ક્ષણિક માનવું વા સ્વપ્નસમાન માનવું તે દેહવિશ્વમાંથી મોહાધ્યાસનો નાશ કરવા માટે છે. કૃષ્ણવાસુદેવ રામચંદ્ર વગેરે દેવોની ભક્તિની મુખ્યતાવાળા વૈષ્ણવધર્મમાંથી સત્ય સાર એ લેવાનો છે કે, દેવગુરૂ અને સંતોપર વિશુદ્ધપ્રેમ ધારણ કરવો

ભક્તિની દૃષ્ટિએ ઈશ્વરનું જગત્કર્તૃત્વ વગેરે જે કંઈ છે તે ઔપચારિક છે અને તે ભક્તિની દૃષ્ટિથી હૃદયની શુદ્ધિ તથા પ્રેમની વિશુદ્ધિ કરવામાં કથંચિત્ અમુક ભક્તિના અધિકારીજીવોને અમુક દશાએ ઉપયોગી છે એમ જાણીને તેની પ્રરૂપણા કરી છે તે અપેક્ષાએ તેતે ભક્તિદશાના અધિકારીજીવોમાટે કથંચિત્ સત્ય છે. બૌદ્ધદર્શન ધર્મમાં સર્વ ક્ષણિક છે એવું જે જણાવવામાં આવ્યું છે તે વૈરાગ્ય દૃષ્ટિએ તથા પર્યાયનયદૃષ્ટિએ સત્ય છે. સર્વ વસ્તુઓ ક્ષણિક છે એવું જ્યારે જ્ઞાન થાય છે ત્યારે સંસારની સર્વ વસ્તુઓપરથી મમતા અહંતા ટળી જાય છે અને દેહાદિપર પણ આસક્તિ થતી નથી તેથી મોહના નાશ તરફ પ્રવૃત્તિ થાય છે અને ક્લેશ યુદ્ધ વગેરેની પ્રવૃત્તિ થતી ટળી જાય છે. સાંખ્યદર્શનમાં આત્માને અકર્તા કથ્યો છે અને પ્રકૃતિને કર્ત્રી લખી છે તેનો સાર એ લેવાનો છે કે સર્વકાર્યોમાં આત્માને અકર્તા ભાવવો. આઠ પ્રકારનાં કર્મ છે તેજ પ્રકૃતિ છે અને તેજ સંસારમાં જન્માદિકની કર્ત્રી છે. સર્વબાબતોમાં હું કર્તા છું એવું આત્માભિમાન નષ્ટ કરવામાટે આત્માને અકર્તા ભાવવો. શુદ્ધનિશ્ચયનયની દૃષ્ટિએ કર્મનો કર્તા કર્મ છે અને આત્માના ગુણોનો કર્તા આત્મા છે એવું જ્ઞાન થાય છે ત્યારે કર્મના કર્તાપણામાં આત્માની કર્તાબુદ્ધિ ટળવાથી આત્મા, કર્મનો બંધ કરતો નથી અને આત્માસ્વયં આત્મધર્મનો કર્તા બનીને મુક્તિને પામે છે એવી રીતે સ્યાદ્વાદદૃષ્ટિએ સાંખ્યદર્શનમાંથી સાર ગ્રહણ કરવો જોઈએ. વિશિષ્ટાદ્વૈતવાદમાંથી પ્રભુની ભક્તિ કરવામાં પરમાત્માને મહાન્ માનવો અને ભક્તોએ દાસ જેવા થઈને પ્રભુની સાથે ચિત્ત જોડવું અને હૃદયમાં પ્રભુનું સ્મરણ કરીને સંસારમાં સ્વાધિકારે પ્રવર્તવું એમ સ્યાદ્વાદદૃષ્ટિએ સાર ગ્રહણ કરવો અને જ્ઞાનદૃષ્ટિએ આત્મા

પરમાત્મા થાય છે. જીવ છે તેજ રાગદ્વેષ ટળવાથી શિવ થાય છે એવું સમ્યગ્જ્ઞાન કરવું. જૈનદર્શનધર્મમાં સર્વજ્ઞ શ્રી મહાવીરે આત્માને નિત્ય અને અનિત્ય જણાવ્યો છે તે અપેક્ષાએ સત્ય છે. દેહાદિપર્યાયોની અપેક્ષાએ આત્મા અનિત્ય છે અને આત્મદ્રવ્યની અપેક્ષાએ આત્મા નિત્ય છે. સર્વજ્ઞ મહાવીર પ્રભુનાં વચનો સર્વે અપેક્ષા સહિત સત્ય છે. તેમણે સેવાયોગ, ભક્તિયોગ, કર્મયોગ, ઉપાસનાયોગ, જ્ઞાનયોગ, ચારિત્રયોગ, જ્ઞાનયોગ ધ્યાનયોગ. વગેરે અસંખ્યયોગોથી અને તે પૈકી અમુક એક યોગથી પણ આત્મા સ્વયંપરમાત્મપદને પામે છે, સર્વજ્ઞ બને છે એમ દર્શાવ્યું છે. સર્વજ્ઞમહાવીરદેવે મિથ્યાત્વબુદ્ધિને પણ ગુણસ્થાનક તરીકે દર્શાવ્યું છે. કારણ કે સમ્યગ્દૃષ્ટિની પ્રાપ્તિમાં મિથ્યાત્વબુદ્ધિજ પ્રથમ ઉપયોગી હેતુભૂત બને છે અને તેથી ક્રમે ક્રમે આત્મા, ગુણસ્થાનકોપર આરોહવા સમર્થ થાય છે, એવી પ્રરૂપણા કરનાર સર્વજ્ઞ મહાવીરદેવ, ષડ્દર્શનોને જિનદર્શનરૂપ પુરૂષનાં અંગ તરીકે જણાવે છે તે યથાયોગ સત્ય છે. લૌકાયતિક અથવા ચાર્વાકદર્શનને પણ જિનદર્શનની કુખ—ઉદર તરીકે શ્રી આનંદઘનજી જણાવે છે, કારણ કે નાસ્તિક વાદમાંથી છેવટે આસ્તિકવાદ તરફ મનુષ્ય આવે છે અને આત્મા, કર્મ, બંધ, મોક્ષ વગેરે તત્ત્વોની શ્રદ્ધા કરીને સમ્યગ્જ્ઞાન પૂર્વક ચારિત્રને પ્રાપ્ત કરી મોક્ષને પામે છે. એકેકજ્ઞાનનયદૃષ્ટિથી એકાંતે પ્રગટેલાં સર્વદર્શનો મિથ્યાત્વબુદ્ધિવાળાં છે પણ તે સર્વ નયોની પરસ્પરની સાપેક્ષતાને ભજવાવાળી ભગવાનની કથેલી સ્યાદ્વાદજ્ઞાનનયદૃષ્ટિને પામનાર અર્થાત્ અનેકાન્ત સમ્યગ્જ્ઞાન પામનાર જ્ઞાનીને તો જિનવચનરૂપ થાય છે તે બાબતમાં શ્રી સિદ્ધસેન દિવાકરે નીચે પ્રમાણે લખ્યું છે.

**सम्मतितर्के.**

**जइं मिच्छादंसण समूहमइअस्स अमयसायस्स।**
**जिणवयणस्स भगवओ, संविग्गसुहाहिगम्मस्स॥७०॥**

અર્થાત્ જિનવચનરૂપ ભગવાન ભદ્રવંત–જયવંત રહો. જે મિથ્યાદર્શનોના સમૂહને સ્યાદ્વાદ અમૃતરૂપ કરે છે, જે વચન અમૃતસ્વાદરૂપ છે, તથા જેનો મર્મ સમજવાથી સંવેગસુખની પ્રાપ્તિ થાય છે. મિથ્યાત્વ દર્શનોનો પરસ્પરસાપેક્ષાએ જ્યાં એક સમૂહ થાય છે ત્યાં સાપેક્ષદૃષ્ટિએ સમ્યક્ત્વરૂપ અમૃતનો સ્વાદ આવે છે અને સર્વ પ્રકારના એકાંતિકનયમતમિથ્યાત્વ કદાગ્રહોનો નાશ થાય છે, એવા સ્યાદ્વાદનયજ્ઞાનરૂપ જૈનદર્શનમાં સર્વે દર્શનો છે. કહ્યું છે કે–**जिनवरमां सघळां दरिसन छे, दर्शने जिनवर भजनारे, सागरमां सघळी तटिनी सही, तटिनीमां सागर भजनारे. षड्दर्शन जिनअंग भणीजे** ॥ જિનવરમાં સઘળાં દર્શનો છે. પણ એકેકનયદૃષ્ટિથી ઉઠેલ એકેક દર્શનમાં જિનવરદર્શનની ભજના છે અર્થાત્ હોય અને ન પણ હોય. જેમ સાગરમાં સઘળી નદીઓનો અંતર્ભાવ થાય છે પણ તટિનીમાં સાગરની ભજના છે. સર્વ દર્શન ધર્મોના શાસ્ત્રસમૂહનું વાચન મનન કરવાથી અને તેમાંનું સાપેક્ષસ્યાદ્વાદદૃષ્ટિએ સત્ય ગ્રહણ કરવાથી સમ્યગ્દૃષ્ટિને મિથ્યાત્વ શાસ્ત્રો પણ સમ્યક્ત્વજ્ઞાનરૂપે પરિણમે છે. સર્વજ્ઞતીર્થંકરોનાં જૈનદર્શન તત્ત્વો છે તે સર્વથા સત્ય છે એમ સર્વનયસાપેક્ષજ્ઞાનાનુભવીઓ જાહેર કરે છે.

સર્વ વિશ્વવર્તિદર્શન ધર્મમાંથી સત્ય સાર જે નીકળે છે તે વસ્તુતઃ પૂર્વ થએલા તીર્થંકરોના વચનોનું અમૃત છે એમ શ્રી સિદ્ધસેનદિવાકર વગેરે આચાર્યો જણાવે છે. શ્રી હરિભદ્રસૂરિ સ્વકૃત યોગદૃષ્ટિ સમુચ્ચયમાં સર્વ દર્શન ધર્મશાસ્ત્રોમાંથી સત્ય ગ્રહણ કરી મોક્ષમાર્ગમાં સંચરવા માટે નીચે પ્રમાણે ઉપદેશ આપે છે.

**यस्य येन प्रकारेण बीजाधानादिसंभवः**
**सानुबन्धो भवत्येते तथा तस्य जगुस्ततः ॥१३३**

જેને જે પ્રકારે સમજાવવાથી આત્મજ્ઞાનાદિરૂપ બીજનું આધાન થવાનો સંભવ હોય અને તે પ્રમાણે સાનુબંધ થાય તે પ્રમાણે જ્ઞાનીઓએ તે શિષ્ય ભકતને જુદી જુદી દર્શન ધર્મ યોગ શૈલીએ કથ્યું છે.

**एकाऽपि देशनैतेषां, यद्वा श्रोतृविभेदतः;**
**अचिन्त्यपुण्यसामर्थ्यात् तथा चित्रावभासते ॥१३४**

એઓને એક સરખી દેશના પણ શ્રોતાઓના ભેદોથી અથવા ભિન્ન ભિન્ન આધકારદષ્ટિ ભૂમિકામાં રહેલા ભિન્ન ભિન્ન ક્ષયોપશમથી શ્રોતાઓના પ્રકારોથી તથા અચિંત્ય પુણ્ય સામર્થ્યથી અનેકરૂપવાળી ભાસે છે. મોક્ષના માર્ગો—અસંખ્ય યોગો છે તે ભિન્ન ભિન્ન ક્ષયોપશમી દૃષ્ટિવાળા શ્રોતાઓના અધિકાર ભેદે છે. એક દેશના પણ શ્રોતાઓને તેઓની દૃષ્ટિના અનુસારે વિચિત્રરૂપે પરિણમે છે તેથી દુનિયામાં જીવોનો ધર્મ દર્શન સંબંધી એકમત કદિ થયો નથી થતો નથી અને ભવિષ્યમાં થશે નહીં છતાં તેઓએ રાગદ્વેષનો ક્ષય કરીને સમભાવે મોક્ષ પ્રાપ્ત કર્યો—કરે છે અને કરશે.

**चित्रातु देशनैतेषां, स्याद्विनेयानुगुण्यतः**
**यस्माद् एते महात्मानो—त्रवव्याधिभिषग्वराः॥१३२**
**यद् वा तत्तन्नयापेक्षा, तत्कालादिनियोगतः**
**ऋषिभ्यो देशना चित्रा तन्मूलैषाऽपितत्त्वतः ॥१३६**

કપિલાદિ દર્શનવાદિઓની વિચિત્ર—નાના પ્રકારની તત્ત્વાદિ બાબતની ભિન્ન ભિન્ન દેશના છે તે વિનેય શિષ્યોને જે રીતે જે

દૃષ્ટિએ આત્મજ્ઞાન થાય અને આત્મશુદ્ધિ થાય તે દૃષ્ટિને ધ્યાનમાં રાખીને તેઓના અધિકાર ભૂમિને અનુલક્ષી ભિન્ન ભિન્ન દર્શનકારોએ પરસ્પર વિરોધી પણ નયોની અપેક્ષાએ પરસ્પર એકતાને ભજનારી દેશના આપી છે. વિનેયશિષ્યભક્તોની ભિન્ન ભિન્ન ભૂમિકાના અધિકાર ભેદે આત્મા નિત્ય છે અનિત્ય છે, એકાત્મા છે અનેક આત્મા છે ઈત્યાદિ વિચિત્ર દેશના આચારોની બાબતમાં પણ છે પણ તે, તેતેદશાભૂમિકાવાળા જીવોને જે રીતે જે દૃષ્ટિએ હિત થાય અને મોક્ષમાર્ગાનુસારી થાય તેવી દૃષ્ટિ ધ્યાનમાં રાખીને ભિન્ન ભિન્ન દેશના દીધી છે. જેઓને જે દ્રવ્યક્ષેત્રકાલભાવે જે દૃષ્ટિના વિચારાચારની જરૂર હતી તેને તે અમુક કાલદશા ભૂમિકાની હદ સુધી તેને વિચારાચાર જણાવ્યા છે. જીવો ભિન્ન ભિન્ન દર્શન ધર્મના ક્લાસોમાંથી મધ્યસ્થદૃષ્ટિ રાખીને પસાર થાય અને બાકીના નયોના મતોનું જ્ઞાન શીખીને સર્વનય મતદર્શન કદાગ્રહમાંથી મુક્ત થાય એવોજ તેઓનો આન્તરિક ઉદ્દેશ હોવો જોઇએ. કારણ કે તેઓ મહાત્માઓ-જ્ઞાનીઓ—ભવવ્યાધિયોનો નાશ કરવામાં વૈદ્યોની પેઠે ભિન્ન ભિન્ન ધર્મદર્શનોવડે વિનયોના ભક્તોના આત્માઓની શુદ્ધિ માટે પ્રવૃત્તિ કરતા હતા એમ શ્રીમદ્ હરિભદ્રસૂરિ સ્પષ્ટ જાહેર કરે છે.

તે તે કાલ, ક્ષેત્ર—અધિકારી જીવોનાં દ્રવ્યો અને તેઓનાં અધિકારોને ધ્યાનમાં રાખીને તેઓને જે દૃષ્ટિ દર્શનથી આત્મશુદ્ધિ થાય તેઓને તે તે નયોની મુખ્યતા અને અન્યનયોની ગૌણતા કરીને ઉપદેશ આપેલો છે તે ફક્ત તે પ્રમાણે વર્તવાને માટે છે પણ ધર્મ ભેદે ધર્મયુદ્ધ કલેશ કરીને સંસારની વૃદ્ધિ કરવા માટે નથી.

શ્રીમાન્ હરિભદ્રસૂરિ મુક્તિ માટે મતદર્શન કદાગ્રહોનો ત્યાગ કરવા નીચે પ્રમાણે કથે છે.

**ग्रहः सर्वत्र तत्त्वेन, मुमुक्षूणामसंगतः**
**मुक्तौ धर्मा अपि प्राय–स्त्यक्तव्याः किमनेन तत् ॥१४६**

મુમુક્ષોએ ક્યાંય પણ વેદાંતાદિ દર્શનોનો કદાગ્રહ રાખવો તે અસંગત છે. અર્થાત્ આગ્રહ રાખવો ન જોઇએ. મુક્તિમાં તો સર્વદર્શનધર્મો સંબંધી કદાગ્રહો ત્યાગવા યોગ્ય છે. સર્વપ્રકારના ધર્મો પણ–દ્રવ્યધર્મો પણ મુક્તિમાં તો ત્યાજ્ય છે તો અમુક હું વેદાંતી છું, વૈષ્ણવ છું, મુસલમાન, ખ્રીસ્તિ, જૈન અને બૌદ્ધ છું એવા આગ્રહની માન્યતાવડે શું? અર્થાત્ એવી એકાંતિક ધર્મમાન્યતાઓને ભૂલી જવી જોઈએ અને સર્વત્ર સમભાવથી વર્તી મુક્ત થવું જોઇએ. શ્રીમદ્ હરિભદ્રસૂરિ નીચે પ્રમાણે સામાન્ય ધર્મ વર્તનનો ઉપદેશ આપે છે.

**तदत्र महतां वर्त्म, समाश्रित्य विचक्षणैः**
**वर्तितव्यं यथान्यायं, तदतिक्रमवर्जितैः ॥ १४७ ॥**
**परपीडेह सूक्ष्मापि, वर्जनीया प्रयत्नतः**
**तद्वत्तदुपकारेऽपि, यतितव्यं सदैवहि ॥ १३८ ॥**
**गुरवो देवता विप्रा–यतयश्च तपोधनाः**
**पूजनीया महात्मानः, सुप्रयत्नेन चेतसा ॥ १४९ ॥**
**पापवत्स्वपि चात्यन्तं, स्वकर्मनिहतेष्वलम्**
**अनुकम्पैव सत्त्वेषु न्याय्या धर्मोयमुत्तमः ॥ १५० ॥**

વિચક્ષણોએ મહાત્મા પુરૂષોના માર્ગને અનુસરવું અને પ્રભુ મહાવીર સર્વજ્ઞદેવાદિના માર્ગનું અતિક્રમણ ન થાય તેવી રીતે વર્તવું જોઈએ. પરજીવને સૂક્ષ્મ પીડા થાય તેનો પણ પ્રયત્નથી ત્યાગ કરવો તેમજ તેઓના ઉપકાર કર્મની પ્રવૃત્તિમાં પણ સદા

યત્ન કરવો. ગુરૂઓ, દેવો, બ્રાહ્મણો, યતિયો, સાધુઓ, મહાત્માઓ સદા સુચિત્તવડે પ્રયત્નપૂર્વક પૂજવા જોઇએ. તેમજ સ્વકર્મથી હણાએલા પાપીજીવોપર અત્યંત દયા કરવી. સર્વ જીવોપર દયા ધારવી અને દયા ધર્મવડે સર્વ દુઃખીઓનું ભલું કરવું એજ ધર્મ ઉત્તમ છે. અતીન્દ્રિય પદાર્થોનું કેવલજ્ઞાનવડે સત્ય થાય છે. તેમાં હેતુવાદ તર્કવાદનું કંઈ જોર ચાલતું નથી. तर्क विचारेरे वादपरंपरारे पार न पहोंचे कोय, अभिमते वस्तु वस्तुगते कहेरे, ते विरला जग जोय. તર્કવાદ વિવાદથી અતીન્દ્રિય પદાર્થોનું જ્ઞાન થતું નથી. અનુમાન તર્કવાદમાં તો એકને જીતનાર બીજો તર્કવાદી હોય છે. તે માટે યોગદૃષ્ટિ સમુચ્ચયમાં શ્રીહરિભદ્રસૂરિ જણાવે છે કે-

निश्चयोऽतीन्द्रियार्थस्य, योगिज्ञानाद् ऋतेन च
अतोऽप्पत्रान् (?) चकल्पानां, विवादेन न किञ्चन१४१
नचाऽनुमानविषय–एषोऽर्थस्तत्त्वतोमतः
नचातो निश्चयः सम्यग्, अन्यत्राप्याह धीधनः॥१४२॥
यत्नेनानुमितोप्यर्थः, कुशलैरनुमातृभिः
अभियुक्ततरैरन्यै–रन्यथैवोपपाद्यते ॥ १४३ ॥
ज्ञायेरन् हेतुवादेन, पदार्था यद्यतीन्द्रियाः
कालेनैतावता प्राज्ञैः, कृतःस्यात्तेषु निश्चयः ॥१४४॥
नचैतदेवं यत्तस्मात्, शुष्कतर्कग्रहो महान्
मिथ्याभिमानहेतुत्वात्, त्याज्य एव मुमुक्षुभिः॥१४५॥

અતીન્દ્રિયાર્થ આત્મા મોક્ષાદિનો નિશ્ચય કેવલજ્ઞાનીયોગીના જ્ઞાનવિના થઈ શકતો નથી માટે તેવા પરોક્ષવિષયો સંબંધી વિવાદવડે કશું વળતું નથી. અતીન્દ્રિય આત્મા, મોક્ષ, પુણ્ય,

પાપ વગેરેનો નિર્ણય, (અનુમાનદ્વારા) થઈ શકતો નથી. પરમેશ્વર આત્માઓ, કર્મ આદિ તત્ત્વોની ચર્ચામાં અનુમાન તર્કવાદથી નિશ્ચય થતો નથી એમ અન્યત્ર જ્ઞાની જણાવે છે. કુશલઅનુમાન- શાસ્ત્રીઓ જે અનુમાનદ્વારા તત્ત્વનો નિશ્ચય કરે છે તેને અન્ય કુશ- લઅનુમાન તર્કવાદીઓ ઉત્થાપે છે. ઉડાવી દે છે અને બીજી રીતે બતાવે છે માટે આત્માદિ અતીન્દ્રિય તત્ત્વોને સમજાવવા અનુમાન પણ કામમાં આવતું નથી. અનુમાનાદિહેતુપ્રમાણવાદથી જો અતીન્દ્રિય પદાર્થોનો નિશ્ચય થઈ શકતો હોત તો આટલા કાળમાં સાંખ્ય, મીમાંસક, વેદાંત, બૌદ્ધ, ખ્રીસ્તિ, મુસલ્માન ધર્મતત્ત્વો સં- બંધી તાર્કિકોએ એક નિશ્ચય કર્યો હોત પણ એમ બન્યું નથી અને બનનાર નથી, માટે મુમુક્ષુઓએ મિથ્યાભિમાનના હેતુનું કારણ એવા શુષ્ક તર્કવાદરૂપ ગ્રહનો ત્યાગ કરવો જોઇએ અને વીતરાગ દશાની પ્રાપ્તિ માટે શાસ્ત્રવાસના, મતવાસના, વિષયવાસના, નામ- રૂપમોહવાસના, લોકવાસનાઆદિ રાગ અને દ્વેષનો ત્યાગ કરવા પુરૂષાર્થ કરવો અને વીતરાગદશા પ્રાપ્ત કરવી કે જેથી આપોઆપ સર્વે અતીન્દ્રિય અરૂપી આત્માદિ તત્ત્વોનું જ્ઞાન થાય. શ્રી હરિ ભદ્રસૂરિએ શાસ્ત્રવાર્તા સમુચ્ચયમાં સર્વદર્શનવાદીઓમાંથી સત્ય સાર લેવાનું જણાવ્યું છે અને સર્વદર્શનધર્મવાળાં વેદવેદાંતાદિક શાસ્ત્રોમાંથી પણ સત્ય સાર સાપેક્ષદૃષ્ટિએ ગ્રહવો એમ નીચે પ્રમાણે જણાવે છે—तद्यथा

एष प्रकृतिवादोऽपि, विज्ञेयः सत्य एवहि
कपिलोक्तत्वतश्चैव, दिव्योहि स महामुनिः ॥
नचैतदपि न न्याय्यं, यतो बुद्धो महामुनिः
एवं च शून्यवादोऽपि, तद्विनेयानुगुण्यतः
अभिप्रायत इत्युक्तो—लक्ष्यते तत्त्ववेदिना ॥

अन्ये व्याख्यानयन्त्येवं, समभावप्रसिद्धये
अद्वैतदेशना शास्त्रे, निर्दिष्टा नतु तत्त्वतः ॥

કપિલઋષિ દિવ્ય મહામુનિ હતા માટે એમનો પ્રકૃતિવાદ પણ અપેક્ષાએ સત્ય છે. બુદ્ધ મહામુનિ હતા માટે એમણે સર્વ પર્યાયોને ક્ષણિક જણાવીને સર્વ વસ્તુઓમાંથી અહંમમત્વની વૃત્તિ ઉઠાવવા માટે તીવ્રવૈરાગ્યનો ઉપદેશ આપ્યો છે. એ પ્રમાણે શૂન્યવાદ પણ તે તે પ્રકારના વિનેયોને અમુક દૃષ્ટિ તથા ભૂમિકાથી મિથ્યાજડ અન્ધ આગ્રહોને છોડાવવા માટે ઉપયોગી જાણીને તે તે પ્રકારની દૃષ્ટિદશાભૂમિકાવાળા જીવોને ઉપયોગી જાણી કથ્યો છે અને તે તત્ત્વવેદિવડે અનુભવાય છે. અન્યજ્ઞાનીઓ જણાવે છે કે રાગ-દ્વેષની વિષમવૃત્તિયોના નાશાર્થે અને સમભાવની પ્રાપ્તિમાટે શાસ્ત્રોમાં, ઉપનિષદોમાં કોઇ કોઇ સ્થળે અદ્વૈતદેશનાકથી છે પણ તત્ત્વથી નથી અર્થાત્ ब्रह्मसत्यं जगन्मिथ्या ઈત્યાદિ વાક્યો તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી નથી પણ એક બ્રહ્મની દૃષ્ટિનો ઉપયોગ રહે અને જગત્માં મન ન પ્રવર્તે એવી અદ્વૈતબ્રહ્મની ભાવનાથી અ-દ્વૈતવાદ ઉપયોગી છે. એ પ્રમાણે ઇશ્વરજગત્કર્તૃત્વવાદપણ અમુક ભૂમિકાદશા દૃષ્ટિના અધિકારીજીવો માટે મહાત્માઓએ કથ્યો છે કે જેથી યોગ્ય મનુષ્યો, ઈશ્વરપર શ્રદ્ધા પ્રીતિ ધારણ કરીને સર્વ પ્રકારના દોષો, પાપો, અનીતિથી રહિત થૈ ધર્મકર્મ કરે અને સાધુ સંતોની સેવાભક્તિ કરી આત્મશુદ્ધિ કરે એમ જાણી ઇશ્વરમાં જગત્કર્તાપણાનો ઉપચાર કર્યો છે પણ તે તત્ત્વજ્ઞાનદૃષ્ટિએ ઉપ-યોગી સત્ય નથી. એ પ્રમાણે પ્રભુમૂર્તિ પૂજાભક્તિવાદ અને પ્રભુની અમૂર્તિવાદ સંબંધી પણ તે તે દશાભૂમિકાદૃષ્ટિઅધિકારીજીવોની અપેક્ષાએ તે તે વાદોનું ઉપયોગીપણું અને અનુપયોગીપણું

અપેક્ષાએ સમજી સ્યાદ્વાદદૃષ્ટિથી પ્રવર્તવું. વેદ, વેદાંત—ઉપનિષદ, પુરાણો વગેરે શાસ્ત્રોથી જૈનદર્શન આદિ સર્વદર્શનોની માન્યતાઓની સિદ્ધિ થાય છે, અને તેથી વેદાદિકમાંથી એક અદ્વૈત વા શુદ્ધાદ્વૈત દર્શનનીજ માત્ર માન્યતા સિદ્ધિ ન થાય તો તેમાં આશ્ચર્ય નથી, કારણકે દિવ્ય ઋષિયોએ દ્રવ્યક્ષેત્રકાળભાવ, દશાસ્થિતિ ભૂમિકા વગેરેનો વિચાર કરીને સર્વ પ્રકારના જીવોના—લોકોના ભૂમિદશાના અધિકાર પ્રમાણે શ્રુતિયોની રચના કરી છે અને તે સર્વશ્રુતિયોનો સાર એ છે કે સર્વ વિશ્વવર્તિ લોકો સ્વસ્વ અધિકારરૂચિપ્રમાણે તત્ત્વોને માની આત્માની શુદ્ધિ કરવામાં અને પરમાનંદ અને કેવલજ્ઞાન પ્રાપ્ત કરવામાં અનુક્રમે આગળ વધે. સર્વપ્રકારની હજારો ઔષધિયો સર્વે કંઈ એક દર્દીને માટે નથી તેમ સર્વ વૈદ્યો પણ એક રોગી માટે નથી. સર્વદવાઓ એક દર્દી માટે નથી. સર્વ ખંડ દેશમાં દર્દીઓ અને દાક્તરો અનેક હોય છે. દવાનાં પ્રાચીન અને વાર્તમાનિક શાસ્ત્રો પણ છે, જુના વૈદ્ય જુની દવા અને જૂનાં શાસ્ત્ર જેમ ઉપયોગી છે તથા અપેક્ષાએ અનુપયોગી છે તેમ નવા દાક્તર, નવી શોધેલી દવાઓ, અને નવીન શાસ્ત્રો પ્રમાણે ભિન્ન ભિન્ન રોગીઓ માટ ઉપયોગી અને અનુપયોગી છે તેમ વેદાદિક શાસ્ત્રો, જ્ઞાનીઓ અને ધર્મ કર્મો, દર્શનો સંબંધી પ્રાચીન તથા અર્વાચીન બાબતમાં શાસ્ત્રાદિ સાપેક્ષાએ સત્ય અસત્ય ઉપયોગી અને અનુપયોગી પણ સ્યાદ્વાદ દૃષ્ટિએ સમજી લેવું. એક પ્રકારનું ધર્મસાધન કંઇ સર્વ મનુષ્યોને માફક આવે એવો નિયમ નથી, તેમજ એકજ પ્રકારનું ધ્યેય સર્વ મનુષ્યોને રૂચે એવો પણ નિયમ નથી. મનુષ્યોની પ્રકૃતિયોનો એવો સ્વભાવ છે તેથી પ્રાચીન વેદોની માન્યતાઓને માનનારા આચાર્યોના લાખો પ્રયાસોથી પણ આજ સુધી દુનિયાના સર્વમનુષ્યો વૈદિકો—વેદમાન્યતાવાળા બન્યા નથી અને ભવિષ્યમાં બનનાર નથી તેમજ આજસુધી ખ્રીસ્તિયોના ખ્રીસ્તયો બનાવવાના કોટિ

પ્રયત્નો છતાં સર્વવિશ્વ ખ્રીસ્તિધર્મવાળું થયું નથી અને થનાર નથી. તથા મુસલ્માનોએ આજસુધી ધર્માભિમાનના ઝનૂનથી મોટી પ્રયત્નો કર્યા છતાં દુનિયાના સર્વમનુષ્યો મુસલ્માનો થયા નથી અને ભવિષ્યમાં થનાર નથી. બૌદ્ધોએ આજ સુધી વિશ્વ મનુષ્યોને બૌદ્ધો બનાવવા માટે લાખો પ્રયત્નો કર્યા છતાં હજી સર્વ વિશ્વ કંઇ બૌદ્ધધર્મી બની ગયું નથી અને ભવિષ્યમાં બનનાર નથી. જૈનોએ જૈનો બનાવવા માટે પ્રયત્નો કર્યા તેથી કંઇ વિશ્વસ્થ સર્વમનુષ્યો જૈનો થયા નથી અને ભવિષ્યમાં સર્વ મનુષ્યો જૈનો બનનાર નથી. એકેશ્વરવાદીઓએ તથા એકબ્રહ્મવાદીઓએ સર્વ લોકોને આજ સુધી એકેશ્વરબ્રહ્મની માન્યતાવાળા કર્યા નથી અને ભવિષ્યમાં કરનાર નથી, ગમે તેવો સત્ય જૈન સિદ્ધાંત સારોવ્યાપક સિદ્ધાંત હોય પણ તે દુનિયાના સર્વ મનુષ્યોને એક સરખો માન્ય થયો નથી અને ભવિષ્યમાં થનાર નથી. દુનિયાના સર્વધર્મદર્શનોનો સાતનયોના સાતસે ભેદોમાં અંતર્ભાવ થવાથી સર્વ દર્શનધર્મો છે તે અપેક્ષાએ જૈનધર્માંગો છે અને સર્વજાતના ધર્મીઓ છે તે અપેક્ષાએ સર્વજ્ઞજિનેશ્વરના અનુયાયીઓ મોક્ષમાર્ગાનુસારીઓ જૈનો અંશે તરતમયોગે છે. હિમાલયના કૈલાસ શિખરપર ચઢવા માટે ચારે દિશા અને વિદિશામાં લાખો હજારો સેંકડો ગાઉ રહેલા ગમન કરે તેમાં કૈલાસ તરફ આવતા સર્વયાત્રીઓ જેમ કૈલાશાભિમુખી છે, તે અમુક કાલે પણ કૈલાશને પામવાના, તેમ મોક્ષની રૂચિવાળા સર્વસંસારીમનુષ્યો આસન્નદૂરાદિભેદે મોક્ષમાર્ગાનુસારીઓ છે અને તે મોક્ષને પામ્યા, પામે છે અને પામશે એમ અપેક્ષાએ સર્વજ્ઞમહાવીરપ્રભુનાં વચનોથી પ્રતીત થાય છે અને શ્રી હરિભદ્રસૂરિએ યોગદૃષ્ટિ સમુચ્ચયમાં તે બાબતને સ્પષ્ટ કરી જૈન-ધર્મની સાગરસમાન વિશાલતા દર્શાવી છે અને એવી રીતે જૈનધર્મની સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત કર્યાથી સર્વદર્શનધર્મશાસ્ત્રોના

કદાગ્રહ મિથ્યાવિવાદી મોહભેદો ટળી જાય છે અને આત્માની શુદ્ધિ કરવામાં સર્વધર્મ સાધનનાં જે સત્ય જે નિમિત્તો છે તે પૈકી સ્વયોગધર્મનિમિત્તોવડે આત્માની મુક્તિ સાધી શકાય છે. ઉપર પ્રમાણે સમ્યગ્જ્ઞાનકર્મોથી આત્માના શુદ્ધચારિત્રની પ્રાપ્તિ થાય છે. સમ્યગ્જ્ઞાનદૃષ્ટિવાળો જૈન તે અપેક્ષાએ દુનિયાના સર્વદર્શનધર્મશાસ્ત્રની માન્યતાવાળો છે અને અપેક્ષાએ સર્વશાસ્ત્રમતપંથદર્શનની વાસનાથી મુક્ત છે અને અપેક્ષાએ સર્વધર્મથી ન્યારો જ્ઞાનદર્શન ચારિત્રરૂપે પોતાને પોતે અનુભવે છે. સમ્યગ્જ્ઞાનદૃષ્ટિમંત મનુષ્ય અપેક્ષાએ હિંદુ, જૈન, ખ્રીસ્તિ, મુસલ્માન, બૌદ્ધ છે. તે સર્વમાં છે અને સર્વથકી ન્યારો ચિદાનંદમય અરૂપી છે. તે સાકારમૂર્તિવાદને માની નિરાકારમાં જાય છે. તે અપેક્ષાએ ખંડન મંડનમાં સત્યને સમજે છે. તે કોઈ વાદનું એકાંત ખંડન કરતો નથી અને તે કોઈ દર્શનધર્મવાદનું એકાંતે મંડન કરતો નથી. તે જ્ઞાનાનંદમય મુક્તદશાને સ્વીકારે છે. સાંખ્યો મુક્તિમાં બુદ્ધિસુખને માનતા નથી પણ તે સાંખ્યદર્શનકાર કપિલના જ્ઞાનનું મૂલ રહસ્ય એ છે કે ઇન્દ્રિયજન્યબુદ્ધિ અને પુણ્યદ્વારા થતું સુખ તે મુક્તિમાં નથી એમ કપિલ ઋષિનો ઉદ્દેશ સત્ય છે, જ્ઞાનીઓ અતીન્દ્રિય આત્મિકસુખ અને આત્મિકજ્ઞાનમય મુક્તિ છે એવું કપિલનું અધ્યાત્મજ્ઞાનનું મંતવ્ય જાણી શકે છે. તે પ્રમાણે ગૌતમઋષિ તથા કણાદઋષિની ન્યાય વૈશેષિક દર્શનદ્વારા પ્રતિપાદિત મુક્તિમાં આત્માનું સ્વાભાવિકજ્ઞાન અને આત્માનું સ્વાભાવિક સુખ છે એમ જ્ઞાની જાણે છે તથા ઈન્દ્રિય જન્યબુદ્ધિ તથા સુખ–ઈચ્છા દ્વેષ વગેરે મુક્તિમાં નથી એમ અનુભવથી જાણે છે. તેથી ગૌતમ કણાદ વગેરે ઋષિયોના આન્તરિક અનુભવને જાણીને સ્યાદ્વાદી જૈન બને છે. એવા સ્યાદ્વાદજ્ઞાની જૈનો ગમે તે દર્શનધર્મશાસ્ત્રોના આચારોમાં અને વિચારોમાં વિવેકબુદ્ધિથી તથા મધ્ય-

સ્થદૃષ્ટિથી સમભાવે પ્રવર્તે છે અને સર્વવિશ્વધર્મીઓ સાથે આત્મધર્મના સહકારે વર્તે છે તેઓ સર્વવેદવેદાંતાદિકશાસ્ત્રોમાંથી સ્યાદ્વાદ સિદ્ધાંતોની દૃષ્ટિએ સ્યાદ્વાદતત્ત્વને ખેંચી લે છે ધર્મભેદે અન્યધર્મીઓ સાથે વૈર કલેશ ભેદ યુદ્ધ કરતા નથી. તેઓ શ્રી હરિભદ્રસૂરિ જેવા મહાત્માઓની વિચારશ્રેણિને અનુસરે છે. આ પ્રમાણે જૈનોજ એકલા પ્રવર્તે એવો નિયમ નથી પણ વિશ્વવર્તિ સર્વ મનુષ્યો કે જે બહાર વ્યવહારથી ગમે તે ધર્મી ગણાતા હોય તેઓ પણ અંતરથી સમકિતી થૈ શુદ્ધોપયોગે સમભાવે વર્તે છે અને સર્વકર્મનો ક્ષય કરીને પૂર્ણ જ્ઞાનાનન્દમય મોક્ષને પામે છે. મોક્ષમાં જ્ઞાન નથી સુખ નથી એમ કોઈ દર્શની સ્વીકારે છે એમ એકાંતે કહેવું તે તે મૂલ દર્શનકારના હૃદયનો અનુભવ કર્યા વિના કહેવું છે. કેટલાક દર્શનકારોના આંતરિક અનુભવોને તેઓના બાહ્યના શબ્દોથી સમજી શકાતા નથી. વેદાંતદર્શનીઓ–મુસલમાનો અને ખ્રીસ્તિયો પણ જે મુક્તિ સ્વીકારે છે તેમાં પૂર્ણાનન્દ અને પૂર્ણજ્ઞાન છે એમ સ્વીકારે છે એમ તે તે ધર્મના મૂલ પ્રચારકની આન્તરિક દૃષ્ટિ હોય છે પરંતુ તે દૃષ્ટિ તેઓની પાછળના અનુયાયીઓમાં જુદારૂપે વિચિત્રદેશનાના કારણે સમજાઇ હોય લખાઇ હોય, અને એમ બને પણ ખરૂં તેથી દર્શનકારોનો આંતરિક અનુભવ મહાસુખમયદશા પ્રાપ્ત કરવા માટે હોય છે, એમ કહેવામાં અપેક્ષાએ કંઈ અસત્ય નથી. મુક્તદશામાં અનંતસુખ છે. મોહાદિ વૃત્તિયો શાંત થતાં આત્મસુખનો અંશે અંશે અનુભવ મળે છે. મોહાદિ આવરણો અંશે અંશે ટળે છે એવો અનુભવ આવ્યો છે. જે અંશે અંશે કર્મ ટળવા માંડે છે તે એકદા મેઘની પેઠે સર્વથા પણ ટળી શકે છે. મોહાદિ આવરણોનો સર્વથા ક્ષય થતાં આત્મા કેવલજ્ઞાની અને પૂર્ણાનન્દી બને છે. જૈમિની આદિ પૂર્વમીમાંસાવાદીઓ કહે છે કે મનુષ્ય સર્વજ્ઞ થતો નથી અને કોઈ ઈશ્વર સર્વજ્ઞ નથી. આના ઉત્તરમાં તીર્થંકર સર્વજ્ઞ ઋષિયો વગેરે જણાવે છે કે મનુષ્યો

આત્મા સર્વ મોહાદિ આવરણો હઠાવીને કેવલજ્ઞાની સર્વજ્ઞ થાય છે. મનુષ્યોમાં પ્રવર્તતા જ્ઞાનના તરતમ ભેદોથી કોઇ સંપૂર્ણ જ્ઞાની હોય એમ નિશ્ચય થાય છે. કારણ કે અલ્પજ્ઞાન છે તેમ સંપૂર્ણજ્ઞાન પણ હોવું જોઇએ. સંપૂર્ણજ્ઞાન અને પૂર્ણાનન્દ એ બે આત્માના ગુણો છે તે મોહાદિ આવરણો ટળતાં સંપૂર્ણ પ્રકાશે છે. જેનામાં કેવલજ્ઞાન અને પૂર્ણાનંદ પ્રગટે છે એવા તીર્થંકરસર્વજ્ઞપ્રકાશિત જૈનદર્શન છે તે સંપૂર્ણતયા સત્ય છે અને જેઓને કેવલજ્ઞાન નથી એવા મહાત્માઓ કે જેઓએ એકેકનય દૃષ્ટિથી એકાંત દર્શનવાદ પ્રકાશ્યો છે તે દર્શનો જ્યારે પરસ્પરનયની સાપેક્ષતાને સ્વીકારે છે ત્યારે તે સમ્યગ્દષ્ટિપણાને પામે છે. શ્રી સર્વજ્ઞપ્રભુ કથિતનયોની સાપેક્ષાએ સર્વદર્શનધર્મશાસ્ત્રોનું જ્ઞાન કરીને યોગના આઠે અંગની આરાધના કરવી. આત્માઓ અનંતા છે અને તે પ્રતિ શરીર ભિન્ન ભિન્ન છે. આત્માઓના બે ભેદ છે. સંસારી આત્માઓ અને સિદ્ધાત્માઓ આઠ કર્મ રહિત આત્માઓ છે સંસારી આત્માઓ છે અને અષ્ટકર્મ રહિત શુદ્ધાત્માઓ છે. સંસારીજીવોના બે ભેદ છે. સ્થાવરજીવો અને ત્રસજીવો, પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય અને વનસ્પતિજીવો છે તે સ્થાવરજીવો છે. દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પઞ્ચેન્દ્રિયજીવો તે ત્રસજીવો છે. પંચેન્દ્રિયજીવોના દેવો, મનુષ્યો, તિર્યંચ અને નારકી એ ચાર ભેદ છે. ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષ અને વૈમાનિક એમ દેવોના ચાર ભેદ છે. જલચર, ખેચર, થલચર, ઉરપરિસર્પ અને ભુજપરિસર્પ એમ પંચેન્દ્રિય તિર્યંચના ચાર ભેદ છે, સાત નરકો છે અને તે અહીંથી અનુક્રમે નીચે નીચે છે. ચોરાશીલાખ જીવયોનિ છે. વૈમાનિક દેવોનાં વિમાનો ઉંચે છે. ભુવનપતિ અને વ્યંતર દેવો અને દેવીઓ આ પૃથ્વીની નીચે છે. દશ દૃષ્ટાંતે દુર્લભ એવો મનુષ્ય જન્મ છે તે અનંતપુણ્ય સમૂહથી

પ્રાપ્ત થાય છે. મનુષ્ય જન્મ પામીને પોતાના આત્માને પરમાત્મા બનાવી જન્મજરા મરણના દુઃખોથી મુક્ત થવું જોઇએ અને આત્માના અનંતજ્ઞાન સુખ ગુણથી પ્રકાશિક સિદ્ધ બુદ્ધ થવું જોઇએ એજ મનુષ્ય જન્મનું પરમોત્કૃષ્ટ ધ્યેય છે, તે લક્ષ્યમાં રાખીને યથાયોગ્ય કર્તવ્યકર્મો કરવાં. સર્વ મનુષ્યો સર્વ પ્રકારનાં દુઃખોથી મુક્ત થાય એવી રીતે તેઓને આત્મજ્ઞાનનો ઉપદેશ દેવો અને તેઓને સત્તાએ પરમાત્માઓ જાણવા અને સંસારી સગપણના સંબંધપર ખાસ લક્ષ્ય ન દેતાં તેઓને પરમાત્માઓરૂપે સત્તાએ માની આત્માઓ તરીકે તેઓની નિષ્કામભાવે સેવાભક્તિ કરવી. સર્વજ્ઞ મહાવીર જિનેશ્વરે જે અતીન્દ્રિય આત્માદિતત્ત્વોનું જ્ઞાન પ્રકાશ્યુ છે તે સત્ય છે, એવી શ્રદ્ધા ધારણ કરવી, અને રાગદ્વેષાદિ દોષોનો નાશ થાય તેમ પ્રવર્તવું. મનુષ્ય વગેરેનાં દુઃખોને ટાળવા તનમન ધનથી અર્પાઇ જવામાં નિષ્કામભાવે પ્રવૃત્તિ કરતાં આત્માની શુદ્ધિ થાય છે. સેવા, ભક્તિજ્ઞાન, ઉપાસના. ક્રિયાઆદિ અસંખ્યયોગો છે તે જૈનદર્શન-ધર્મરૂપે છે એમ શ્રી મહાવીરદેવે જણાવ્યું છે માટે જૈનદર્શનરૂપ જ્ઞાનચારિત્રદર્શનધર્મની આરાધના કરતાં સર્વદર્શનધર્મની આરાધના થાય છે એવો દૃઢ નિશ્ચય રાખીને પ્રવર્તવું આત્માનો ધર્મ તેજ જૈનધર્મ અને જિનધર્મ છે, બાકી પુદ્ગલધર્મ તથા રાગદ્વેષધર્મ તે અન્યધર્મ છે તેથી સ્વધર્મનો આદર કરીને પરધર્મ અર્થાત્ રાગદ્વેષાદિ પ્રવૃત્તિમય ધર્મથી દૂર રહેવું. આત્માની શુદ્ધિ થાય અને રાગદ્વેષ ક્ષીણ થાય તથા ક્ષીણ થતા અનુભવાય તે સર્વે સ્વધર્મના સાધન સ્વધર્મ છે. રાગદ્વેષાદિ પરધર્મ છે અને તેની સાથે સ્વધર્મ પરિણતિથી યુક્ત થઇ યુદ્ધ કરવું તે ધર્મયુદ્ધ છે અને તે અંતરમાં થાય છે. વ્યવહાર ધર્મભેદે પરસ્પર–ભિન્નધર્માઓ સાથે યુદ્ધ કરવું તે મોહધર્મ અર્થાત્ પરમાયા–પ્રકૃતિધર્મ છે.

મનુષ્ય શરીર એક દેવલ મંદિર સમાન છે અને તેમાં રહેલ આત્મા તે દેવ છે અને આત્મામાં જ્ઞાનદર્શન ચારિત્રગુણો છે તે ધર્મ છે એમ જો સમજવામાં આવે તો હિંદુ, મુસલ્માનો, ખ્રિસ્તિયો ધર્મ મોહભેદખેદનાનામે ધર્મયુદ્ધો કરીને હજારો લાખો મનુષ્યોનો સંહાર કરે નહીં તેમજ મનુષ્યશરીરરૂપ દેવલમાં રહેલ આત્મામાંજ પૂર્ણજ્ઞાન અને સુખ છે એવો જો વિશ્વવર્તિ સર્વ લોકોને બોધ થાય તો તેઓ દેશભૂમિલક્ષ્મી સ્ત્રી અને કામ ભોગના પદાર્થો માટે લાખો પાપો હિંસા દુષ્ટ કર્મો કરે નહી. જ્યાં સુધી આવું જ્ઞાન વિશ્વમાં સર્વત્ર સર્વમનુષ્યોમાં ન પ્રસરે ત્યાં સુધી કોટાકોટિ બીજા ઉપાયો કરે છતે પણ વિશ્વમા શાંતિ સુખનો પ્રકાશ ન થાય એમ જેઓ જાણે છે તેઓ આત્મજ્ઞાન અને આત્મસુખના પ્રચારમાંજ અને તેની પ્રાપ્તિમાં સ્વજીવન વ્યતીત કરે છે. ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને તેઓ સ્વાત્માને પરમાત્મારૂપે પ્રગટ કરે છે. આત્મસુખ પ્રગટાવવા માટે જ્ઞાનીમનુષ્યો ગૃહાવાસનો ત્યાગ કરીને એકાંત વન ગુફા નિર્જન સ્થાનમાં આત્મધ્યાન ધરે છે, સંયમ તપની આરાધના કરે છે. પૂર્વના ઋષિમુનિઓ વનમાં નદી કાંઠે ગુફામાં વાસ કરીને આત્મજ્ઞાન પ્રાપ્ત કરતા અને આત્મામાંજ ત્રણ ભુવનની બાદશાહી અનુભવતા હતા. આપણે પણ તેઓના માર્ગે ચાલવું જોઇએ. મનુષ્યોને સુખ માટે દેશ ભુમિ રાજ્ય લક્ષ્મી સત્તા વિષયભોગોની સામગ્રી કરોડો કરોડો ઘણી આપવામાં આવે તો પણ અગ્નિમાં કાષ્ઠ હોમવાથી જેમ અગ્નિની શાંતિ થતી નથી તેમ મનુષ્યોને તે તે પદાર્થોની પ્રાપ્તિથી ભૂતકાળમાં શાંતિ થઇ નથી, વર્તમાનમાં થતી નથી અને ભવિષ્યમાં થશે નહીં એમ પોતાનો આત્મા અનુભવ કરીને પોકાર કરે છે કે ખાનપાનાદિ કામ ભોગોથી સત્ય શાંતિ મળતી નથી ત્યારે હવે કરવું શું ! નિત્યસુખ ક્યાં છે અને કઇરીતે મેળવવું ! તેના ઉત્તરમાં જ્ઞાનીઓ પોકાર કરીને

જગત્‌ના લોકોને જાહેર કરે છે કે તમો આત્મામાં ધ્યાન જ્ઞાનથી ઉંડા ઉતરો અને આત્મામાં સત્ય સુખશાંતિ છે તેનો અનુભવ કરો અને પૂર્વજ્ઞાની મહાત્માઓના પગલે ચાલો. તેઓએ આત્મ જ્ઞાનમાટે જે જે અધ્યાત્મજ્ઞાનના વિચારો પ્રકાશ્યા હોય તેઓને વાંચો સાંભળો અને અનુભવો. શાસ્ત્રો માત્ર દિશા દેખાડનારાં છે માટે શાસ્ત્રોથી આત્માનું જ્ઞાન કરીને પશ્ચાત્ કલાકોના કલાકો પર્યંત અને દિવસોના દિવસોપર્યંત અને વર્ષોપર્યંત આત્મધ્યાન ધરી આત્માના સ્વરૂપનો અનુભવ કરો. પોતાની મેળે આત્માએ આત્માનો અનુભવ કરવો જોઇએ. આત્મા જ આત્માવડે આત્માનો ઉદ્ધાર કરે છે માટે ટીલાં ટપકાં માળા કંઠી બાંધી પ્રભુના ભક્ત છીએ એવું નામ ધરાવી બેસી રહેવા માત્રથી કંઇ વળશે નહીં એમ ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયમાં જણાવ્યું છે માટે આત્માનું જ્ઞાન કરીને આત્માનું ધ્યાન ધરવું કે જેથી આત્માના સુખની પ્રતીતિ આ ભવમાંજ અનુભવાય, દેહપ્રાણથી મર્યાબાદ મુક્તિસુખનો અનુભવ કર્યાની વાત છોડીને વર્તમાન દેહમાંજ રહીને આત્મધ્યાન ધરીને આત્માની મુક્તિના સુખનો અનુભવ કરવો એજ પરમપુરૂષાર્થ છે અને એમ કરવામાં સર્વવસ્તુઓના મોહત્યાગ પૂર્વક આત્માના ધ્યાનમાં લયલીન બનવું. પોતાને કોઇ હિંદુ, જૈન, ખ્રીસ્તિ, મુસલ્માન બોદ્ધ કહેવરાવે અને આવી આત્મદશાના સુખ તરફ લક્ષ ન રાખે અને એ તરફ પ્રવૃત્તિ ન કરે તો તેથી અનેક ભવે પણ તે મુક્તિસુખ પામી શકે નહીં, માટે મનુષ્યજન્મમાંજ આત્મજ્ઞાન અને આત્મધ્યાન પ્રાપ્ત કરી મુક્તિનું સુખ અનુભવવું. મુક્તિસુખની ઝાંખી કંઈક ગુરૂ પ્રતાપે અનુભવી છે અને નિશ્ચય છે કે આત્માના અનંતસુખની ક્ષાયિકભાવે પ્રાપ્તિ જ્યારે ત્યારે પણ થવાની એવો દૃઢ નિશ્ચયાનુભવ છે. મનુષ્યે અમુક દર્શનધર્મ માન્યો એટલે તે કંઈ મુક્ત થઇ શકતો નથી. આત્માની મુક્તિમાટે તો રાગદ્વેષને જીતવા જોઇએ. આત્માનો

શુદ્ધોપયોગ પ્રાપ્ત કરવો જોઇએ. જ્ઞાનીઅનુભવીગુરૂનું શરણ કરવું જોઈએ. શરીરમાં રહેલ સ્વાત્માને અનુભવવો જોઈએ અને આત્માનંદનો રસ સ્વાદવો જોઇએ. સર્વપ્રકારના કર્મોનો નાશ કરવામાટે રાગદ્વેષાદિદુષ્ટશત્રુઓની સાથે યુદ્ધ કરવું જોઇએ. નામરૂપાદિમાં થતી મોહ વાસનાઓને મારી નાંખવી જોઈએ. મોહભાવથી મરીને આત્મભાવથી જીવવું જોઇએ. દેહજન્મની સાથે આત્મામાં આત્મજ્ઞાનના જન્મે જન્મી દ્વિજ સમકિતી બનવું જોઈએ. અશુદ્ધ પ્રેમને દેવગુરૂસંતની ભક્તિ કરીને શુદ્ધપ્રેમરૂપે પરિણમાવવો જોઈએ. સર્વજીવોમાં બ્રહ્મભાવના ભાવવી જોઈએ. આત્માનો અનુભવ કર્યા વિના એક ક્ષણ માત્ર પણ ચેન ન પડવું જોઈએ. સર્વ પ્રકારની પ્રવૃત્તિયોમાં નિર્લેપ રહેવામાટે આત્મોપયોગભાવે વર્તવું જોઈએ. એમ કરવાથી આત્માના અનંતસુખરૂપ મુક્તિની પ્રાપ્તિ થાય છે. વેદો ઉપનિષદો વગેરે મૂલ સૂકતો અમુકજ દર્શનનાજ માત્ર ગ્રન્થ નથી. વેદોમાં ભક્તિજ્ઞાન, કર્મકાંડ, રાજકીયસમાજવિચારણા વગેરે અનેક વિષયો આવે છે તેથી તે સર્વદર્શનધર્મના ગ્રન્થો અમુક અપેક્ષાએ છે. જૈનોના ઋષિયોનાં પણ તેમાં નામો આવે છે. જૈનપટ્ટાવલિયોમાં જે જે ઋષિયોનો ગોત્રોના ઋષિયો દર્શાવ્યા છે તેઓનાં નામો પણ વેદોમાં આવે છે. પ્રાચીન આર્ય વેદોમાં જૈનતત્ત્વજ્ઞાનની શ્રુતિયો હતી. જૈનો ભરત ઋષિના ચારવેદોને માને છે. હાલમાં જે ચાર વેદો છે, તેઓની શ્રુતિયોને વ્યાસઋષિએ વ્યવસ્થિત કરી ગોઠવી છે અને તે કાલે જે મળી આવી તે શ્રુતિયોને પુસ્તકારૂઢ કરી છે. કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ વગેરે અનેક વ્યાસોએ વેદોની ઋચાઓ જે જે મળી આવી તેનો સમુચ્ચય કરી ચાર વેદોમાં ગોઠવણ કરી છે. વેદોની ઘણી ખરી ઋચાઓ, શ્રુતિયો, સૂક્તો નષ્ટ થઇ ગયાં છે તેમાં જૈનધર્મતત્ત્વજ્ઞાન સંબંધી ઘણી શ્રુતિયો હતી તે નષ્ટ થઈ ગઇ છે. વેદોમાં શ્રીઅરિષ્ટનેમિનાથ વગેરે તીર્થંકરોની સ્તુતિયો હતી.

તીર્થંકરોનાં માતાપિતાઓ વગેરે પણ વશિષ્ટ વગેરે ઋષિયોના ગોત્રમાં થએલા હતા. જૈનઆર્યવેદો ઘણાખરા લુપ્ત પ્રાય થઈ ગયા છે તેમાં-ના ઉપયોગી મંત્રોનો પ્રતિષ્ઠાના ગ્રન્થોમાં તથા સોળસંસ્કારના ગ્રન્થોમાં જૈનાચાર્યોએ ઉદ્ધાર કર્યો છે. જૈનોમાં આગમ અને નિગમ એવા ગચ્છો હતા તેમાંનો નિગમપક્ષ તો જૈન વેદો કે જે ભરતરા-જાના વખતથી પ્રવર્તતા હતા તેઓને મુખ્યમાની તેની સાથે આગ-મોને માનતા હતા. તે સંબંધીનો ઉલ્લેખ મન્નહજિણાણંની ઉપદેશ કલ્પવલ્લી નામની ટીકામાં મળી આવે છે તેમા જૈનઉપનિષદોનાં નામો જણાવ્યાં છે. અમદાવાદ, ઉમાભાઈ હઠીશંગશેઠની હવેલીમાં સુશ્રાવિકા ચંચળ બેનના ભંડારમાં કેટલીક જૈન ઉપનિષદો છે. તેમજ અન્યગ્રન્થોમાં પણ જૈનઉપનિષદોનાં નામો મળી આવે છે. ઉપદેશકલ્પવલ્લિ કર્તા લખે છે કે નિગમો—અર્થાત્ જૈનતત્ત્વાનુ-કુલવેદો ઉપનિષદો અને આગમો એ બેથી જૈનધર્મનો જગત્માં પ્રચાર થાય છે અને તેથી જૈનધર્મની અને જૈનોની જાહોઝલાલી વર્તે છે. ચૈત્યવાસીઓ નિગમોને— નવેદોને માનતા હતા. "જે જે તી-ર્થંકર ભગવાન્ થાય છે તે આગમોનો પ્રકાશ કરે છે. શ્રુતજ્ઞાન, ગણ-ધર અને ચતુર્વિધ સંઘની સ્થાપના કરે છે, દરેક તીર્થંકરના વખતમાં ભરતઋષિકૃત જૈનવેદો, જૈન ઉપનિષદોથી ગૃહસ્થ સંઘ સમાજ રા-જકીય ધાર્મિકકાર્યો થાય છે અને ગૃહસ્થોના ધાર્મિકસંસ્કારો પણ જૈનનિગમોથી પ્રવર્તે છે. નિગમવેદોમાં ધર્મકર્મપ્રવૃત્તિ મંત્રાદિકની મુખ્યતા છે તથા ગૃહસ્થસમાજ સંઘના આચારની મુખ્યતા છે અને જૈનાગમોમાં તત્ત્વજ્ઞાન અને સાધુધર્મની નિવૃત્તિધર્મની મુખ્યતા છે તેથી બન્નેને માન્ય કરીને પ્રવર્તવાથી જૈનસંઘ જૈનધર્મ દુનિયામાં જીવતો રહી શકે છે એમ નિગમગચ્છી ઉપદેશ કલ્પવલ્લિટીકાકારનો મત પક્ષછે." જૈનદેરાસરો જૈનધર્મના પ્રતિષ્ઠાના ગ્રન્થો, મંત્ર વગેરે કલ્પો, ઓંકાર હ્રીંકાર વગેરે યુક્ત ઋષિમંડલાદિ

પદો, સોલસંસ્કારના ગ્રન્થો, દેવ દેવીઓની પ્રતિષ્ટાના ગ્રન્થો વગેરે હાલ જે જે કંઈ છે તથા જૈનરાજાઓ વગેરેને નીતિસર રાજ્ય ચલાવવું તે સંબધી જે જે ગ્રન્થો છે તેઓનો મુખ્યભાગ નિગમ શાસ્ત્રો જૈન વેદોતરીકે તો છે, જૈન આર્યવેદો અને હાલના વેદોની શ્રુતિયો જુદી હશે અથવા કોઈ કાળે જુદી પડી હશે, અને તેમાં અનેક શબ્દાર્થપરિવર્તનો થયાં હશે. જૈનશાસ્ત્રોમાં દશમા-શીતલનાથ અને સુવિધિનાથની તીર્થંકરના વખતમાં વેદોની શ્રુતિયો સંબંધી અહિંસાતત્ત્વ તથા ત્યાગી ગુરૂ તથા ગૃહસ્થ ગુરૂ તત્ત્વભેદે ભેદો પડ્યા છે એવા ઉલ્લેખો મળી આવે છે. શ્રી ઋષભ-દેવતીર્થંકરના વખતમાં ભરતે વેદો રચ્યા તે કાલે અથવા તે પછી શ્રી ચંદ્રપ્રભતીર્થંકર થયા ત્યાં સુધી આર્યવેદોની માન્યતામાં બે પક્ષો પડયા નહોતા, તેમજ વેદોની શ્રુતિયોમાં ફેરફાર થયો નહોતો તે પછીથી નવી નવી શ્રુતિયોને ઋષિયોએ સ્વમત અનુ-કુલતાએ રચીમૂલશ્રુતિયોના ભેગી દાખલ કરી, ત્યારથી ત્યારથી બે પક્ષ થયા અને ઘણાકાલથી ચાલી આવેલી અને તેમાંથી કાઢી નાખેલી શ્રુતિયો સંબંધી ખાસ નિર્ણય અનુમાનોવડે કરતાં છતાં પણ મતવિચારભેદે એક નિર્ણય સત્યતરીકે જાહેર કરી શકાય તે હાલ લખી શકાય તેમ નથી. શાસ્ત્રોસંબંધી પ્રાચીન અર્વાચીનની ચર્ચામાં ન ઉતરતાં તેમાંથી મધ્યસ્થભાવે સત્ય સાર ખેંચીને આત્માની શુદ્ધિમાટે પ્રવર્તવું એટલોજ મારો મૂલ ઉદ્દેશ છે, તે લક્ષ્યમાં રા-ખીને વેદોની માન્યતા સંબંધી વિચારો જણાવ્યા છે. એકી વખતે હાલમાં વર્તતા બધા વેદો રચાયા નથી. ઋગ્વેદ સર્વથી પ્રાચીન છે. વેદોના કાલ પછીની ઉપનિષદો છે પણ તે વેદની શ્રુતિયોના અનુ-સારે પ્રાયઃ છે વેદો પછી ઉપનિષદો—કલ્પો શતપથ, ગોપથ, બ્રાહ્મણ ભાગ સ્મૃતિયો, ગીતાઓ અને પાછળથી પુરાણો રચાયાં છે. શ્રુતિયોમાં અગ્નિ, સૂર્ય, પૃથ્વી, વાયુ, આકાશ જલ વગેરેને દેવતાઓ કહ્યા

છે કારણ કે તે મનુષ્યોના જીવનમાં ઘણા ઉપયોગી છે તે વિના બાહ્યથી જીવી શકાય નહીં માટે દેવતાઓની ઉપમા આપીને તેઓને દેવતાઓ કથ્યા છે તે અપેક્ષાએ તે જૈનશાસ્ત્રોને અનુકુળ છે તથા જનમાન્યતાને પણ તત્ત્વઅવિરોધીપણે જે જે વેદાદિકના અર્થો કે જે ગીતાર્થોથી કરાય તે અનુકુળ છે. જનઋષિયો સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, જલ, વાયુ, અગ્નિ, આકાશને આત્મા । આધ્યાત્મિક ગુણો તરીકે જણાવે છે તથા અન્ય અર્થોમાં પણ તેઓને ઘટાવે છે અને તે સંબંધી ઉપનિષદ્‌ના વિવેચનમાં મેં જણાવ્યું છે. આત્મા કેવલજ્ઞાનમયી છે તેજ સૂર્ય છે અને આત્માની શુદ્ધિ કરવી તે યજ્ઞ છે. આત્માજ યજ્ઞ, કર્મ સહિત યજ્ઞવાહ ( યહોવાહ ) બ્રહ્મ છે અર્થાત્ આત્માગાં જ્ઞાનરૂપ યજ્ઞ છે. શ્રીહરિભદ્રસૂરિ વગેરે જૈનાચાર્યો આત્માના ગુણોમાંજ યજ્ઞનો અંતર્ભાવ કરે છે. વેદોમાં શ્રુતિયોમાં જે રૂદ્ર દેવતાનું વર્ણન છે તે રૂપકદૃષ્ટિએ છે અને તે આત્માના ચારિત્રગુણરૂપરૂદ્રમહાદેવનું વર્ણન છે. વેદશ્રુતિયમાં **हिरण्यगर्भः सर्वज्ञः** અર્થાત્ શુદ્ધ પુણ્યપ્રકૃતિરૂપ શુદ્ધસાત્ત્વિકપ્રકૃતિવાળો સયોગી શુદ્ધાત્મા કેવલી છે તે સર્વજ્ઞ છે શુદ્ધાત્મા સર્વજ્ઞ થાય છે. તીર્થંકરો સર્વજ્ઞ થાય છે તેની પુષ્ટિ આ શ્રુતિ કરે છે. વેદોક્તમંત્રોના દેવતાઓ આત્માના ગુણોરૂપી દેવો છે એમ જૈનઅધ્યાત્મજ્ઞાની ઋષિયો જણાવે છે અને તે બાહ્યના દેવતાઓ નથી. અપેક્ષાએ રૂપક તરીકે બાહ્યના દેવતાઓ માનવામાં આવે તો તે સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, પ્રાણ વગેરે છે, દશ પ્રાણ અને અગિયારમું મન એ અગિયાર પ્રાણને અગિયારરૂદ્રો કથ્યા છે અને તે જૈનશાસ્ત્રોથી અવિરોધીપણે આધ્યાત્મિકરૂપકો છે, તેથી જૈનશાસ્ત્રોથી તે માન્યતા અપેક્ષાએ અનુકુલ સત્ય છે. એ પ્રમાણે ચાર વેદો, ઉપનિષદોના અર્થોને આત્મામાં અનેકરૂપકોથી સ્યાદ્વાદદૃષ્ટિએ ઘટાવી શકાય છે

અને એજ પ્રમાણે વેદાંતદર્શનકારોએ શ્રુતિયોને સ્વમતાનુકુલ કરી તેઓપર વિવેચન લખ્યું છે તેમ હું ધારૂં છું અને જો સામગ્રી સર્વે મળે તો હું પણ ચાર વેદો અને ઉપનિષદો, ભગવદ્ગીતા, બ્રહ્મસૂત્ર વગેરે જૈનધર્મના આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનાનુકુલ છે અને તેથી જૈનતત્ત્વજ્ઞાનનું પ્રતિપાદન થાય છે એવું વિવેચન કરીને દુનિયાની આગળ રજુ કરી શકું. આ ઉપરથી શ્રોતાઓ, વાચકો સમજી શકશે કે જૈનનયજ્ઞાનસાપેક્ષદૃષ્ટિયોમાં દુનિયાનાં વેદાદિ સર્વ શાસ્ત્રો ધર્મો, મતો દર્શનો સમાઇ જાય છે અને સમ્યગ્દૃષ્ટિત્વને વૃદ્ધિ કરનારાં થાય છે એમ સમ્યગ્જ્ઞાનીઓ ગીતાર્થો જાણે છે. તેથી જૈન દર્શન ધર્મની આરાધનામાં સર્વદર્શન ધર્મોની આરાધના આવી જવાથી જનોને અન્ય શાસ્ત્ર દર્શન ધર્મોને માનવાની જરૂર પડતી નથી. જૈનધર્મ પાળતાં સર્વ સત્યધર્મ પાળી શકાય છે. આત્મામાં જૈનધર્મ જિનત્વ અને જૈનત્વ છે. જેટલું પિંડે તેટલું બ્રહ્માંડે અને જેટલું બ્રહ્માંડે તેટલું પિંડે એમ વ્યષ્ટિ સમષ્ટિની એકતાએ સમજવું. ચૌદરાજલોકાકારે મનુષ્ય શરીર છે તેથી ચૌદરાજલોકમાં જે ષડ્દ્રવ્યો છે તે શરીરમાં છે. તમોગુણ, રજોગુણ અને સત્ત્વગુણ એ ત્રણ ગુણાતીત થતાં આત્મા પૂર્ણાનન્દ અને પૂર્ણજ્ઞાનમય શુદ્ધ સિદ્ધ બુદ્ધ બને છે. બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણનાં અનેક રૂપકો છે તે આત્મામાં અને પ્રકૃતિમાં ઘટાવી શકાયછે એમ સમજવું જોઇએ. પ્રકૃતિની અપેક્ષાએ સમષ્ટિગતતમોગુણ તે મહાદેવ રૂદ્ર છે તથા વ્યષ્ટિગત તમોગુણ તે વ્યાક્તગત મહાદેવ છે, વ્યષ્ટિગત અને સમષ્ટિગત રજોગુણ તે વ્યષ્ટિ તથા સમષ્ટિગત બ્રહ્મા છે, વ્યષ્ટિગત અને સમષ્ટિગત સત્ત્વગુણ તે વિષ્ણુ દેવ છે. હઠયોગની અપેક્ષાએ રેચક તે મહાદેવરૂદ્ર છે પૂરક તે બ્રહ્મા છે અને કુંભક તે વિષ્ણુદેવ છે. તથા ઇંડા તે ગંગા, પિંગલા તે યમુના અને સુષુમ્ણા તે સરસ્વતી છે. ત્રિપુટી તે પ્રયાગ છે. હૃદય તે કાશી છે. મેરૂદંડ તે મેરૂપર્વત છે. બ્રહ્મરંધ્ર તે કૈલાસ છે.

આત્મજ્ઞાનની દૃષ્ટિએ સમ્યગ્દર્શન તે બ્રહ્મા છે. કેવલજ્ઞાન તે વિષ્ણુ છે અને ચારિત્ર તે કર્મને ભયપમાડનાર રૂદ્રમહાદેવ છે. ષટ્ચક્ર તે ષટ્સ્થાન છે અને અપેક્ષાએ ષડ્કારકરૂપ ષડ્ચક્ર તે આત્મામાં છે. અપેક્ષાએ આત્મગત અધ્યાત્મદૃષ્ટિએ તમોગુણી રજોગુણી અને સત્ત્વગુણીવૃત્તિયો તે આત્માની સાથે કર્મસંબંધવાળી ત્રણ પ્રકારની દેવીઓના રૂપકે તથા બ્રહ્માદિ ત્રણ દેવોના રૂપકો તરીકે અવબોધવી. આત્મા તે કૃષ્ણ છે અને વૃત્તિયો તે ગોપીઓ છે. આત્મા તે રામ અને પરિણતિ તે સીતા છે. આત્મામાં એ પ્રમાણે સર્વ દેવોની અને દેવીઓની ભાવનાનાં રૂપકો ઘટી શકે છે અને એમ અધ્યાત્મજ્ઞાનદૃષ્ટિએ વેદોમાંનું સર્વ સાર તત્ત્વ અપેક્ષાએ આત્મામાં ઉતરે છે, શ્રી મહાવીર સર્વજ્ઞે अप्पा सो परमप्पा. આત્માને પરમાત્મા કથ્યો છે માટે જીવતા સર્વવેદો, આગમો, ઉપનિષદો, કુરાનો, પુરાણો, બાઈબલો આદિ કરોડો અબજો શાસ્ત્રો, પુસ્તકો જેમાંથી પ્રગટયાં, પ્રગટે છે અને પ્રગટશે તેનો સાગર જીવતો આત્માજ છે, આત્માને રાગદ્વેષ રહિત કરતાં સર્વવેદો તો, આત્મજ્ઞાનનાં બિંદુઓ સમાન અનુભવાશે. સર્વજ્ઞ મહાવીરદેવ કહે છે કે આત્માને ઓળખો. અમુક શાસ્ત્ર દર્શન મારૂં છે એમ પકડીને બેસી રહેતાં ભવનો પાર આવશે નહીં. આત્માથી પૂર્ણ અનંતવેદો-આગમોને-શાસ્ત્રોને જ્ઞાનીઓએ જ્ઞાનયોગે પ્રગટાવ્યાં અને ભવિષ્યમાં પ્રગટાવશે. સૂર્યના હજારો કિરણોના પ્રકાશની પેઠે આત્મામાંથી મતપંથદર્શનદૃષ્ટિયો નીકળે છે અને આત્મામાં કેવલજ્ઞાન થતાં આત્મામાં સમાઈ જાય છે. માટે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનયોગે આત્મધ્યાન ધરીને કેવલજ્ઞાન પ્રગટાવવાની જરૂર છે. પ્રભુમહાવીરદેવ કેવલજ્ઞાની હતા, તેઓનાં પ્રકાશેલાં ચોરાશી, પિસ્તાલીશ આગમો, કર્મસ્વરૂપ, દેવલોકસ્વરૂપ, ચતુર્દશ ગુણસ્થાનકસ્વરૂપ વગેરેનાં શાસ્ત્રો વાંચતાં તેમના સર્વજ્ઞપણાનો મધ્યસ્થપુરૂષોને ખ્યાલ આવી શકે તેમ છે. વેદો, ઉપનિષદો અને

પુરાણોમાં જેટલું દેવલોકનું સ્વરૂપ જે રૂપથી છે તેના કરતાં જૈનશાસ્ત્રોમાં હજાર ગણું દેવલોક અને દેવોનું તાત્ત્વિકદૃષ્ટિએ સત્ય સ્વરૂપ છે, તેમજ નરકોનું અને નારકીઓનું વિશાલ રૂપથી સ્વરૂપ વર્ણવવામાં આવ્યું છે. જૈનશાસ્ત્રોમાં જેટલું કર્મનું સ્વરૂપ વિસ્તારથી લખવામાં આવ્યું છે તેટલું વેદોમાં ઉપનિષદોમાં અને પુરાણોમાં નથી તેથી, પ્રભુસર્વજ્ઞમહાવીરદેવના જ્ઞાનનો ખ્યાલ સહેજે આવી શકે છે, મ્હને સર્વ દર્શનમાં ધર્મશાસ્ત્રોપર એક સરખો સમભાવ છે અને મ્હને અનુભવમાં જે કંઈ સત્ય લાગે છે તે જણાવું છું, છતાં રાજકીયદૃષ્ટિએ અને સમાજદૃષ્ટિએ વેદાદિક-શાસ્ત્રોથી હિંદુઓ હાલમાં સર્વ વર્ણોને રાજ્યના અંગ તરીકે ગોઠ-વીને હિંદુરાજ્ય કરવાને સમર્થ બની શકે તેટલું જૈનાગમોથી જૈન રાજ્યવ્યવહાર પ્રવર્તાવવામાં જૈનો સમર્થ હાલ નથી. તેઓ ભૂતકાલમાં હતા પણ હાલમાં નથી. વૈદિક હિંદુઓએ પોતાના ધર્મમાં ચારે વર્ણોને રાખી વ્યવહારજીવનમાં સ્વતંત્રતા કંઈક જાળવી છે. જૈનો જૈનધર્મમાં ચારે વર્ણના મનુષ્યોને રાખી શક્યા નથી. ચારે વર્ણી મનુષ્યોના સમૂહ વિના બહાર વ્યવહારમાં ધર્મનો મોભો રહી શકે નહીં. જ્યારે જૈનો આગમો અને નિગમ બન્નેને માનતા હતા, ત્યારે તેઓ રાજકીય બાબતોમાં તથા સમાજમાં પોતાના ધર્મી રાજાઓ પ્રધાનો વગેરેને લાવી શકતા હતા અને રાજાઓ વગેરે ચારે વર્ણને જૈનધર્મી તરીકે રાખી શક્યા હતા. આગમોમાં નિવૃત્તિધર્મની મુ-ખ્યતા હોવાથી તે ત્યાગીઓને ઉપયોગી છે. પાછળથી ગમે તે કારણે જૈનગૃહસ્થવર્ણીય સંઘમાંથી બ્રાહ્મણો ક્ષત્રિયો અને શૂદ્રો જુદા પડયા અને વૈશ્યજાતિમાંથી પણ અમુક વણિગ્જાતિ હાલ જૈનધર્મમાં રહી છે. ગૃહસ્થગુરૂઓ જૈનબ્રાહ્મણો હતા તે પણ વૈદિક હિંદુધર્મમાં ગયા. વૈદિકપૌરાણિક હિંદુઓએ હુણ શિથિયન ગુર્જર વગેરે સર્વપરદેશી દેશી જાતો જે હિંદપર ચઢી આવી તેઓને ચાર વર્ણમાં દાખલ

કરી દીધી, અન્યયવનોને પણ હિંદુ કોમમાં દાખલ કરી દીધા, તેથી તેઓ વ્યવહારમાં સંખ્યાકોમની દૃષ્ટિએ મહાન્ રહ્યા. વૈદિક પૌરાણિક સાધુસંન્યાસીઓએ ત્યાગીઆચાર્યોએ રેલ્વે ગાડીમાં બેસવાની છુટ કરી તથા સર્વ દેશમાં જવાની છુટ લીધી અને જે જે દેશમાં જેવી રીતે રહેવાય તેવા આચારો પાળીને તેઓ સર્વ ખંડમાં હિંદુઓને જાગ્રત્ રાખવા લાગ્યા, નદી મશાણ પર્વત વગેરે ગમે ત્યાં અગ્નિ વગેરેના આશ્રયથી રહેવા લાગ્યા. ગૃહસ્થગુરૂ વૈષ્ણવ આચાર્યોએ જૈનોને કે જે ધર્મના અજાણ હતા તેઓને પોતાના ભક્તો બનાવી લીધા. જૈનોમાં જ્ઞાની મહાસમર્થધર્મપ્રસારક પુરૂષો ન્યૂન પાકવા લાગ્યા. જૈનશાસ્ત્રોમાં કથેલ ઈશ્વર કે જે જગત્‌નો કર્તા નથી. જગત્‌નો કર્તા પરમેશ્વર નથી એવો તત્ત્વજ્ઞાનનો ઉપદેશ છે તે બાળ અજ્ઞાની મૂઢ લોકોને રૂચ્યો નહીં— સમજાયો નહીં. શ્રી શંકરાચાર્ય તથા કપિલ સાંખ્ય તથા જૈમિની વગેરે વેદોને માનનારાઓએ જગત્‌નો કર્તા ઈશ્વર નથી, એમ તેઓએ સ્વીકાર્યું છે છતાં બહારથી માયાવાદ વગેરેને આગળ કરી વિવર્તવાદાદિકની દૃષ્ટિએ જગત્‌નો કર્તા પરમેશ્વર છે એમ જન સમાજમાં વિવર્તવાદની દૃષ્ટિએ જણાવ્યું, તથા પૌરાણિક માન્યતાઓને આગળ કરીને પૌરાણિક દેવોને મૂઢ લોકોની આગળ ખડા કર્યા અને વૈદિકદેવોને ગૌણ કર્યા અને વૈદિકપૌરાણિકધર્મનો જ્યાં જેવી રીતે ઘટે ત્યાં તેવી રીતે પ્રચાર કર્યો છતાં પણ તેઓ મુસલ્માનોના એકેશ્વરવાદની આગળ મહાત્ થયા. મુસલ્માનોએ પરંપરાપ્રવાહે હિંદમાંથી ૭ સાત કરોડ હિંદુઓને મુસલ્માનો બનાવ્યા એમ કહીએ તો ચાલે તેમ છે, તેમજ ખ્રિસ્ત પાદરીઓના ઉપદેશથી તથા રાજ્યાશ્રય બળથી લાખો હિંદુઓએ ખ્રીસ્તિધર્મ ગ્રહણ કર્યો તેથી હવે હિંદુઓના આગવાનો મદનમોહન માળવીયા તથા આર્યસમાજીઓ જાગ્યા છે અને શૂદ્રોની સાથે અસ્પર્શ્યતાનો વ્યવહાર દૂર કરવા

ભગીરથ પ્રયત્ન કરી રહ્યા છે, તથા હિંદુઓ કે જે બાદશાહી રાજ્યમાં મુસલ્માનો થયા છે તથા ખ્રીસ્તિયો થયા છે તેઓને પાછા હિંદુધર્મમાં લાવવા કરોડો રૂપૈયાનાં ફંડ કરી હિંદુધર્મના આગેવાન આચાર્યો તે તરફ ખાસ પ્રવૃતિ કરી રહ્યા છે. હિંદુઓનો અને જૈનોનો સંબંધ ખાસ પાસેનો છે. જૈનો હવે વૈદિકપૌરાણિકહિંદુઓનો સંબંધ તોડીને તે સ્વતંત્ર રીતે સંસારવ્યવહારમાં જીવવા અશક્ત થઇ પડયા છે. ભવિષ્યમાં બને તે ખરૂં. જૈનાચાર્યોએ તથા જૈનગૃહસ્થોએ જૈનકોમની સંખ્યા વધારવા તરફ લક્ષ દીધું નથી. તેઓએ જેટલું દેરાસરોની પાછળ લક્ષ દીધું છે તેટલું જૈનસંખ્યા વૃદ્ધિ તરફ લક્ષ દીધું નથી. તેઓનું મુખ્યધ્યેય મોક્ષપ્રાપ્તિ તરફ છે અને ગૃહસ્થદશામાંથી ત્યાગીદશા સ્વીકારવા તરફ છે. વૈદિકપૌરાણિકલગ્નસંસ્કારની વિધિએ તેઓ હજી સુધી જૈનલગ્નો કરે છે. જૈનતત્ત્વજ્ઞાન સમજવામાં કુશળ એવા જૈનો તો લાખો જૈનોમાં પચ્ચીશ નીકળી શકે. બાલલગ્નનાદિકથી જૈનકોમની સંખ્યા ઘટવા લાગી છે છતાં જૈનો જેટલા જૈનધર્મ પાળવામાં અડગ ચુસ્ત છે તેટલા વૈદિક વૈષ્ણવો વગેરે નથી. આખી દુનિયામાંના સર્વસાધુઓમાં જૈનસાધુઓ સદાચારધર્મમાં પહેલા નંબરે આવે છે એમ લાલા લજપતરાય વગેરે જણાવે છે. દુનિયાના સર્વજાતના ધર્મી લોકોમાં દયાધર્મ પાળવા તરીકે દયાધર્મની મૂર્તિ તરીકે હજી જૈનો પહેલો નંબર ભોગવે છે, પણ રાજકીયબાબતમાં તેઓ પાછળ છે. જૈનોએ ધર્મીની સંખ્યા વધારવાનો મોહ રાખ્યો નથી. જેઓ જૈનધર્મને જાણશે તેઓ જૈનધર્મને અંગીકાર કરશે. પૌરાણિકવૈદિકહિંદુઓએ મુસલ્માનોએ અને ખ્રીસ્તિયોએ ધર્મયુદ્ધો કર્યાં છે અને ધર્મભેદે લાખો વિધર્મી અન્યધર્મીઓને કાપી નાખ્યા છે. જૈનોએ એવું ધર્મયુદ્ધ કરી મનુષ્યોનાં માથાં કાપ્યાં નથી તેનું કારણ એ છે કે તેઓની રગેરગમાં દયા એટલી બધી ઉતરી ગઇ છે કે જેથી

તેઓ જૈનધર્મનો ત્યાગ કરીને અન્યધર્મી કદાપિ બની જાય પણ કોઈનું મસ્તક છેદે નહીં એટલો બધો દયાભાવ તેઓની કુલપરંપરામાં હાડોહાડ વ્યાપી ગયો છે, તેથી પંખીઓમાં કબતરની પેઠે તે દયાળુ બન્યા છે અને પશુઓમાં મૃગશસલાંના જેવા અહિંસક બન્યા છે પણ બાહ્યધર્મ વ્યવહારની દૃષ્ટિએ જૈનોએ તેમાં એકાંત દૃષ્ટિ ધારાને ભૂલ ખાધી છે અને તેથી જૈનોની અસ્તિતતાને ભયમાં લાવી મૂકી છે. વૈદિકપૌરાણિક હિંદુઓએ પણ મુસલ્માનોની આગળ છક્કડ ખાધી છે અને હવે તે જાગવા લાગ્યા છે. ભવિષ્યકાલ અનંત છે. સર્વમનુષ્યોને એક સરખો ધર્મ તથા દર્શન રૂચતું નથી. જૈનધર્મનાં તત્ત્વજ્ઞાન તથા આચારોને પાળનારા લોકો પ્રગટશે માટે જનોએ જૈનધર્મ તત્ત્વજ્ઞાનનો પ્રકાશ કરવા કટિબદ્ધ થવું જોઈએ અને ગમે તેવા અધ્યાત્મજ્ઞાની બનવા છતાં પણ વ્યાવહારિક ધાર્મિક કર્તવ્યોને સ્વાધિકારે કરવાં. જનાચાર્યોમાં શ્રી હરિભદ્રસૂરિ. કલિકાલ સર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિ, શ્રી યશોવિજય ઉપાધ્યાય વગેરે મહાસમર્થ પુરૂષો થયા છે. શ્રી ઉપાધ્યાયજીએ પાતંજલયોગદર્શનપર ટીકા કરી છે. જૈનમુનિસંઘમાં પ્રથમ એજ પ્રગટયા કે જેમણે અન્યદર્શનીય પાતંજલયોગ સૂત્રપર ટીકા કરી પોતાની ઉદારતા જણાવી. તેમણે સ્વરચિતપુસ્તકોમાં ભગવદ્ગીતા વગેરેના શ્લોકોની સાક્ષીઓ આપી છે, તેમણે દિગંબરિ અષ્ટસહસ્રી ગ્રન્થપર વિવેચન કર્યું છે. શ્રી હરિભદ્રસૂરિએ પણ તેવી પ્રવૃત્તિ સેવી હતી. તેઓના પગલે ચાલીને (महाजनोयेनगतः स पन्थाः) એન્યાયે શ્રી ઈશાવાસ્યોપનિષદ્‌પર અનુભવાર્થ વિવેચન લખ્યું છે તેમાં કંઇ જૈનતત્ત્વજ્ઞાને સ્યાદ્વાદદૃષ્ટિથી વિરૂદ્ધ લખાયું હોય તો ગીતાર્થોની આગળ તથા શ્રી સંઘની આગળ મિથ્યાદુષ્કૃત દઉ છું અને અશુદ્ધ ભાગ તેઓ સુધારશે એમ વિનવું છું. ત્રણ જ્ઞાનના સ્વામી અને જેણે દ્વાદશાંગીની રચના કરી અને જેનાં બનાવેલાં આગમો શાસ્ત્રો હાલ

પ્રભુની વાણી તરીકે પૂજાય છે તેપણ છદ્મસ્થ હોવાથી ઉપયોગ ચૂકી ગયાં અને આનંદશ્રાવકની આગળ પોતાની ભૂલ કબૂલ કરી તો મારા જેવા પામરનું તો શું ગજું. છદ્મસ્થ જ્ઞાની ભૂલ કરે અનુપયોગે ચૂકી જાય એવો અનુભવ આવે છે તેથી ભૂલને માટે સંઘની આગળ પ્રથમથી ક્ષમા માગું છું અને મિથ્યાદુષ્કૃત દઉં છું. જૈનોને અને વૈદિક પૌરાણિક હિંદુઓને આ ઉપનિષદ્‌નું વિવેચન બન્ને ધર્મનાં તત્ત્વો વગેરેને જોવા માટે અનુભવવા માટે પૂલની માફક ગમનમાં સહાયકારક છે. જૈનહિંદુઓ અને વૈદિક પૌરાણિકો હિંદુઓ બન્ને આર્યો એક મા બાપનાં સંતાન છે માટે પોતાના વડેરાઓનાં તત્ત્વજ્ઞાનને પરસ્પર સાપેક્ષદૃષ્ટિથી તથા મધ્યસ્થદૃષ્ટિથી વિચારશે તો તેઓ પરસ્પરના જ્ઞાનમાં વૃદ્ધિ કરી શકશે અને આત્માની વિશુદ્ધિમાં પરસ્પર એક બીજાને સહાય આપી શકશે. દેશભૂમિ રાજ્યલક્ષ્મીપુત્રાદિકની મોહવાસના કરતાં ધર્મના દૃષ્ટિ રાગની વાસના પ્રબલ છે અને તેથી કષાયોની વૃદ્ધિ થાય છે માટે વિશ્વવર્તિ સર્વમનુષ્યોએ, કામરાગ, સ્નેહરાગ કરતાં મહાપ્રબલ દૃષ્ટિરાગ અને તે કરતાં મહાપ્રબલ અસત્ય ધર્મના અન્ધરાગનો ત્યાગ કરવો જોઈએ. હાલ સર્વખંડમાં પાપ અધર્મનો ઘણો પ્રચાર થવા લાગ્યો છે તેથી વિશ્વમાં ઘણી અશાંતિ રોગ દુઃખ યુદ્ધાદિક પ્રવર્તવાનો સંભવ છે તેથી સર્વવિશ્વવર્તિલોકોએ દુષ્ટ પાપકર્મોનો ત્યાગ કરવા માટે અને આત્માનું શુદ્ધ સ્વતંત્ર પૂર્ણજ્ઞાનાનન્દમયરાજ્ય પ્રાપ્ત કરવા માટે ખાસ લક્ષ્ય દેવું જોઈએ. ધર્મની બાબતમાં અન્ધશ્રદ્ધા રાખીને હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર અધર્મ યુદ્ધ કલેશ મારામારી વગેરે અધર્મપ્રવૃત્તિ ન કરવી જોઇએ. ધર્મતત્ત્વોની પરીક્ષા કરીને ધર્મ ગ્રહણ કરવો જોઇએ. આત્મજ્ઞાનવડે આત્માનુભવ કરાવે એવા સદ્‌ગુણી મહાવ્રતીને ગુરૂ તરીકે સ્વીકારવા જોઇએ. ગાડરિયાપ્રવાહમાં અન્ધ થઇને વા નિર્બલ

બનીને ન તણાવું જોઈએ. વેદાંત ઉપનિષદોમાં સંગ્રહનયની મુખ્યતાનું આત્મજ્ઞાન છે પણ તે વ્યવહારનયની માન્યતાની સાપેક્ષતાએ સ્વીકારવું જોઈએ. હાલ દશ, અઠ્ઠાવીશ અને એકશો આઠ ઉપનિષદો છપાયલી છે. કેટલીક બીજી પણ હશે તે સર્વ ઉપનિષદોનો સાર એ છે કે રાગદ્વેષાદિકષાયદોષોને ટાળવા અને આત્માનો અનુભવ મેળવી આત્મસમાધિપૂર્વક આત્મામાં કેવલજ્ઞાન છે તે પ્રત્યક્ષ જ્ઞાન છે એવા જ્ઞાનની પ્રાપ્તિમાટે જ્ઞાનદર્શન ચારિત્રની આરાધના કરવી. વ્યવહારનિશ્ચયજ્ઞાની ગીતાર્થ ત્યાગી સ્યાદ્વાદ શ્રુતજ્ઞાનાનુભવી ગુરૂને માથે સ્થાપીને ધર્મશાસ્ત્રોનું જ્ઞાન કરવું આત્માનો અનુભવ સાક્ષાત્કાર કરી આત્માનું જીવન પ્રગટાવીને પશ્ચાત્ બાહ્યજીવનથી વિશ્વજીવોની સેવાને સ્વાધિકારે કરતાં આત્માની શુદ્ધતા વધે છે અને સર્વજીવોનું શ્રેયઃ પણ પૂર્વના કરતાં અનંતગણું કરી શકાય છે, તેમાટે સર્વધર્મશાસ્ત્રો ઉપનિષદો અને સદ્ગુરૂગમ વગેરે નિમિત્તહેતુઓનું આલંબન લેઈ આત્માભિમુખ મનને કરવું. સર્વ પ્રકારે આત્માનું જ્ઞાન કરવું. સર્વનય જ્ઞાનદૃષ્ટિયોની સર્વસાપેક્ષાઓવડે એકેક પદાર્થ સંબંધી કથેલા વિચારોવડે પદાર્થનું જ્ઞાન કરવું અને સર્વદર્શન ધર્મમતપન્થોની માન્યતાઓનું જ્ઞાન કરવું અને પશ્ચાત્ રાગદ્વેષરહિતદૃષ્ટિએ આત્મસ્વરૂપ વિચારવું. સર્વ જાતના જે જે ઈશ્વરો કહેવાય છે તે સર્વે અપેક્ષાએ આત્માના પર્યાયો છે. ઇશાવાસ્યોપનિષદ્ના અનુભવભાવાર્થ સંબંધી ઉપર પ્રમાણે કથી હવે ઉપસંહાર કરૂં છું. ઈશાવાસ્યોપનિષદ્નાં ફ્રમાં સુધારવામાં મુનિ કીર્તિસાગરે મદદ કરી છે તથા પ્રજાહિતાર્થ પ્રેસવાળાએ ઉતાવળથી પુસ્તક છપાવ્યું છે તેમાં મતિદોષથી શબ્દાર્થ વાક્યાદિમાં જે જે દોષો રહ્યા હશે તેને દ્વિતીયાવૃત્તિમાં સુધારી લેવામાં આવશે તથા વિદ્વાનો તે તે ભૂલોને સુધા-

રશે એમ પ્રાર્થું છું. વિ. સં. ૧૯૭૯ ના વિજાપુરના ચોમાસામાં ઉપનિષદ્નો ભાવાર્થ છપાઇ ઘણો ખરો પૂર્ણ થયો હતો. બાકીનો ભાગ વિ. સં. ૧૯૮૦ માં મહુડી ( મધુપુરી ) માં માગશર માસમાં શ્રી ઘંટાકર્ણ મહાવીરની પ્રતિષ્ઠા વખતે પૂર્ણ થયો છે અને તેની પ્રસ્તાવના મધુપુરીમાં અને પ્રાંતિજમાં લખવામાં આવી છે. પ્રસ્તાવનામાં વેદોનાં સૂક્તો અને ઉપનિષદો સંબંધી વિસ્તારથી અધ્યાત્મજ્ઞાનનો ઉહાપોહ કરવા વિચાર હતો તથા દર્શનોની સમાનતા તથા ભિન્નતા સંબંધી વિચાર કરવાનો હતો પણ અન્યધાર્મિકકાર્યોના કારણે તથા સમયના અભાવે સંક્ષેપથી પ્રસ્તાવના લખી પૂર્ણ કરી છે, ભાવીભાવ હશે તો અન્ય ઉપનિષદો વગેરેનું જૈન સ્યાદ્વાદદૃષ્ટિએ વિવેચન થશે. इत्येवं ॐ अर्हं महावीर शान्तिः ३

વિ. સં. ૧૯૮૦ માઘ સુદિ પંચમી. મુ. પ્રાંતિજ. જૈનોપાશ્રય.



# निवेदन.

અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડલ તરફથી શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રન્થમાળાના મણકા નં. ૬૫ તરીકે ઇશાવાસ્યોપનિષદ્ ભાવાર્થ વિવેચન છપાવી બહાર પાડવામાં આવે છે. મૂલ દશ ઉપનિષદો છે તેમાંથી પહેલી ઉપનિષદ્પર ભાવાર્થ લખીને જૈનાચાર્ય બુદ્ધિસાગરસૂરિએ જૈનસ્યાદ્વાદ દૃષ્ટિનો બહોલો પ્રકાશ કર્યો છે. સ્વપર સિદ્ધાંત શાસ્ત્રોના અનુભવીઓના માટે આ ગ્રન્થ ઉપયોગી છે પણ બાલજીવો માટે આ ઉપયોગી ગ્રન્થ નથી. બાલજીવોએ તો ગીતાર્થ ગુરૂની આજ્ઞાનુસારી ગ્રન્થો વાંચવા, એવી ગુરૂ મહારાજની આજ્ઞા છે. જૈનસ્યાદ્વાદદૃષ્ટિએ અધ્યાત્મજ્ઞાનના પ્રચારાર્થે આ ગ્રન્થ છપાવી પ્રસિદ્ધ કર્યો છે. સસ્તી કિંમતથી ભવ્ય મનુષ્યો પુસ્તક ખરીદ કરી વાંચી શકે અને અધ્યાત્મશાસ્ત્રનો બહોળો પ્રચાર થાય એ માટે પુસ્તકની પડતર કિંમત રાખવામાં આવી છે. ઇશાવાસ્યોપનિષદ્ ભાવાર્થ વિવેચન સંબંધી જે કંઇ વાંચકોને ખુલાશો કરવો હોય તો આચાર્ય મહારાજને પુચ્છી ખુલાસો કરવો.

અધ્યાત્મજ્ઞાન પ્રસારક મણ્ડલ.

મુ. પાદરા.

**વકીલ. મોહનલાલ હિમચંદ.**

વિ. સ. ૧૯૮૦ ફાલ્ગુન પૂર્ણિમા.

# ईशावास्योपनिषद्–अनुभवार्थनुं शुद्धिपत्रम्.

| पृष्टं | पंक्ति | अशुद्ध | शुद्धि |
|---|---|---|---|
| १ | ८ | तोर्थ | तीर्थ |
| ३ | ३ | રૂપે | રૂપે |
| ३ | १७ | રૂપ | રૂપ |
| ३ | १८ | રૂપ | રૂપે |
| ४ | ૯ | ન | જૈન |
| ६ | ३ | म | म् |
| ६ | १० | योजीव | योजीवः |
| ६ | ११ | ईश | ईशः |
| ७ | २२ | નેજ | તેજ |
| ८ | ૯ | અદ્વત | અદ્વૈત |
| ८ | १३ | त् | सत् |
| ८ | २३ | અદ્વત | અદ્વૈત |
| ૯ | २३ | પશ્ચાત્ | પશ્ચાત્ |
| १० | ५ | અનુયાયી | અનુયાયી થવાથી |
| १७ | २ | वताः | वृताः |
| १७ | २३ | सः | स |
| १९ | २० | બુધો | બુધા |
| २२ | १३ | બાહ્ય | બાહ્ય |
| २४ | १७ | સવ | સર્વ |
| २४ | १७ | રૂપે | રૂપ |
| २४ | २३ | બાહિં | બાહિર |
| २५ | २० | આત્મામાં | શુદ્ધઆત્મામાં |
| २६ | १६ | માત્મા | માત્મ |

| | | | |
|---|---|---|---|
| ૨૬ | ૨૦ | ઊપશમ | ઉપશમજ્યાંસુધીન |
| ૩૪ | ૩ | અંધાર | અંધકાર |
| ૩૪ | ૫ | સ્પર્શ | સ્પર્શાય છે |
| ૩૮ | ૩ | તરે | તદ્દરે |
| ૩૯ | ૭ | ાસ્થર | સ્થિર |
| ૪૧ | ૭ | દુર | દૂર |
| ૪૧ | ૨૬ | અતિ | રતિ |
| ૪૩ | ૧૪ | પ્રતિષ્ઠા | પ્રતિષ્ઠા |
| ૪૪ | ૧૯ | વિચારો | વિચારોથી |
| ૪૪ | ૨૫ | મૈથુની | મૈથુન |
| ૪૭ | ૨૧ | અમૂચ્છા | અમૂર્ચ્છા |
| ૫૦ | ૧૫ | મટે | માટે |
| ૫૧ | ૨૨ | પ્રભુ | પ્રભુદૂરછે |
| ૫૫ | ૬ | સ્થાને | સ્થાને જેઓમાં |
| ૫૭ | ૧૫ | જે | જો |
| ૫૮ | ૧૪ | તે | તેથી |
| ૬૦ | ૧૯ | થાયછે | થાય |
| ૬૨ | ૧૫ | રાત | રતિ |
| ૬૨ | ૨૫ | વાઃદળ | વાદળ |
| ૬૪ | ૨૩ | પાતાનામાં | પોતાનામાં |
| ૬૭ | ૧૭ | વિપયોમાં | વિષયોમાં |
| ૬૮ | ૯ | બન | બનતો |
| ૬૮ | ૧૩ | નર | પર |
| ૬૯ | ૫ | [illegible] | ૐ |
| ૭૦ | ૩ | થી | વડે |

| | | | |
|---|---|---|---|
| ૭૦ | ૨૨ | કોઈ | કોઈ વખત |
| ૭૧ | ૨૩ | પરિર્વન | પરિવર્તન |
| ૭૪ | ૫ | ના | નો |
| ૭૪ | ૮ | શા | શ |
| ૭૪ | ૧૬ | સુખા | સુખી |
| ૭૪ | ૨૦ | ૨ | પર |
| ૭૪ | ૨૧ | ભ | શુભ |
| ૭૫ | ૫ | દશા | દર્શા |
| ૮૦ | ૧૬ | જાલધર | જાલંધર |
| ૮૩ | ૩ | मोह:क | मोहक: |
| ૮૯ | ૧૧ | कस्या | कस्य |
| ૯૨ | ૩ | भू: | भू |
| ૯૩ | ૨૭ | અપેક્ષ | અપેક્ષા |
| ૯૪ | ૧૮ | ને | નો |
| ૯૬ | ૯ | એ | એ |
| ૯૬ | ૧૯ | એમ માને છે | એમ |
| ૯૭ | ૧૮ | दुनियामां | ૦ |
| ૯૭ | ૨૩ | શક | શકે |
| ૧૦૦ | ૨ | ભયો | ભયોનો |
| ૧૦૪ | ૨૧ | સત્ર | સૂત્ર |
| ૧૦૬ | ૧૧ | શ્મસાન | શ્મશાન |
| ૧૦૮ | ૧૮ | સમાલ | સમાન |
| ૧૧૦ | ૪ | સ | સા |
| ૧૧૦ | ૧૧ | તેમાં | ૦ |
| ૧૧૦ | ૧૨ | ષ્ટા | ષ્ઠા |
| ૧૧૦ | ૧૭ | રૂ | ૨ |

| | | | |
|---|---|---|---|
| ૧૧૦ | ૧૭ | त्ति | त्ति |
| ૧૧૧ | ૧૦ | નીચે પ્રમાણે | ૦ |
| ૧૧૧ | ૨૨ | તર્ક | તર્ક |
| ૧૧૨ | ૩ | હતા | હતાં |
| ૧૧૪ | ૧૮ | ક્ષો | ક્ષ |
| ૧૧૫ | ૧૬ | ધ્ય | ધ્યમાં |
| ૧૧૬ | ૨ | સ | સં |
| ૧૨૦ | ૬ | એથી | એથી દેહાધ્યાસ |
| ૧૨૨ | ૧૨ | श्चै | श्चै |
| ૧૨૮ | ૨૭ | कम | कर्मजा |
| ૧૨૯ | ૩ | द्व | द्वे |
| ૧૨૯ | ૨૪ | प्युर्ति | प्युचितां |
| ૧૩૦ | ૨૭ | स्व | स्व |
| ૧૩૩ | ૧૨ | निस्पृह | निःस्पृह |
| ૧૩૬ | ૧૦ | જે | જેઓ |
| ૧૩૮ | ૧૧ | તે | તેઓ |
| ૧૩૮ | ૧૧ | તો | તા |
| ૧૪૦ | ૮ | અમને | તમને |
| ૧૪૧ | ૬ | च्छि | श्छि |
| ૧૪૧ | ૧૩ | स्मलो | स्मैल्लोक |
| ૧૪૪ | ૪ | જે | જેઓ |
| ૧૪૫ | ૧૫ | तव्यं | तव्ये |
| ૧૪૮ | ૧૩ | જનો | જૈનો |
| ૧૪૮ | ૨૩ | જનો | જૈનો |
| ૧૫૦ | ૯ | नेमि | नेमिः |
| | ૭ | | मर्व |

| | | | |
|---|---|---|---|
| ૧૫૬ | ૧૦ | ૦છે | છે તે |
| ૧૫૭ | ૨૦ | બંધારક | બંધકારક |
| ૧૫૮ | ૧૨ | બ્રા | બા |
| ૧૫૮ | ૧૬ | ધમ | ધર્મ |
| ૧૫૯ | ૮ | પ્રગટે | પ્રગટે નહીં |
| ૧૫૯ | ૧૭ | શ | શૂ |
| ૧૬૦ | ૨ | सव | सर्व |
| ૧૬૦ | ૩ | पेह | एह |
| ૧૬૦ | ૬ | અ | અં |
| ૧૬૦ | ૧૧ | કોટ | કોટિ |
| ૧૬૦ | ૨૩ | वि | विं |
| ૧૬૫ | ૬ | થૅ | થૈં |
| ૧૬૯ | ૨ | યે | છે |
| ૧૭૦ | ૪ | ।त्त | त्ति |
| ૧૭૦ | ૨૨ | ક્રિયા | ક્રિયા |
| ૧૭૨ | ૭ | मृत्यु | मृत्युं |
| ૧૭૪ | ૪ | બાહાર | બાહિર |
| ૧૭૬ | ૯ | गच्छत् | गच्छेत् |
| ૧૭૬ | ૧૦ | કર્ણ | કર્મ |
| ૧૭૬ | ૧૧ | કાંઇ | કોઈ |
| ૧૭૭ | ૨૦ | त्ति | ति |
| ૧૭૮ | ૧૫ | પુનઃજ | પુનર્જ |
| ૧૭૮ | ૨૨ | त्ति | ति |
| ૧૮૦ | ૧૫ | નથી,કર્મ | નથી,શુભ |
| ૧૮૩ | ૫ | સ્કધો | સ્કંધો |
| ૧૮૫ | ૩ | તી | તીંઓ |

| | | | |
|---|---|---|---|
| ૧૮૫ | ૭ | અહાર | આહાર |
| ૧૮૭ | ૨૪ | આદિ | આદિની |
| ૧૮૮ | ૨૨ | ત્યાગ | ૦ |
| ૧૮૯ | ૧૩ | સાઠો | સાંઠો |
| ૧૮૯ | ૧૫ | સમાન | ૦ |
| ૧૯૦ | ૭ | સ્યાદ્વાદ | સ્યાદ્વાદજ્ઞાન |
| ૧૯૦ | ૨૭ | सभूति | संभूति |
| ૧૯૩ | ૧૦ | વતે | વર્તે |
| ૧૯૪ | ૧૦ | વરાગ્ય | વૈ |
| ૧૯૫ | ૧૩ | નિ | ન |
| ૧૯૫ | ૨૫ | ને | નાં |
| ૧૯૮ | ૫ | ષ્ટિ | દૃષ્ટિ |
| ૧૯૮ | ૫ | શ | ષ |
| ૧૯૯ | ૧૧ | કમ | કર્મ |
| ૨૦૦ | ૨૧ | ત્વ | ત્વા |
| ૨૦૧ | ૧૨ | તે | ૦ |
| ૨૦૧ | ૧૪ | गुणेः | गुणैः |
| ૨૦૩ | ૨૬ | ઉપાયો | ઉપાયોને |
| ૨૦૩ | ૨૨ | શ | શા |
| ૨૦૬ | ૭ | દૃ | દ |
| ૨૦૭ | ૪ | प्राप्तिध्रुवं | प्राप्तिर्ध्रुवं |
| ૨૦૮ | ૧૦ | स | ष |
| ૨૦૮ | ૧૪ | ઉલ્લ | ઉલ્લંઘીને |
| ૨૦૮ | ૧૬ | ષ | દ્વેષ |
| ૨૦૯ | ૧૨ | પ્રવર્તેલા | પ્રવર્તેલાની પેઠે તથા |
| ૨૧૦ | ૪ | દ્વષ | દ્વેષ |

| | | | |
|---|---|---|---|
| ૨૧૦ | ૬ | નથી | નથી એમ માને છે તથા |
| ૨૧૦ | ૧૪ | દ્વ્ષ | દ્વેષ |
| ૨૧૧ | ૧૯ | સાત્વક | સાત્ત્વિક |
| ૨૧૧ | ૨૫ | પ્રમ | પ્રેમ |
| ૨૧૨ | ૧૨ | બરૂં | બૂરૂં |
| ૨૧૩ | ૧૦ | ટ | ટે |
| ૨૧૪ | ૬ | માટ | માટે |
| ૨૧૫ | ૩ | समुह | समूह |
| ૨૧૫ | ૬ | પ્રજાપત્ય | પ્રાજાપત્ય |
| ૨૧૫ | ૬ | પૂજન્ | પૂષન્ |
| ૨૧૫ | ૨૭ | એવા | ૦ |
| ૨૧૬ | ૨૭ | જડપદાર્થોથી અને | ૦ |
| ૨૧૭ | ૨૫ | લખ્યા | લખ્યો |
| ૨૧૯ | ૧૨ | મારામાં | ૦ |
| ૨૨૧ | ૨૭ | સવ | સર્વ |
| ૨૨૨ | ૯ | ના | નો |
| ૨૩૨ | ૫ | તેઓ | ૦ |
| ૨૩૪ | ૨ | વતે | વર્તે |
| ૨૩૮ | ૩ | શલી | શૈલી |
| ૨૩૮ | ૧૩ | मेष्ठि | मेष्ठी |
| ૨૩૯ | ૩ | रुप | रूप |
| ૨૩૯ | ૪ | दश्यते | दृश्यते |
| ૨૩૯ | ૨૧ | रुप | रूप |
| ૨૩૯ | ૨૧ | उत्पतिः | त्तिः |
| ૨૩૯ | ૨૨ | तिः | त्तिः |
| ૨૪૨ | ૨ | વણુ | વર્ણ |

| | | | |
|---|---|---|---|
| ૨૪૫ | ૧૬ | વતવા | વર્તવા |
| ૨૪૮ | ૨૩ | વા | સ્મર |
| ૨૪૯ | ૧૫ | તકર્મ | કૃતકર્મ |
| ૨૫૦ | ૩ | ર્ત્ર છે | કર્મ છે |
| ૨૫૦ | ૧૦ | શુદ્ધોપયોગે | શુદ્ધોપયોગે સ્મરણ કર |
| ૨૫૧ | ૧૨ | કર્મ યોગ | કર્મ |
| ૨૫૨ | ૧૭ | અર્થાત્ | અર્થાત્ પ્રભુનું તથા |
| ૨૫૩ | ૧૪ | वै | वैं |
| ૨૫૩ | ૧૫ | विश्वषो | विश्वेषां |
| ૨૫૪ | ૧૩ | रूद्र | रुद्र |
| ૨૫૮ | ૧૮ | સંયોગી | સયોગી |
| ૨૫૮ | ૨૧ | દેહ | દેહવડે |
| ૨૬૧ | ૨૦ | ાથ | થિ |
| ૨૬૩ | ૨૧ | થાય | થાય પરંતુ |
| ૨૬૪ | ૨૪ | તા | તા છે |
| ૨૬૪ | ૨૪ | તે | તે તો |
| ૨૬૫ | ૭ | મ | કામ |
| ૨૬૫ | ૧૪ | નમિત્તે | નિમિત્તે |
| ૨૬૬ | ૪ | અંત | અંતર્ |
| ૨૬૬ | ૭ | ના | નો |
| ૨૬૬ | ૨૧ | ભક્ષ | ભક્ષણ |
| ૨૬૭ | ૭ | પ્રમ | પ્રેમ |
| ૨૬૯ | ૩ | પોતાને | પોતાને બાહ્યની |
| ૨૭૦ | [illegible] | સવ | સર્વ |
| ૨૭૦ | ૧૬ | ધ્યાન્ | ધ્યાનના |

| | | | |
|---|---|---|---|
| ૨૭૦ | ૨૩ | જૂઠી | જુદી |
| ૨૭૧ | ૧૫ | િથ | થિ |
| ૨૭૨ | ૩ | સાચ્ચાનંદ | સચ્ચિદાનંદ |
| ૨૭૨ | ૭ | सव्र | सर्व |
| ૨૭૨ | ૧૦ | दन्य | दैन्य |
| ૨૭૨ | ૨૪ | ઉપાધ | ઉપાધિ |
| ૨૭૨ | ૧૮ | પૂણતા | પૂર્ણતા |
| ૨૭૩ | ૧૯ | આધક | અધિક |
| ૨૭૫ | ૧૫ | બીને | ડૂબી |
| ૨૭૫ | ૨૧ | यान्ति | याति |
| ૨૭૫ | ૨૪ | પૂણની | પૂર્ણની |
| ૨૭૮ | ૭ | સવ | સર્વ |
| ૨૭૯ | ૧૨ | પૂણ | પૂર્ણ |
| ૨૭૯ | ૧૭ | વિધ | વિંધ |
| ૨૮૧ | ૨ | િત | તિંની |
| ૨૮૩ | ૧૯ | વિશેષાવશ્યક | વિશેષાવશ્યકનાં |
| ૨૮૪ | ૮ | સાય સાપેક્ષ | નયસાપેક્ષ |
| ૨૮૪ | ૧૧ | કથિત | કથિત |
| ૨૮૫ | ૮ | ન | જૈન |
| ૨૮૫ | ૧૫ | शांन्ति | शान्ति |
| ૨૮૫ | ૧૮ | नश्यतु | नश्यन्तु |
| ૨૮૫ | ૨૦ | मिक्षं | भिक्षं |
| ૨૮૫ | ૨૦ | भवन्तु | भवतु |
| ૨૮૫ | ૧૯ | अँर्ह | अर्हं |

# ईशावास्योपनिषद्-अनुभवार्थ

## मूलमंत्रानुक्रमणिका.

## ॐ अर्हंमहावीरायनमः

# વિદ્યાપુરીય શેઠ મોહનલાલ જેશીંગનું જીવન ચરિત.

ગુજરાત, કડી પ્રાંતમાં વિજાપુરમાં દોશીવાડામાં શેઠ. મોહનલાલ જેશીંગનો જન્મ શેઠ. જેશીંગભાઇ જનાશા પિતાંબરના ઘેર વિ. સં. ૧૯૪૨ ના આસો સુદિ સાતમની રાત્રે થયો. તેમનુ લગ્ન. વિ. સં. ૧૯૫૫ ના વૈશાખ સુદિ અગિયારસે થયું અને તેમનું મરણ વિ. સં. ૧૯૮૦ માઘ સુદિ બીજી ચોથ શનિવારે પ્રભાતમાં આઠ વાગ્યાના આશરે થયું.

વિજાપુરમાં શ્રાવક જૈનોનાં પાંચસે ઘર છે. મોહનલાલભાઇના ભા જનાશાની બેન ગંગાબેન કે જે અમદાવાદના પ્રસિદ્ધ શેઠ. દલપતભાઇ ભગુભાઈની પત્ની છે તે મોહનલાલની ફઇ છે. શેઠ મોહનલાલ બાલ્યાવસ્થામાં પાંચવર્ષની ઉમરે નિશાળમાં ભણવા બેઠા હતા. તેમનું નિશાલગરણું અમે જાતે દેખ્યું હતું. તે પરણ્યા પહેલાં અમારા સમાગમમાં ઘણી વખત આવ્યા હતા. તેમનું તેરવર્ષે લગ્ન થયું હતું પણ અમોએ, સંસારીપણામાં તેમને ત્રણ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાલન કરવાની બાધા આપી હતી તેથી તેમનાં સગાંવહાલાં અમારાપર ખીજવાયાં હતાં. શેઠ મોહનલાલે અમારી પાસે વિજાપુરમાં. વિ. સં. ૧૯૬૦ ના માગશરમાસથી જીવવિચાર વગેરે પ્રકરણોનો અભ્યાસ શરૂ કર્યો અને એક બે ત્રણ વર્ષમાં તેમણે જીવ વિચાર, નવતત્ત્વ, દંડક, ક્ષેત્રસમાસ. સંગ્રહણી, છકર્મ ગ્રન્થ, આગમસાર, નયચક્ર દ્રવ્યગુણપર્યાયનોરાસ, ષટ્સ્થાનક ચોપાઇ વગેરેનો અભ્યાસ કર્યો તથા અર્થ સહિત સર્વ પૂજાઓને ધારી લીધી. તેમજ, દશવૈકા-

લિક ઉત્તરાધ્યયન, સૂયગડાંગ, ઉપાસકદશાંગ, ઠાણાંગ, જીવાભિગમ, પન્નવણા, નંદિસૂત્ર, વિપાકસૂત્ર વગેરે સૂત્રોને અમારા મુખથી સાંભળ્યાં તથા શ્રીમદ્ દેવચંદ્રકૃત સર્વ છપાયલાં પુસ્તકોનો સારી રીતે અમારી પાસે અભ્યાસ કર્યો હતો. શ્રીમદ્ આનંદઘનની ચોવીશી તથા શ્રીમદ્ દેવચંદ્રની ચોવીશી તથા અમારી બનાવેલી ચોવીશી તથા શ્રીયશોવિજયજી ઉપાધ્યાયની ચોવીશી તેમણે મુખે કરી હતી. તથા અમારાં બનાવેલાં અનેકપદો તથા શ્રીમદ્ આનંદઘનજીનાં પદો તેમણે મુખે કર્યાં હતાં તથા અમારા રચેલા સર્વ ગ્રન્થોનું તથા પૂર્વાચાર્યોના રચેલા ઘણા ખરા ગ્રન્થોનું તેમણે સારી રીતે વાચન કર્યું હતું. તેમણે વિ. સં. ૧૯૬૦ માં માઘ માસમાં અમારી પાસે શ્રાવકોનાં બારવ્રત ઉચ્ચર્યાં હતાં. તે દરરોજ એક સામાયિક અને પ્રતિક્રમણ કરતા હતા. પ્રભુવીતરાગદેવની પૂજા કરીને બપોરનું ભોજન લેતા હતા. પ્રાતઃ કાલમાં ગુરૂદેવનાં દર્શન તથા વંદન કરીને નમુક્કારસી પ્રત્યાખ્યાન કરીને પશ્ચાત્ નમુક્કારસહી પ્રત્યાખ્યાન પાળી આહાર ગ્રહણ કરતા હતા. આઠમ ચતુર્દશી વગેરે પર્વ દિવસના ઉપવાસ કરતા હતા. ગમે તેવી માંદગીમાં પણ છેવટ સુધી તેમણે સામાયિક કર્યું હતું. વીશાઓશવાળકુલમાં શાહુકારના ધંધાથી તેમનું કુટુંબ શાહ તરીકે પ્રસિદ્ધ થયું હતું. વિ. સ. ૧૯૬૦ના માઘમાસમાં શાસ્ત્રોનો અમારી પાસે તેમણે અભ્યાસ કર્યો અને આત્મા દેવગુરૂધર્મની શ્રદ્ધાથી તેમણે સમ્યગ્દર્શનની પ્રાપ્તિ કરી હતી, અને આત્મપ્રભુનો અનુભવ કરી આત્મસ્વરૂપે જાગ્રત્ થયા હતા. ત્યારથી તેમનામાં અનેક ગુણોનો વિકાસ થવા લાગ્યો હતો. મોહનભાઇએ વિજાપુરમાં અગર અન્યત્ર કોઇની સાથે લડાઈ ટંટો કલેશ કર્યો નથી. કોઇ વખત પ્રગટપણે ક્રોધવડે ધમધમી ગએલા દેખાયા નથી એટલે તેમણે ક્રોધ ઉપર વિજય મેળવ્યો હતો. તેમનામાં સેવાભક્તિ અને

કર્મયોગ સારી રીને ખીલ્યો હતો. તે અલ્પકષાયી હતા અને વૈરાગ્યથી ગૃહસ્થધર્મ કર્મો કરતા હતા, તેમનું નીતિમય આત્મજીવન હતું. જૈનધર્મના સમ્યગ્જ્ઞાન શ્રદ્ધાના વિચારોથી હાડોહાડ ધાતોધાત રંગાઈ ગયા હતા અને તેની અસર તેમના કુટુંબપર સારીરીતે થઈ છે. તેમના મિત્રો. ચંદુલાલ ગોકળ. પોપટલાલ દલસુખ. ભોગીલાલ અમથાલાલ, વાડીલાલ દલસુખ, મંગલભાઇ હકમચંદ, મોહનલાલ અમથાલાલ, જેશીંગભાઈ માનચંદ, મહાસુખભાઇ લલ્લુભાઈ, નાથાલાલ મગનલાલ, મફતલાલ લલ્લુભાઈ, છનાલાલ પુંજીરામ, ભીખાભાઈ કાલીદાસ, શા. ત્રિકમલાલ દલસુખ, શા. લલ્લુભાઇ કાળીદાસ. ચંદુલાલ કાલીદાસ પોપટ કચરા વગેરે ઘણા જૈનો છે. વિ સં. ૧૯૭૦ માં સ્થપાયેલ જૈનમિત્રમંડલના સેક્રેટરીતરીકેનું અમારી આજ્ઞાથી છેવટે રાજીનામું આપ્યું. શ્રી ગોડીજીના દેરાસરના વહીવટમાં તે ભાગ લેતા હતા. જૈનોને હિંદુઓને અને મુસલ્માનોને મોહનભાઇની પ્રમાણિકતા ઉપર પૂર્ણ વિશ્વાસ હતો. માલીવાડાના અને દોશીવાડાના જૈન મહાજનના બન્ને પક્ષોમાં મોહનભાઇ એક સરખા પ્રિય પ્રમાણિક અને પ્રતિષ્ઠિત આદરણીય હતા. વિજાપુરમાં વિ. સં ૧૯૭૫ માં જૈનજ્ઞાનમંદિર બાંધવા માંડયું તેના વહીવટદાર તરીકે શા. વાડીલાલ હરિચંદની સાથે તેમને નીમવામાં આવ્યા હતા. અને વિ. સં. ૧૯૮૦ ના માઘમાસ સુધી જીવન પર્યંત તે જ્ઞાનમંદિરના વહીવટ કરનાર તરીકે રહ્યા. તેમનો શરાફી ધંધો હતો, વિજાપુરના અધ્યાત્મજ્ઞાની શેઠ. સુરચંદ સરૂપચંદની પાછળ શાસ્ત્રજ્ઞાની તરીકે શ્રોતાતરીકે મોહનભાઇ પહેલા નંબરે હતા. મોહનલાલથી બીજા નંબરે શા. કચરાભાઇ અમીચંદ જૈનતત્ત્વજ્ઞાનજિજ્ઞાસુ શિષ્ય હતા. શેઠ. કચરાભાઈ અમીચંદ વિ. સં. ૧૯૭૮ ના આશો માસમાં મરણ પામ્યા. વિજાપુરમાં

દોશી. નથુભાઈ મંછાચંદ. તથા શેઠ. સુરચંદ સરૂપચંદ તથા શેઠ. મોહનલાલ જેશીંગભાઈની ખોટ પડી છે. વિ. સં. ૧૯૭૯નું વિજાપુરમાં ચોમાસું કર્યું તે ખાસ મોહનભાઈની માંદગી હતી તેથી તેમના ભક્તિભાવના આગ્રહની મુખ્યતાએ ચોમાસું કર્યું હતું. મોહનભાઇના મરણથી વિજાપુરના જૈનસંઘને તથા અમને એક ધર્મી કર્મયોગી શ્રાવક ભક્તતરીકેની મોટી ખોટ પડી છે તે પૂરાવી મુશ્કેલ છે. મોહનભાઈમાં સમકિતાવ્રત, દયા, દાન, દમ, સત્ય, ગાંભીર્યાદિ શ્રાવકના ગુણો ખીલ્યા હતા. અમદાવાદમાં શેઠ. લાલભાઈ દલપતભાઇ, મણિભાઇ દલપતભાઈ, જગાભાઈ દલપતભાઈ, અને સુશ્રાવિકા શેઠાણી ગંગાબેન વગેરેને મોહનભાઇની પ્રમાણિકતા, પ્રતિષ્ઠા, ધર્મીપણામાટે પૂર્ણ વિશ્વાસ તથા રાગ હતો. વિજાપુરમાં વગેરે કોઈ પણ સ્થળે મોહનલાલે કોઈ પણ મનુષ્ય સાથે વ્યાપારાદિ વ્યવહારમાં ઉચ્ચસ્વરે બોલ્યા હોય વા તકરાર કરી હોય એમ વિજાપુરના હિંદુઓ જૈનો તથા વહોરાઓ પણ જાણતા નથી. મોહનભાઈએ જેટલા પ્રમાણમાં અમારૂં હૃદય લીધું હતું તેટલા પ્રમાણમાં અસ્મદીય વિદ્યમાન સાધુઓએ પણ લીધુ નહોતું. મોહનભાઇને વિદ્વતા મહત્તા દેખાડવાનો ડોળ નહોતો. તેમના ખાસ પરિચયમાં આવનારાઓજ તેમની આત્મદશા અને તેમનું વ્યાવહારિક જ્ઞાન જાણી શકતા હતા, તેમ નાતજાતમાં પણ કોઇ વખત તકરારી બાબતમાં તે પડયા નથી. મોહનભાઈ આનંદી હતા તે કદિ શોકાતુર રહેતા નહોતા. દુઃખ પડતાં તે ગભરાતા નહોતા. ખાનદાન કુંટુંબના નબીરા હતા. તેમણે ગરીબ દુઃખી અનાથ માગણલોકોને ખાનગીમાં યથાશક્તિ સારી મદત કરી હતી. તેઓ દુષ્ટ દુર્વ્યસન દુર્ગુણથી મુક્ત રહીને આત્માની પવિત્ર જીંદગી ગાળી અને જૈનઆદર્શ જૈન ગૃહસ્થ શ્રાવક તરીકેનું જીવન પોતાની પાછળ જૈનોના

વારસામાં મૂકી ગયા. તેમને એક વર્ષ પહેલાંથી ક્ષયરોગ લાગુ પડયો હતો. દાક્તર વૈદ્યોની દવા કરતાં છતાં પણ તે મરણ પામ્યા, અને અમારા અનુભવ પ્રમાણે પ્રથમ દેવલોકમાં ગયા તેનું સ્વપ્નદ્વારા અમને ભાન થયું છે. કારણ કે અમને સ્વપ્નમાં તે મળ્યા અને પ્રથમ સૌધર્મ દેવલોકમાં ગયાની વાત કહી. તેમની પાછળ એક છનાલાલ નામનો પુત્ર અને પાંચ દીકરીઓ છે. તેમના આત્માની ઉત્તરોત્તર ઉચ્ચ પૂર્ણજ્ઞાનાનન્દમય દશા પ્રગટો. તેમણે માતાની અને પિતાની સારી રીતે સેવાભક્તિ કરી હતી. મોહનભાઈમાં શુદ્ધ પ્રેમ પ્રગટયો હતો. અધ્યાત્મજ્ઞાનમાં તે અમારી સંગતિથી ઉંડા ઉતર્યા હત્તા. તેમણે કુટુંબનું સારી રીતે પાલન પોષણ કર્યું હતું. તે નિયમિત કર્તવ્ય કાર્યો કરવામાં ખંતીલા ઉત્સાહી અને નિર્લેપ હતા, ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવામાં અર્પાઈ જતા હતા, કોઇની નિન્દા કુથલી કરવાની પ્રવૃત્તિથી દૂર રહેતા હતા. દુકાને પણ નવરાશ મળતાં ધર્મનાં પુસ્તકો: વાંચવામાં જીવન ગાળતા હતા. તેઓ અલ્પમંદ કષાયી હતા, પોતાના ગુરૂની તેમજ અન્ય અનેક ગચ્છ સંઘાડાના સાધુઓની અને સાધ્વીઓની સેવા ભક્તિમાં બાકી રાખતા નહોતા. વિજાપુરમાં જન જૈનેતર કોઇ પણ વ્યક્તિનો તેગનાપર દ્વેષ નહોતો. બેતાલીશ વર્ષની ઉમરે આવો પવિત્રાત્મા આ દુનિયામાંથી સર્વ લોકોને પ્રિય થઈ આગળ ચાલી દેવલોકમાં ગયો. મ્હારા હાથે તેના ગુણોનું સ્મરણ લખાય છે. ગુજરાત વિજાપુરમાં પ્રગટેલું રત્ન ઘણું ખરૂં ગુપ્ત રહ્યું તેણે પ્રકાશવા મોહ કર્યો નહીં. મોહનભાઇ ત્હમને ધર્મલાભ, મોક્ષ પન્થના મુસાફર ત્હને ત્હારી મુસાફરીમાં શાંતિ સુખ મળો અને તું આગળને આગળ ગમન કર !!! પવિત્રાત્મા મોહન ! ત્હારા સંબંધી શું લખીએ. ત્હારા સેવાભક્તિજ્ઞાન દશાથી તું ગુરૂભક્તિજ્ઞાન દશાથી

તું ગુરૂભક્ત બની મોહની સાથે લડનાર યોદ્ધા તરીકે બની આગળ ગયો છે. ત્હને શાંતિ મળો.

મોહનભાઇ દરરોજ ધર્મપુસ્તકોનું વાચન કર્યા પછીજ જમતા હતા. બાળલગ્નપર બહુ ચીડ હતી. પોતાનું બાળલગ્ન થયું તથા પોતાના પુત્ર છનાલાલનું સ્વપિતાએ બાળલગ્ન કર્યું તેથી તે વિરૂદ્ધ હતા. જૈનમિત્રમંડલની સ્થાપના કરીને તે બાળલગ્ન વગેરે દુષ્ટ રીવાજોનું ઉપદેશકોદ્વારા ખંડન કરાવતા હતા. તેમના શરીરપર બાળલગ્નની અસર થએલી હતી. જૈનવિદ્યાર્થિયોને જૈન ધર્મજ્ઞાન ભણાવવા માટે ઘણા હોંશીલા હતા. શેઠાણી ગંગાબેન વગેરે તથા વિજાપુરના બે પક્ષના જૈનો કારણ પ્રસંગે મોહનભાઇની સલાહ પ્રમાણે ધર્મકાર્યમાં પ્રવર્તતા હતા. હસમુખા આનંદી સ્વભાવના ક્ષમાશીલ ગંભીર મોહનભાઈના પ્રસંગમાં આવનાર મનુષ્યો સુધરી જતા હતા. શાહુકારી વ્યાપારમાં મોહનભાઈની પ્રતિષ્ઠા કીર્તિ સારી જામી હતી. સાધુઓની સેવાભક્તિ કરવામાં તેમનું ઘર પ્રથમ નંબરનું ગણાતું હતું. મોહનભાઇએ જૈન શ્રાવકોને વ્યાપારાદિઆજીવિકામાં સહાય ગુપ્ત રીતે સારી કરી હતી. કેટલાકોને ખરી અણીના પ્રસંગે મદત કરી હતી. અમારી પાસે સવાર બપોર સાંજ ત્રણ વખત આવતા હતા. તેમની સાદાઇ અને પવિત્રાઈ પ્રશસ્ય હતાં. મનવાણીકાયાથી સાતવ્યસનના ત્યાગી હતા. પરસ્ત્રી સહોદર હતા. ભાવ શ્રાવકના ગુણો તેમનામાં ખીલ્યા હતા. સાધુદીક્ષા લેવાના ભાવવાળા હતા. આત્માના ગુણો પ્રકટાવવામાં ઉત્સાહી હતા, તે વૈરાગી પ્રેમી અને કર્મયોગી પ્રભુમયજીવનથી જીવનારા હતા. અધ્યાત્મજ્ઞાનપ્રસારકમંડલમાં છપાતાં પુસ્તકોમાં આર્થિક સહાય કરવામાં સહાયક હતા. પાદરાવાળા વકીલ. મોહનલાલ હિમચંદભાઈ સાણંદવાળા શા. આતમારામ ખેમચંદ

વગેરેનો પરસ્પર સાધર્મિકરાગ ઘણો સારો હતો. તેઓ સત્યવક્તા હતા. વિજાપુર બલ્કે ગુજરાતના જૈનોમાં તે રત્નસમાન હતા. મિથ્યાભિમાનથી મુક્ત હતા. તેઓને જાહેરમાં આવવાની ઈચ્છા નહોતી છતાં પારમાર્થિક ધાર્મિક કાર્યો કરવામાં અર્પાઇ જતા હતા. તેમના ચરિત્રનું અનુકરણ કરીને તેમના જેવા ભાવિ જૈનો પ્રગટો. વિજાપુરમાં મોહનભાઈ જેવા જૈનો પ્રગટો. એમના પુત્ર તેમના પગલે ચાલો. તેમનાપર અમોએ કેટલાક ઔપદેશિક પત્રો લખ્યા છે તે પત્ર સદુપદેશ ભા. ૧-૨ બીજામાં છપાઇ ગયા છે અને બીજા પત્રો મળી આવશે તો ભવિષ્યમાં છપાશે. તેમનું સદ્ગુણમય ચરિત્ર તેજ તેમનો આત્મા છે. તેમના આત્માને શાંતિ મળો.

इत्येवं ॐ अर्हँमहावीर शान्तिः ॥

વિ. સં. ૧૯૮૦.

ફા સુ. ૫.

મુ. પ્રાંતિજ.



# श्री अध्यात्मज्ञानप्रसारक मंडळ तरफथी

## श्रीमद् बुद्धिसागरसूरिजीग्रन्थमाळामां

## प्रगट थयेला ग्रन्थो.



| | ग्रथांक | | पृष्ठ | किंमत. |
|---|---|---|---|---|
| | १ क | भजन संग्रह भाग १ लो. | २०० | ०–८–० |
| * | १ | अध्यात्म व्याख्यानमाळा. | २०६ | ०–४–० |
| * | २ | भजनसंग्रह भाग २ जो. | ३३६ | ०–८–० |
| * | ३ | भजनसंग्रह भाग ३ जो. | २१५ | ०–८–० |
| * | ४ | समाधिशतकम्. | ६१२ | ०–८–० |
| | ५ | अनुभवपच्चिशी. | २४८ | ०–८–० |
| | ६ | आत्मप्रदीप. | ३१५ | ०–८–० |
| * | ७ | भजनसंग्रह भाग ४ थो. | ३०४ | ०–८–० |
| | ८ | परमात्मदर्शन. | ४०० | ०-१२-० |
| * | ९ | परमात्मज्योति. | ५०० | ०-१२-० |
| * | १० | तत्त्वबिंदु. | २३० | ०–४–० |
| * | ११ | गुणानुराग. ( आवृत्ति बीजी ) | २४ | ०–१–० |
| * | १२–१३. | भजनसंग्रह भाग ५ मो तथा ज्ञानदीपिका. | १९० | ०–६–० |
| * | १४ | तीर्थयात्रानुं विमान ( आ. बीजी ) | ६४ | ०–२–० |
| * | १५ | अध्यात्मभजनसंग्रह | १९० | ०–६–० |
| * | १६ | गुरुबोध. | १७४ | ०–४–० |
| * | १७ | तत्त्वज्ञानदीपिका | १२४ | ०–६–० |

| | | |
|---|---|---|
| १८ गहूंलीसंग्रह भा. १ | ११२ | ०–३–८ |
| * १९–२० श्रावकधर्मस्वरूप भाग १–२ ( आवृत्ति त्रीजी ) | ४०–४० | १–० |
| * २१ भजनपदसंग्रह भाग ६ ठो. | २०८ | ०·१२·० |
| २२ वचनामृत. | ८३० | ०·१४·० |
| २३ योगदीपक. | ३०८ | ०·१४·० |
| २४ जैन एतिहासिक रासमाळा. | ४०८ | १–०–० |
| * २५ आनन्दघनपद ( १०८ ) संग्रह भावार्थ सहित. | ८०८ | २–०–० |
| * २६ अध्यात्मशान्ति ( आवृति बीजी ) | १३२ | ०–३–० |
| २७ काव्यसंग्रह भाग ७ मो. | १५६ | ०–८–० |
| * २८ जैनधर्मनी प्राचीन अने अर्वाचीन स्थिति. | ९६ | ०–२–० |
| * २९ कुमारपाळ ( हिंदी ) | २८७ | ०–६–० |
| ३० थी ४–३४ सुखसागर गुरुगीता. | ३०० | ०–४–० |
| ३५ षड्द्रव्यविचार. | २४० | ०–४–० |
| * ३६ विजापुरवृत्तांत. | ९० | ०–४–० |
| ३७ साबरमतीकाव्य. | १९६ | ०–६–० |
| ३८ प्रतिज्ञापाळन. | ११० | ०–५–० |
| ३९–४०–४१ जैनगच्छमतप्रबंध, संघप्रगति, जैनगीता. | ३०४ | १–०–० |
| ४२ जैनधातुप्रतिमा लेखसंग्रह भा. १ | | १–०–० |

| | | | |
|---|---|---|---|
| ४३ | मित्रमैत्री. | | ०–८–० |
| ४४ | शिष्योपनिषद्. | ४८ | ०–२–० |
| ४५ | जैनोपनिषद्. | ४८ | ०–२–० |
| ४६–४७ | धार्मिक गद्यसंग्रह तथा सद्उपदेश भाग १ लो. | ९७६ | ३–०–० |
| ४८ | भजनसंग्रह भा. ८ | ९७६ | ३–०–० |
| ४९ | श्रीमद् देवचंद्र भा. १ | १०२८ | २–०–० |
| ५० | कर्मयोग. | १०१२ | ३–०–० |
| ५१ | आत्मतत्त्वदर्शन | ११२ | ०-१०-० |
| ५२ | भारतसहकारशिक्षण काव्य | १६८ | ०-१०-० |
| ५३ | श्रीमद् देवचंद्र भा. २ | १२०० | ३–८–० |
| ५४ | गहुली संग्रह भा. २ | १३० | ०–४–० |
| ५५ | कर्मप्रकृतिटीकाभाषांतर | ८०० | ३–०–० |
| ५६ | गुरुगीत गुंहलीसंग्रह. | १९० | ०-१२-० |
| ५७-५८ | आगमसार अने अध्यात्मगीता | ४७० | ०–६–० |
| ५९ | देववंदन स्तुति स्तवन संग्रह. | १७५ | ०–४–० |
| ६० | पूजासंग्रह भा. १ लो. | ४१६ | १–०–० |
| ६१ | भजनपदसंग्रह भा. ९ | ५८० | १–८–० |
| ६२ | भजनपदसंग्रह भा. १० | २०० | १–०–० |
| ६३ | पत्रसदुपदेश भा. २ | ५७५ | १–८–० |

नीचेना ग्रन्थो बे त्रण मासमां बहार पडशे.

६४ धातुप्रतिमालेख संग्रह भाग २

६५ जैनदृष्टिए ईशावास्योपनिषद् भावार्थविवेचन.

६६ पूजासंग्रह द्वितीयावृत्ति तथा अन्यपूजाओ सहित—
भाग २ बीजो

६७ स्नात्रपूजा. ०—२—०

६८ श्रीमद् देवचंद्रजी अने तेमनुं जीवनचरित्र.

## संस्कृत ग्रन्थो.

नं. ६९ शुद्धोपयोग

७० दयाग्रन्थ

७१ श्रेणिक सुबोध

७२ कृष्णगीता

७३ संघकर्तव्यग्रन्थ

७४ प्रजासमाजकर्तव्यग्रन्थ

७५ शोकविनाशक

७६ चेटकबोधग्रन्थ

७७ सुदर्शनासुबोध.

* आ निशानीवाळा ग्रंथो सीलकमां नथी.

उपरनां पुस्तको मळवानुं ठेकाणुं.

**वकील मोहनलाल हीमचंद.**
( गुजरात ) पादरा.

**शा. आत्माराम खेमचन्द.**
साणंद.

**भांखरीया—मोहनलाल नगीनदास.**
मुंबाइ कोटबजार गेट नं. १९२—९४

**बुकसेलर, मेघजी हीरजी.**
पायधुनी—मुंबाइ.

**शेठ. नगीनदास रायचंद भांखरीया.**
मु. मेसाणा.

# ईशावास्योपनिषद्-अनुभवार्थ.

## प्रणमुं महावीर प्रभु जयकारी.

राग. आशावरी.

प्रणमुं महावीर प्रभु जयकारी, सकल विश्व उपकारी. प्र० ॥
षड् द्रव्यो नव तत्त्व जणाव्यां, सातनये हितकारी;
दर्शन ज्ञान चरण शिव मार्गने, समजाव्यो सुखकारी. प्रणमुं. १
आतम शुद्धिकारक सर्वे, धर्म जणाव्या भारी;
तीर्थ प्रवर्तक, धर्मोद्धारक, तुज शासन बलिहारी. प्रणमुं. २
सर्व धर्म दर्शन मत पंथथी, सत्य ग्रहण करनारी;
स्याद्वादद्दष्टि तें दर्शावी, अज्ञान हठ हरनारी. प्रणमुं. ३
जैन धर्ममां सर्वे धर्मो, मत दर्शन पंथ भारी;
सर्वे समातां धार्मिक शास्त्रो, सापेक्ष नय सत्य धारी. प्रणमुं. ४
धन्य धन्य महावीर सुखकारी, भाव दया भंडारी;
बुद्धिसागर ब्रह्म महावीर, वंदन वार हजारी. प्रणमुं. ५

ભાવાર્થ—હે શુદ્ધાત્મ તીર્થંકર વીતરાગ મહાવીર દેવ ! હું તમને નમું છું. સકલ વિશ્વના તમે ઉપકારી છો. તમોએ ભારત દેશનો ઉદ્ધાર કર્યો. તમારા ઉપદેશ પ્રમાણે સર્વ વિશ્વ લોકો વર્તે તો તે અવશ્ય તરે. સર્વ વિશ્વ જીવોના તમે ઉપકારી છો. તમોએ ધ્યાન ધરી કેવલ જ્ઞાન પ્રગટાવ્યું. ઘાતિકર્મનો ક્ષય કર્યો. રાગ દ્વેષનો ક્ષય કરી ભાવ તીર્થંકર પદ પ્રાપ્ત કર્યું અને સમવસરણમાં વિરાજમાન થયા. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય,

આત્માસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, કાલાસ્તિકાય, એ ષડ્ દ્રવ્યને ગુણ-પર્યાય સહિત જણાવ્યાં, તથા જીવ, અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્ત્વ ત્હેં જણાવ્યાં. જીવમાં અને અજીવ દ્રવ્યમાં ષડ્ દ્રવ્યોનો અંતર્ભાવ થાય છે. આત્મ તત્ત્વમાં અને જડ તત્ત્વમાં નવ તત્ત્વનો અતર્ભાવ થાય છે. સાત નયોની અપેક્ષાએ ષડ્ દ્રવ્ય અને નવતત્ત્વનું વાસ્તવિક પૂર્ણ સત્યસ્વરૂપ ત્હેં જણાવ્યું છે. અસંખ્યનયદૃષ્ટિયોએ આત્મતત્ત્વ અને જડતત્ત્વનું સ્વરૂપ સમજાય છે. દુનિયામાં જેટલાં દર્શનધર્મ મતધર્મ ભેદો છે તે એકેક દૃષ્ટિથી પ્રગટેલા છે અને પોતાની દૃષ્ટિ વિના અન્ય દૃષ્ટિયોની માન્યતાનું એકાંતે ખંડન કરે છે અને દૃષ્ટિ ધર્મ મતભેદે ખેદ વૈર યુદ્ધ કરી ભવોભવ ભ્રમણ કરે છે. એકેક નય વિચાર દૃષ્ટિ રાગે અને અન્ય સર્વ દૃષ્ટિયોના દ્વેષથી અજ્ઞાન મોહે જીવો ! સંસાર સાગરમાં પરિભ્રમણ કર્યા કરે છે. હે પ્રભો ! મહાવીર દેવ !!! ત્હારી સર્વજ્ઞતાની બલિહારી છે. ત્હેં અસંખ્યદૃષ્ટિયોની સાપેક્ષાએ અંશેઅંશ સાધનધર્મ, સાધ્યધર્મ, આત્મ અને જડધર્મ જણાવ્યો છે તેથી જૈન દર્શન અને જૈન ધર્મ જાણતાં અજ્ઞાનનો નાશ થાય છે. હે વીતરાગદેવ ત્હેં રાગ દ્વેષનો સર્વથા નાશ કર્યો છે. રાગ અને દ્વેષનો નાશ થયા વિના આત્મામાં કેવલજ્ઞાન પ્રગટ થતું નથી. રાગ દ્વેષના નાશથી કેવલ જ્ઞાન પ્રગટે છે. જેમ જેમ રાગ દ્વેષનાં આવરણો ક્ષય પામે છે તેમ તેમ આત્માનું સત્યજ્ઞાન અંશે અંશ પ્રગટે છે. વાદળાંથી આચ્છાદિત થએલા સૂર્યનો પ્રકાશ જેમ પૃથ્વી પર પડતો નથી તેમ જ્ઞાનાવરણાદિ કર્મોથી આચ્છા-દિત આત્માના જ્ઞાનનો પ્રકાશ અન્યોપર પડતો નથી અર્થાત્ જ્ઞાનમાં અન્ય પદાર્થો ભાસતા નથી. અનાદિકાલથી આત્માની સાથે આઠે કર્મનો સંયોગ છે તેથી આત્માની જ્ઞાનાદિ શક્તિયો છતી છે પણ તે સામર્થ્ય રૂપે પ્રગટેલી નહિ હોવાથી તિરોભાવીશક્તિયો

જાણવી, અને જ્ઞાનાદિ આવરણો ટળે છતે આવિર્ભાવે-પ્રકટભાવે-સામર્થ્યભાવે જ્ઞાનાદિ શક્તિયો જાણવી. પ્રભુ મહાવીરદેવ ! ત્હેં આત્મામાં છતી એવી જ્ઞાનાદિ શક્તિયોને આવિર્ભાવે કરી. રાગ દ્વેષવૃત્તિયોનો સર્વથા નાશ કરવાથી આત્મા તે શુદ્ધાત્મા પરમાત્મા બને છે. આત્માની શુદ્ધિ થવાથી આત્મા સ્વીય જ્ઞાનાનન્દરૂપે પ્રગટે છે. પ્રભુ મહાવીર દેવ ! ત્હેં ચાર ઘાતી કર્મનો ક્ષય કર્યો તેથી હે પ્રભો ! તમે પરમાત્મા સર્વજ્ઞ થયા. કોઇ પણ વિશ્વનો પદાર્થ તમારાથી અજ્ઞાત નથી. હે પ્રભો ! તમોએ આત્મશુદ્ધિ કરનાર જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ મોક્ષ માર્ગ જણાવ્યો. હે પ્રભો ! સત્ય ધર્મને તમોએ અસંખ્ય દૃષ્ટિથી જણાવ્યો. જૈન ધર્મમાં સર્વ વિશ્વમાં વિદ્યમાન અન્ય ધર્મોમાં રહેલ જે સત્યધર્મત્વ છે તે સમાય છે, એમ સાતનયોની અપેક્ષાવાળી સ્યાદ્વાદ દૃષ્ટિથી જણાવ્યું. હે પ્રભો ! ત્હેં શ્રુત ધર્મ અને ચારિત્ર ધર્મ એમ બે પ્રકારનો ધર્મ જણાવ્યો, હે પ્રભો ! ત્હેં વેદોને માનનાર અગિયાર મહાપંડિત વેદજ્ઞ બ્રાહ્મણોને વેદ શ્રુતિયોના આધારે પ્રતિબોધી ત્હારા ભક્ત ગણધરો બનાવ્યા અને તેઓએ ત્હારો ઉપદેશ શ્રવણ કરી સમ્યક્ત્વ શ્રુતરૂપ દ્વાદશાંગીની રચના કરી. સાતનયોના અનેક ઉપનયોની અપેક્ષાવાળી સ્યાદ્વાદદૃષ્ટિથી મિથ્યા શ્રુતશાસ્ત્રોને સમ્યક્ત્વદૃષ્ટિરૂપે પરિણમાવવાનો બોધ આપ્યો. મિથ્યાત્વદૃષ્ટિથી સમ્યક્ત્વ શ્રુતશાસ્ત્રો પણ મિથ્યા દૃષ્ટિને મિથ્યાત્વ રૂપે પરિણમે છે અને કેટલાક આસન્ન ભવ્ય મિથ્યાત્વીઓને મિથ્યા શાસ્ત્રો પણ સમ્યક્ત્વ દૃષ્ટિમાં નિમિત્ત કારણરૂપે પરિણમે છે. સ્યાદ્વાદ દૃષ્ટિ યાને અનેકાંત દૃષ્ટિ પ્રાપ્ત થવા માટે સાત નયોની અપેક્ષાએ આત્મતત્ત્વ અને જડતત્ત્વનું સ્વરૂપ ત્હેં જણાવ્યું છે. સાત નયોની અપેક્ષાએ ધર્મનું સ્વરૂપ જાણવાથી મિથ્યા ધર્મ બુદ્ધિ રહેતી નથી. હે પ્રભો ! ત્હારો પ્રરૂપેલ અનેક નયની સાપેક્ષાવાળો જૈન ધર્મ, જેઓએ જાણ્યો છે તેઓ સત્ય સમ્યક્ત્વદૃષ્ટિયો છે, તેઓ અવશ્ય મુક્તિ

**ईशावास्यमिदं सर्वं यत्किञ्च जगत्यां जगत् ।**
**तेन त्यक्तेन भुञ्जीथा मागृधःकस्यास्विद्धनम ॥**

શબ્દાર્થ—આ જગતમાં હાલતું ચાલતું જે કંઇ છે તે સર્વ ઇશનો આવાસ છે–સ્થાન છે, તેના ત્યાગ વડે તું ખા–ભોજન કર પણ કોઇના ધનને ઇચ્છ નહિ.

ભાવાર્થ—આ જગત્માં જે કંઈ જંગમ ચૈતન્યવાળો દેહ છે; સર્વ પ્રાણીઓ મનુષ્યો, સુરો, અસુરો છે તે જંગમ જગત્ છે. અને તેઓનાં જંગમ શરીરોનું વૈરાટ્ જગત્ છે તે આત્મરૂપ ઈશ્વરનો આવાસ છે, अप्पा सो परमप्पा–आत्मा स परमात्मा, योजीव स ईश. શરીર છે તે ચાલે છે માટે જગત્ છે. આત્મા વિનાનું એકલું શરીર ચાલી શકતું નથી માટે શરીરને જગત્ કહે છે, અપેક્ષાએ જીવના સમૂહને જગત્ કહે છે. શરીર તે આત્મારૂપ ઈશ્વરનો આવાસ છે. જ્યાં જ્યાં આ સર્વ જે કંઈ પ્રાણ સહિત શરીર રૂપ આવાસ દેખાય છે તે સર્વ સત્તાની અપેક્ષાએ सत् आत्मारूपईशनां રહેવાનાં મંદિરો છે. સર્વ જીવો–સત્તાએ ઈશ્વરો છે અને તેમનાં રહેવાનાં શરીરો તે હાલતું ચાલતું જગત્ છે તેઓના શરીરો તેઓની વસ્તુઓને તું તેઓની માલીકી જાણીને ન વાપર ! ન ખા ! ન ભોગવ ! પણ તેઓ જ્યારે તે ત્યાગ કરે, તે આપે તે ખા ! તે દાન કરે તે ગ્રહણ કર ! તેઓની આપ્યા વિનાની કોઇ વસ્તુ તે અગ્રાહ્ય છે એમ જાણીને તેની ઇચ્છા, આસક્તિ, લોભ, મોહ ન કર ! આ શરીરરૂપ જગત્માં રહેલા આત્મા ઈશ્વરનું જે કંઇ છે તેનાથી ત્યાગ કરાયેલ દાન કરાયેલ ભોગવ. બાકી બીજા કોઈના પ્રાણધનની આસક્તિ ન રાખ. પ્રથમજ વેદાંત જ્ઞાનના ખરા અધિકારી થવાને આમાં આ કંડિકામાં ઇશ્વરનો બોધ આપવામાં આવ્યો છે. અન્યનું ધન ગ્રહણ કરવું નહીં એટલું તો નહિ પરંતુ અન્યોના શરીર, પ્રાણ, ધનની ગ્રહણ

કરવાની ઇચ્છા પણ કરવી નહિ. શરીરમાં રહેલ આત્મા તેજ ઇશ્વર છે, માટે કોઇના પણ આત્માનું શરીર પ્રાણરૂપ વા લક્ષ્મીરૂપ ધન ગ્રહણ કરવું નહિ. આવી જેનામાં યોગ્યતા આવે છે તે બ્રહ્મ જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે. આ કંડિકાનો ભાવાર્થ, અસ્તેય, દયા અને સત્ય ગ્રહણ કરવા અને જડવાદરૂપ નાસ્તિક વાદને દૂર હઠાવવા તરફ પ્રેરણા કરે છે. ઇશ્વરવડે આવાસ્ય આ સર્વ દેહ જગત્ છે. કર્મ સહિત આત્મારૂપ ઈશ્વરવડે આ સર્વ જગત્ આવાસ્ય છે માટે કોઈ આત્માની માલિકીવાળી વસ્તુ ધનને ગ્રહણ ન કર! એમ ઋષિ ભવ્યાત્માને બોધ આપે છે. તેમજ કહે છે કે ત્યાગ ભાવવડે ભુંજન કરો. અર્થાત્ ખાવા પીવા આદિ જે જે કર્મો કરો, જે જે પ્રવૃત્તિ કરો તેમાં અહંમમત્વરૂપવૃત્તિના ત્યાગવડે પ્રવર્તો! બાહ્યથી અન્યનું ધન ગ્રહણ ન કરવું, અન્યોનાં શરીરોનો ભોગ ન કરવો. અન્ય જીવોની હિંસા કરીને તેઓનાં દેહ, ધન વિગેરેનો ભોગ ન કરો, કોઈના ધનની ઈચ્છા ન કરો. પ્રામાણિકપણાએ વર્તો, અને અહંમમત્વ મોહના ત્યાગ વડે ત્યાગી બનીને અન્યો જે કંઈ આપે તેને ભોગવો અને સર્વાત્માઓમાં ઇશ્વર, પ્રેમ ધ્યાનથી રહેલા છે એમ જાણો! દેહરૂપ દેવળોમાં આત્માઓરૂપ ઈશ્વરો છે એમ જાણીને કોઈના દેહ પ્રાણ ધનનો નાશ ન કરો. જડ અને ચેતન બે તત્ત્વોનું જગત્ બનેલું છે એવા આ જગત્માં ચેતનરૂપ જગત્ તે ઈશ્વર, બ્રહ્મરૂપ છે તેનાથી પ્રભુ જુદા નથી એમ જાણી સર્વાત્માઓની સાથે આત્મભાવે વર્તો, કોઈ આત્માની માલિકીવાળી વસ્તુઓને અન્યાયથી ગ્રહણ ન કરો. આત્માનેજ ઇશ, ઈશ્વર છે એમ જાણી સર્વ જીવોની દયા કરવી, કોઇની કોઇ વસ્તુની ચોરી ન કરવી. એ પ્રમાણે જે વર્તે છે તેજ આત્મજ્ઞાની થાય છે અને સર્વ મોહની વૃત્તિયોનો રોધ કરી પરમાત્મપદ પામે છે. આ કંડિકામાં ઇશ્વર, જગત્ આદિ પદાર્થોની સિદ્ધિ કરી છે તેમજ ધનાદિક જડ

વસ્તુઓને ભિન્ન દર્શાવી છે તથા તેની ઈચ્છા ન કરવી એમ જણાવી મોહ પ્રકૃતિનું મનનું અસ્તિત્વ જણાવ્યું છે તેથી આત્મા, મન, પ્રકૃતિ, જડ વગેરે સર્વની સિદ્ધિ જણાવી છે. જગત્યાં જગત્ એ બે જગત્ના વાચક છે. પ્રથમ જગત્યાં એ જડચેતનાત્મક જગત્નો વાચક છે અને જગત્ એ ચૈતન્યવિશિષ્ટ પ્રાણીઓના દેહનો વાચક છે. અદ્વૈતવાદ સિદ્ધાંત પ્રમાણે બ્રહ્મને સત્ પારમાર્થિક સત્ ગણ્યું છે. અને જડ જગત્ને અસત્ ગણ્યું છે. ब्रह्मसत्यं जगन्मिथ्या नेहनानास्ति किंचन, બ્રહ્મ સત્ય છે. જગત્ મિથ્યા છે. એવો અદ્વૈત સિદ્ધાંત છે. સ્યાદ્વાદ દૃષ્ટિ પ્રમાણે તેનો એવો અર્થ જાણવો કે—સર્વાત્માઓ, ચૈતન્યરૂપ હોવાથી સત્રૂપે બ્રહ્મ છે. જડ પદાર્થો છે તે બ્રહ્મની અપેક્ષાએ અસત્ છે. મહિમાની દૃષ્ટિએ બ્રહ્મ સત્ય છે અને જગત્ મિથ્યા છે પણ જડ વસ્તુઓ જડત્વની અપેક્ષાએ સત્ છે. આ કંડિકામાં ब्रह्मरूप ઈશ અને ધનાદિક જડ વસ્તુ એમ બે તત્ત્વ જણાવ્યાં છે. અને અદ્વૈત સિદ્ધાંતમતે બેનું ગ્રહણ થએલ છે. વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંતની દૃષ્ટિએ ઇશ્વર, જીવો અને માયા એમ ત્રણ પદાર્થની સિદ્ધિ કરવામાં આવી છે. શુદ્ધાત્મા, શુદ્ધ બ્રહ્મ તે પરમેશ્વર છે. કર્મ સહિત આત્માઓ તે અપેક્ષાએ જીવો છે અને ધનાદિ જડ દ્રવ્ય તથા મોહ પ્રકૃતિ તે માયા છે. આત્મા, કર્મ, ઇશ્વર, આદિની એમ સ્યાદ્વાદ દૃષ્ટિએ સિદ્ધિ થાય છે એમ અપેક્ષાવાળા સ્યાદ્વાદ શ્રુતજ્ઞાનમાં વિશિષ્ટાદ્વૈતસિદ્ધાંતનો અંતર્ભાવ થાય છે અને કેવળ પરમભાવગ્રાહકજ્ઞાન નયની દૃષ્ટિની અપેક્ષાએ, આત્મા એક સત્તાએ શુદ્ધ સત્તા દ્રવ્યાર્થિકનયે ગ્રહીને તેમાં મુખ્યતાએ અદ્વૈતવાદ શ્રુતિયોનો અંતર્ભાવ કરવામાં આવે છે એટલે સ્યાદ્વાદ શ્રુતિજ્ઞાનમાં કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, શુદ્ધાદ્વૈત અને દ્વૈતવાદનો અપેક્ષાએ અંતર્ભાવ થાય છે આ કંડિકામાં ઈશ્વર અને દેહાદિ જડ એમ બે તત્ત્વની સિદ્ધિ સ્પષ્ટ દેખાય છે. ઇશ્વર કર્તૃત્વ વાદનો પણ સ્યાદ્વાદ શ્રુત

જ્ઞાનમાં ભક્તિમહિમાની औपचारिक दृष्टिએ સમાવેશ થાય છે. તેથી ઈશ્વર कर्तृत्ववादની દૃષ્ટિએ જે અર્થ કરવામાં આવે છે તે उपचरित असद्‌भूतनयदृष्टिએ જાણીને તેનો स्याद्वाददृष्टिश्रुतियोमां અંતર્ભાવ થએલ છે એમ જાણવું. આ કંડિકામાં પ્રામાણિક જીવન ગાળનાર, પ્રભુનો ભક્ત બની શકે છે એમ જણાવ્યું છે. ન્યાય સંપન્ન ધનથી આજીવિકા ચલાવવી. કોઈ પણ મનુષ્યની અન્યાયથી મિલ્કત ન પડાવી લેવી, તથા આહાર શુદ્ધિ કરવી, અન્યાય હિંસાથી ગ્રહણ કરેલા ધન આહારાદિકથી હૃદયની અશુદ્ધિ થાય છે. આહાર શુદ્ધિથી હૃદયની શુદ્ધિ થાય છે. હૃદયની શુદ્ધિ થવાથી આત્માનો સાક્ષાત્‌કાર થાય છે, આહારાદિક પદાર્થોને આસક્તિ રહિત વાપરવા. શરીરરૂપ આવાસમાં પણ અહંમમત્વ બુદ્ધિથી મુંઝાવું નહિ. રજોગુણી અને તમોગુણી ત્યાગથી હૃદયની શુદ્ધિ થતી નથી. સાત્વિકત્યાગથી આત્માની અનુભવ દશા પ્રગટે છે માટે તેવા સાત્વિક ત્યાગની બુદ્ધિએ ભોજનાદિક પદાર્થોને ભોગવવા અને સર્વ જડચેતનમય જગત્‌માં આત્મા સાક્ષી રહે એવા સાક્ષીજ્ઞાનના ઉપયોગથી વર્તવું. આત્મા હું એક છું. આત્માની સાથે સંબંધિત જડ પદાર્થો તે વસ્તુતઃ આત્માના નથી એમ જાણવું. કોઈના પ્રાણ-ધનના ગ્રહણની ઈચ્છા પ્રગટ થતાંજ તુર્ત વારવી, પોતાની પાસે રહેલા ધનાદિક પદાર્થની મમતા રાખવી નહીં. એમ જે પરિપૂર્ણ વર્તે છે તેને ॐ ईशोपनिषद् આદિ ઉપનિષદોના વેદાન્તજ્ઞાનનો અનુભવ આવે છે, પશ્ચાત્ આત્માના કેવલ જ્ઞાનનો આવિર્ભાવ થાય છે. જ્યાં સુધી પરના ધનની ગ્રહણેચ્છા વર્તે છે અને પર પદાર્થોનો હિંસા અન્યાયાદિથી ભોગ થાય છે ત્યાં સુધી લાખો શ્રુતિયોને મુખથી બોલવામાં આવે તો પણ તેથી આત્માનો અનુભવ પ્રાપ્ત થતો નથી માટે શુષ્કજ્ઞાની થવા માત્રથી કંઈ વળતું નથી. પ્રામાણિક જીવન, પરધનત્યાગ બુદ્ધિ, તથા અન્યાય હિંસાથી પરધનનો, પર

શરીરનો ભક્ષણરૂપ ભોગ તેથી વિરમતાં ચારિત્રગુણ પ્રગટે છે ત્યારે સાત્ત્વિક બુદ્ધિ, સાત્ત્વિક નીતિ આદિનો પ્રાદુર્ભાવ થાય છે અને તેથી પરમેશ્વરનો અનુભવ સાક્ષાત્કાર થાય છે. અમુક સંપ્રદાયના અનુયાયી અને અમુક શાસ્ત્રો ભણી શાસ્ત્રવાસના ધારણ કરવા માત્રથી આત્માની શુદ્ધતા થતી નથી. હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, લોભ આદિ દુષ્ટ વૃત્તિયોને વારો અને સર્વ આત્માઓને ઈશ રૂપ જાણી સર્વની સાથે આત્મભાવે વર્તો એજ ભાવાર્થ પ્રગટ થાય છે. શરીરરૂપ જગત્ છે અને તેજ દેવલમાં આત્મારૂપ ઇશ્વર છે. જ્યાં જ્યાં શરીરોમાં જીવતા આત્માઓ છે ત્યાં સુધી તેઓને સેવો! પૂજો! એવો કંડિકાનો ભાવાર્થ છે. શરીરમાં જીવતા આત્માઓ તેજ સત્તાએ પરમાત્માઓ છે. રજોગુણ, તમોગુણ, સત્ત્વગુણ પ્રકૃતિથી આચ્છાદિત બ્રહ્મરૂપ ઇશ છે તે આત્મા તેજ તમો છો. तत्त्वमसिનો અર્થ પણ તે છે. तत्‌—તે શુદ્ધ બ્રહ્મ તે त्वं असि તું છે. મનુષ્યો જીવતા આત્માઓને સેવતા પૂજતા નથી અને તે મર્યા પછી તે આત્માઓના નામે અનેક પ્રતીકોની પૂજા કરે છે તે કથંચિત્ ભક્તિ દૃષ્ટિએ યોગ્ય છે પરંતુ જીવતા આત્માઓ કે જે સત્તાએ પરમાત્માઓ છે તેઓને બ્રહ્મરૂપે જોવા, પૂજવા, તેઓને સાકાર પ્રભુરૂપે જોવા, તેઓને દુઃખ થાય એવી કોઈ મનવાણી કાયાની પ્રવૃત્તિ ન કરવી. કોઈ આત્માનું દેહ રૂપ દેવલ ન પાડી દેવું. દેહરૂપ દેવળનો નાશ ન કરવો. દેહરૂપ જગત્‌નો સદુપયોગ કરવો. સ્વકીય દેહરૂપ દેવલની રક્ષાદિ માટે નીતિસર આજીવિકાદિ પ્રવૃત્તિયો સેવવી. જ્યાં જ્યાં શરીર ધારી આત્માઓ દેખાય તેઓને ઈશરૂપ માની તેઓની સેવા ભક્તિમાં ખામી ન રાખવી. દેહ જગત્‌માં રહેલા આત્મારૂપ ઇશની સર્વત્ર બ્રહ્મભાવે સેવા કરવી. રજોગુણાદિમાં તિરોભાવ પામેલા આત્મારૂપ ઈશને જ્ઞાન ધ્યાનના ઉપયોગથી પ્રકટ કરવો. જડ પદાર્થોમાં શ્રેષ્ઠ આત્મરૂપ ઈશ્વર છે માટે કોઈ પણ જડ ધન પદાર્થના

લોભે–તૃષ્ણાએ કોઇ પણ આત્માને દુઃખ થાય એવી પ્રવૃત્તિ ન કરવી, શરીરરૂપ આવાસમાં આત્મારૂપ ઇશ્વર બ્રહ્મ છે, તેને સેવો પૂજો. જડવિશ્વમાં આત્મારૂપ ઈશ વિના કોઇ પણ મહાન્ પરમાનંદરૂપ નથી. દેશ, જાતિ વર્ણ, શરીર ભેદે અનેક ઉપાધિવાળા આત્માઓને શુદ્ધ ઉપાધિ રહિત આત્મા ઇશરૂપે દેખો. કોઈ પણ આત્માની સાથે રહેલી પ્રકૃતિને આત્મા ન માનો. મન વાણી અને કાયામાં રહેલ આત્માને શુદ્ધ બુદ્ધિથી દેખી અનુભવી શકાય છે. આત્માની આગળ ધનની કંઈ કિંમત નથી. આત્મામાં આનંદ છે પણ ધનમાં આનંદ નથી. ધનથકી થતો આનંદ કલ્પિત છે. પોતાના હૃદયમાં ઈશ્વરનું સ્મરણ કરવું. સર્વજડવસ્તુ કરતાં આત્મારૂપ ઇશ્વર અનંત ગુણ મહાન્ છે તેની પ્રાપ્તિ માટે જ્યાં ત્યાં ઈશ્વરની ભાવના ભાવવી અને દયા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, પ્રામાણિક વિચારાચારથી હૃદયની શુદ્ધિ કરવી કે જેથી શુદ્ધહૃદયાદર્શમાં આત્માની ઝાંખી અનુભવાય.

**कुर्वन्नेवेहकर्माणि जिजीविषेच्छतं्समाः**
**एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥२॥**

**શબ્દાર્થ**—હે આત્મન્ ! તું આ મનુષ્યભવમાં કર્મો કરતો છતો શતવર્ષ જીવવાને ઈચ્છે છે, હે મનુષ્ય એ પ્રમાણે ત્હારામાં અન્યથા નથી. મનુષ્ય કર્મથી લેપાતો નથી.

**અનુભવાર્થ**—મનુષ્ય કર્મો કરતો છતો શતવર્ષ જીવી શકે અને કર્મથી રાગ દ્વેષ રૂપ લેપથી ન લેપાય એમ બનવું તે અન્યથા નથી અર્થાત્ મનુષ્ય, શતવર્ષ પર્યંત જીવી શકે અને કર્તવ્ય કાર્યો પણ કરી શકે, એમ બનવામાં કંઇ અશક્યપણું નથી, મનુષ્યનું પહેલાં શતવર્ષ, બસો, હજારાદિ વર્ષ ઉપરનું આયુષ્ય હતું. મનુષ્ય, સરેરાશ શતવર્ષ જીવી શકે એવા સમયમાં ઋષિએ, શિષ્ય મનુષ્ય જિજ્ઞાસુના પ્રશ્નનો ઉત્તર આ કંડિકામાં આપ્યો છે કે હે શિષ્ય! મનુષ્ય ! જો ત્હારે શતવર્ષ જીવવાની ઇચ્છા હોય તો તે પણ બની શકે, કર્તવ્ય કાર્યો પણ કરી શકે અને પ્રથમ કંડિકાના અનુભવ પ્રમાણે વર્તીને નિર્લેપ પણ રહી શકે, એમ બનવામાં અન્યથાત્વ નથી. મનુષ્ય ધારે છે તે કરવાને શક્તિમાન્ થાય છે. શતવર્ષ જીવવાના આચારો, કર્મો પ્રમાણે જન્મકાલથી વર્તે તો તે શતવર્ષ જીવે વા તે ઉપર પણ જીવે તેમાં કશું કંઇ આશ્ચર્ય નથી. મનુષ્ય એકશો વીશ વર્ષ સુધી જીવી શકે છે. સરેરાશ સર્વ આર્યોનું શતવર્ષ જીવવું કલ્યાણ છે. એમાં વિધિ પ્રમાણે વર્તે તો તે બની શકે છે. શતવર્ષ સુધી જીવવાના હેતુઓ નીચે પ્રમાણે છે. પચ્ચીશ વર્ષ પર્યંત તો ઉર્ધ્વરેતા રહેવું. સ્ત્રીકામવિકાર હસ્તમૈથુન આદિ કુટેવના ભોગ ન થવું. શરીરમાંથી કોઈ પણ રીતિએ વીર્યનો પાત ન થાય એવી રીતે વર્તવું. કોઈ કુમારે અગર કુમારિકાએ લગ્ન કરવાં હોય તો પણ પ-

ચ્ચીસ વર્ષ થયા બાદ કરવાં, રોગોનો નાશ કરીને તેથી બચતા રહેવા માટે આયુર્વેદનું જ્ઞાન મેળવવું અને તે પ્રમાણે વર્તવું. જ્યારે ક્ષુધા લાગે ત્યારે બે ભાગનું ભોજન કરવું અને એક ભાગનું જલ, જ્યારે તૃષા લાગે ત્યારે પીવું, અને એક ભાગનું ઉદર ખાલી રાખવું. પચ્ચીશ વર્ષ પછી લગ્ન થાય તો પણ પ્રજોત્પત્તિ માટે પુરૂષ અને સ્ત્રી ત્રણ ચાર વર્ષે એકવાર બેવાર એક બીજાના કાયલગ્નથી પરસ્પર ઈચ્છાએ દેહમૈથુન સંબંધમાં આવી શકે છે અને કામના ઉભરાઓને શમાવી દેહ વીર્યની આત્માની પેઠે રક્ષા કરે છે અને એવા વર્તનમાં સર્વથા તપ સંયમ ધર્મ માને છે તે દીર્ઘકાલ પર્યંત જીવી શકે છે. પુત્ર અગર પુત્રીરૂપ ગર્ભ રહ્યા બાદ જેઓ સર્વથા મનવાણી કાયાથી મૈથુનકામનો ત્યાગ કરે છે અને પુત્ર અગર પુત્રી પ્રસવ્યા બાદ બે વર્ષ પછીથી જેઓ વર્ષમાં એકવાર પ્રજોત્પત્તિ માટે પરસ્પર કાય મૈથુન સંબંધમાં વિધિ પૂર્વક આવે છે અને પચ્ચાશ વર્ષ થયા પછી સર્વથા પુરૂષો અને સ્ત્રીઓ કાયા મન થકી વીર્ય રક્ષારૂપ બ્રહ્મચર્ય ધારણ કરે છે તે શતવર્ષ ઉપર પણ જીવી શકે છે. રજોગુણી, તમોગુણી આહારનો ત્યાગ કરવો અને સાત્ત્વિકાહાર જલનું ક્ષુધા પિપાસા લાગતાં ગ્રહણ કરવું. શરીર મન વાણીથી અતિ પરિશ્રમ ન કરવો. પ્રાણાંતે પણ પર સ્ત્રી સાથે મૈથુન ન કરવું, અને સ્ત્રીએ પર પુરૂષ સાથે પ્રાણાંતે પણ મૈથુન ન કરવું. કામોત્પાદક સર્વ પ્રકારની પ્રવૃત્તિથી દૂર રહેવું. સ્વપ્નાદિ દ્વારા પણ વીર્યનો પાત થાય એવી સર્વ વાસનાઓ અને પ્રવૃત્તિયોથી દૂર રહેવું. દરરોજ પ્રાણાયામ કરવા તથા શારીરિક અન્ય પરિશ્રમના અભાવે કસરત કરવી. અજીર્ણ પ્રસંગે ઉપવાસ કરવો. એક માસમાં ઓછામાં ઓછા બે ઉપવાસ તો અવશ્ય કરવા અને ઉષ્ણ જલ વાપરવું તેથી શરીરમાં મલ રહી શકતો નથી. દારૂ વગેરે દુષ્ટ વ્યસનોથી મુક્ત રહેવું. અતિ ક્રોધ, અતિ માન, અતિ માયા, લોભ

મૈથુનથી સર્વથા મુક્ત રહેવા ખાસ અભ્યાસ કરવો. અતિ શોક ન કરવો, અતિ રાગ ન કરવો, કોઈના પર દ્વેષ ન કરવો, પેશાબની હાજત ન રોકવી. વિષ્ટા કરવાની હાજત—ઈચ્છાને ન રોકવી, શરીર અતિ થાકી ન જાય એટલું ચાલવું, એટલું બોલવું, આંખો વગેરે ઈન્દ્રિયોને અતિ પરિશ્રમ થાય એવી રીતે વાચનાદિ સર્વ પ્રવૃત્તિ- યોને વાપરવી, દિવસે ખાસ કારણ વિના ઉંઘવું નહિ, અતિ વાત પિત્ત કફ કરનારા પદાર્થોને ન ખાવા. તાઢ તાપ વગેરેથી શરીરનું રક્ષણ કરવું, અતિ ભોજન ન કરવું, અતિ મિષ્ટ પદાર્થો ન ખાવા, મનવાણી કાયાને દરરોજ યોગ્ય પરિશ્રમ આપવો એ પ્રમાણે વર્તતાં શત વર્ષ જીવાય છે. હિંસા કરવાથી, જૂઠું બોલવાથી, ચોરી કરવાથી, તથા વ્યભિચારથી આયુષ્ય ઘટે છે. અન્ય મનુ- ષ્યોની હાય ખરાબ દુવા લેવાથી આયુષ્ય ઘટે છે. વીર્ય અને ર- ક્તનો વિશેષ પ્રમાણમાં વ્યય થવાથી આયુષ્ય ઘટે છે. પ્રાણવાયુ શ્વાસોચ્છ્વાસના રોધથી આયુષ્ય ઘટે છે. અતિ શ્વાસોચ્છ્વાસ લેવાથી આયુષ્ય ઘટે છે. એકદમ હૃદય પર આઘાત થતાં હૃદયરો- ગાદિ પ્રગટ થવાથી આયુષ્યની વહેલી—શીઘ્ર સમાપ્તિ થાય છે. અન્ન આહાર જલના અભાવે તથા અતિ ક્ષુધાથી આયુષ્યનો નાશ થાય છે અન્ય મનુષ્યોના અપરાધો કરવાથી દેવગુરૂ ધર્મની નિંદા હેલના કરવાથી તથા સાધુ મહાત્માઓને અત્યંત સતાવ્યાથી આયુષ્ય ઘટે છે. ગુરૂદ્રોહ, ગુરૂપર આળ ચઢાવવું, સતીઓને સતાવવી, બ્રહ્મચ- ર્યના નિયમો તોડવા, અનેક મનુષ્યોનું બૂરૂં કરવું, ધન પર અતિ લોભ અને તેવી પ્રવૃત્તિથી આયુષ્ય ઘટે છે. અતિ મનન, અતિ શાસ્ત્રા- ભ્યાસ કરવાથી આયુષ્ય ઘટે છે. અતિ ક્રોધ અને અતિ ભયથી પ્રસંગોપાત્ત એકદમ મરણ થાય છે. મહામારી વગેરે રોગોના પ્રસંગે રોગ નિવારણ ઉપાયો લેવાથી આયુષ્યનો ઘાત થતો નથી. યોગ્ય આહાર વિહાર વિચાર પ્રવૃત્તિએ પ્રવર્તવાથી આયુષ્ય ઘટતું

નથી. પ્રાણાયામનો સદા સારી રીતે અભ્યાસ કરવાથી અનેક રોગો પ્રગટતા નથી અને પ્રગટેલા હોય છે તો ટળી જાય છે. મનમાં નિયમિત વિચારો કરવા. મનમાં અતિ વિચારો કરવાથી શારીરિક અને માનસિક આરોગ્ય નષ્ટ થાય છે. શરીરવીર્ય રક્ષવાના બાહ્યાંતર સર્વ ઉપાયોવડે સુરક્ષિત રહેવાથી શત વર્ષ સુધી જીવી શકાય છે. જીવવામાટે સ્વચ્છ શુદ્ધ હવા, સૂર્યનો પ્રકાશ, જલ, પૃથ્વીની ઘણી જરૂર છે. કુદરતી હવા, જલ, પ્રકાશ વગેરેથી આયુષ્ય ઘટતું નથી. સ્વચ્છ જગ્યામાં રહેવું, સ્વચ્છ તાજી હવા લેવી, સૂર્ય પ્રકાશ ગ્રહવો, ઉત્તમ જલ ગ્રહવું, સ્વચ્છ સ્થાનમાં ઘર બાંધવું, નિયમિત ભાષણ કરવું, સ્ત્રીઓની કામક્રીડાના દુષ્ટ વિચારોપર કાબ મૂકવો, પોતાનું મન વશમાં રહે એવા મનુષ્યોના સમાગમમાં રહેવું, મનપર શુભાશુભ લાગણીનો આઘાત ન થાય એવા આત્મજ્ઞાનના વિચારો કરવાથી કર્તવ્ય કાર્યો કરતો છતો મનુષ્ય શત વર્ષ સુધી જીવી શકે છે. કર્તવ્ય સર્વ કાર્યો કરવાં જોઈએ. મનુષ્ય શાંતિમય જીવન ગાળવાથી શત વર્ષ સુધી જીવી શકે છે. આજીવિકાની દૃષ્ટિએ, વ્યાપાર વિદ્યા શાસ્ત્રકર્મ, રાજ્ય સંઘસમાજ આદિ અનેક દૃષ્ટિયોએ અનેક કર્તવ્ય કર્મો છે, નિત્ય નૈમિત્તિક સાંસારિક ધાર્મિક અનેક કર્તવ્ય કર્મો છે તે યોગ્ય વિવેક દૃષ્ટિથી કરવાં, આસક્તિવિના નિત્ય નૈમિત્તિક આદિ સર્વ યોગ્ય કર્તવ્ય કરવાં, ધર્મ્ય કર્મો કર્યાવિના છૂટકો થતો નથી. ધર્મ્ય કર્મો કર્યાવિના આલસ્યથી બેશી રહેવું એ તો તમોગુણ છે. કર્મો કર્યાથી મનયોગ બળવાન્ થાય છે. દુર્ગુણો ટળે અને સદ્‌ગુણો વધે એવી સાત્ત્વિક વૃત્તિથી કર્મો કરવાં, રજોવૃત્તિથી કરેલું કર્મ રજોગુણી અને તમોવૃત્તિથી કરેલું કર્મ તે તમોગુણી કહેવાય છે. નિરાસક્તિએ આવશ્યક નિત્ય નૈમિત્તિક આદિ સર્વ વ્યાવહારિક ધાર્મિક કર્મો કરતાં આત્માની શુદ્ધિ થાય છે અને કર્મો કરતો છતો આત્મા ખરેખર જ્ઞાનાવરણાદિ આઠે કર્મથી લેપાતો નથી.

સંચિત ક્રિયમાણ કર્મથી બંધાતો નથી અર્થાત્ આત્મા કર્મો કરે છે તો પણ અંતરમાં કર્મબંધવિના અકર્મ રહેછે, તેનું કારણ ખરેખર આત્મજ્ઞાન અને વૈરાગ્ય છે. અમોએ કર્મયોગ ગ્રન્થ રચ્યો છે, તેમાં કર્મયોગીનાં લક્ષણો અને કર્મો કરતાં છતાં નિર્લેપ રહેવું તેનું સારી રીતે વર્ણન કર્યું છે. જિજ્ઞાસુઓએ અવશ્ય કર્મયોગ ગ્રન્થ વાંચવો. કર્મો કરતાં નિર્લેપ રહેવું એ બ્રહ્મજ્ઞાન પામ્યાથી બની શકે છે. સર્વ કર્તવ્ય આવશ્યક કર્મો કરવાં પણ તેના ફલની ઈચ્છા ન કરવી. સર્વ કર્તવ્ય કર્મો કરવાં પણ તેમાં કર્તાપણાની અહંવૃત્તિ ન કરવી. પોતાનાં માનેલાં નામરૂપનો મોહ ત્યાગી દેઇ વર્તવું. કોઇ સ્તુતિ નિન્દા કરે તેમાં હર્ષ શોક ન કરવો. કર્તવ્ય કર્મો કરતાં ભય ખેદ દ્વેષ અને અહંત્વાધ્યાસની વૃત્તિ ન પ્રગટવા દેવી. એમ આત્માને સાક્ષી તટસ્થ દૃષ્ટા ધારીને આત્મોપયોગે વર્તતાં જલમાં જેમ કમલ નિર્લેપ રહે છે તેમ સંસારમાં નિર્લેપ રહી શકાય છે. પરમાત્માની સાથે મન જોડી દેવું અને મનમાં રાગ દ્વેષની વૃત્તિ પ્રગટવા ન દેવી, જે જે કાર્યો કરવાં તે જ્ઞાન પૂર્વક સમજીને કરવાં. જ્ઞાન કર્યાવિના અન્ધપરંપરા પ્રવાહમાં ન પડવું. ગાડરિયા પ્રવાહે વર્તતાં સત્યની પ્રાપ્તિ થતી નથી. આ કંડિકામાં સામાન્ય કર્મોનું પ્રતિપાદન છે તેથી સાંસારિક અને ધાર્મિક બન્ને પ્રકારના કર્મોનું વિવેક પૂર્વક અધિકાર પ્રમાણે કરવાનું વિધાન છે. જ્ઞાની કર્મો કરતો છતો નિર્લેપ રહી શકે છે. અજ્ઞાની કર્મોથી લેપાય છે માટે જ્ઞાની શત વર્ષ સુધી જીવીને નિર્લેપ રહી કર્મો કરે છે અત એવ એવી દશા પ્રાપ્ત કરવી.

**असुर्या नाम ते लोका, अन्धेनतमसाऽऽवताः ॥**
**तांस्ते प्रेत्याभिगच्छन्ति येकेचात्महनोजनाः ॥ ३ ॥**

શબ્દાર્થ—અસુર નામના તે લોકો જાણવા કે જે અજ્ઞાન રૂપ અંધકારવડે આચ્છાદિત છે. જે કોઈ આત્મઘાતક મનુષ્યો છે તે મરીને પુનઃ તેવી ગતિને પામે છે.

અનુભવાર્થ—જે મનુષ્યો આત્માને જાણતા નથી, તમોવૃત્તિવાળા છે, આત્મા, પરમાત્મા, અને કર્મનું સ્વરૂપ જાણતા નથી અને તેની શ્રદ્ધા પણ કરતા નથી, હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર વગેરે પાપો કરવામાં દોષ માનતા નથી, તથા તમોગુણી કર્મ તથા તમોગુણી નાસ્તિક બુદ્ધિવાળા છે, મનુષ્યોને મારી નાખવામાં જે હર્ષવાળા છે, જડવાદને માની તે પ્રમાણે વર્તનારા છે, નીતિનું વર્તન જેમને બિલ્કુલ રૂચતું નથી, જેઓ ધર્મશબ્દને ધિક્કારી કાઢનારા છે, જેઓ મન વાણી કાયાથી અઘોર પાપ કર્મો કરવામાં જરામાત્ર ખચકાતા નથી, અને પરમેશ્વરનો તથા પરભવનો ભય ગણતા નથી, તેઓ અસુરો છે. જે કોઈ આત્માના જ્ઞાન દર્શન ચારિત્ર ગુણને હણનાર છે, આત્માના અસ્તિત્વને ઉડાવાને જેઓ આત્માનું અસ્તિત્વ હણે છે, પ્રભુનું આસ્તત્વ સ્વીકારતા નથી, તેઓ આસુરીવૃત્તિકર્મવાળા હોવાથી તેઓ અસુરલોકો કહેવાય છે, તેઓ મરીને પુનઃ આસુરી અવતારોને પામે છે. આત્માના અજ્ઞાનીઓ, પાપ કર્મથી નિવૃત્ત થઇ શકતા નથી. **य आत्मानं जानाति सःसर्वं जानाति, एगं जाणइ सो सव्वंजाणइ.** ॥ આત્માદિનું સમ્યગ્ જ્ઞાન થયાવિના મોહાંધકારનો નાશ થતો નથી. **पढमं नाणं तओ दया, प्रथमं ज्ञानं ततःपश्चात् दया, इत्यादि** શ્રુતિથી અજ્ઞાનીને મુક્તિ નથી એમ સિદ્ધ થાય છે અને જ્ઞાનીની મુક્તિ સિદ્ધ થાય છે. અજ્ઞાની

અને પશુ બે સમાન છે. અજ્ઞાનીઓ ધર્મ અને અધર્મને જાણી શકતા નથી. આત્માના હણનારા અર્થાત્ મનુષ્યોનો સંહાર કરનારા, પશુ પ્રાણીઓનો સંહાર કરનારા તથા જૂઠ, વ્યભિચાર, ખૂન, અન્યાય, મહા પાપ વગેરે અઘોર પાપ કર્મ કરનારા, ભલે ઈશ્વરને–આત્માને ગાને તોપણ તેઓના દુષ્ટ કર્મ ગુણ અને અજ્ઞાનથી તેઓ અસુરો છે. મનુષ્ય મારવું અને માખી મારી નાખવી તેમાં જેઓને કંઈ ભેદ નથી એવા અજ્ઞાન આચરણવાળા મનુષ્યો અસુરો છે, તેથી તેઓ આત્મ હણનારા જાણવા. એવા આત્મઘાતક અસુરો પુનઃ નરક ગતિ અને તિર્યંચની ગતિમાં જાય છે અને મનુષ્યની ગતિ પામે છે તોપણ તેઓ આસુરી વૃત્તિ કર્મવાળા મનુષ્યો થાય છે, તેઓને આત્મજ્ઞાન થવાનાં સાધનો પ્રાયઃ મળતાં નથી. કેટલાક અજ્ઞાની જીવઘાતક આસુરી મનુષ્યો ઓઘે પરમેશ્વરને માને છે તોપણ તેઓ એમ માને છે કે પરમેશ્વરને મનુષ્ય, બકરી, પાડો, ઘોડો વગેરેનું રક્તમાંસ ખાવાનું ગમે છે એમ માનીને તેઓ પરમેશ્વરના નામે મનુષ્યને મારી નાખે છે, ગાય, ભેંસ, પાડા, ઘોડા, બકરાઓ વગેરેને પરમેશ્વરના નામે મારી નાખે છે, અને તેથી પોતાનાપર પરમેશ્વર પ્રસન્ન ખુશ થાય છે એમ માને છે. દેવો અને દેવીઓને ખુશ કરવા તેઓની આગળ મનુષ્ય પશુ પંખીઓને મારી ચઢાવે છે, અને તેથી પોતાને પરમેશ્વર દેવ દેવીના ખરા ભક્ત તરીકે માને છે તેવા લોકો અજ્ઞાની આત્મઘાતક અસુરો છે એમ આ ત્રીજી કંડીકામાં જણાવ્યું છે. પરમેશ્વર છે તે પશુ વગેરેના રક્તમાંસથી પ્રસન્ન થાય છે, દેવ દેવીઓ પણ મનુષ્ય પશુ વગેરેના માંસથી ખુશી થાય છે એવું માનવું તે તદ્દન અજ્ઞાન છે અને એવી અજ્ઞાનવાળી પ્રવૃત્તિ તે આત્મઘાતક છે, એવી આસુરી તમોગુણી બુદ્ધિ અને પ્રવૃત્તિથી આત્માની શુદ્ધિ થતી નથી એમ આ ત્રીજી કંડીકામાં સ્પષ્ટ જણાવ્યું છે, એવા અસુર મનુષ્યો એવી અજ્ઞાનતાથી પરમેશ્વરને જાણી

શકતા નથી. જેઓ પરમેશ્વરના નામે યજ્ઞ કરીને પરમેશ્વરની પ્રસન્નતાર્થે પશુઓને યજ્ઞમાં હોમે છે તેઓ અજ્ઞાનીઓ છે, કારણ કે તેઓ એટલું પણ જાણતા નથી કે પરમેશ્વરને રક્તમાંસ ખાવાની ઇચ્છા નથી, માટે તેઓ અજ્ઞાનીઓ છે. પરમેશ્વર અનંત દયાળુ છે તે માંસાહારી રક્તાહારી નથી. કોઈ પ્રાણીનો યજ્ઞમાં હોમ કરવાથી પરમેશ્વર પ્રસન્ન થતા નથી. મનુષ્યોએ અજ્ઞાનથી કલ્પના કરીને પરમેશ્વરને પ્રાણી માંસની જરૂર છે એવું કલ્પી અજ્ઞાન આસુરી ધર્મ પ્રગટાવ્યો છે પણ તે સત્ય નથી. એવા અજ્ઞાનીઓ અંધો છે તેઓ પોતાના સ્વાર્થે મનુષ્યોની–પશુઓની હિંસા કરે છે, એટલું તો નહીં પરંતુ તેઓ પરમેશ્વરને પણ જેવી વૃત્તિ તેવો ઈશ્વર માનીને પોતાની અજ્ઞાન પાપી વૃત્તિના અનુસારે પરમેશ્વર નામે પશુઓ આદિનાં બલિદાન કરે છે તે અજ્ઞાનરૂપ અંધકારથી આચ્છાદિત થએલા મનુષ્યો પુનઃ આસુરી યોનિને પામે છે. તેવા અજ્ઞાનીઓ આસુરી ધર્મશાસ્ત્રો રચીને પરમેશ્વરના નામે પશુઓ વિગેરેનું બલિદાન આપવું સાબીત કરે છે તેથી તેઓ સત્યરૂપ આત્માને હણી અસત્યરૂપ અનાત્મભાવને પામી નરકતિર્યંચની ગતિમાં અનેક પ્રકારનાં દુઃખો પામે છે. શુક્લ યજુર્વેદીય બૃહદારણ્યકોપનિષદ્‌માં કહ્યું છે કે—

अनन्दा नाम ते लोका, अन्धेन तमसाऽऽवृताः
तांस्ते प्रेत्याभिगच्छन्त्य विद्वांसोऽबुधोजनाः ॥ ११ ॥

અનન્દા અર્થાત્ જ્યાં આનંદ પ્રમોદ થતો નથી એવી સાત નરકોમાં તેવા અજ્ઞાની મહાપાપી અસુરો મરીને જાય છે. અવિદ્વાનો, અબુધો, પુણ્ય પાપનો વિવેક કરી શકતા નથી. પુણ્ય કર્મથી પુણ્ય થાય છે અને પાપ કર્મથી પાપ થાય છે તેનો વિવેક જાણીજ શકતા નથી. અજ્ઞાનીઓ અન્ધ સમાન છે તેઓ અજ્ઞાન, અસત્ય, હિંસા, ચોરી, વ્યભિચાર, મોહ, દુષ્ટવૃત્તિ પ્રવૃત્તિરૂપ

અંધકાર તરફ ગમન કરે છે તેથી તેઓ આત્મજ્ઞાન પામી શકતા નથી, આસુરી વૃત્તિયોનો હોમ કરીને આત્માની શુદ્ધિ કરી શકાય છે એવું જાણી શકતા નથી. દેવગુરૂ ધર્મની શ્રદ્ધા વિનાની મિથ્યા બુદ્ધિથી તેઓ ધર્મને અધર્મ માને છે, આત્માને અનાત્મા માને છે અને અનાત્માને આત્મા માને છે, પુણ્ય કર્મોને પાપ કર્મો માને છે, અને પાપ કર્મોને પુણ્ય કર્મો માને છે, ખાવું, પીવું, અને ભોગો ભોગવવા અને સંસારમાં ગમે તેવાં પાપ, ખૂન, ચોરી વગેરે દુષ્ટ કર્મો કરીને જીવવું એટલુંજ માને છે, તેઓ ઈશ્વરને કદાપિ માને છે તો પણ હિંસા, જૂઠ, વગેરે પાપ વૃત્તિયોથી સુખ થાય છે એમ માની દુર્ગુણ દુષ્ટાચારોમાં આસક્ત રહે છે. **अप्पनाणेण हवइ धम्मी आत्मज्ञानेन भवति धर्मी.** મનુષ્ય આત્મજ્ઞાનથી ધર્મી થાય છે એમ શ્રી મહાવીર પ્રભુએ પ્રકાશ્યું છે. ॥ **नाणेणय मुणि होइ, न मुणि अरण्ण वासेण॥ ज्ञाने न च मुनिर्भवति न मुनिः अरण्यवासेन**—ઉત્તરાધ્યયન સૂત્ર. શ્રુત." ॥ જ્ઞાનવડે આત્મા મુનિ થાય છે પણ અરણ્યમાં વાસ કરી વા ગુફામાં વાસ કરી નગ્ન રહેવાથી વા પંચાગ્નિ તપ કરવા માત્રથી કોઈ મુનિ ઋષિ થતો નથી. અજ્ઞાનરૂપ અંધકાર દૂર કરવાને આત્મજ્ઞાની ગીતાર્થ સદ્‌ગુરૂની સેવા કરવી, અને આત્મજ્ઞાન–બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવું. અસત્ય જે જણાય તેનો ત્યાગ કરવો અને મધ્યસ્થ ભાવથી જે સત્ય જણાય તેનો સ્વીકાર કરવો. જડ વસ્તુઓના ભોગોમાં સુખ નથી. વિષય ભોગોથી સત્યાનંદ નથી એવો અનુભવ પ્રાપ્ત કરવો. સદ્‌ગુરૂની સેવા ભક્તિથી આત્માદિ પદાર્થોનું સમ્યગ્‌જ્ઞાન કરવું. શરીર તેજ આત્મા છે, શરીરથી ભિન્ન આત્મા નથી એમ અજ્ઞાની નાસ્તિક મિથ્યાત્વી લોકો માને છે પણ એ માન્યતા સત્ય નથી. પંચ ભૂતથી આત્મા ભિન્ન છે એમ વેદોમાં, ઉપનિષદોમાં અને જૈનાગમોમાં જ્ઞાનીઓએ સ્પષ્ટ જાહેર કર્યું છે. હિંસા, જૂઠ, ચોરી વ્યભિચાર, ખૂન, વિશ્વાસઘાત

વગેરે પાપકર્મો છે એવો સર્વ વેદ વેદાંત જૈન શાસ્ત્રોએ પોકાર કર્યો છે. પોતાના દુષ્ટ સ્વાર્થ માટે અન્ય મનુષ્યો વગેરેને હણવા એમ માનનારા અજ્ઞાની અસુરો ગમે તે ધર્મ માનતા હોય તો પણ વસ્તુતઃ તે ધર્મ, ઇશ્વર, આત્મા વગેરેને માનતા નથી માટે તેવા અસુરોને આત્મજ્ઞાનનો બોધ આપવો અને તેઓને અહિંસાજ્ઞાની બનાવવા એજ ખરેખરી પ્રભુની સેવા, ભક્તિ, પૂજા અને ઇશ્વરોપાસના છે. અજ્ઞાની પાપી આસુરી મનુષ્યોના પાપના ભારથી પૃથ્વી દુઃખી થાય છે. અજ્ઞાની એવા અસુરોના પ્રાણોનો નાશ કરવો એ કંઇ ઇશ્વરાવતારી મહાત્માઓનું લક્ષણ નથી. દુષ્ટોમાં રહેલી દુષ્ટ બુદ્ધિનો નાશ કરવો, સાધુ સંતોનો નાશ કરનારા રાક્ષશી મનુષ્યોના અજ્ઞાન પાપ વગેરેનો ધર્મ બોધથી નાશ કરવો તે પ્રભુ જેવા અવતારી મનુષ્યોનું કર્તવ્ય છે. આસુરી મનુષ્યોમાં રહેલ અજ્ઞાન, મોહ, રાગ દ્વેષ વગેરે રજોગુણી દુષ્ટ વૃત્તિયોનું હનન કરવું એમ જેઓ જાણે છે અને પ્રવર્તે છે તેઓ જ્ઞાનીઓ છે. આત્મજ્ઞાન થવાથી સુરી ભાવ પ્રગટે છે, આત્માને જાણવાથી પરમાત્મત્વ પોતાનામાં અનુભવાય છે માટે હવે ચોથી કંડિકામાં આત્મારૂપ પરમાત્માની સ્તુતિ કરવામાં આવે છે. શરીરમાં રહેલ આત્માનું ચોથા મંત્ર વડે પ્રકાશન કરવામાં આવે છે.

**अनेजदेकं मनसोजवीयो। नैनद्देवा आप्नुवन्पूर्वमर्षत्॥**
**तद्धावतोऽन्यानत्येतितिष्ठ। त्तस्मिन्नपोमातरिश्वा दधाति॥**

શબ્દાર્થ—તે આત્મતત્ત્વ, નિશ્ચલ, એક અને મનથી વધારે વેગવાન્ છે. તેને દેવો–ઇન્દ્રિયો પ્રાપ્ત થતી નથી. તે શીઘ્ર ગમન કરનારા અન્યોને અતિક્રમે છે, તેમાં તે આનંદ અને જ્ઞાનને ધારણ કરે છે.

અનુભવાર્થ—શુદ્ધ દ્રવ્યાર્થકનયની દૃષ્ટિએ તથા શુદ્ધ પર્યાયાર્થિકએવંભૂતનયની અપેક્ષાએ आत्मा अनेजद् અર્થાત્ નિષ્કંપ–નિશ્ચલ છે. વેદમાં સૂક્ત નીચે પ્રમાણે છે. तदेजति तन्नैजति આત્મતત્ત્વ, બ્રહ્મ તે સક્રિય છે અને તે નિષ્ક્રિય નિષ્કંપ છે, વ્યવહાર નયની અપેક્ષાએ કર્મ સંબંધ છે ત્યાં સુધી આત્મા ગતિમાન્ છે, હાલે છે, ચાલે છે, શુદ્ધદ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ આત્મા બ્રાહ્ય-ક્રિયાથી નિષ્ક્રિય છે તેથી હાલતો ચાલતો નથી તેમજ એવંભૂત શુદ્ધ પર્યાયાર્થિક નયની અપેક્ષાએ આત્મા, એજનધર્મ રહિત છે અર્થાત્ પરમાણુની પેઠે ગતિ ક્રિયાવાળો નથી એમ બે અપેક્ષાએ–અર્થાત્ સ્યાદ્વાદદૃષ્ટિએ આત્માનું સ્વરૂપ દર્શાવ્યું છે. જ્યાં સુધી મતિ શ્રુતિ જ્ઞાનથી આત્માની વિચારણા છે તાવત્ સવિકલ્પજ્ઞાન છે અને શબ્દાલંબન શ્રુતિ જ્ઞાનવિના જેમાં જ્ઞાન છે તે નિર્વિકલ્પ જ્ઞાન છે. વેદ શ્રુતિયોનું જ્ઞાન પરસ્પર અનેક અપેક્ષાવાળા વિકલ્પ સહિત છે અને તે ટળ્યા પછી વિકલ્પ વિનાનું આત્મામાં કેવલ જ્ઞાન પ્રગટે છે. શ્રુત જ્ઞાનનાં સર્વધર્મ શાસ્ત્રોનું જ્ઞાન છે તે સાત નય દૃષ્ટિયોની વા અસંખ્ય નયદૃષ્ટિયોની અપેક્ષાવાળું છે અને તેનો મનની સાથે સંબંધ છે. મનના સંબંધ સાહિત મતિ જ્ઞાન અને શ્રુત જ્ઞાન છે. શબ્દોદ્વારા થતું જ્ઞાન માત્ર શ્રુત જ્ઞાન છે, તેમાં અનેક નયોની અપેક્ષા રૂપ સ્યાદ્વાદદૃષ્ટિ પ્રવર્તે છે અને તેની

અપેક્ષાએ એક જ આત્માને નિશ્ચલ, તથા અનિશ્ચલ કહ્યો હોય છે તે પરસ્પર વિરોધ વિના સમજાવી શકાય છે, તથા સમજી શકાય છે. આત્માદિ તત્ત્વોમાં પરસ્પર વિરોધ આવતો હોય એવી ઘણી બાબતોનો સ્યાદ્વાદવડે નિકાલ થાય છે, અને અનેક દૃષ્ટિય બિંદુઓથી એક વસ્તુનું યથાર્થ જ્ઞાન કરી શકાય છે. આત્મા વસ્તુતઃ નિશ્ચલ નિ-ષ્ક્રિય છે. જ્ઞાનાવરણીયાદિ આઠ દ્રવ્ય કર્મ, શરીરરૂપનોકર્મ અને રાગ દ્વેષરૂપ ભાવ કર્મની ઉપાધિની અપેક્ષાએ ઉપચારથી આત્મા ચળ કહેવાય છે. આત્માની સાથે અનાદિ કાલથી કર્મનો સંયોગ છે. કર્મનો અંતરભાવ પુદ્ગલ દ્રવ્યમાં થાય છે. વર્ણગંધ રસ સ્પર્શ-વાળા પદાર્થો સર્વે છે તેનો અજીવ જડપુદ્ગલ દ્રવ્યમાં સમાવેશ થાય છે. આત્માના ભોગમાં સંબંધમાં આવનાર જડદ્રવ્ય માત્ર અપેક્ષાએ પ્રકૃતિ એવા નામને ધારણ કરે છે. આત્માની સાથે સંબંધવાળાં દ્રવ્ય કર્મ અને ભાવ કર્મ તે રજોગુણ, તમોગુણને સત્ત્વગુણી પ્રકૃતિમાં અતંર્ભાવ પામે છે અને ત્રણ પ્રકારની પ્રકૃતિ તે દ્રવ્ય કર્મ અને ભાવ કર્મમાં સમાઈ જાય છે. અજ્ઞાન મિથ્યાત્વ મોહની તે અવ્યક્ત મહાન્ છે તેથી અથવા તેનાવડે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અંત-રાય, એ આઠ કર્મ રૂપ કર્મસૃષ્ટિ પ્રગટે છે. આઠ કર્મ સહિત આત્મા તે શબલ બ્રહ્મ છે. આત્માની સાથે જ્ઞાનવરણીય કર્મના સંબંધથી જ્ઞાનનું આચ્છાદન થાય છે અને દર્શનાવરણથી આત્માનો દર્શન ગુણ આચ્છાદિત થાય છે. આત્માની સાથે શાતા અને અશાતા વેદ-નીના સંબંધથી આત્માનો શુદ્ધ આનંદ ગુણ રોકાયો છે અને તેથી આત્મા પૂર્ણાનન્દી છતાં પૂર્ણાનંદને ભોગવી શકતો નથી. પુણ્યકર્મના ઉદયથી શાતાવેદનીય,—બાહ્ય સુખનો અનુભવ થાય છે અને આત્મા મન થકી પોતાને સુખી માને છે અને પાપકર્મના ઉદયથી જીવને અશાતા—દુઃખનો અનુભવ થાય છે. શાતા અને

અશાતાથી બાહ્યસુખ દુઃખને મનદ્વારા ભોગવીને જીવ હર્ષ શોક માની રાગદ્વેષ કરે છે. રાગદ્વેષ મિથ્યાબુદ્ધિ એ મોહનીય કર્મ છે. ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, સ્ત્રીવેદ, પુરૂષવેદ અને નપુંસકવેદ એમ ત્રણ વેદ તથા મિથ્યા અજ્ઞાન બુદ્ધિ તે મોહકર્મ છે તેથી આત્મજ્ઞાન પ્રગટતું નથી. મોહ સમાન કોઈ શત્રુ નથી. રાગ અને દ્વેષરૂપ મોહથી પર વસ્તુઓમાં અહંમમત્વ બુદ્ધિથી જીવ મુંઝાય છે અને તેથી તે પોતાના શુદ્ધ બ્રહ્મ સ્વરૂપ આત્માને પામી શકતો નથી. મોહ પ્રકૃતિથી આત્માની શુદ્ધતાનો આવિર્ભાવ થાય છે. મોહ, તેજ માયા, પ્રકૃતિ વગેરે પ્રકૃતિવાચક નામોને ધારણ કરે છે. મોહની અઠ્ઠાવીશ પ્રકૃતિયો છે, મોહને કોઇ પ્રભુની લીલાશક્તિ કથે છે. વસ્તુતઃ મોહ વગેરે કર્મો છે તે આત્મપ્રભુની જડ શક્તિરૂપ પરભાવશક્તિ છે. જડપુદ્ગલ દ્રવ્યમાં સાંખ્યની માનેલી પ્રકૃતિનો અંતર્ભાવ થાય છે. આત્માની અપેક્ષાએ જડ દ્રવ્યો અસત્ છે. રૂપી વસ્તુઓમાં મ્હારા ત્હારાપણાનો રાગ દ્વેષરૂપ મોહ કરનાર મોહ પ્રકૃતિ છે. જ્યાં સુધી મોહ પ્રકૃતિ છે ત્યાં સુધી વીતરાગપણું—શુદ્ધાત્મત્વ પ્રાપ્ત થતું નથી. દુનિયાના સવ જીવોને મોહરૂપે શયતાને સપડાવ્યા છે અને તેણે તેઓનું આત્મભાન ભૂલાવ્યું છે તેથી તેઓ અજ્ઞાનયોગે બાહ્યજડ લક્ષ્મી પૃથ્વી વગેરેને પોતાનાં માની તદર્થે રાગ દ્વેષ કરી અશાંતિ દુઃખ પામે છે, એવી મિથ્યા ભ્રાંતિથી તમોગુણ રજોગુણની વૃત્તિનાં કર્મો કરે છે અને તેથી મક્ષિકા જેમ લીંટમાં સપડાય છે તેમ મિથ્યા મોહ ભ્રાંતિમાં પડે છે. જડ વિષયોમાં સુખની બુદ્ધિ ધારણ કરીને મોહી જીવો બાહિર્માં આત્મ સુખના વિશ્વાસે ઠગાય છે, અને ચોરાસી લક્ષ જીવ યોનિયોમાં વારંવાર પરિભ્રમણ કરે છે. આત્મામાં આત્મત્વનો નિશ્ચય નહીં થવા દેનાર રાગ દ્વેષ અજ્ઞાનરૂપ મોહ છે. જગત્માં અજ્ઞાન, રાગ દ્વેષથી સર્વજીવો, અશાંતિ

પામે છે. જ્યારે મોહ પ્રકૃતિનો ઉપશમ, ક્ષયોપશમ, વા ક્ષાયિક ભાવ થાય છે ત્યારે આત્મા પોતાના સ્વરૂપનો નિશ્ચય કરી આત્માના અચળ અવિકાર નિષ્કંપ સ્વરૂપને પામે છે. જ્ઞાનાવરણીયાદિ આઠે કર્મોમાં મોહ છે તે રાજા સમાન છે. મોહનો નાશ થતાં સર્વ કર્મનો નાશ થાય છે. બાહ્યક્રિયા થતાં કાર્યરૂપ કર્મથી મોહરૂપ કર્મ છે તે ન્યારૂં છે અને તે મનમાં પ્રગટતાં તમોરજસ્સત્વગુણ વિચાર વૃત્તિરૂપ છે, તેથી આત્મા પોતે પોતાને ભૂલે છે અને જડ વસ્તુમાં સુખની બુદ્ધિ ધારણ કરી હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, અસંતોષ, ક્રોધાદિક કષાયો કરી પુનઃપુનઃ કર્મના લેપથી લેપાઈને સંસારમાં અનેક અવતારો લેઈ દુઃખ ભોગવ્યા કરે છે. બાહિર્ જડ વસ્તુઓ, મન, વાણી, કાયા વગેરે જડપુદ્ગલ દ્રવ્યને આત્મા માનનારા બહિરાત્માઓ—મિથ્યાત્વ બુદ્ધિવાળા અજ્ઞાનીઓ જાણવા. જેઓ મન, વાણી, કાયા, અષ્ટકર્મ, જડ વસ્તુઓ માત્રથી આત્માને ન્યારો માને છે, તેઓ જ્ઞાનીઓ છે. આત્મા, સર્વ જડ વસ્તુઓથી ન્યારો છે. આત્મામાંજ આત્માનું સત્યજ્ઞાન અને આનંદ છે. વિભાવિક મોહાદિક પરિણતિ તે આત્માની પરિણતિ નથી એમ માનીને જેઓ મિથ્યાદૃષ્ટિ ત્યજી સમ્યગ્ દૃષ્ટિએ આત્માને અંતર્માં અનુભવે છે તે અંતરાત્માઓ છે. બાહ્ય જડવસ્તુઓમાં સત્ય સુખ નથી તથા આત્મા નથી પણ શરીરમાં રહેલ અને વસ્તુતઃ શરીરથી ભિન્ન આત્મા છે. આત્મામાં સંકલ્પ વિકલ્પની ચંચળતા નથી. આત્મારૂપ પરમાત્મા અનંત જ્ઞાન અને અનંત આનંદમય છે એવો જેઓને પરિપૂર્ણ નિશ્ચય થયો છે અને શુભાશુભ કર્મોદયમાં જે હર્ષ શોક ધારણ કરતો નથી તેવા આત્માઓ તેજ અન્તરાત્માઓ છે. અંતરાત્માઓ, સમ્યગ્દૃષ્ટિયોગે જ્યાં ત્યાં કર્મોદય પ્રસંગે નિર્લેપ રહેવા શક્તિમાન્ થાય છે અને તેઓને પરમાત્મસ્વરૂપનો અનુભવ આવે છે તેથી તેઓને

આત્માના વિના અન્ય બાહ્ય વસ્તુઓનું અને ઈન્દ્રનું સામ્રાજ્ય મળે તો પણ તેનાપર રાગ થતો નથી. આત્માવિના અન્ય જડ-વસ્તુઓમાં સુખ નથી એવો નિશ્ચય જ્યારે થાય છે ત્યારે મોહનો ઉપશમભાવ વા ક્ષયોપશમભાવ થયો હોય છે. આત્માવિના દેહાદિ સર્વ સામગ્રીને તે આત્માની શુદ્ધિમાં સાધન તરીકે વાપરે છે અને દેહ મનવાણી અને બાહ્યધર્મસાધનસામગ્રીઓ, અનુષ્ઠાનો, અસંખ્ય ભેદવાળાં હોય છે તેમાં તેવા અન્તરાત્માઓ મુંઝાતા નથી. તેઓ વિષયવાસના, શાસ્ત્રવાસના, નામરૂપ મોહવાસનાવૃત્તિઓને ઉચ્છેદી નાખે છે. આત્માના ગુણોનો પ્રકાશ કરવામાં પ્રકૃતિના ત્રણ ગુણો કે જે રજસ્, તમસ્ અને સત્ત્વગુણરૂપ છે, તેઓને પણ તે આત્માના જ્ઞાન આનંદ શક્તિ ગુણોથી ભિન્ન જાણી તે પ્રકૃતિગુણોના અહંત્વાધ્યાસનો ત્યાગ કરે છે. કામાદિ વાસનાઓને જ્ઞાની, જ્ઞાન વૈરાગ્યે, ક્ષીણ કરી દે છે અને આત્માના શુદ્ધસ્વરૂપના ઉપયોગમાં રમે છે અને છેવટે જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહ અને અંતરાય એ ચાર ઘાતક કર્મોનો નાશ કરી કેવલજ્ઞાની બની પરમાત્માપદને પામે છે અને અઘાતી કર્મનો નાશ કરી પ્રકૃતિના ત્રણ ગુણથી રહિત થૈ શુદ્ધ બુદ્ધ સિદ્ધપદને પામે છે અને अनेजद् એવું જે બ્રહ્મ સ્વરૂપ, સત્તાએ હતું તેનો આવિર્ભાવ કરે છે. મોહના નાશથી અન્તરાત્માઓ જ પરમાત્માઓ વીતરાગો થાય છે. આત્મા अनेजत् અને એક છે એમ મતિથી જાણ્યું પણ તેથી મોહનો ઉપશમ થાય ત્યાં સુધી સત્ય અનુભવ આવતો નથી. પ્રત્યેક શરીરમાં રહેલ આત્મા પોતાનો અનુભવ પોતાના જ્ઞાનથી કરી શકે છે. મોહનો નાશ કરવાથી જ આત્માનો અપરોક્ષ અનુભવ થાય છે. મોહી મનુષ્ય મોહથી પરભવનું આયુષ્ય બાંધે છે. દેવગતિ, મનુષ્યગતિ, તિર્યંચ અને નરક એમ ચારગતિનું આયુષ્ય ચાર પ્રકારે છે. જે ગતિનું આયુષ્ય બાંધ્યું હોય તે ગતિમાં જીવ જાય છે, ત્યાં કાર્મણ

શરીર, તૈજસ શરીર, વૈક્રિય શરીર, ઔદારિક શરીર પૈકી જે ગતિમાં જે શરીરો પ્રાપ્ત થવાનાં હોય છે તે થાય છે. મનુષ્ય ગતિમાં ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, અને કાર્મણ એ પાંચ શરીરો પ્રાપ્ત થઈ શકે છે. આત્મા વસ્તુતઃ અરૂપી છે પણ શરીર ઇન્દ્રિય આદિ યોગે રૂપી ગણાય છે. શરીર ઇન્દ્રિય વગેરેનો નામ કર્મમાં સમાવેશ થાય છે. શરીરાદિના યોગે ઉચ્ચ ગોત્ર અને નીચ ગોત્ર કર્મ પૈકી ગમે તે ગોત્રવાળો આત્મા ઉપચારે ગણાય છે. આત્મા જાણે છે કે હું અનંત જ્ઞાન, અનંત આનંદ અને અનંત શક્તિમય છું છતાં તે પૂર્ણ જ્ઞાનનો ઉપયોગ કરી શકતો નથી તથા આત્માનું સત્ય સુખ ભોગવી શકતો નથી તથા આત્માની શક્તિયોને વાપરી શકતો નથી તેનું કારણ તેને લાગેલું અંતરાય કર્મ છે. અંતરાય કર્મના નાશથી આત્મા અનંત શક્તિનો આવિર્ભાવ કરી આવિર્ભાવે પરમેશ્વર થાય છે. આત્માની સાથે અનાદિ કાલથી કર્મનો સંબંધ છે. કર્મનો કર્તા આત્મા છે અને કર્મનો હર્તા આત્મા છે. આત્માજ પરભાવથી દેહ કર્મરૂપ સૃષ્ટિનો કર્તા હર્તા છે. આત્મામાં અનંત શક્તિ છે પણ જ્યાં સુધી કર્મ છે ત્યાં સુધી દેહ વગેરે જડસૃષ્ટિનો કર્ત્તા ભોક્તા બને છે. નંદિ સૂત્રમાં કહ્યું છે કે—यःकर्ता कर्मभेदानां, भोक्ता कर्मफलस्य च; संसर्ता परिनिर्वाता । सह्यात्मा नान्यलक्षणः ॥१॥ જે દ્રવ્યકર્મ ભાવકર્મ શરીર આદિનો કર્તા છે, જે પુણ્ય કર્મો અને પાપ કર્મોનો કર્તા છે અને પુણ્યપાપ કર્મફલ જે સુખ દુઃખ તેનો ભોક્તા છે, જે ચારગતિમા સંસર્તા છે અને જે સકલ કર્મનો ક્ષય કરીને નિર્વાણ પદ પામનાર છે, વ્યવહારનયની અપેક્ષાએ કર્મનો કર્તા આત્મા છે અને નિશ્ચય નયની અપેક્ષાએ કર્મનો કર્તા કર્મ છે અને શુદ્ધ નિશ્ચય નયની અપેક્ષાએ કર્મનો કર્તા આત્મા નથી. આત્મા જ શુદ્ધ દૃષ્ટિએ શુદ્ધાત્મસ્વરૂપનો કર્તા છે. આત્માનો કર્તા કર્મ નથી. આત્માની પૂર્વે કર્મ હતું અને પશ્ચાત્ આત્મા થયો

એમ કહીએ તો જડ કર્મ છે તે આત્માને જડ હોવાથી વળગી શકે નહીં તથા આત્મા ઉત્પન્ન થયો એમ માનીએ તો આત્મા અનિત્ય કાર્યરૂપ થયો તેથી તે ઘટ પટની પેઠે ક્ષણ વિનાશી થાય, પરંતુ આત્મા અનિત્ય કાર્યરૂપ નથી. તે તો અજ છે અર્થાત્ કદાપિ ઉત્પન્ન ન થયેલો એવો છે તેથી આત્માની પૂર્વે કર્મ હતું, એમ પણ કહી શકાય નહિ. આત્મા પૂર્વે હતો અને પશ્ચાત્ કર્મ થયું એવો બીજો પક્ષ પણ માની શકાય તેમ નથી. આત્મા પૂર્વે શુદ્ધ હતો તો પછી કર્મ લાગ્યું કેવી રીતે ! શુદ્ધાત્મા પોતે કંઈ કર્મ ગ્રહવાની ઇચ્છા કરે નહીં, શુદ્ધાત્માને અન્ય પરમેશ્વરે કર્મ લગાડયું એમ પણ માની શકાય નહિ. શુદ્ધાત્માને બીજા પરમેશ્વરે કર્મ લગાડયું એમ જો કહીએ તો તેમાં પરમેશ્વરનો અન્યાય ગણાય. તેમજ જે પૂર્વથી શુદ્ધાત્મા હોય તો તે કંઈ પણ દોષ ન કરે અને કર્મ લાગે વા અન્ય લગાડે એવું બને નહીં. માટે એમજ કહેવું પડશે કે આત્મા અને કર્મ એ બેનો સંયોગ અનાદિ કાળથી છે. વેદવેદાંતના આધારે આત્મા, જગત્, કર્મ, ઇશ્વર, અનાદિકાળથી સિદ્ધ થાય છે. જ્યારે અનાદિકાળથી આત્માની સાથે કર્મનો સંયોગ થયો છે તો તેનો વિયોગ કેવી રીતે થાય તેના ઉત્તરમાં કહેવાનું કે—કર્મ જો કે અનાદિકાળથી આત્માની સાથે લાગેલ છે તો પણ તે કર્મ, પર્યાયરૂપ છે અને તે પુદ્ગલના પર્યાયરૂપ છે તેથી સૂર્યના પ્રકાશથી જેમ વાદળાં વિખરાઈ જાય છે તેમ આત્માના પ્રકાશથી કર્મરૂપી વાદળાં વિખરાઈ જાય છે. સુવર્ણની ખાણમાં માટીની સાથે સુવર્ણ હોય છે પણ પ્રયોગવડે માટીને જુદી પાડી શકાય છે અને માટીના સંયોગે જેમ અશુદ્ધ સુવર્ણ કહેવાતું હતું તે જેમ માટીના વિયોગથી શુદ્ધ સુવર્ણ તરીકે ગણાય છે, તેમ કર્મની ઉપાધિથી આત્મા, સત્તાએ શુદ્ધ છતાં પણ અશુદ્ધ ગણાય છે અને કર્મની ઉપાધિ ટળતાં આત્મા વ્યક્તિભાવે શુદ્ધ ગણાય છે. બીજ અને તેમાંથી પ્રગટતું ફલ,

પાછું ફૂલમાંથી થનાર બીજો અને બીજોથી થનાર વૃક્ષો એમ બીજ વૃક્ષોની પરંપરા અનાદિકાલથી ચાલી આવે છે પણ બીજને બાળીને ભસ્મ કરવામાં આવે છે તો પશ્ચાત્ બીજમાંથી વૃક્ષ ઉત્પન્ન થતું નથી તેમ આત્માની સાથે લાગેલા કર્મોને જ્ઞાન વૈરાગ્યથી બાળીને ભસ્મ કરવામાં આવે છે તો પશ્ચાત્ સંસારમાં જન્માદિકવડે પરિભ્રમણ થતું નથી. આત્મા નિત્ય છે પણ કર્મપર્યાયરૂપ હોવાથી નિત્ય નથી, તેથી આત્મા જ્ઞાનબળે કર્મનો નાશ કરી શકે છે. આત્માની અશુદ્ધપરિણતિવડે કર્મ કરાય છે અને જ્યારે આત્મા પોતાનું શુદ્ધ સ્વરૂપ સમજે છે અને બંધ મોક્ષની કલ્પનારહિત પોતાના શુદ્ધ ઉપયોગથી ધ્યાનસમાધિમાં મસ્ત બને છે ત્યારે આત્મા, જડજગત્ આદિ જડચેતન, કર્મ અને કર્મના શુભાશુભ ફલમાં પણ તટસ્થ સાક્ષીભાવે વર્તે છે, અને તે પોતાને अनेजत्–સ્થિર નિર્વિકાર દેખે છે અને કર્મ સૃષ્ટિને એજત્–અર્થાત્ વિકારવાળી ચંચળ દેખે છે. કર્મની ઉપાધિથી પોતે પોતાને પહેલાં એજત્–ગતિમાન્, વિકારી દેખતો હતો પણ નિર્મોહ દૃષ્ટિ થતાં આ શ્રુતિમાં જણાવ્યા પ્રમાણે પોતાને अनेजत् અને દ્રવ્યસત્તાની અપેક્ષાએ एकात्मा તરીકે અનુભવે છે. ઠાણાંગસૂત્રમાં एगे आया એ સૂત્ર છે. एक आत्मा એવો પાઠ છે તે સંગ્રહનયદૃષ્ટિએ आत्मसत्तानी અપેક્ષાએ છે. સત્તાનયની અપેક્ષાએ સર્વ જીવો છે તે એકાત્મા તરીકે અનુભવાય છે અને આજ સિદ્ધાંતને કેવલાદ્વૈતવાદીઓ એકાંતે સ્વીકારે છે. જૈનશાસ્ત્રકારો સંગ્રહનયની અપેક્ષાએ સ્વીકારે છે. सत्पણાનો ભાવ તે सत्ता છે. જડ અને ચેતન સર્વે દ્રવ્યો અને તેના ગુણપર્યાયો सत् છે. મહાસત્તા સંગ્રાહક સામાન્ય સંગ્રહનય દૃષ્ટિએ જડ અને ચેતન સર્વે સત્ છે. પશ્ચાત્ ચેતન સત્તા અને જડ સત્તાને જુદી વહેંચતાં તે વિશેષ સત્તાનય સંગ્રાહક સંગ્રહનય છે. પશ્ચાત્ પુનઃ જડ અને ચેતન સત્તાઓના પણ અનેક ભેદો પાડી શકાય છે. સામાન્ય મહા-

સત્તામાં તો જડ અને ચેતન બે એક સત્ તરીકે આવે છે, તેથી કંઇ આત્માના જ્ઞાન આનંદ વીર્યાદિ ગુણોનું ગ્રહણ થતું નથી માટે વ્યવહારનયવડે આત્મા અને જડદ્રવ્યો અને તેના ગુણપર્યાયોનું ભિન્ન ભિન્ન રીતે વહેંચણ કરવામાં આવે છે. શરીરરૂપ જગત્માં રહેલો આત્મા સત્તાદ્રવ્યની અપેક્ષાએ એક છે. સર્વાત્માઓ સત્તાએ એક છે અને સત્ છે એમ અપેક્ષાએ જાણવાથી વ્યક્તિની અપેક્ષાએ ભિન્ન ભિન્ન અનંત આત્માઓ અપેક્ષાએ માનતાં વિરોધ આવતો નથી અને તેથી एकोऽहं बहुस्याम् એવી વેદ શ્રુતિ કે જે એક હું આત્મા છું અને ગુણપર્યાયની અપેક્ષાએ બહુ છું એમ પ્રતિપાદન કરે છે તેથી સાથે વિરોધ આવતો નથી. આત્મા અર્થાત્ બ્રહ્મ કહે છે કે—હું આત્મા સત્તાનયની અપેક્ષાએ આત્મસત્તારૂપે એક છું અને મારામાં અર્થાત્ આત્મામાં રહેલા જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્યાદિ અનંતગુણપર્યાયોની અપેક્ષાએ અનેક—અર્થાત્ બહુ છું—કોઈ પણ જ્ઞાની આત્મા કહી શકે છે કે—સર્વે આત્માઓની અને જડદ્રવ્યોની સત્તા માત્રની અપેક્ષાએ હું એક સતરૂપ છું. આત્મસત્તાની અપેક્ષાએ સર્વ આત્માઓ ચિદ્રૂપ હોવાથી સત્તાએ હું એકજ છું અને સર્વ ચેતન જડદ્રવ્યપર્યાયો તથા સ્વાન્ય આત્માઓના અસ્તિનાસ્તિમય ગુણપર્યાયોની અપેક્ષાએ અનેકરૂપ અર્થાત્ બહુરૂપ છું. આત્માના અશુદ્ધ પર્યાયોને અદ્વૈતવાદની દૃષ્ટિએ કથંચિત્ માયા કહેવામાં આવે છે એમ જાણવું તથા જડ તથા જડના પર્યાયોને માયા તથા જગત્ તરીકે કહેવામાં આવે છે પણ તે અપેક્ષાએ તે દૃષ્ટિએ સત્ય છે તથા જગત્ માયા વગેરે સ્વસ્વદ્રવ્ય ગુણપર્યાયની અપેક્ષાએ સત્ છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય, અને આત્માસ્તિકાય તથા કાલ એ છ દ્રવ્ય છે તેઓનું સ્વરુપ, જૈનશાસ્ત્રોમાં વિસ્તારથી સમજાવવામાં આવ્યું છે. હવે મૂળ વિષયપર આવીને કહેવાનું કે—આત્મા દ્રવ્યની

અપેક્ષાએ, સત્તાપેક્ષાએ તથા શુદ્ધપર્યાયાપેક્ષાએ **अनेजत्** છે અર્થાત્ સ્થિર છે અને કર્મના સંબંધે ભ્રાંતિથી વિકારી અસ્થિર હાલતો ચાલતો ભાસે છે પણ તેથી આત્માનું મૂલ સ્વરૂપ ભૂલવું નહીં. તેમજ **आत्मा एक अनेक** છે એ પણ અપેક્ષાએ છે. એમ અપેક્ષાએ સમજવાથી—આત્મા એક છે એમ માનનાર શંકરાચાર્ય અને આત્માઓ અનેક અનંત છે એમ માનનારા રામાનુજ વગેરેના મતોનો એકાંતે જે નિરપેક્ષ વિરોધ પ્રવર્તે છે તેનો પરિહાર થાય છે અને વેદ શ્રુતિયોનો આશય, અપેક્ષાવાળો છે એમ સમજવાથી આત્માને એક માનીને અને એકાંતે આત્માને અનેક માનીને જેઓ મતવાદથી પરસ્પર લડી મરી મોહી બની તમઅંધકારમાં પ્રવેશ કરે છે તેઓનાપર સત્ય પ્રકાશ પાડી શકાય છે. આ શ્રુતિ મંત્રમાં ઋષિએ આત્માને એક કહ્યો છે તે પોતાના શરીરમાં રહેલા એક આત્માને માની કહ્યો છે તથા સર્વાત્માઓની સત્તા એક છે તેથી આત્મ સત્તાનું ધ્યાન ધરીને એકત્વ આત્મભાવના ભાવતાં એક કહેલ છે. તથા પરમેશ્વરને એક કહેલ છે તે પણ સર્વ પરમાત્માઓની જાતિની અપેક્ષાએ એકતા ગ્રહણ કરીને તેની અપેક્ષાએ એક કહેલ છે એમ અપેક્ષાએ વિચારતાં માનતાં અન્યોના મતોનું એકાંતે ખંડન થતું નથી અને સર્વમતવાળાઓની દૃષ્ટિયોના સાપેક્ષ સત્યને પણ તેઓની દૃષ્ટિયોની અપેક્ષાએ ગ્રહી શકાય છે અને તેથી કોઈ પણ સંપ્રદાય દર્શનમાં અપેક્ષાએ જ સત્ય રહેલું છે તે સમજવામાં તથા ગ્રહવામાં હૃદયનાં દ્વારો—સર્વ દૃષ્ટિયોરૂપ ખુલ્લાં થાય છે. જૈન સંથારા પયન્નામાં તે પ્રમાણે કહ્યું છે. **एगोऽहं नत्थि मे कोई । नाहं मन्नस्स कस्सइ । एवं अदीणमणसो । अप्पाण मणुसासइ ॥** એક હું છું, એક આત્મા હું છું, અન્ય કોઇ મારૂં નથી અને હું અન્ય કોઈનો નથી એ પ્રમાણે અદીન મનવાળો થૈને જ્ઞાની પોતાના આત્માને શિક્ષા આપે છે. સર્વ

વિશ્વથી પોતાના આત્માને એકલો ન્યારો ભાવતાં સર્વ જગથી આત્મા મુક્ત નિર્મોહ બને છે. અને કોઈ પણ જડ વસ્તુમાં લેપાતો નથી. આત્મા પોતાના વિના અન્ય પદાર્થોમાં રાગદ્વેષ કરતો નથી. અન્ય સર્વ વસ્તુઓમાં થતું અહંમમત્વ ટળી જાય છે તેથી આત્મા તેજ શુદ્ધાત્મા પરમાત્મા બને છે. રાગદ્વેષાદિ સર્વમોહગ્રન્થિયોનો નાશ કરવા માટે ક્ષણે ક્ષણે શરીરમાં રહેલ હું આત્મા એક છું. બાકી શરીર, મન, વાણી, ઘર, કુટુંબ, ધન, વગેરે જે કંઇ દૃશ્ય દેખાય છે તે હું નથી. જે જે પદાર્થોનો સંયોગ છે તેનો અવશ્ય વિયોગ થાય છે. હું કોણ છું ? મારૂં કોણ છે ? હું કયાંથી આવ્યો ? અને કયાં જઈશ ? એ વાકયનું સ્મરણ કરી પોતાના આત્માને સર્વ જડવસ્તુઓથી ન્યારો અને अनेजत् અર્થાત આકાશ પેઠે સ્થિર નિર્વિકાર ભાવવો. એવી ભાવના ભાવતાં આત્મામાં કેવલ જ્ઞાન પ્રગટે છે અને આત્મા સર્વ દુ:ખોથી મુક્તપ્રભુબને છે. આત્માને ધ્રુવ નિર્વિકાર ભાવવો. જે હાલે ચાલે છે તે કર્મપુદ્ગલ છે તે હું આત્મા નથી એવો નિશ્ચય કરો. વિકારથી આત્મા ન્યારો છે. જે સક્રિય છે તે જડપુદ્ગલ છે એવો નિશ્ચય કરીને જ્યાં સંકલ્પવિકલ્પ નથી કેવલજ્ઞાનાનન્દ સ્વરૂપ છે એવા આત્માના સ્વરૂપને અનુભવો. આખી દુનિયામાં સર્વ પદાર્થોથી શ્રેષ્ઠ આત્મા છે. આત્માની પાસે મન રહે છે તે સંકલ્પવિકલ્પ મનન કાર્ય કરે છે પણ તે આત્માથી શ્રેષ્ઠ નથી. મન અને આત્મા બન્નેની શક્તિની પરીક્ષા કરવામાં કોઇ પરીક્ષક પરીક્ષા કરવા વિચારે કે સર્વ પદાર્થોમાં કોણ આગળ જાય છે અર્થાત્ કયો પદાર્થ છે તે સર્વથી શ્રેષ્ઠ થૈને આગળ આવે છે ? મન, વાણી, કાયા, કર્મ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, કાલ, ઇન્દ્ર, સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, સાગર, જલ, અગ્નિ, વાયુ વગેરે પદાર્થો છે પણ કોઇ હરિફાઇના વેગમાં અર્થાત્ પ્રભુતાની શક્તિની ગતિમાં, આત્મ-

બ્રહ્મને પહોંચી શકે તેવું નથી. આત્માની આગળ મન કશા હિસાબમાં નથી, કારણ કે મનને આત્મા સ્વવશ કરી શકે છે તથા મનવાણી કાયાનો કર્તા પણ આત્મા છે અને તેઓનો સંહર્તા પણ આત્મા છે. કર્મમોહ જોકે અજ્ઞાનદશામાં આત્મા ઉપર જય મેળવતો હોય એવું જણાય છે પણ જ્યારે આત્માને પોતાના સ્વરૂપનું જ્ઞાન થાય છે ત્યારે તે કર્મમોહનો નાશ કરી શકે છે. બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર યમલોકપાલ ગ્રહો વગેરે પણ આત્માની ભક્તિ ઉપાસનાધ્યાન સમાધિ કરે છે અને આત્મપરમેશ્વરની સત્તાથી વર્તે છે. ધર્માસ્તિકાય દ્રવ્ય છે તે અજીવ લોકાકાશ વ્યાપક છે. તે જડ હોવાથી પોતે પોતાને જાણી શકતું નથી, તે આત્માના જ્ઞાનની આજ્ઞા પ્રમાણે જડ અને જીવોને ચાલતાં સહાય આપવામાં નિમિત્ત કારણરૂપે વર્તીને આત્માની તાબેદારી સ્વીકારે છે, અધર્માસ્તિકાયદ્રવ્ય, અરૂપી જડ અને લોકાકાશ વ્યાપક છે તે જડ અને જીવોને સ્થિરથવામાં નિમિત્ત કારણરૂપે વર્તે છે અને આત્માના જ્ઞાનની આજ્ઞા પ્રમાણે સ્વતંત્ર વર્તે છે તેનો પ્રકાશક આત્મા છે તેથી તે આત્માની પ્રભુતા સ્વીકારી તેની શ્રેષ્ઠતા સ્વીકારે છે આકાશાસ્તિકાયદ્રવ્ય અરૂપી અને લોકાલોક વ્યાપક દ્રવ્ય છે તે સત્ છે પણ જ્ઞાનાનંદરૂપ નહીં હોવાથી જડ અરૂપી છે તેમાં જડ અને જીવો રહે છે, સર્વ પદાર્થોનો આધાર છે પણ તે આત્માની શ્રેષ્ઠતાની આગળ દોડી શકતું નથી. જીવોને અને અજીવપદાર્થોને અવગાહના આપવારૂપ તે પોતાનો ધર્મ બજાવે જાય છે પણ તે સ્વ અગર પરનો પ્રકાશ કરી શકતું નથી. આત્માની જ્ઞાનાજ્ઞા પ્રમાણે તે સ્વગુણપર્યાયે વર્તે છે તેથી તે આત્માની આજ્ઞા પ્રમાણે વર્તનાર છે તેનાથી આત્મા અનંતગુણો શ્રેષ્ઠ છે. પુદ્ગલદ્રવ્ય પરમાણુરૂપ છે તેનામાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ છે. જે જે પદાર્થો રૂપી વર્ણ, ગંધ રસ સ્પર્શવાળા છે, તે સર્વ પુદ્ગલદ્ર-

વ્યના પર્યાયો છે. જડદ્રવ્યોમાં પુદ્ગલ સર્વત્ર સર્વને દેખાય છે. પ્રકાશ, અંધાર, ઉદ્યોત, શબ્દ, વગેરે સર્વ પુદ્ગલ છે. આંખે જે જે દેખાય છે, કાને જે જે સંભળાય છે, નાકથી જે જે સુંઘાય છે, જીભથી જે જે આસ્વાદાય છે, ત્વચાથી જે જે શીતઉષ્ણ વગેરે સ્પર્શ છે તે સર્વ વિષયો પુદ્ગલ છે. પૃથ્વી, જલ, વાયુ, અગ્નિ, વગેરે જે દેખાય છે તે પુદ્ગલ છે. વસ્ત્ર, શય્યા, ઘર, પૃથ્વી, જલ, સાગર, સૂર્ય ચંદ્ર વગેરે જે કંઇ દેખાય છે તે પુદ્ગલ પર્યાયો છે, અને તેમાં રહેલા આત્માઓ તો વસ્તુતઃ અરૂપી હોવાથી બાહ્ય આંખથી દેખી શકાતા નથી. કેવલજ્ઞાનથી અરૂપી આત્માઓ દેખાય છે. પુદ્ગલદ્રવ્યનાં આઠે કર્મ બનેલાં છે. અનંત પરમાણુઓનો બનેલો પદાર્થ છે તે આંખે દેખી શકાય છે. કેટલાક પુદ્ગલ પદાર્થો તો આંખેથી દેખી શકાતા નથી. પુદ્ગલ પરમાણુઓના જથ્થાથી સ્કંધથી—મનવાણી કાયા બને છે, સ્થૂળ ઔદારિક શરીર, દિવ્ય વૈક્રિય શરીર, વાસનારૂપ લિંગ શરીર, અષ્ટકર્મરૂપ કાર્મણ શરીર અને રાગદ્વેષની પ્રકૃતિથી બનેલ સર્વ પ્રકૃતિયો છે તે પુદ્ગલદ્રવ્ય છે. પુદ્ગલદ્રવ્ય જડ છે તે જડપદાર્થોને અને ચેતનને જાણી શકતું નથી. જડપુદ્ગલ શરીરો પણ જ્ઞાન અને આનંદથી રહિત છે. જડ-પુદ્ગલ પર્યાયોનો ઉપયોગ કરનાર આત્મા છે, જડપદાર્થોને અને-કરૂપમાં ફેરવી તેઓના આહારવાસ આદિ અનેકરૂપે ઉપયોગ કરનાર આત્મા છે, કર્મ ગમેતેવાં છે પણ તેનું કર્તાપણું, ભોક્તા-પણું અને હર્તાપણું આત્માને ઘટે છે. આત્મા અને પુદ્ગલ પર્યાય એ બેના મિશ્રણવાળું મન છે તેમાંથી જડનો ભાગ છે તે જડમાં ભળે છે અને આત્માનો ભાગ છે તે જ્ઞાનરૂપથી શુદ્ધજ્ઞાનમાં ભળી જાય છે. ચૌદરાજ લોકમાં સર્વત્ર આકાશમાં પુદ્ગલ પરમા-ણુઓ ને પુદ્ગલ સ્કંધો ભરેલા છે. પુદ્ગલ સ્કંધો બે પ્રકારના છે. ૧ સચિત્ત પુદ્ગલ સ્કંધો અને ૨ અચિત્ત પુદ્ગલ સ્કંધો તેમાં

જે પુદ્‌ગલો, કર્માદિરૂપે જીવોને લાગ્યા છે તે સચિત્તપુદ્‌ગલ સ્કંધો અને જે પુદ્‌ગલ સ્કંધો જીવોને લાગ્યા નથી તે અચિત્ત પુદ્‌ગલ સ્કંધો છે. સચિત્ત પુદ્‌ગલ સ્કંધો અનંતા છે અને અચિત્ત પુદ્‌ગલ સ્કંધો અનંતા છે અને પુદ્‌ગલ સ્કંધોથી છૂટા પરમાણુઓ પણ અનંતા છે. દુનિયામાં જેટલા પરમાણુઓ અને તેના સ્કંધો છે તેને એક જીવે શરીર, મન, ભાષા, શ્વાસોચ્છ્વાસ, કર્મ, આહાર પાણી આદિરૂપે અનંતી વાર ગ્રહણ કરીને મૂક્યા છે, હાલ શરીર, વસ્ત્ર, ભોગોપભોગની સર્વ વસ્તુઓ દેખાય છે તે સર્વે એક વખત પોતાના પૂર્વજન્મોની દેહો હતી અને હાલ જે આપણે દ્વારમાં બેઠા છીએ, જે ઉપાશ્રયમાં બેઠા છીએ તેની ઈંટો વગેરે સર્વે પુદ્‌ગલ સ્કંધો કોઈ કાલે આપણા શરીરરૂપે હતા. હાલ જે પુદ્‌ગલ વસ્તુઓને આપણે ખાઇએ છીએ તે વખતે આપણાં શરીરો હતાં. એમ દુનિયામાં રહેલી સર્વ જડપુદ્‌ગલ વસ્તુઓને અનંતરૂપે અનંતી અનંતીવાર અનંત જીવોએ વાપરી છે. એક જીવે દુનિયાના સર્વ પરમાણુઓને ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, ભાષા, શ્વાસોચ્છવાસ, મન અને કાર્મણ વર્ગણારૂપે અનંતી અનંતીવાર પરિણમાવ્યા છે. આપણે જે લેખણથી લખીએ છીએ તે કોઈ કાલે આપણું તથા આપણા પ્રિયોનું શરીર હતું. પુદ્‌ગલદ્રવ્યના સ્કંધો મળે છે અને વિખરે છે માટે તે પુદ્‌ગલદ્રવ્ય કહેવાય છે. પુદ્‌ગલદ્રવ્યમાં જાણવાની તથા આનંદ અનુભવવાની શક્તિ છે. આત્માના ખપમાં પુદ્‌ગલસ્કંધો ખરેખર કર્મદશામાં આવે છે. આત્માના જ્ઞાનની આજ્ઞા પ્રમાણે પુદ્‌ગલદ્રવ્ય પોતાનો ધર્મ બજાવે છે તેથી તે આત્માની હરિફાઈમાં આગળ જઇ શકતું નથી પણ તે આત્મારૂપ પરમેશ્વરની જ્ઞાન આજ્ઞા પ્રમાણે સેવક થઈ વર્તે છે. આત્માની હરિફાઈમાં કાલદ્રવ્ય પણ પાછળ રહે છે. ઇન્દ્ર ચંદ્ર વગેરે દેવો તથા આધ્યાત્મિક પરિભાષાએ ઈન્દ્રિયોરૂપી દેવો પણ આત્માની સત્તાએ જીવી શકે છે.

દેહમાંથી આત્મા જતાં બાહ્ય ઇન્દ્રિયો અને દેહ જડ થૈ વર્તે છે માટે સર્વ વિશ્વમાં આત્મા એક મહાન્—સર્વની શક્તિ ગતિમાં આગળ રહેનાર પરમાત્મા, પ્રભુ પરબ્રહ્મ, પરમેશ્વર છે તેને કોઇ પહોંચી શકે તેમ નથી. આત્માની જ્ઞાનાજ્ઞાનું ઉલ્લંઘન કોઇ કરી શકતું નથી અર્થાત્ આત્માનું અતિક્રમણ કરીને કોઇ વર્તતું નથી એવો મહાન્ આત્મા તે શરીરમાં રહેલ છે. તેજ સારમાં સાર અને ઉપાદેયમાં ઉપાદેય છે. જેનામાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, શક્તિ છે તે આત્મા ચેતન છે. આત્માની અનંત શક્તિ છે. સર્વ દુનિયાનો ઉપરી આત્મા સદાકાલ પોતાના જ્ઞાનાનન્દ ગુણમયી છે. જ્ઞાન અને આનંદ વિનાના દુનિયાના સર્વ પદાર્થો ખરેખર કંઇ પણ સુખ આપવાને શક્તિમાન્ નથી. સિકંદરે છેવટે મરતી વખતે કહ્યું કે અરે મેં મોટી લડાઇઓ કરી, ઘણા દેશો જીત્યા, પણ મ્હને સત્ય આનંદ મળ્યો નહીં. શરીરમાં રહેલા આત્માની મોટાઇ જાણ્યા પછી તેની જ્ઞાનાજ્ઞા પ્રમાણે વર્તનાર અન્ય દ્રવ્યોનો કોણ દાસ બની મોહ પામી શકે? મનુષ્યો !!! તમારા શરીરમાં રહેલા આત્મામાં આનંદ જ્ઞાન ભર્યું છે તેને તમે પ્રગટાવો! તેમ આ શ્રુતિનો આશય છે. શ્રુતિયોને માનો, ભણો પણ આત્માં ઉંડા ઉતર્યાવિના અને મોહનો નાશ કર્યાવિના આત્માને જ્ઞાનાનંદરૂપે અનુભવી શકવાના નથી માટે જાગ્રત્ થાઓ. આત્મામાં આનંદ અને જ્ઞાન એ બે મુખ્યપણે વર્તે છે. चिदानन्दमयं ब्रह्म, सत्यचारित्रलक्षणम् ॥ श्रुति ॥ આત્મા છે તે જ્ઞાન અને આનંદથી ભિન્ન નથી. આનંદ તેજ રસ છે. रसो वै ब्रह्म॥ श्रुति ॥ આનંદસ્વરૂપ બ્રહ્મ છે. વસ્તુતઃ આનંદ રસને અપ્ (વેદમાં) કહેવામાં આવ્યું છે. કારણ કે આનંદ રસ તેજ આત્માનું જીવન જલ છે. આનંદ સ્વરૂપ આત્મા છે. જે જે અંશે આનંદરસ પ્રગટયો તે તે આત્મારૂપ પ્રભુ પ્રગટયા અને તેજ અનુભવાય છે એમ જાણવું. સર્વ વિશ્વલોકોના વિચારો, આચારો, ઉદ્દેશનું રહસ્ય એજ છે કે

આનંદ પ્રાપ્ત કરવો. તેઓની સર્વ પ્રવૃત્તિયો ખરેખર આનંદ પ્રાપ્ત કરવાને માટે છે, પણ આત્માને ઓળખ્યા વિના અને મોહનો સર્વથા નાશ કરી આત્મરૂપ થયાવિના તેઓ જડવિષયોથી આનંદ મેળવી શકતા નથી. જડવિષયો પણ આનંદ માટે કામ્યછે પણ તે જડ હોવાથી તેમાં આનંદ નથી. આત્મામાં આનંદ છે એવો દૃઢ નિશ્ચય કરી સર્વ બાહ્ય વસ્તુઓમાં થતો મોહ ટાળતાં આત્માના આનંદનો અનુભવ થાય છે. **आनन्दं ब्रह्मणोरूपं** આનંદ તેજ બ્રહ્મનું રૂપ છે એવો નિશ્ચય કરનારા બ્રહ્મજ્ઞાની છે તે આત્માનંદમાં મસ્ત થૈ અવધૂત બની સર્વત્ર બ્રહ્માનંદ દૃષ્ટિએ વર્તે છે તે કોઇનાથી ભય પામતો નથી. આત્માનંદ ઉપર આવરણ કરનાર મિથ્યાબુદ્ધિ મોહ છે તેનો આત્મજ્ઞાનથી નાશ થાય છે તેથી મનથી કલ્પાયલાં સર્વ દુઃખોનો નાશ થાય છે. આનંદભાવનાથી સર્વદા વર્તો. દેહમાં વ્યાપી રહેલા આત્માને આનંદમય દેખો. **परमानंदसंपन्न, निर्विकारं निरामयं; ध्यानहीना न पश्यन्ति, निजदेहे व्यवस्थितम् ॥ श्रुति ॥** પરમાનંદ સંપન્ન, નિર્વિકાર, નિરામય, એવું બ્રહ્મ નિજ દેહમાં રહેલ છે પણ ધ્યાનહીન મનુષ્યો પોતાના હૃદયમાં દેખી શકતા નથી. મનમાં સંકલ્પ વારીને આત્માના ઉપયોગમાં વર્તવું તેમ કરતાં ઈન્દ્રિય અને મનથી પર આત્માનો આનંદ પ્રગટે છે, તે ત્રણ ભુવનમાં માઇ શકતો નથી. આત્મામાં રહેલા જ્ઞાનને વાયુની ઉપમા આપી છે. વાયુ જેમ સર્વ જીવોનો પ્રાણ છે તેમ જ્ઞાનવાયુ તે સર્વાત્માઓનો ભાવ પ્રાણ છે. જ્ઞાનથી આત્મા જીવતો છે. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવલજ્ઞાન એ પંચજ્ઞાન તેના ભેદો જેમાં વર્તે છે તે આત્મા બ્રહ્મ પરમેશ્વર ચેતન છે, એવા આત્માને દિલમાં શોધો ! સર્વતીર્થરૂપ આત્મા છે એવા આત્માને ધ્યાનસમાધિશુદ્ધોપયોગથી પામી શુદ્ધાત્મ રૂપ બનો ! સ્યાદ્વાદ દૃષ્ટિએ પરસ્પર આવતા વિરોધનો પરિહાર કરીને આત્માનું સ્વરૂપ સમજાવવામાં આવે છે.

मन्त्रम्.

**तदेजति तन्नैजति त.रे तद्वन्तिके।**

**तदन्तरस्य सर्वस्य तदुसर्वस्यास्य बाह्यतः॥५॥**

શબ્દાર્થ—તે ક્રિયા કરે છે, કંપે છે. તે ક્રિયા કરતું નથી, અક્રિય છે, અકંપ છે.તે દૂર છે તે સમીપ છે. તે સર્વના અંતરમાં છે. તે આ સર્વની બહાર્ છે.

અનુભવાર્થ—બાહ્યકર્મદૃષ્ટિથી, વા વ્યવહારદૃષ્ટિથી આત્મતત્ત્વ કંપે છે, હાલે છે, ક્રિયા કરે છે એમ જણાય છે. બહિરાત્મીઓની–અજ્ઞાનીઓની દૃષ્ટિએ તે હાલતું ચાલતું સક્રિય દેખાય છે, પણ જ્ઞાનીઓની શુદ્ધનિશ્ચય દૃષ્ટિથી અક્રિય, નિષ્પ્રકંપ, સ્થિર આત્મતત્ત્વ દેખાય છે. આત્મજ્ઞાનીઓ આત્માને અક્રિય દેખે છે કર્મપુદ્ગલને સક્રિય દેખે છે. તેઓ કર્મ અને આત્મા બેને બેના સ્વરૂપથી ભિન્ન ભિન્ન દેખે છે અર્થાત્ કર્મને સક્રિય દેખે છે અને આત્માને વસ્તુતઃ આકાશની પેઠે અક્રિય દેખે છે. કર્મના સંબંધથી આત્મા વ્યવહારે સક્રિય જણાય છે, પણ તે કર્મની ઉપાધિના લીધે જાણવું. સ્ફટિકમણિમાં જેવો રંગ ભાસે તેવું તે દેખાય છે. સ્ફટિકમણિની સામે લાલ પદાર્થ ધરવામાં આવે તો લાલ દેખાય છે અને કૃષ્ણરંગી પદાર્થ ધરવામાં આવે તો તે કૃષ્ણરંગી ભાસે છે. વસ્તુતઃ સ્ફટિકમણિ છે તે લાલ–રક્ત પણ નથી અને કૃષ્ણ પણ નથી. તેમજ આગગાડીમાં બેસનારને જેમ વૃક્ષ વગેરે ફરતાં લાગે છે પણ વસ્તુતઃ તે ફરતાં નથી. તેમ આત્મા પણ વસ્તુતઃ અક્રિય છે છતાં મોહાદિકર્મથી–લેપમાન સક્રિય લાગે છે. કર્મયોગે આત્મા સક્રિય છે અને કર્મરહિત આત્મા નિષ્ક્રિય છે. સર્વ ક્રિયાઓમાં આત્મા અક્રિય છે. ક્રિયાઓ માત્ર પુદ્ગલ દ્રવ્યયોગે છે અને આત્મા તો અક્રિય છે. એમ જાણ્યા પશ્ચાત્ આત્મા, સર્વ કર્મો કરતો છતો પણ ઉપયોગ અક્રિયરૂપે રહે છે. અજ્ઞાની જે જે

ક્રિયાવંત પદાર્થો દેખે છે તેને આત્મા માને છે. મન વાણી કાયા અને અષ્ટ પ્રકારનાં કર્મ તે સક્રિય છે. તે આત્મા નથી એમ નિશ્ચય કરવો. રાગદ્વેષની પરિણતિ પણ અપેક્ષાએ સક્રિય વિકારી છે તેથી તે આત્મા નથી એમ નિશ્ચય કરી શુદ્ધાત્માને અક્રિયરૂપ અનુભવવો કે જેથી આત્માનો પૂર્ણાનન્દ અનુભવાય. રાગદ્વેષના વિચારો તે શુદ્ધાત્મા નથી. શુદ્ધાત્મા સ્થિર ધ્રુવ છે. આત્માને આત્માની દૃષ્ટિથી દેખવામાં આવે તો તે અક્રિય છે અને રાગ દ્વેષ મોહ દૃષ્ટિથી સક્રિય છે. વ્યવહારનયથી આત્મા સક્રિય છે અને નિશ્ચયનયથી અક્રિય છે. તે બ્રહ્મ આત્મા દૂર છે અને તે પાસે છે. બહિરાત્મી અજ્ઞાનીઓથી આત્મા કરોડો ગાઉ દૂર છે અને જ્ઞાનીઓના હૃદયમાં પાસે છે. શ્રીમદ્ પરમયોગી પરમજ્ઞાની શ્રીમદ્ આનંદઘનજી શ્રી ધર્મનાથના સ્તવનમાં કહે છે કે—दोडत दोडत दोडत दोडियो, जेती मननीरे दोड जिनेश्वर, प्रेमप्रतीत विचारो ढूकडा, गुरुगम लेजोरे जोड, जिनेश्वर. धर्म ॥ ४ ॥ परमनिधान प्रगट मुख आगळे, जगत ओलंघी हो जाय, जिनेश्वर. ज्योतिविना जुओ जगदीशनी, अंधोअंध पलाय. जिनेश्वर. धर्म ॥ ५ ॥ શ્રીમદ્ આનંદઘનજી કહે છે કે મનવડે પ્રભુને પામવા જેટલી મનની ગતિ હતી તેટલો હું દોડયો, પણ આત્માને પામ્યો નહીં. પણ જ્યારે આત્માના પ્રેમની આત્મજ્ઞાનથી ધૂન લાગી ત્યારે મેં હૃદયમાં પ્રભુને દીઠા અને પ્રભુને પામ્યો. ગીતાર્થગુરૂની ગમ લીધા વિના પ્રભુને પરખી શકાતા નથી માટે ત્યાગી જ્ઞાની અનુભવી સ્યાદ્વાદી ગીતાર્થ ગુરુના અનુભવને લેઈ હે ભવ્યો! તમો પ્રભુને પામવા પ્રયત્ન કરશો. વળી જ્ઞાની મહાત્મા જણાવે છે કે આત્મારૂપ પરમનિધાન આપણી જ્ઞાન આંખો સ્હામે છે પણ તેને દુનિયાના લોકો મોહથી અંધા બની ઓળંગીને જડવસ્તુઓમાં પૂર્ણાનન્દ પ્રભુ શોધવા જાય છે, ત્યાં કયાંથી સુખ મળી શકે? આંખો વિના અને સૂર્યના પ્રકાશ વિના આંધળાઓને આં-

ધળા દુનિયાના લોકો પરસ્પર દોરી રહ્યા છે. સૂર્ય છતાં આંધળાઓ દેખી શકતા નથી. આત્મજ્ઞાનના પ્રકાશ વિના અજ્ઞાની મોહી મનુષ્યો અંધા છે તેઓથી આત્મરૂપ પરમેશ્વર પરાર્ધ ગાઉ દૂર છે. સમ્યગુદૃષ્ટિ નિર્મોહી પોતાના હૃદયમાં આત્મરૂપ પ્રભુને દેખી શકે છે. જડપદાર્થોમાં પ્રભુ આત્મા બ્રહ્મ રામ અરિહંત મહાવીર નથી. આત્મજ્ઞાનથી આત્મા પોતે પોતાને પ્રભુરૂપે અંતરમાં દેખી શકે છે, તેવા જ્ઞાનીના હૃદયમાં જ્ઞાનાગ્નિરૂપ પ્રભુ પ્રકાશ્યા કરે છે અને સર્વ કર્મને બાળી ભસ્મ કરે છે. **चौदभुवनमां आथडी पण, प्रभु न दीठा क्यांयरे, शरीर भीतर खोजीया तो, प्रभुजी दीठा त्यांयरे** (ભજન સંગ્રહ પ્રથમ ભાગ) સાત્ત્વિક જ્ઞાનવૃત્તિ કહે છે કે આત્મારૂપપરમેશ્વરને મળવામાટે બાહ્ય પદાર્થોમાં શોધતાં ચૌદરાજલોકમાં ભમી પણ ત્યાં પ્રભુને દીઠા નહિ. પણ જ્યારે હૃદયમાં જ્ઞાનધ્યાનથી શોધ કરી તો શરીરમાંજ રહેલા આત્મારૂપ પરમાત્મા પરખાયા—રાગદ્વેષના અજ્ઞાનના કરોડો પડદાઓને ચીરીને જે હૃદયમાં પ્રભુનું ધ્યાન ધરે છે તે સ્વયમેવ આત્મપ્રભુરુપે ભાસે છે. યજુર્વેદ ૦–૪–૫ માં પણ મૂલ સંહિતામાં ઉપર પ્રમાણે પાઠ છે તે નીચે મુજબ છે. **तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके। तदन्तरस्य सर्वस्य तदुसर्वस्यास्य बाह्यतः॥४–०–५॥** યજુર્વેદની શ્રુતિ છે તેજ આજ ઉપનિષદ્‌માં દાખલ છે. આ સૂકત મંત્રનો ઉદ્દેશ એ છે કે– આત્મા પ્રભુનું શુદ્ધસ્વરૂપ અવબોધવું અને પ્રાપ્ત કરવું–પૂર્ણ જ્ઞાન અને પૂર્ણાનંદનો આવિર્ભાવ કરવો. પૂર્ણજ્ઞાનાનન્દમય પરમેશ્વરને અનુભવવો. શરીરમાંજ આત્મારૂપ પરમેશ્વર છે તેથી હે મનુષ્યો !!! જ્યાં ત્યાં પોતાના શરીરમાં અને અન્યોના શરીરોમાં પરમેશ્વરને અનુભવો. સર્વ પ્રાણીઓના તથા સર્વ વિશ્વવર્તિજીવોના અંતરમાં આત્મારૂપ પરમાત્મા છે તથા આપણા પોતાના શરીરની બાહિર રહેલા સર્વ વિશ્વ પ્રાણીઓના અંતરમાં આત્મા, બ્રહ્મ પરમાત્મા છે

એવો નિશ્ચય કરો અને તે પ્રમાણે વર્તો. સર્વ પ્રાણીઓમાં આત્મ પ્રભુને દેખો. જેવા તમે છો તેવા સર્વ જીવો છે. તમારામાં અને વિશ્વ જીવોમાં અભેદતા દેખો અને આત્માઓની સાથે લાગેલી કર્મ પ્રકૃત્તિયોને આત્માઓથી ન્યારી દેખી સર્વજીવોપર આત્મભાવ ધારણ કરો. આપણામાંઅને આપણી દુર અબ્જ યોજને જે પ્રાણીઓ રહેલા છે તે સર્વમાં આત્મતત્ત્વ એક સરખું છે માટે પાસે અને દૂર આત્માને દેખો. હાલતાદિને હાનિ ન કરો અને સિદ્ધ બુદ્ધ થએલા પરમાત્માઓ કે જે સદા સ્થિર છે તે પણ આત્મતત્ત્વરૂપ છે એમ અપેક્ષાએ દેખો અને દરિયામાં પડેલો મનુષ્ય સર્વ બાજુએ જલ દેખે છે તેમ તમે સર્વત્ર વિશ્વમાં પ્રાણધારી માત્રમાં બ્રહ્મતત્ત્વનો અનુભવ કરો અને સર્વનયોની સાપેક્ષાએ આત્મતત્ત્વને માની સર્વ પ્રકારના વિચાર કદાગ્રહવાદોથી મુકત થાઓ, અને એવા માર્ગમાં વહી પૂર્ણજ્ઞાનાનન્દમય બનો અને મોહ વગેરે સર્વ કર્મને હઠાવો એજ મનુષ્ય જીવનનો ઉદ્દેશ છે, એમ નિર્ધાર કરી રાગદ્વેષની વૃત્તિયોનો ક્ષય કરવાનો પુરૂષાર્થ આરંભવો. પોતાના શરીરમાં આત્મા પાસે છે પણ જ્યાંસુધી મોહ છે ત્યાંસુધી તે અનુભવાતો નથી. આત્મા પાસે છે એમ જાણ્યું પણ તેનો અનુભવ તો રાગદ્વેષનો ક્ષય કર્યાથી પ્રગટે છે. જ્યાંસુધી મનમાં મોહ છે ત્યાંસુધી આત્મા કરોડો ગાઉ દૂર છે. જેમ જેમ મોહનો ક્ષય થતો જાય છે તેમ તેમ આત્માનુભવ પ્રગટતો જાય છે. આત્મારુપ પરમેશ્વરનું દર્શન કરવું હોય તેઓએ અષ્ટાદશ પાપસ્થાનકથી મુક્ત થવું જોઈએ. અષ્ટાદશ પાપસ્થાનક નીચે પ્રમાણે છે. ૧ પ્રાણાતિપાત, ૨ મૃષાવાદ, ૩ અદત્તાદાન, ૪ મૈથુન, ૫ પરિગ્રહ, (૬) ક્રોધ, (૭) માન, (૮) માયા, ૯) લોભ, (૧૦) રાગ, (૧૧) દ્વેષ, (૧૨) કલહ (૧૩) અભ્યાખ્યાન, (૧૪) પૈશુન્ય, (૧૫) અતિઅરતિ, (૧૬) પરપરિવાદ, (૧૭) માયામૃષાવાદ, (૧૮) મિથ્યાત્વશલ્ય, ॥ એ

અષ્ટાદશ પાપસ્થાનકોથી મુક્ત થવાનો વિચાર દર્શાવવામાં આવે છે. પ્રાણાતિપાત—પ્રાણીઓની હિંસા કરવી તે પ્રાણાતિપાત છે. દયામય હૃદય બનવાથી હિંસાબુદ્ધિનો નાશ થાય છે. આત્મ પ્રભુને હિંસા ગમતી નથી. હિંસા કરવી તે પ્રભુના સ્વભાવથી વિરૂદ્ધ મોહ શયતાનનો સ્વભાવ છે. દયામય હૃદયમાં પ્રભુનો અનુભવ આવે છે. હિંસાબુદ્ધિનો પરિણામ જેમ જેમ ટળે છે તેમ તેમ હૃદયમાં કારૂણ્ય પ્રભુનુ પ્રાકટ્ય થાય છે અને છેવટે શુદ્ધાત્મપ્રભુનું પ્રાકટ્ય થાય છે. જ્યારે પરમાત્માનાં દર્શનની ઇચ્છા પ્રગટે છે ત્યારે સર્વ પહેલાં દયાદેવીની સેવના કરવી પડે છે. દયા યાને અહિંસારૂપી માતાના ઉદરમાંથી જેઓ જન્મીને બહાર્ પડે છે તેઓને પ્રભુરૂપ પિતાનું આસન પ્રાપ્ત થાય છે અને તેઓજ સાચા પ્રભુના પુત્રો તરીકે પ્રગટે છે. દયા વિના કેઇ પણ રીતે આત્મપ્રભુની પ્રાપ્તિનો માર્ગ નથી. પશુઓ વગેરેની હિંસાબુદ્ધિ ટળ્યા વિના આત્માની શુદ્ધિ થતી નથી, અને આત્મશુદ્ધિ થયા વિના સત્ય આનંદ નથી. અન્ય જીવોને આત્મ સમાન જાણવાથી હિંસાવૃત્તિ ટળે છે. હિંસાવૃત્તિ તે પશુવૃત્તિ છે. મનવાણીકાયાથી હિંસાને ત્યાગ કરવાથી મનવાણીકાયાની શુદ્ધિ થાય છે. કેટલાક હિંસા પરિણામી દેવો અને દેવીઓ યક્ષો પ્રેતો વગેરે પણ શુદ્ધાત્મપ્રભુને પ્રાપ્ત કરી શકતા નથી. હૃદયમાં હિંસાનો પરિણામ રહેતો નથી ત્યારે હૃદયમાં પ્રભુનો સાક્ષાત્કાર થાય છે. પ્રાણીઓની હિંસા કરવાથી પરમેશ્વર પ્રસન્ન થતા નથી. સર્વ જીવોને પ્રાણ પ્રિય છે, કોઇને મરવું પ્રિય નથી, માટે અન્યોના પ્રાણોના નાશની બુદ્ધિપ્રવૃત્તિથી મુક્ત થવું. શત્રુઓના આત્માઓનું પણ અપ્રિય ન ઇચ્છવું અને અપ્રિય ન કરવું. શત્રુઓના પ્રાણોનો નાશ કર્યાથી તેઓની પોતાના પ્રતિની શત્રુત્વવૃત્તિ ટળી જતી નથી પણ શત્રુઓના આત્માને આત્મવત્ માની વર્તવાથી આત્માનો પ્રકાશ થાય છે. હિંસામાં ધર્મ નથી પરંતુ અધર્મ છે. હિંસાથી

કોઈને પ્રભુનો સાક્ષાત્કાર થયો નથી અને થવાનો નથી. હિંસાથી કોઇને સત્યસુખ મળ્યું નથી અને ભવિષ્યમાં કોઈને સત્યસુખ મળશે નહિ. અહિંસાના વિચારોથી મનને ભરી દેવું અને અહિંસાચારથી વર્તવું. અસત્ય વિચારાચાર માન્યતા પ્રવૃત્તિમાં હિંસા છે અને સત્યવિચારાચારમાં અહિંસા છે. અસત્ય બોલવું નહિ, અને અસત્ય બોલનારની પ્રસંશા કરવી નહિ. સત્ય જાણવું અને સત્ય આદરવું. **सत्यान्नास्ति परोधर्मः** ॥ સત્યથી કોઈ મોટો ધર્મ નથી. અસત્ય એ અંધકાર છે અને સત્ય એ પ્રકાશ છે. ક્રોધ, માન, માયા, લોભ અને કામની વૃત્તિયોની પ્રેરણાથી અસત્ય વદાય છે અને અસત્ય કરાય છે. પરમાત્માની પ્રાપ્તિ થવામાં અંધકારની પેઠે અસત્ય વચ્ચે વિઘ્ન કરે છે. અસત્યમાં બળ નથી, સત્યમાં બળ છે. દરરોજ પ્રભુની પ્રાર્થના કરીને પ્રભુને કહેવું કે હે પ્રભો ! હું અસત્ય માનીશ નહિ અને અસત્ય બોલીશ નહિ. આબરૂ, ધન, પ્રતિષ્ટા સુખ વગેરેનો પણ સત્યના માટે ભોગ આપીશ. હે પ્રભો ! તું સત્યરૂપ છે. સત્યના સન્મુખ જવું તે પ્રભુના સન્મુખ જવા જેવું છે. અસત્યનો આગ્રહ ન કરવો. સત્ય બોલવું અને અન્યોને સત્ય તરફ લઇ જવા. જ્યાં ત્યાંથી સત્ય ગ્રહણ કરવું. અસત્ય બોલાયું હોય તો પશ્ચાત્તાપ કરી ગુરૂપાસે પ્રાયશ્ચિત્ત કરવું. સર્વપ્રકારના શાસ્ત્રોમાંથી સત્યનું ગ્રહણ કરવું. પ્રભુ મહાવીર દેવે દયા અને સત્યથી પરમાત્માની પ્રાપ્તિ થાય છે એમ જણાવ્યું છે. **सत्यंवद सत्यंचर** ॥ ભયથી અસત્ય ન માનવું અને અસત્ય ન બોલવું. ક્ષણિક સુખની મિથ્યા લાલચે અસત્ય ન વદવું. આત્માનો જ્ઞાન પ્રકાશ તે પરમસત્ય છે. અનેક દૃષ્ટિ બિંદુઓની અપેક્ષાઓવડે સત્ય જોતાં સત્યની પ્રાપ્તિ થાય છે. અસત્યથી અનેક પ્રકારનાં પાપ પ્રકટે છે અને સત્ય બોલવાથી અનેક પ્રકારનાં પાપો ટળે છે. **सत्येनलभ्यः । श्रुति** ॥ સત્યવડે પ્રભુ પમાય છે. સત્યનું અનંત બળ છે. મોહથી અસત્ય

બોલાય છે. હજારો દુઃખો સહવાં પણ સત્ય બોલવું. પથ્યપ્રિય, એવું સત્ય બોલવું. સત્ય બોલવું અને સત્યની કહેણી પ્રમાણે વર્તન રાખવું તેથી અસત્યથી મુક્ત થવાય છે અને આત્મારૂપ પરમેશ્વરની પ્રાપ્તિ થાય છે. અસત્યથી દુઃખ હાનિ છે. તે પ્રમાણે ચોરી કરવાથી મન વાણી, કાયાની હાનિ અને અત્યંત દુઃખ થાય છે. ચોરીનાઅન્ન ધન વસ્ત્ર વગેરેથી આત્મપ્રભુનું દર્શન થતું નથી. ચોરીથી પ્રભુ ખરેખર કરોડો ગાઉ દૂર રહે છે અને મોહરૂપ શયતાન પાસે રહે છે. ચોરી કરનાર પ્રસંગે સર્વ પાપોને કરે છે, તે પોતાના આત્માને છેતરે છે, તેને સર્વત્ર ભય ભાસે છે, તેને સ્વપ્નમાં પણ નિર્ભયતા રહેતી નથી. કોઇની વસ્તુને ચોરવાથી અને ચોરવાની બુદ્ધિ કરવાથી મનવાણીકાયા અપવિત્ર બને છે, તે નરક સંમુખ જાય છે. પરમેશ્વરને હૃદયમાં અનુભવ્યા વિના કોઇને સત્યસુખ મળ્યું નથી અને મળનાર નથી. ભલે શહેનશાહ ચક્રવર્તી હોય તો પણ ચોરીની વૃત્તિ અને પ્રવૃત્તિથી પરમાનન્દને પ્રાપ્ત કરી શકતો નથી. નરકના જેવાં દુઃખો સહન કરવાં પણ ચોરી ન કરવી. જડવસ્તુઓની અહંતામમતાથી મુક્ત થવાથી આત્મા તેજ પરમાત્મારૂપે પોતે પોતાને દેખે છે અને પોતે પોતાને મળે છે. ચોરીના વિચારો અને આચારોથી શાંતિ સુખ ત્રણ્ય કાલમાં પ્રગટનાર નથી એવો દૃઢ નિશ્ચય કરી પ્રભુપ્રાપ્તિ માટે ચોરીનો ત્યાગ કરવો. ચોરને સહાય ન આપવી અને ચોરીની વસ્તુને વેચાતી પણ ન લેવી. અસ્તેય ભાવથી વર્તતાં મનની શુદ્ધિ થાય છે અને મનની શુદ્ધિ થતાં પરમાત્માનાં દર્શન થાય છે. આત્મપ્રભુનાં દર્શન કરવાની જિજ્ઞાસા જેઓને થાય છે તેઓ બ્રહ્મચર્યનું પાલન કરે છે. **स आत्मा ब्रह्मचर्येण लभ्यः** તે આત્મા બ્રહ્મચર્યવડે પ્રાપ્ત થાય છે. દેહ વીર્યની રક્ષા કરવી અને મૈથુની ઈચ્છાઓને રોધવી તથા મૈથુનની પ્રવૃત્તિનો ત્યાગ કરવો. સુખની પ્રાપ્તિ માટે મૈથુન કરવાની

ઈચ્છા થાય છે પણ તે કેવલ મોહ અજ્ઞાન છે. શરીરના ભોગથી ક્ષણિક કલ્પિત સુખની સાથે અનેક રોગો પ્રગટે છે તથા બળ, બુદ્ધિ, પરાક્રમ, આયુષ્યનો નાશ થાય છે. શરીરના મૈથુનભોગમાટે એક બીજાના શરીરોને ઈચ્છવાં તેથી દુઃખની રાશિ પ્રગટે છે. ક્ષણિક મૈથુન સુખની પાછળ અનંતગણું દુઃખ રહ્યું છે. પ્રભુ પરમાત્માનું સ્વરૂપ અનુભવ્યા વિના શાંતિસુખ નથી. આત્મામાં અનંત સુખ છે એવો દૃઢ નિશ્ચય જેને થાય છે તે દેહવીર્યનો ભોગદ્વારા નાશ કરતો નથી. પુરૂષ અને સ્ત્રી પરસ્પર એકબીજાના દેહના રંગમાં મુંઝાઇને દેહવીર્યનો નાશ કરે છે તેથી દીર્ઘકાલ જીવી શકતાં નથી, તથા દેહવીર્યના નાશથી ધ્યાનજ્ઞાન સમાધિને પ્રાપ્ત કરી શકતાં નથી અને મનની નિર્બલતાથી આત્માના વીર્યને પ્રગટાવી શકતાં નથી માટે બ્રહ્મચર્ય પાળી ઉર્ધ્વરેતા બનવું તથા નવવિધ બ્રહ્મચર્યની વાડને ધારણ કરવી. સર્વ પ્રકારના પાંચેઈન્દ્રિયોના ભોગોની ઈચ્છાઓની નિવૃત્તિ તે ભાવ બ્રહ્મચર્ય છે. આત્મા તે બ્રહ્મ છે તેમાં આનંદરસથી રમવું તે ભાવ બ્રહ્મચર્ય છે. રાગદ્વેષની પરિણતિનો ત્યાગ તે ભાવ બ્રહ્મચર્ય છે. મનને જડપદાર્થોમાંથી ભટકતું વારીને આત્મામાં મનને રમાવવું તે ભાવ બ્રહ્મચર્ય છે. સર્વ શુભાશુભ વિચારોથી મુક્ત થવું અને તેવા કારણો અવલંબવા તે ભાવ બ્રહ્મચર્ય છે. બ્રહ્મચર્યથી મનવાણીકાયાની શક્તિ સુદૃઢ રહે છે અને મનવાણીકાયાની શુદ્ધિ થાય છે તથા તેથી અનેક પ્રકારનાં પાપકર્મનો બંધ થતો નથી. આત્માનો આનંદરસ છે તેજ પ્રભુનું આનંદ સ્વરૂપ છે તેને પ્રાપ્ત કરવા માટે કાયિકવાચિક માનસિક બ્રહ્મચર્યની રક્ષા કરવી જોઈએ. આત્માના સત્યઆનંદ રસની પ્રાપ્તિ થતાં સર્વ પ્રકારના જડભોગ રસોની વૃત્તિનો ઉપશમ થાય છે. બ્રહ્મચર્ય સમાન કોઈ ઉત્તમ વ્રત નથી. હડકાયા શ્વાનની પેઠે કામી પુરૂષો જ્યાં ત્યાં ભટકયા કરે છે, તેઓના હૃદયમાં મોહનો વાસ હોય છે તેથી તેઓ-

નાથી પ્રકટબ્રહ્મ ઘણું દૂર હોય છે. ભાવ અને દ્રવ્ય એમ બે પ્રકારના બ્રહ્મચર્યથી બ્રહ્મ પાસે આપોઆપ દેખાય છે માટે સર્વ પ્રકારના દુઃખરોગ ઉપાધિ આધિ વગેરેનો નાશ કરનાર બ્રહ્મચર્યની પ્રભુની પેઠે આરાધના કરતાં પ્રભુની પ્રાપ્તિ થાય છે. જેને પ્રભુ પ્યારા લાગે છે તેને લક્ષ્મી આદિ પરિગ્રહ પ્રિય લાગતો નથી. પ્રભુમાં પ્રેમ મમતાભાવ પ્રગટે છે તો પછી ધનાદિકમાં પ્રેમ મમતા રહેતી નથી. જડવસ્તુઓ ક્ષણિક છે તેનો મોહ કરવો નિષ્ફળ છે. આ વિશ્વમાં કોઈ વસ્તુ મારી નથી તેની અહંતામમતા તે કેવલ ભ્રાંતિ છે એવો દૃઢ નિશ્ચય થયા પછી હૃદયમાં પાસે જ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. શરીરમાં આત્મદેવ તે હું પોતે પોતાનો છું. સર્વે આત્માઓ તે મારા છે અને સર્વે આત્માઓનો હું છું એમ ભાવના ભાવવી અને ધન આદિ સર્વ પદાર્થો તે ધૂળના ઢગલા સમાન છે એવો નિશ્ચય થતાંની સાથે પ્રભુની ઝાંખી થાય છે. જો પરમેશ્વરપર પ્રેમ ધારણ કરીને પરમેશ્વર પ્રિય ગણવા હોય અને તેની પ્રાપ્તિ કરવી હોય તો સર્વજડવસ્તુઓપર થતી મમતા મૂર્ચ્છા વૃત્તિનો હોમ કરવો જોઈએ. પોતાની આંખે બાહ્ય લક્ષ્મી ઘર, રાજ્ય, કુટુંબ નષ્ટ થતું દેખવામાં આવે તો પણ શોક, ચિંતા, ખેદનો એક અંશ માત્ર પણ ન પ્રગટે અને પ્રભુમાં મન મસ્ત રહેલું દેખાય તો સમજવું કે આત્મરૂપ પરમેશ્વર નજીક પ્રગટયા છે અને નજીક આપો આપ મળવાની તૈયારીમાં છે. નમિરાજર્ષિની પાસે ઈન્દ્ર આવ્યા અને કહેવા લાગ્યા કે હે નમિરાજર્ષિ! આ દેખો! શહેરની વચ્ચો વચ્ચ મિથિલા નગરીમાં તમારો રાજમહેલ સળગે છે. તમારી રાણીઓ અગ્નિમાં બળે છે તેની બૂમો સંભળાય છે માટે તેને બચાવો. નમિરાજર્ષિએ કહ્યું કે હે ઇન્દ્ર! મારી મિથિલા નગરી નથી. આ જગત્માં મારૂં કંઈ નથી અને મારૂં કંઇ પણ બળતું નથી. શુદ્ધાત્મા તેજ હું છું તે બળતો નથી અને તે હણાતો

નથી. મારૂં જે કંઈ છે તે અજ અવિનાશી બ્રહ્મ સ્વરૂપ છે. એ પ્રમાણે શુદ્ધાત્મા પ્રભુમાં મગ્ન થએલા નમિરાજર્ષિની ઈન્દ્રે સ્તુતિ કરી અને પોતાની ઇન્દ્રજાળ સંકેલી દીધી. નવનંદની સુવર્ણની ડુંગરીઓ પણ તેઓની સાથે ગઈ નહીં. તેઓ હાથ ઘસતા અને રોતા મરી ગયા. આખી દુનિયાનું ધન ધાન્ય પોતાની પાસે આવે અને તેથી જે મનમાં હર્ષાયમાન થૈને પ્રભુનો ઉપકાર માને છે તે પ્રભુને ઓળખતો નથી અને તેનાથી કરોડો ગાઉ દૂર પ્રભુ છે. પ્રભુને પ્રાર્થીને જે ધનાદિકની પ્રભુ પાસે યાચના કરે છે તેને પ્રભુ પ્રિય નથી પણ ધન વગેરે જડવસ્તુઓ પ્રિય છે એવા જડ લોકોની પાસે ચેતન પ્રભુ હોતો નથી. ધન વગેરે જડ ક્ષણિક વસ્તુઓ છે તે પ્રભુ નથી અને તેની પ્રભુને ભેટ ચડાવવાથી પ્રભુ મળતા નથી. જડ વસ્તુઓ મણિરત્ન સુવર્ણ વગેરેનો પ્રભુને ખપ નથી. પ્રભુને જડ વસ્તુઓ પ્રિય નથી. જેને ધનપર અહંતા મમતા છે અને પ્રભુ કરતાં તેની અનંતગુણી માયા આરાધના કરે છે તેની પાસે પ્રભુ નથી પણ શયતાન છે. આત્મારૂપ પ્રભુને પ્રિય ગણવા હોય તો ધનાદિક જડવસ્તુઓ હોય વા આવીને જાય તો પણ તેથી મમતા શોક ન થવો જોઇએ. ગરીબ દુઃખી વગેરેના ભલામાટે ધન વગેરેનો ઉપયોગ કરવો. ત્યાગીઓએ બ્રહ્મચર્ય અને પરિગ્રહવૃત્તિનો ત્યાગ કરવો જોઇએ, અને આત્મપ્રભુમાં મન રાખવું જોઈએ. જે મનુષ્યોએ ગૃહસ્થાવાસ સ્વીકાર્યો હોય તેઓએ નિયમિત ખપ જેટલો અમૂર્છાભાવે ધાન્યાદિક પરિગ્રહ રાખવો, પણ ધન તેજ સાધ્ય છે એવું જાણી તેમાં મોહી ન બનવું તથા ગૃહસ્થાવાસમાં પ્રજોત્પત્તિમાટે સ્ત્રી સમાગમમાં અમુક કાલે એક બે વખત આવવાની જરૂર છે એમ જાણી જે ગૃહસ્થો પ્રભુને પ્રાપ્ત કરવા સદાકાલ પ્રભુનું હૃદયમાં સ્મરણ કરે છે તેની પાસે પ્રભુનું હાજર રહેવું થાય છે. પરિપૂર્ણ જ્ઞાન આનંદ શક્તિમય આત્મા તેજ પરમેશ્વર પ્રભુ છે

એવું સાધ્ય લક્ષ્યમાં રાખીને જગત્માં રહેવું પણ જગતની જડ-વસ્તુઓમાં બંધાઈ ન જવું એ પ્રમાણે જે વર્તે છે તે આત્મપ્રભુનો જ્ઞાનાદિક ગુણોએ આવિર્ભાવ કરે છે સંસારમાં રહેલી સર્વ વસ્તુઓ અનેક આકારરૂપે ફર્યા કરે છે જે ભોગોપભોગની વસ્તુઓ છે તે કોઈ વખત પોતાની તથા સ્વપુત્રો વગેરેના શરીરના અંગરૂપ હતી. હાલ જે શરીરમાં આત્મા રહે છે તે એક વખત પોતાના પુત્રનું શરીર હતું એમ અનેકરૂપે પુદ્‌ગલરૂપી જડવસ્તુઓ દેખાય છે, તેઓને અનંતીવાર કર્મધારી આત્માએ પોતાના શરીરઆદિરૂપે ગ્રહી હતી અને મૂકી હતી, તેથી દુનિયાની કોઇપણ વસ્તુપર મોહ કરવો તે કેવલ મિથ્યાભ્રાંતિ છે. દુનિયાની વસ્તુઓ મેળવવાનું મુખ્ય કારણ આનંદરૂપ પ્રભુ પામવો તે છે, તે વસ્તુઓ વસ્તુતઃ આનંદ આપનારી નથી. કારણ કે તે ક્ષણિક છે, જે બાહ્ય વસ્તુઓ સુખને માટે કલ્પાય છે તે બુદ્ધિ આદિ અન્યસંયોગે દુઃખમાટે પણ કલ્પાય છે. જડધનાદિકમાં સુખ દુઃખની કલ્પના ભ્રાંતિ છે. વસ્તુતઃ તેથી સુખ પણ નથી અને દુઃખ પણ નથી. પરમેશ્વરનું ભજન ધ્યાન કરવામાં આહારાદિ વગેરે ઉપયોગી વસ્તુઓનો સંગ્રહ કરવો પણ તેમાં મમતા ન ધારવી. ધન વગેરે બાહ્યવસ્તુઓમાટે પરમાત્માની ઉપાસના કરવાથી તે વસ્તુઓ મળી શકે છે પણ પરમાત્મા મળતા નથી. પરમાત્માના જેવી દશા ધારવાથી પ્રભુ સ્વરૂપ થૈને પ્રભુને પામી શકાય છે તેમાં વચ્ચે વિઘ્ન કરનાર ગૃહ લક્ષ્મી વગેરેની અહંતા મમતા છે તેના ત્યાગથી પ્રભુ પાસે અનુભવાય છે. જગત્માં જે કંઇ પ્રિય ગણવું હોય તો આત્માઓને પ્રિય ગણવા, પણ આત્માઓની સાથે લાગેલ જડવસ્તુઓને પ્રિય ન ગણવી એવી રીતે જે પ્રભુને પ્રિય ગણે છે અને દુનિયાની વસ્તુઓમાં હર્ષ, શોક, મમતા વગેરે કરતો નથી તેની પાસે પ્રભુ છે અર્થાત્ તે આપોઆપ પ્રભુરૂપ છે. પ્રભુને દિલમાં

પાસે દેખવામાં વિઘ્ન કરનાર ક્રોધ છે. ક્રોધથી સર્વે ધર્મ સાધનાઓ નિષ્ફલ જાય છે. ક્રોધના ત્યાગથી આત્માની લબ્ધિયો પ્રગટે છે. ક્રોધ તેજ પોતાનો શત્રુ છે. ક્રોધ અનેક પ્રસંગ પામીને પ્રગટે છે. આત્માનો અનુભવ કરવામાં ક્રોધ વચ્ચે આડખીલી જેવો છે. ક્રોધથી ક્રોડ ગાઉ દૂર પ્રભુ છે, અને ક્ષમા શાંતિથી પ્રભુ પાસે છે. ક્રોધથી મનવાણી કાયાની અને આત્માની શક્તિઓ ઘટે છે અને આયુષ્ય, પ્રેમ, બુદ્ધિ. વગેરેનો નાશ થાય છે. ક્રોડ પૂર્વ વર્ષપર્યંત યમ, નિયમ, આસન, પ્રાણાયામ, તપ કરવામાં આવે, પંચાગ્નિ સાધન કરવામાં આવે, તપ જપ ઉપાસના કરવામાં આવે તોપણ જો ઉગ્રક્રોધ પ્રગટે તો તેથી કોટિ પૂર્વ વર્ષની ધર્મસાધના નિષ્ફળ જાય છે, છેવટે ક્રોધરહિત મન થાય છે ત્યારે આત્માની પૂર્ણશુદ્ધિરૂપ પરમેશ્વરપદ પ્રાપ્ત થાય છે. ક્રોધથી અહંકાર થાય છે અને અહંકારથી ક્રોધ થાય છે. જડજગની વસ્તુઓમાં આસક્ત થવાથી ક્રોધ કામ વગેરે કષાયો પ્રગટે છે. જડવસ્તુઓની અહંવૃત્તિથી અહંવૃત્તિ પ્રગટે છે. જડવસ્તુઓમાં હું એવી બુદ્ધિ પ્રગટતાં પોતાના પાડેલા નામનો અને શરીરાદિક પદાર્થરૂપ રૂપનો અહંભાવ પ્રગટે છે તેથી અનેક પ્રકારનો અહંકાર પ્રગટે છે, અહંકારથી સર્વ પ્રકારની પડતીનો પ્રારંભ થાય છે. અનેક કારણોથી અહંકાર પ્રગટે છે. અહંકારનું મૂળ કારણ અજ્ઞાન છે. આત્માના અજ્ઞાનથી અહંકાર પ્રગટે છે તેથી સર્વ દુર્ગુણોની ઉત્પત્તિ થાય છે, વનસ્પતિના ભત્રમાં ટકાનો ત્રણ શેર વેચાયો તે વખતે માન રહ્યું નહોતું તો આ વખતે કઈ વસ્તુનો અહંકાર કરવો ? જે જે વસ્તુઓના સંયોગનો અહંકાર કરે છે તેનો વિયોગ થાય છે માટે રાવણની પેઠે અહંકાર કરવો તે દુઃખ માટે છે. દુનિયામાં જે વસ્તુઓનો અહંકાર કરવામાં આવેછે તે વસ્તુઓ રહેનાર નથી. રૂપ, બલ, વિદ્યા, લક્ષ્મી, સત્તા, રાજ્ય, સિદ્ધિ, તપ, ઐશ્વર્ય, કુટુંબ વગેરે કોઇનો પણ અહંકાર માન કરવો તે મિથ્યા ભ્રાંતિ છે.

અહંકારથી પ્રભુ દૂર છે અને લઘુતાથી પ્રભુ પાસે છે. આત્મા છે તે ગુરૂ પણ નથી અને લઘુ પણ નથી, નાનો પણ નથી અને મોટો પણ નથી. માટે અહંકાર કરવાની કાંઈપણ જરૂર નથી એમ આત્મજ્ઞાનથી ભાવનાઓ ભાવવી. આત્મપ્રભુની પાસે જવામાં સર્વ પ્રકારનું કપટ ત્યાગવું પડે છે. જેમ જેમ કપટવૃત્તિયો ટળે છે તેમ તેમ આત્માની અત્યંત શુદ્ધિ થાય છે. કપટ એજ શયતાન, મોહ છે તે જ્યાં સુધી દીલમાં છે ત્યાં સુધી પ્રભુ પાસે આવતા નથી. શરીરમાંજ આત્મા છે પણ કપટની વૃત્તિયોના આવરણથી તે કરોડો ગાઉ દૂર છે એમ લાગે છે, પ્રમાણિકપણે નિષ્કપટ વર્તનથી વર્તતાં ગમે ત્યાં પ્રભુની ઝાંખી થાય છે. આત્મપ્રભુ પાસે જવામાં સર્વપ્રકારની કપટવૃત્તિયો અને પ્રવૃત્તિયોથી મુક્ત થયા વિના કરોડો વર્ષે પણ કોઇનો છૂટકો થતો નથી. કપટ તેજ નિર્બલતા છે. કપટથી આત્માની શક્તિયો આચ્છાદિત થાય છે. બાહ્યસુખકીર્તિ આજીવિકામાટે જેઓ કપટ કરે છે તેઓ અન્યને છેતરે છે એમ માને છે પણ તે પોતાનેજ છેતરે છે અને તેનું પરિણામ અંતે દુઃખરૂપ જ આવે છે માટે કપટનો ત્યાગ કરીને પરમાત્માપર પ્રેમ રાખી સરલપણે સર્વબાબતોથી વર્તતાં સત્ય આર્યપણું પ્રાપ્ત થાય છે અને તેથી પ્રભુ મળે છે. જે સરલ પરિણામી છે તે પ્રભુ પદને પામે છે અન્યોને છેતરતાં આત્માની અશુદ્ધિ થાય છે. માયા કપટ પરિણામનો ત્યાગ કર્યાથી આત્મા પ્રભુનાં દર્શન થાય છે. પ્રભુના માર્ગમાં નિષ્કપટભાવથી ચાલતાં અનેક દુઃખો પડે તોપણ તે સહન કરવાં પણ કપટની સાથે પ્રેમ બાંધવો નહિ. કપટવડે ત્રણ કાલમાં પ્રભુની પ્રાપ્તિ થઈ શકતી નથી માટે કપટ રહિત થઈ પ્રભુ સન્મુખ પ્રતિક્ષણ જવું. કપટની પેઠે નવમા લોભસ્થાનકનો ત્યાગ કરવો. સર્વ પાપનું મૂલ લોભરૂપ શયતાન છે. લોભના વિચારોને હૃદયમાં સ્થાન ન આપવું. કરોડો

સાગરોને તરી શકાય પણ લોભરૂપ સમુદ્રનો પાર પામી શકાતો નથી. અનેક નિમિત્તરૂપે લોભ છે તે હૃદયમાં પ્રવેશ કરે છે. મનમાં લોભનો વિચાર પ્રગટ થતાંજ વારવો. સર્વ જડવસ્તુઓનો ખપ જેટલો સાધન તરીકે ઉપયોગ કરવો. નવ પ્રકારના પરિગ્રહનો લોભ તે એક અભિનવ ગૃહસમાન છે તેથી આત્મપ્રભુનાં દર્શન થતાં નથી. આત્માનો અનુભવ કરવા માટે સર્વ પ્રકારની જડવસ્તુઓનો અને દેહાધ્યાસનો પણ ત્યાગ કરવો જોઇએ. શરીર મનવાણીદ્વારા થતી સર્વ પ્રવૃત્તિઓમાં નિર્લોભભાવે તથા સાક્ષીભાવે વર્તવાથી આત્મપ્રભુનો સાક્ષાત્કાર થાય છે. વિશ્વમાં આત્માનો પૂર્ણ આનંદ અને પૂર્ણ જ્ઞાન પ્રગટ કરવા માટે શરીર મન વગેરે સાધન છે એવું ખાસ લક્ષ્યમાં રાખવું. ધનાદિક જડવસ્તુઓને શરીરાદિકના જીવનાદિમાટે સાધન તરીકે વાપરવી પણ ધનાદિક વસ્તુઓનો લોભ કરવો નહિ. અપ્રશસ્યલોભ ટાળીને પ્રશસ્યલોભ કરવો અને પ્રશસ્યલોભમાંથી આત્મગુણોના શુદ્ધ લોભમાં ઉતરવું પશ્ચાત્ શુદ્ધ સાત્વિકલોભથી મુક્ત થૈ શુદ્ધાત્મપ્રભુનું પૂર્ણ સ્વરૂપ પ્રકાશવું. ઇન્દ્રાદિક દેવોએ ત્યાગી ઋષિયો આગળ આવી દેવેન્દ્રની ઋદ્ધિ આપવા પ્રાર્થના કરી છે પણ ત્યાગી મુનિયોએ તે ઋદ્ધિને નાકના લીંટ સમાન ગણી છે. નિસ્પૃહીનો પ્રભુની સાથે પ્રેમ થઈ શકે છે. જડપદાર્થો સર્વ ક્ષણિક છે તેમાં લોભ કરવાની જરૂર રહેતી નથી. પ્રભુ ભક્તોને ઇન્દ્ર ચક્રવર્તી વગેરે પદવીઓ ઉપર લોભ થતો નથી તેથી તેઓના હૃદયમાં પ્રભુ પ્રકટે છે. લોભથી જેટલાં પાપો થાય છે તેટલાં અન્યથી થતાં નથી. જડભોગોનો લોભ જ્યાં છે ત્યાંથી પરમેશ્વર દૂર છે. જેટલો લોભ તેટલો પ્રભુ અને આત્મધર્મ દૂર છે. નામરૂપના સંગથી લોભ પ્રકટે છે. શાસ્ત્રવાસના, વિષય વાસના, લોક વાસના, કીર્તિવાસના, નામરૂપ વાસના વગેરે અનેક વાસનાઓ તે લોભના રૂપો છે. હું જ્ઞાની છું, ધ્યાની છું એવો પરિગ્રહ વા મમત્વ ભાવ છે તેનો પણ લોભ ન કરવો. ધર્મસાધન-

કારક નિમિત્તોનો પણ છેવટે લોભ નષ્ટ થાય છે ત્યારે આત્મા, કેવલજ્ઞાની ભગવાન્ બને છે. કર્તા ભોક્તાપણાનો લોભભાવ ત્યાગવો. મુક્તિ અને સંસારમાં પણ સમભાવ ધારણ કરવો. પત્થર તથા ધૂળના ઢેફા અને ચિંતામણિ રત્ન બેને પુદ્‌ગલસ્કંધ તરીકે સમભાવે દેખવાની શક્તિ પ્રગટે છે ત્યારે આત્મા આપોઆપ પરમાત્મા બને છે. લોભની પેઠે રાગનો પણ ત્યાગ કરવાની જરૂર છે. સ્વાર્થ બુદ્ધિથી પુત્રાદિકને પોતાના માનવા તે રાગ છે. રાગ બે પ્રકારનો છે અપ્રશસ્ય રાગ અને પ્રશસ્ય રાગ, તેમાં પુત્રાદિકનો રાગ તે અપ્રશસ્ય રાગ છે અને દેવગુરૂ ધર્મપર થતો રાગ તે પ્રશસ્ય રાગ છે. જ્યાં રાગ હોય છે ત્યાં દ્વેષ પ્રગટે છે. આત્મરૂપે સર્વજીવોને પોતાના માનવા તે પ્રશસ્ય રાગ છે અને પુત્રાદિકના શરીરોના રાગી બનવું તે અપ્રશસ્ય રાગ છે. કોઈપર રાગ ધારણ કરવાથી સંસારમાં જન્મો કરવા પડે છે. પંચેન્દ્રિયના વિષયોને પંચેન્દ્રિયો ગ્રહે પણ તેમાં જો રાગ ન થાય તો તેથી નવીન કર્મો બંધાતાં નથી. જડવિષયો છે તે આત્માને કર્મથી બાંધવા સમર્થ થતા નથી પણ જડપદાર્થોમાં થતો રાગ તેજ કર્મ ગ્રહણ કરાવે છે. જડવિષયોમાં મારાપણું માન્યાવિના વર્તવું. જડવિષયોના સ્વાર્થે જે જડવિષયોપર રાગ ધારણ કરવો અને પ્રતિકુલ ઉપર દ્વેષ કરવો તે મનની મોહદશા છે. એ મોહદશાથી દેહમાં રહેલ આત્માનો અનુભવ થતો નથી અને સાત રાજલોક દૂર સિદ્ધસ્થાનમાં રહેલા સિદ્ધાત્માનો પણ અનુભવ થતો નથી. સર્વજડપદાર્થોનો સંબંધ થાય તો પણ તેમાં સાક્ષી ભાવ વર્તવો જોઇએ. રાગની સાથે દ્વેષ રહે છે. જ્યારે મનમાં રાગદ્વેષ પ્રગટતા નથી ત્યારે મનુષ્યના શરીરમાં રહેલ આત્મા તેજ પરમાત્મા બને છે. પશ્ચાત્ કંઈ કર્તવ્ય બાકી રહેતું નથી. જ્યાં રાગદ્વેષ છે ત્યાં પરમાત્માપણું નથી. અપ્રશસ્ય રાગ તેજ જ્ઞાન વૈરાગ્ય બળથી પ્રશસ્ય રાગરૂપે પરિણમે છે. તમોગુણી અને

રજોગુણી રાગ તે અપ્રશસ્ય રાગ છે અને સાત્વિક રાગ તે પ્રશસ્ય રાગ છે. સાત્વિક રાગ અને દ્વેષ પણ આત્માના કેવલજ્ઞાનને થતાં રોકે છે. રાગદ્વેષવિનાની આત્માની દશા તે વીતરાગનીદશા છે. વીતરાગ દશા થતાં રાગદ્વેષનું દ્વૈત ટળી જાય છે અને આત્મા એકલો શુદ્ધ અદ્વૈતરૂપે પ્રગટે છે. રાગીના સંગે રાગ પ્રગટે છે અને વીતરાગીના સંગથી તથા તેના ઉપદેશથી વીતરાગદશા પ્રગટે છે. દશમું રાગ સ્થાનક અને અગિયારમું દ્વેષસ્થાનક એ બેમાં અઢાર પાપ સ્થાનકનો સમાવેશ થાય છે. દ્વેષ કરનારાઓ પર દ્વેષ ન કરવો અને રાગ કરનારાઓ પર રાગ ન કરવો. જેમ જેમ રાગદ્વેષનો ઉપશમભાવ, ક્ષયોપશમભાવ, અને ક્ષાયિકભાવ થાય છે તેમ તેમ આત્મપ્રભુ તે તે ભાવે પ્રગટે છે. આત્માના શુદ્ધજ્ઞાનાનંદનો આવિર્ભાવ કરવામાં રાગ અને દ્વેષ એ બે નડે છે. જેઓ રાગદ્વેષનો નાશ કરે છે તેઓ અરિહંત થાય છે. अरिहंतरूप आत्मा છે અને આત્માજ પોતે રાગદ્વેષ હણીને અરિહંતજિન થાય છે. સત્તાવડે તો આત્મા અનાદિકાલથી અરિહંત છે પણ વ્યક્તિભાવે તો જ્યારે રાગદ્વેષનો સર્વથા નાશ કરે છે ત્યારે અરિહંત થાય છે. શરીરમાં રહેલો આત્મા પોતે પોતાનો અનુભવ કરે છે ત્યારે તે પરમાનંદ અનુભવે છે. આત્મબ્રહ્મ પરમેશ્વર કહે છે કે મનુષ્યો !! જો તમે જાતિ ધર્મ કોમ દેશમત સ્વાર્થાદિક યોગે રાગ અને રોષનો ત્યાગ કરશો તો હું તમારી પાસે છું–કોઇ ઠેકાણે રાગ અને રોષથી અન્યાય જૂલ્મ ખૂન ન કરો. વિધર્મીઓપર દ્વેષ ન કરો. હે મનુષ્યો !!! વૈરનો બદલો વૈરથી ન લો પણ વૈરને પ્રેમથી શમાવો. હે મનુષ્યો ! મારી આજ્ઞા છે કે તમો રાગ દ્વેષના વિચારો છોડી દો. જો તમે મ્હને હૃદયમાં ધારણ કરવા ઇચ્છતા હોવ તો રાગ વૈરને હૃદયમાં પ્રવેશવા ન દો. હે મનુષ્યો !!! રાગ રોષથી તમે પરસ્પર ધર્મશાસ્ત્ર મત ભેદ પક્ષાપક્ષી

કરી લડી ન મરે. મુસલ્માનોએ મને માનવા છતાં મારા ધર્મના નામે મારૂં ભજન કરનારા હજારો ખ્રીસ્તિયો વગેરેને મારા રૂપને નહિ સમજવાથી મારી નાખ્યા. ખ્રીસ્તિયોએ અન્યધર્મીઓ કે મારા સ્વરૂપને અન્ય પ્રકારે માનતા હતા તેઓને મારા નામથી અન્યાયી યુદ્ધ ચલાવીને કપટ કરી મારી નાખ્યા. આર્યોએ મારા નામથી ધર્મ અને મારા ધર્મના શાસ્ત્રના બહાનાથી બૌદ્ધોને જૈનોને રેંસી નાખ્યા. ધર્મ અને ધર્મશાસ્ત્ર ભેદ તથા ક્રિયાકાંડાદિ મત ભેદના રાગ દ્વેષથી, મારા નામથી પરસ્પર યુદ્ધ, ખૂન, મારામારી કરનારાઓએ વસ્તુતઃ મ્હને પાસે અનુભવ્યો નથી. ગાડરિયા પ્રવાહે મ્હને માનનારા પણ મારા નામ અને ધર્મના નામે મનુષ્યોને રેંશી નાખનારા મારી પાસે નથી પણ મારાથી દૂર છે અર્થાત્ તે મોહના ઉપાસક છે પણ મારા ઉપાસક નથી. મનુષ્યો ! તમે મ્હને ઈચ્છતા હોવ તો સર્વ પ્રકારની આસક્તિ રોષનો ત્યાગ કરો અને જ્યારથી તમે એ પ્રમાણે જાણો ત્યારથી રાગ રોષનો ત્યાગ કરો. મનુષ્યોને કાળાં પીળાં ગોરાં કલ્પી જાતિ ભેદે લડી મરનારા તથા દેશ ભેદે લડી મરનારા લોકો ભલે મારી પ્રાર્થના કરે ટીલાં ટપકાં કરે પણ તેઓ તેઓના રાગ-દ્વેષના વિચારો અને આચારોને ન ત્યાગે ત્યાં સુધી મારૂં શુદ્ધાત્મ સ્વરૂપ અવબોધી શકવાના નથી. મનુષ્યો તમો રાગરોષ ત્યાગ્યાવિના મ્હને (આત્માને) લાખો કરોડભવે પણ પ્રાપ્ત કરી શકવાના નથી. નદીસ્નાન, દેહસ્નાન અને બાહ્યકર્મકાંડ કરવા માત્રથી તમો મ્હને ઓળખી શકવાના નથી, રાગરોષથી થતી સર્વ જીવોની હિંસા, વિશ્વાસઘાત, જૂઠ, ચોરી, માંસભક્ષણ, શીકાર, દારૂપાન, વગેરે દુષ્ટ વ્યસનોનો અને દોષોનો ત્યાગ કરો એમ શુદ્ધાત્મ મહા-વીર પરમાત્મા કથે છે. રાગરોષના સમાન કોઇ મહાવિષ નથી અને સમતા સમાન કોઈ અમૃત નથી–રાગરોષથી આત્મપ્રભુ પ્રસન્ન થતા નથી માટે રાગરોષનો ત્યાગ કરવો. કરોડો

શાસ્ત્રો, વિદ્યાઓ, અનુષ્ઠાનોથી જે કાર્ય થતું નથી તે પરમેશ્વર પ્રાપ્તિરૂપ કાર્ય રાગદ્વેષના ત્યાગથી થાય છે. આત્મારૂપ પરમાત્મા કહે છે કે હે મનુષ્યો !!! મ્હને જેઓ એક બ્રહ્મજ છે એવા ભાવથી ભજે છે અને કેવલ એક બ્રહ્મજ છે એવી માન્યતા મત માને છે પણ મનમાં તો બ્રહ્મને સ્થાને રાગદ્વેષની મલીનતા છે, રાગદ્વેષથી અન્ય મનુષ્ય પ્રાણીઓનાં રક્ત ચૂસે છે, રાગદ્વેષથી અસત્ય વિશ્વાસઘાત ખૂન કાપંકાપા કરે છે તેઓ બ્રહ્મની માન્યતા-વાળા છતાં દોષ દુર્ગુણ વ્યસનોના ભક્ત ઉપાસક હોવાથી મારાથી કરોડો ગાઉ દૂર છે. તેઓ મ્હને સર્વત્ર વ્યાપક માને છે પણ તે દુર્ગુણ વ્યસની રાગદ્વેષવાળા હોવાથી મ્હને પાસે છતાં પણ દેખી શકતા નથી. મ્હને સર્વ વ્યાપક કેવલ એક માનીને સર્વ જડ ચેતન વસ્તુઓમાં થતી રાગદ્વેષની પરિણતિ વારવાની છે એજ કેવલ એક વ્યાપક બ્રહ્મ માનવાનો ઉદ્દેશ છે પણ તે ઉદ્દેશ નહિ સમજતાં કેવલ મત રાગદૃષ્ટિ અને અન્યમતોપર દ્વેષદૃષ્ટિ તથા અન્યધર્મીઓપર દ્વેષદૃષ્ટિ ધારવાથી પોપટની પેઠે રામ રામ બોલવા માત્રથી કંઈ તેઓ મારી પાસે નથી, એવી રાગદ્વેષની દૃષ્ટિથી ગમે તેવી મત માન્યતા છતાં તેઓ મારી ( આત્માની ) નજીક ઉપશમાદિ ભાવે આવી શક્તા નથી. જે લોકો મને (આત્માને) શરીરાદિ જગતનો કર્તા માને છે અને પશુ પંખી વગેરે સર્વે છે તે આત્મપ્રભુએ મનુષ્યોના ભક્ષણ માટે ઉ-ત્પન્ન કર્યાં છે એવી માન્યતા માને છે અને પશુ પંખીને ખાઇ જાય છે, તથા રાગરોષથી હિંસા, યુદ્ધ, જૂઠું, ચોરી, વ્યભિચાર, અન્યાય, ખૂન, દગા, પ્રપંચ, દુર્વ્યસન સેવનઆદિ મહાપાપો કરે છે, સર્વ કાર્યોના કર્તા હર્તાપણાનું અભિમાન ધારણ કરે છે, મારામાં મન રાખતા નથી, રાગદ્વેષની વૃત્તિઓની સેવા કરે છે તેવા લોકો ભલે મ્હને જગત્‌નો કર્ત્તા માને અને કોઇ વખત પ્રાર્થના કરે પણ તેથી તેઓ મારી ( આત્માની ) પાસે આવી શકતા નથી, તેઓ કર્યાં કર્મ

પ્રમાણે દુઃખ પામ્યા કરે છે. રાગદ્વેષની વૃત્તિયોના ત્યાગ વિના અને સર્વજીવોપર સમભાવ ધાર્યા વિના કેવલ મારી માન્યતા માત્રથી તેઓ મ્હને પામી શકતા નથી. રાગદ્વેષની વૃત્તિઓનો અને પ્રવૃત્તિઓનો ત્યાગ થતાં આપોઆપ હું અનુભવાઉ છું પણ ફક્ત કેવલ જગત્ કર્તાની માન્યતાથી અને પોતાની માન્યતાવાળા લાખો શાસ્ત્રોની પંડિતાઈ મેળવવાથી અને મારારૂપની માન્યતા ભેદે રાગદ્વેષથી અધર્મયુદ્ધ, ખૂન, અન્યાય, જૂલ્મ, અનીતિ કરવાથી મનુષ્યો મારો અનુભવ પામી શકતા નથી. જેઓ કર્મથી જન્મ સુખ દુઃખ થાય છે અને કર્મનો નાશ થતાં મોક્ષ મળે છે, જગત્નો કર્તા ઈશ્વર નથી, પુણ્ય પાપથી સુખ દુઃખ સુગતિ દુર્ગતિ માને છે, અષ્ટકર્મના નાશથી પૂર્ણ મુક્તિ અર્થાત્ શુદ્ધાત્મપરમેશ્વરપણાની પ્રાપ્તિ થાય છે તથા સ્યાદ્વાદદૃષ્ટિથી સર્વવસ્તુઓનું સ્વરૂપ વિચારવાનું કહે છે, એવી માન્યતાવાળાઓ વસ્તુતઃ જો રાગદ્વેષની વૃત્તિયો અને પ્રવૃત્તિયોનો ક્ષય કરે તો તેઓ પરમાત્મા બની શકે પણ રાગદ્વેષનો નાશ ન કરે તો તેઓ મારા આત્માના પરમાત્માપદથી દૂર છે. રાગદ્વેષ દુર્વ્યસનો વગેરેનો નાશ કરે છે તો તેઓ બહિરાત્મપદમાંથી અંતરાત્મપદમાં આવે છે અને ચોથા ગુણ સ્થાનકથી બારમા ગુણ સ્થાનક સુધી આવી તેઓ આત્માનેજ પરમાત્મરૂપે પ્રગટ કરે છે. જો તેઓ સાધ્ય ભૂલી જાય છે અને ન્હાના મતભેદોથી પરસ્પર એક બીજાનો દ્વેષ કરે છે. તથા ત્યાગી થૈને પણ એક બીજાના ઉપર વૈરભાવ રાખે છે, સાધનોને જ એકાંતે સાધ્ય માનીને સ્યાદ્વાદદૃષ્ટિથી વિમુખ રહે તો તેઓ મારા અંતરાત્મસ્વરૂપ અને પરમાત્મસ્વરૂપ નજીક આવી શકતા નથી, સાત નયોની સ્યાદ્વાદશૈલીથી સર્વ દર્શનોમાં રહેલું સર્વધર્મોમાં રહેલું સાપેક્ષ સત્ય જણાવનારા શ્રી પરમાત્મા મહાવીર દેવ છે એમની આજ્ઞા પ્રમાણે વર્તે છે તે મારી (શરીરમાં રહેલા) આત્માની આજ્ઞા પ્રમાણે વર્તનારા સંપૂર્ણ

સત્યોના આરાધક છે પણ રાગદ્વેષ અજ્ઞાનનો નાશ કર્યા વિના કોઇ મ્હારી પાસે આવી શકતું નથી એમ આત્મા પ્રકાશે છે. આત્મારૂપ ભગવાન્ પ્રકાશે છે કે મ્હેં કોઇ પણ શાસ્ત્રોમાં કોઈ પણ પશુપંખી મનુષ્યો વગેરેને મારીને ખાવાની આજ્ઞા આપી નથી છતાં ધર્મના નામે અને મોહ પ્રેરણાથી ભક્ત મહાત્મા નામ ધરાવી જેઓએ મારા નામે ધર્મ શાસ્ત્રો રચી તેમાં રાગદ્વેષ અજ્ઞાનથી માંસ-ભક્ષણ, દારૂપાન, વ્યભિચાર, ચોરી, ધર્મના નામે મનુષ્યોનીસાથે યુદ્ધ કાપંકાપા અસત્ય, વગેરે જે જે પાપો ઘાલી દીધાં છે તે મારા નામના હેઠળ તેઓએ રાગદ્વેષની વૃત્તિયોથી જૂઠાણું ભર્યું છે તેવા ભક્તો, મહાત્માઓ અને તેવી માન્યતાઓથી મારૂં પરમેશ્વર સ્વરૂપ કરોડ ગાઉ દૂર છે એમ જાણવું. મ્હને પરમેશ્વરને સર્વ જીવો એક સરખા છે, કોઇનાપર હું રાગ કરતો નથી અને કોઈનાપર હું દ્વેષ કરતો નથી, ગમે તેવી મારા સ્વરૂપની માન્યતાવાળા ભિન્ન ભિન્ન મતવાળા મનુષ્યો જે રાગદ્વેષનો ત્યાગ કરે છે અને ભિન્ન ભિન્ન મતભેદે રાગદ્વેષમાં પડ્યા વિના સમભાવ ધારણ કરે છે તો અવશ્ય તેઓ મારા આત્માના શુદ્ધ સ્વરૂપની નજીક આવતા જાય છે અને રાગદ્વેષનો સર્વથા ક્ષય થતાં પૂર્ણ જ્ઞાન સત્યના પ્રકાશથી આપો-આપ પરમાત્મા સ્વરૂપે બને છે એમ અંતર્યામી આત્મ મહાવીર પ્રભુ પ્રકાશે છે. રાગદ્વેષની પરિણતિ રોધતાં બારમા કલહસ્થાનનો સહેજે નિરોધ થાય છે. કુટુંબમાં, સમાજમાં, ઘરમાં કલહ કરવાથી રાગ દ્વેષાદિક દોષોની વૃદ્ધિ થાય છે. કલહથી વૈરની પરંપરા બંધાય છે અને તેથી ભવોભવમાં વૈરની વૃત્તિ જાગ્રત્ રહે છે. વાણી અને મનના ઉપર કાબુ મૂકયા વિના અને મનને માર્યા વિના કલહની પ્રવૃત્તિ ટળતી નથી. કલહથી મનની અત્યંત આકુળતા થાય છે અને તેથી કાયા પણ તાબામાં રહી શકતી નથી. કલહ, ઝઘડા, બોલાચાલી, તકરારો વગેરેથી જેમ બને તેમ દૂર રહેવું. જેમ બને તેમ કષાયોથી

થતા કલહોથી દૂર રહેવું. કષાયોથી કલહ કલેશ થાય છે અને તેનાથી અનેક જીવોનું પરંપરાએ બૂરૂં થાય છે. કલહથી ગોળાનું પાણી પણ રહેતું નથી. જ્યાં કલહ છે ત્યાંથી પ્રભુ કરોડો ગાઉ દૂર રહે છે. રજોગુણી તમોગુણી કલહ વૃત્તિયોને અને પ્રવૃત્તિયોથી દૂર રહેતાં મનની શાંતિ થાય છે અને શાંત સરોવરમાં ચંદ્રનું પ્રતિબિંબ જેમ પડે છે તેમ શાંત મનમાં પ્રભુનો પ્રકાશ પડે છે. કલહપ્રસંગો થતાજ વારવા અને અચાનક કલહ પ્રસંગ આવી પડેતો તેથી પોતાની ભૂલો થઈ હોય તો ખમાવવી અને દરેક રીતે મૌનધારી કલહથી મુક્ત થવું કે જેથી આત્મપ્રભુ પોતાની પાસે અનુભવી શકાય, પાંડવોએ અને કૌરવોએ યુદ્ધો કર્યાં તેમજ હિંદુઓએ અને મુસલ્માનોએ કલહથી ઘણાં યુદ્ધો કર્યાં તેથી શાંતિ સુખથી લોકો ભ્રષ્ટ થયા. યુરોપમાં હાલમાં મહાભારત યુદ્ધ થયું તેથી કંઈ કોઇને પરમાનંદની પ્રાપ્તિ થઇ નહીં ઉલટી તે દેશની ઘણી પડતી થઇ, કલહથી હિંદુઓનાં રાજ્યો ગયાં, કલહથી કોઇપણ દેશ, સમાજ, સંઘ, કોમની ચડતી થતી નથી, જો સર્વ શરીરોમાં રહેલા આત્માઓ એક સરખા છે તો પછી કોનું બૂરૂં ઈચ્છવું ? અને બૂરૂં કરવું ? કલહ એજ મોહ શયતાન છે ત્યાં આત્મપરમેશ્વર ક્યાંથી હોય ? કલહ અને પ્રભુ બેની વચ્ચે અબજો ગાઉનું આંતરૂં છે. દેવગુરૂધર્મ મતભેદાદિકથી કલહ કરનારાઓ વસ્તુતઃ પ્રભુથી દૂર જાય છે, પણ પ્રભુના સ્વરૂપ સન્મુખ આવી શકતા નથી. કલહથી કોઇ અન્યપર જીત મેળવવા પ્રયત્ન કરે તો તે જીતના બદલે હારે છે. કલહથી કોઇ પ્રભુપદ પામી શકતું નથી. ઘરમાં કુટંબમાં સામાન્ય મતભેદો અને ભૂલોથી કલહની વૃત્તિ થવા દેવી નહી. શુદ્ધ પ્રેમથી ભૂલો, દોષ સુધરે છે, કલહ કરવાથી ગુણના બદલે હાનિ થાય છે. કલહના વિચારોને ગમ ખાઇને દાબી દેવા અને તે પ્રસંગે પ્રભુનું સ્મરણ કરવું, અને પ્રભુને પ્રાર્થના કરવી કે હે પ્રભો ! મારા હૃદયમાં કલહની વૃત્તિ ન પ્રગટો ! ! !

અને મનમાં ઉત્પન્ન થતા ક્રોધને વારો, એ પ્રમાણે પ્રાર્થના કરવી. જેના હૃદયમાં પ્રભુ છે તેને કલહની રૂચિ પ્રકટતી નથી, પ્રભુ ભક્તો ને સંતોને કલહ, પ્લેગ મહામારી સરખો લાગે છે, તેથી તેઓ કલહ શમી જાય એવી રીતે વર્તી પ્રભુને હૃદયમાં પ્રગટાવે છે, કલહની પેઠે અભ્યાખ્યાનનો જે ત્યાગ કરે છે તે હૃદયમાં પ્રભુને અનુભવી શકે છે. દ્વેષ, ઇર્ષ્યા, વૈર, સ્વાર્થ, ક્રોધ, માન, માયા, લોભ, ભય આદિથી અન્યોપર અછતા દોષનો આરોપ મૂકવો તે કૂટકલંક અભ્યાખ્યાન છે. અન્ય મનુષ્યોપર આળ કલંક ચડાવવાથી મહા પાપ થાય છે. અન્યોપર જૂઠ કલંક ચઢાવવું તે અન્યની હિંસા જ છે. અન્યોપર કૂડું કલંક ચઢાવનારને અન્ય ભવમાં આળ ચઢે છે, જેવું જે કરે છે તેવું તે પામે છે. જ્યાંસુધી અભ્યાખ્યાન દોષ પોતાના હૃદયમાં વસ્યા કરે છે ત્યાંસુધી ટીલાંટપકાં જનોઈ યજ્ઞ વ્રત તપ જપ વગેરે કરતાં છતાં પણ પ્રભુપદની પ્રાપ્તિ થતી નથી. અન્યોપર આળ મૂકનારનું હૃદય મહામલીન હોય છે તે છ માસ સુધી ઉપવાસ કરનાર હોય વા કરોડો વર્ષસુધી તપ તપનાર હોય તો પણ તે પ્રભુનો સાક્ષાત્કાર કરી શકતો નથી. દ્વેષ વૈરથી અભ્યા-ખ્યાન દોષ પ્રગટે છે. સર્વમાં આત્મપ્રભુઓ છે તે પાસે છે અને દૂર સર્વત્ર સત્તા એ છે એમ જાણીને જે તે પ્રમાણે વર્તે છે તે અભ્યા-ખ્યાન દોષ ટાળી શકે છે અને આત્માને પરમાત્મારૂપે અનુભવે છે. આભ્યાખ્યાન દોષ ટાળ્યાવિના કોઈ પણ મનુષ્ય ખરેખર હૃદયમાં પ્રભુને અનુભવી શકાતો નથી, સર્વ બાબતનો અનુભવ કરી કોઈ પણ મનુષ્ય સંબંધી કંઇ પણ મત બાંધવો હોય તો બાંધવો. કોઈ પણ મનુષ્યની કંઇ અફવા સાંભળી હોય તો પણ બન્ને બાજુનો બન્ને પક્ષનો જાતે પ્રત્યક્ષ અનુભવ કર્યાબાદ કંઈ વિચારપર આવવું. કેટલીક વખત લોકો અનુમાનથી કલ્પના કરીને અન્ય મનુષ્યોપર દોષારોપ કરે છે, કદાપિ કોઈમાં કંઈ દોષ દેખવામાં આવે તો વૈર

ઈર્ષ્યાદિ વૃત્તિયોના આધીન થૈ તેઓના દોષોને જાહેર મૂકવા નહિ. અન્યના છતા દોષોને પણ બોલવા નહિ. દ્વેષ ઇર્ષ્યાવિના અન્યોના છતા દોષોને પણ બોલી શકાતા નથી. કોઇના છતા અગર અછતા દોષો બોલવાથી પોતાને વૈરની તૃપ્તિ થતી હોય વા અન્ય કોઈ લાભ મળવાનો હોય તો પણ તે કાર્ય પ્રાણ જાય તો પણ ન કરવું, અન્યના અછતા દોષોને તેઓપર મૂકવાથી વૈરની પરંપરા વધે છે પણ વૈરની શાંતિ થતી નથી. અન્યોપર સમભાવ પ્રેમ ધારણ કરવાથી અભ્યાખ્યાનની વૃત્તિ ટળે છે. અન્યોપર અભ્યાખ્યાન દોષથી કલંકો ચઢાવ્યાં હોય તો તેનું પ્રતિક્રમણ કરવું, તેનો પશ્ચાત્તાપ કરવો. પ્રત્યાખ્યાન દોષની નિંદા ગર્હા કરી જ્ઞાનીગુરૂ પાસે પ્રાયશ્ચિત્ત લેવું અને ગમે તેવા પ્રસંગોમાં અભ્યાખ્યાન સ્થાનકથી મુક્ત રહેવું. કલહની વૃત્તિથી અભ્યાખ્યાનની વૃત્તિ જાગ્રત્ થાય છે, મનમાં અભ્યાખ્યાનનો અંશ માત્ર પણ વિચાર પ્રગટવા ન દેવો. અન્યોએ કરેલા અપરાધોનો બદલો અભ્યાખ્યાનથી ન લેવો અને જેઓએ જે દોષો કર્યા હોય તથા પોતાનાપર જે અપરાધો જુલ્મો કર્યા હોય તેઓનું શ્રેયઃ ઇચ્છવું. વસિષ્ટના શત પુત્ર માર્યા છતાં પણ વિશ્વામિત્રપર વસિષ્ઠે આત્મભાવના ધારી હતી તેમ આત્મભાવ ધારી અભ્યાખ્યાન વૃત્તિનો ત્યાગ કરવો કે જેથી હૃદયમાં આત્મા તેજ પરમાત્મારૂપે પ્રગટ થાય છે. અભ્યાખ્યાન દોષની પેઠે પૈશુન્ય–અર્થાત્ ચાડીચુગલી દોષનો ત્યાગ કરવો જોઇએ. પૈશુન્ય છે તે અનેક દોષોનું સ્થાનક છે. પૈશુન્યથી નવીન અનેક કર્મ બંધાય છે. દ્વેષ, વૈર, સ્વાર્થ, લાભ, ઈર્ષ્યા, કુસંપ, ક્રોધ, અહંકાર, કપટ, લોભ અને ભયકામાદિવૃત્તિયોના તાબે થવાથી અન્યોની ચાડીચુગલી થાય છે. વીર પુરૂષો ચાડીચુગલી કરતા નથી પણ જે નપુંસક જેવા તથા કાક જેવા હોય છે તેઓ અન્યોની ચાડી કરી ખુશી થાય છે. અન્યોનું બુરૂં કરવાની વૃત્તિ થાય છે તોજ ચાડીચુગલી

કરવાની પ્રવૃત્તિ થાય છે. ચાડીચુગલી કરવાથી મન બુદ્ધિના અશુદ્ધતા વધે છે અને પ્રભુનાં દર્શન કરવામાં વચ્ચે અનેક પડદાઓ ઉભા થાય છે. પૈશુન્યવૃત્તિ હોય અને પ્રભુ પાસે હૃદયમાં પ્રગટ થાય એમ બને નહિં. ચક્રવર્તિની પદવી મળતી હોય વા ઇન્દ્રાસન મળવાની કોઈ આશા બતાવે તોપણ તેવી લાલચે કદાપિ કોઈની ચાડીચુગલી ન કરવી. ચાડીચુગલી કરનારા વિશ્વાસઘાતી બને છે. ચાડીચુગલી કરનારા ગુરૂ દ્રોહ, મિત્ર દ્રોહ, સ્ત્રી દ્રોહ, માતપિતા પતિ દ્રોહ, સંઘ દ્રોહ, દેશ દ્રોહ, રાજ્ય દ્રોહ વગેરે મહાપાપો કરવામાં પાછા હઠતા નથી. ભયવૃત્તિવાળા લાલચુ સ્વાર્થી મનુષ્યો ગમે તેવી પ્રતિજ્ઞાઓનો ભંગ કરીને અન્યોની ચાડીચુગલી કરે છે. પૈશુન્ય વૃત્તિવાળાઓનો એવો સ્વભાવ થૈ જાય છે કે તેઓ વિના પ્રયોજને પણ ચાડીચુગલી કર્યા કરેછે એવા મનુષ્યો પ્રભુને પામવા પ્રાર્થના કરે વા અનેક પ્રકારની ક્રિયાઓ કરે, પ્રાણાયામ કરે, તપ કરે ત્હોયે તેઓ પૈશુન્યવૃત્તિ ત્યાગ્યાવિના પ્રભુને પામી શકતા નથી. પૈશુન્ય વૃત્તિથી પ્રભુ પમાતા નથી પણ પ્રભુમય વૃત્તિથી પ્રભુ પમાય છે. કોઈ ભય પમાડે વા ઘાત કરે તો ભલે કરે પણ કોઈની ચાડીચુગલી ન કરવી એવા દૃઢ નિશ્ચયથીજ જે પરમેશ્વરને ભજે છે તે હૃદયમાં સત્તાએ રહેલા પ્રભુને વ્યક્તિભાવે પામી શકે છે. પૈશુન્ય વૃત્તિ તે મનની નબળાઇ છે, મનનો દોષ છે તેવી દોષવૃત્તિથી જીવવું તે પશુ જીવન છે. પૈશુન્ય વૃત્તિને માર્યાવિના મોક્ષ નથી. ચાડીચુગલી પણ એક પ્રકારની હિંસા છે તેથી અન્ય મનુષ્યોના પ્રાણનો નાશ થાય છે. ચાડીચુગલીથી કોઈની કીર્તિ, સત્તા, પ્રભુતા, લક્ષ્મી, પ્રતિષ્ઠા, વગેરેનો તથા શરીર કુંટુંબ વગેરેનો નાશ થાય છે. તથા તેના મહાપાપથી પોતાનો તથા પોતાના સંબંધીઓનો નાશ થાય છે. ચાડીચુગલીથી પેટ ભરનારા કરતાં ભૂંડનું જીવન કરોડો ગણું શ્રેષ્ઠ છે। પરમેશ્વરનો હુકમ છે કે હે મનુષ્યો શ્રી મહાવીરરૂપ

મ્હને તમારા હૃદયમાં પ્રગટાવવા ઇચ્છતા હોવ તો તમો ચાડીચુગ- લીનો ત્યાગ કરો. કોઈની છાની વાત કોઈને ન કહો, સાગરની પેઠે ગંભીર બની મારા સ્વરૂપમાં મનને જોડો કે જેથી તમને આત્મારૂપ પરમાત્મા આપોઆપ મળીશ. પૈશુન્યવૃત્તિ ટાળીને હૃદયમાં મ્હને શોધો એમ આત્મા પ્રકાશે છે, કથે છે, પન્નરમું રતિ અરતિ નામનું પાપસ્થાનક છે. જેથી જડપર્યાયોમાં મન ખુશ આલ્હાદ પામે તે રતિ છે અને જેથી દુઃખ પીડા થાય તે શોક ચિંતા દુઃખ અરતિ છે, મનની કલ્પનાએ રતિ અને અરતિ છે. જડ વિષયોના સંગે હર્ષ અને શોક થાય છે તે રતિ અને અરતિ છે અને આત્માનો આનંદ તે રતિ અને અરતિથી ન્યારો છે. બાહ્ય ઋદ્ધિ પુત્રાદિક ઇષ્ટવસ્તુઓના સંગે રતિ થાય છે અને અનીષ્ટ અર્થાત્ મન કાયાથી પ્રતિ કુલ વિષયોના સંગે અરતિ થાય છે. રતિથી અને અરતિથી વસ્તુતઃ જ્ઞાનાનન્દમય આત્મા ન્યારો છે, માટે રતિ અરતિની કલ્પનામાં મોહ ન પામવો. રાતના સંયોગો મળે ત્યારે ફૂલવું નહીં અને અરતિના સંયોગો મળે ત્યારે દીનતા શોક દિલ્ગિરી ધારવી નહિ. અનેક પ્રકારના રસ મળે ત્યારે રસગારવ અર્થાત્ રસનો અહંકાર ન કરવો, અનેક પ્રકારના મંત્ર, તંત્ર, યંત્ર, લક્ષ્મી, વૈભવ ચમત્કાર, લબ્ધિયો, ચક્રવર્તી આદિ પદવીઓની ઋદ્ધિ મળે ત્યારે ઋદ્ધિ ગારવ ( ઋદ્ધિ અહંકાર ) ન કરવો. આત્મજ્ઞાનવડે એમ વિચારવું કે અનેક પ્રકારના જડરસો તે પૌદ્ગલિક ક્ષણ વિનાશી છે અને અનેક પ્રકારની ઋદ્ધિયો છે તે જડ ક્ષણિક વિદ્યુત્ જેવી ચંચળ છે અને તે આત્માથી ભિન્ન છે. પૌદ્ગલિક અષ્ટ સિદ્ધિયો અને નવનિધિયો મળે ત્હોયે મનમાં રતિ ન માનવી. પૌદ્ગલિક અનેક પ્રકારની શાતા મળે તો પણ વિચારવું કે તે વાદળની છાયા પેરે આવે છે અને જાય છે તેનું શું અભિમાન કરવું ? વાદળની પેઠે રતિના વિષયો આવે છે અને જાય છે, પુણ્યનું ફલ રતિ છે

અને પાપનું ફલ અરતિ છે. પુણ્ય અને પાપ બે પુદ્ગલ છે તેનું ફલ ક્ષણિક છે અને આત્માનું સુખ નિત્ય અનંત છે એવો દૃઢજ્ઞાન નિશ્ચય કરીને જેઓ રતિમાં અને અરતિમાં હર્ષ શોકથી મોહ પામતા નથી તેઓના હૃદયમાંજ પ્રભુ પરમાત્મા છે. તેઓનાથી પ્રભુ પરમાત્મા દૂર નથી. રતિ પામવાને માટે અને અરતિથી દૂર રહેવા માટે અજ્ઞાની મોહી મનુષ્યો અનેક પ્રકારની જીવહિંસાદિ પ્રવૃત્તિ કરે છે, અનેક વ્યસનો સેવે છે, છેવટે તેથી તેઓને ખોદવો ડુંગર અને કાઢવો ઉંદર જેવું ફલ પ્રાપ્ત થાય છે. રતિમાં રાગ અને અરતિપર દ્વેષ કરીને મનુષ્યો બાહ્ય વિષયોમાંજ લપટાઇ રહે છે એવા અજ્ઞ મોહી મનુષ્યોના હૃદયમાં પરમેશ્વર પ્રિય નથી તેઓ તો પરમેશ્વરને પણ રતિની પ્રપ્તિ માટે અને અરતિના પરિહાર માટે પૂજે છે, તેથી તેઓ બાહ્યનું ફલ પામી શકે છે પણ શુદ્ધાત્મપ્રભુથી દૂર રહે છે. ઈન્દ્રાદિકની પદવી પ્રતિષ્ટા વગેરેથી થતી રતિ કલ્પિત છે. આત્મામાંજ પૂર્ણ આનંદ છે એવા દૃઢ નિશ્ચયથી જ્ઞાનીઓ શુદ્ધાત્મપ્રભુ કે જે પૂર્ણાનન્દ મય છે તે રૂપે થાય છે અને રતિ અરતિ વગેરે દ્વંદ્વથી મુક્ત થાય છે. સોળમું પરપરિવાદ પાપસ્થાનક છે. પરની નિંદા કરવાથી અન્યોને હાનિ પહોંચે છે. પૃષ્ઠમાંસભક્ષક નિંદક છે. નિંદા કરવાથી પરંપરાએ અનેક દોષો પ્રગટે છે. કાકની પેઠે અન્યોના દોષો જોવાની બુદ્ધિથી પરમાત્મપ્રતિ ગમન થતું નથી. નિંદક ચોથો ચંડાલ છે. સમ્યગ્ દૃષ્ટિ આત્માઓ અન્યોની નિંદા કરતા નથી. દોષદૃષ્ટિથી ગુણ દૃષ્ટિ ટળે છે. દોષ દૃષ્ટિથી કોઈના ગુણોની મહત્તા દેખાતી નથી. લાખો શાસ્ત્રો ભણતા છતાં અને વેપાચારથી વર્ત્યા છતાં પણ જ્યાં સુધી અન્યોના દોષો દેખવા બોલવાની ટેવ છે ત્યાં સુધી આત્માની શુદ્ધિ થતી નથી. ગુણાનુરાગી જ્યાં ત્યાં કોઈનો પણ અંશ માત્ર ગુણ દેખી આનંદ પામે છે. શ્રી કૃષ્ણે ગંધાતા મરેલા શ્વાનનાં સર્વ દુર્ગંધી અંગોની ઘૃણા ન કરતાં ફક્ત તેના દાંત સારા હતા તેની

પ્રસંશા કરી હતી. પ્રભુને મેળવવા હોય તો પ્રભુના ગુણો મેળવવા જોઈએ. દોષદૃષ્ટિ ટાળ્યા વિના કોઇને પ્રભુની પ્રાપ્તિ થઈ નથી અને થનાર નથી. એકવાર જો નિંદક દૃષ્ટિ પડી ગઈ તો તે ટાળતાં ઘણી મુશ્કેલી પડે છે. કોઇની નિંદા સાંભળવાની ટેવ મહા ખરાબ છે. નિંદક મહાના-પાક બને છે. કોઇની પણ નિંદા કરવી સારી નથી તો જેઓ પરમેશ્વર સંતસાધુ વગેરેની નિંદા કરે છે, સત્ય ગુરૂઓની નિંદા કરે છે તેઓ તો પરમેશ્વરને પ્રાપ્ત કરવામાં વચ્ચે મહાવિઘ્નો ઉભાં કરે છે. જ્યાં સુધી કર્મ સહિત મનુષ્યો છે ત્યાં સુધી ગુણો અને દોષો બન્ને સાથે રહે છે. જેમ જેમ મનુષ્ય, પરમાત્માનો માર્ગ કે જે જ્ઞાનદર્શન ચારિત્રરૂપી છે તેમાં આગળ વધે છે તેમ તેમ તેના દોષો ટળતા જાય છે અને સદ્‌ગુણો વધતા જાય છે, છેવટે સાત્વિક ગુણોથી પર એવા આત્મિકગુણો પ્રગટી કાયમ થાય છે અને મોહના સર્વ દોષો ટળી જાય છે. પ્રભુને મેળવવાના પ્રથમાભ્યાસમાં સર્વ મનુષ્યોમાં દોષો રહેવાના પણ તે હળવે હળવે આગળ જતાં ટળવાના. કોઈ પણ મનુષ્યના અમુક દોષો દેખવામાં આશ્ચર્ય નથી પણ તેમાં રહેલ એક ગુણ દેખવો તેમાંજ આશ્ચર્ય છે. વૈર, ઇર્ષ્યા, દ્વેષ, આદિ વૃત્તિયોથી અન્યોના દોષો દેખવાથી નિંદા બોલવાનું વ્યસન પડે છે. નિંદક મનુષ્ય જ્યાં જાય છે ત્યાં દોષ દૃષ્ટિને આગળ કરે છે અને ગુણાનુરાગી જ્યાં ત્યાં સદ્‌ગુણ દૃષ્ટિને આગળ કરે છે. ગમે તે દેખો પણ તેમાંથી સારૂ ગ્રહો અને સારાને બોલો. અનેક ભવથી દોષો સાથે લાગેલા હોય છે, મનુષ્ય ભવમાં પણ તે દોષો સાથે આવેલા હોય છે, પોતાનામાં રહેલા દોષો ટાળવા ખાસ પુરૂષાર્થ કરવો જોઇએ. અન્યના દોષોની નિંદા બોલવા જતાં પહેલાં પોતા-નામાં કયી કયી ભૂલો છે તેનો એકાંતમાં બે ત્રણ કલાક સુધી બેસી વિચાર કરવો જોઈએ. કર્મના ઉદયથી દોષો છે. સર્વ ગુણી વીત-રાગ છે. કર્મના યોગે કોઇમાં કંઈક અને કોઇમાં કંઈ દોષો રહેલા

હોય છે. દોષી મનુષ્યોપર કરૂણાભાવ ધારવો અને તેઓને શુદ્ધ પ્રેમ જ્ઞાનથી સુધારવા પ્રયત્ન કરવો જોઈએ. ક્રોધાદિકથી ઉશ્કેરાઈ જઇ કદિ દુશ્મનોની પણ નિંદા ન કરવી. પોતાનું બૂરૂં કરનારાઓને પણ મૈત્રી ભાવથી જોવા. અન્ય મનુષ્યોની નિંદા કરવી તે ભાવ નિંદા છે. કોઈની પણ નિંદામાં સામેલ ન થવું. ખાનગીમાં પણ કોઈની નિંદા ન કરવી. નિંદકોની નિંદા ન કરવી પણ નિંદકોથી દૂર રહેવું. ગમે તેવી પોતાની નિંદા થતી શ્રવણ કરીને સમભાવે રહેવું અને દોષો હોય તો તે ટાળવા પ્રયત્ન કરવો. નિંદાનો ત્યાગ કરીને તથા નિંદાને સહન કરીને હૃદયમાં પરમાત્માનું ભજન કરવું તેથી આત્માજ પ્રભુરૂપે પ્રગટ થાયછે. સત્તરમું માયામૃષાવાદ પાપસ્થાનક છે. દેવગુરૂ ધર્મ સંબંધી જે કંઇ બોલવું તેમાં કપટથકી જૂઠું બોલવું તે માયામૃષાવાદ છે. ધર્મની બાબતમાં કપટથકી જૂઠું બોલીને અન્યોને છેતરવાથી અન્યજનોને મહાહાનિ થાય છે તથા પોતાનું ઘણું બૂરૂં થાય છે. પરમાત્માનો જે ઉપદેશ છે જે તત્ત્વજ્ઞાન છે તેને કપટથી અસત્ય બોલી સ્વાર્થાદિકારણે વિપરીત બતાવવું, સાચું સમજાય તોપણ સ્વાર્થાદિકારણે કપટ કરી અસત્ય બોલીને અન્ય લોકોને ઠગવા તે માયામૃષાવાદ છે. જૂઠી ઠગાઈ કરીને પોતાની સિદ્ધાઈ બતાવવી, પોતાનામાં ગુરૂપણું ન હોય અને ગુરૂપણાની સિદ્ધિ કરવા કપટથી અન્યોને જૂઠું સમજાવવું, તેથી અનેક પ્રકારનાં મિથ્યાત્વમોહનીય કર્મ બંધાય છે. મનાવા પૂજાવા કારણે કપટથકી જૂઠું બોલવાથી સ્વાત્મહિત થતું નથી, એવા માયા મૃષાવાદી ઢોંગીથી પરમેશ્વર કરોડો ગાઉ દૂર છે. ધર્મનું જ્ઞાન ન હોય તો પણ ધર્મીપણાનો કપટથી જૂઠું બોલી દાવો કરવો તેથી પ્રભુની પ્રાપ્તિ થતી નથી. પ્રભુના માર્ગમાં ઠગનારા અને માયામૃષાવાદી ધૂર્ત મનુષ્યો છે, તેઓનાથી ચેતીને ચાલવું જોઇએ.

ધર્મની અને દેવગુરૂની બાબતમાં કપટથકી જૂઠું ન બોલવું, આજી-
વિકા માન પૂજાદિ કારણે કપટથી પરમેશ્વરનાં દર્શન ન કર્યાં હોય
તોપણ મેં દર્શન કર્યાં છે એમ બોલવુ, તથા આત્મજ્ઞાન ન થયું
હોય તોપણ કહેવું કે મ્હને આત્મજ્ઞાન થયું છે એમ કહી લોકોને
વિશ્વાસ પમાડી પોતાના શિષ્ય ભક્ત બનાવવા ઠગવા અને માયાથકી
જૂઠું બોલીને ધર્મની બાબતમાં માયામૃષાવાદીધર્મશાસ્ત્રો
બનાવવાં, પોતાનામાં ગુણો ન હોય અને પોતાને ગુણી કહેવો તે
માયામૃષાવાદથી મહાપાપ કર્મ બંધાય છે, માટે દેવગુરૂ ધર્મ તત્ત્વ
જ્ઞાનમાં જેટલું સમજાય તેટલું કહેવું પણ કપટથકી જૂઠું ન બોલવું,
તથા માયાથી જૂઠું બોલી દેવગુરૂધર્મતત્ત્વજ્ઞાનનું ખંડન ન
કરવું એમ જે જાણી માયામૃષાવાદનો ત્યાગ કરે છે તે હૃદયમાં
પરમાત્માનો અનુભવ કરવા સમર્થ થાય છે. માયામૃષાવાદની પેઠે
અઢારમા મિથ્યાત્વ સ્થાનકનો ત્યાગ કરવો. અસત્ય દેવગુરૂ ધર્મનો
ત્યાગ કરીને સત્ય દેવગુરૂધર્મની શ્રદ્ધા ધારણ કરવી. દેવગુરૂ ધર્મ
સંબંધી સંશય ન રાખવો. મિથ્યાત્વ બુદ્ધિનો ત્યાગ કરવો અને
સમ્યકત્વ બુદ્ધિની પ્રાપ્તિ કરવી. અધર્મમાં ધર્મ બુદ્ધિ ન ધારવી
અને અદેવમાં દેવ બુદ્ધિ ન ધારવી. સર્વજ્ઞ વીતરાગ દેવનો ઉપદેશ
સત્ય માનવો. અસત્યમાં સત્ય બુદ્ધિ ન ધારવી. સર્વ દોષ રહિત
પરમાત્માની શ્રદ્ધા ધારણ કરવી. અજ્ઞાન તેજ મિથ્યાત્વ છે. જ્ઞાની
સંતોની સેવા કરીને સમ્યગ્ જ્ઞાન મેળવીને સર્વજ્ઞ વીતરાગ દેવની
આજ્ઞા પ્રમાણે વર્તવું. મિથ્યાત્વ શલ્ય નષ્ટ થવાથી આત્માની મુક્તિ
થાય છે. સમ્યકત્વજ્ઞાનમાં પ્રભુ વસે છે. સમકિતીના હૃદયમાં
આત્મપ્રભુનો વાસ છે. સમ્યગ્ દૃષ્ટિ થતાં પ્રભુનું સત્ય સ્વરૂપ સમ-
જાય છે અને મિથ્યાત્વ દશામાં પ્રભુની નાસ્તિક બુદ્ધિ હતી તે રહેતી
નથી, સાતનયોની અપેક્ષાએ દેવગુરૂ ધર્મ, તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ
વિચારતાં હૃદયમાં આપોઆપ પ્રભુ પરખાય છે અને આત્મા તેજ

પરમાત્મા છે એવો અનુભવ આવે છે. અઢારે પાપસ્થાનકોનો ત્યાગ કર્યાથી આત્માની શુદ્ધિ થાય છે અને હૃદયમાં આત્મજ્ઞાન પ્રગટે છે. પિંડમાં પાસેજ આત્મપ્રભુનો અનુભવ કર્યાથી બ્રહ્માંડમાં કરોડો યોજન દૂર પણ તેવોજ આત્માનુભવ આવે છે. સંસારી જીવોનો અને સાતરાજલોક દૂર એવા સિદ્ધોનો તથા આત્માનો એક સરખો અનુભવ આવે છે. અઢાર પાપસ્થાનકોની વૃત્તિ અને પ્રવૃત્તિ છતાં આત્માનો પરમાત્મરૂપે પ્રગટ ભાવ થતો નથી. કરોડો મનુષ્યો જેઓ અઢાર પાપસ્થાનકમાં વસેલા છે તેઓના કરતાં અઢાર પાપસ્થાનકથી મુક્ત એવા વીતરાગ મુનિયોમાં જે પરમેશ્વરના સ્વરૂપનો અનુભવ પ્રગટે છે તે અનંતગુણ સત્ય છે. રજોગુણી અને તજોગુણીબુદ્ધિ ટાળીને સાત્ત્વિકબુદ્ધિ પ્રગટે એવા વિચારાચાર વિહારથી વર્તવું. પરમાત્માની પ્રાપ્તિ માટ કામને જીતવો જોઈએ. કામરાગ, સ્નેહરાગ, અને દૃષ્ટિરાગ એ ત્રણ પ્રકારના રાગનો ત્યાગ કરવો. ચામડીરંગ સ્પર્શ મોહનો ત્યાગ કરવો જોઈએ, પાંચ ઈન્દ્રીઓના વિષયોમાં રાગ અને દ્વેષબુદ્ધિથી રહિત થૈ વર્તવું જોઈએ. પાંચે ઇન્દ્રિયો પોતપોતાના વિષયોને જાણવાનું કાર્ય કરે છે, અને તેઓ પોતાનું કાર્ય કરે છે ફક્ત તે ઇન્દ્રિયોના વિષયોમાં જે કામ બુદ્ધિ થાય છે તે બુદ્ધિનો ત્યાગ કરીને વર્તવાથી પોતાની પાસે પરમેશ્વરનો સાક્ષાત્કાર થાય છે. દેહ વગેરેમાં ભોગબુદ્ધિ થવાથી અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પ પ્રગટે છે. શરીરાદિપદાર્થોથી સુખ પ્રગટે છે એવી બુદ્ધિ હોય છે ત્યાં સુધી કામ છે. જ્યાં કામ છે ત્યાં આત્મારૂપ રામ પરમાત્મા નથી. કોઈ પણ સ્ત્રી અગર પુરૂષનું શરીર આંખે દેખાય પણ દેહ દેખતાં કામ વૃત્તિ ન પ્રગટે ત્યારે પોતાનામાં પ્રભુ પ્રગટયા છે એમ જાણવું. ચામડી રંગરૂપ દેખીને કામી મનુષ્યો મોહ પામે છે. જ્ઞાનીઓ તો વિચારે છે કે ચામડીમાં રક્ત ભર્યું છે, ચામડી તે પુદ્ગલ જડવસ્તુ છે, ક્ષણિક છે, એમાં મોહ પામવાની જરૂર નથી

અને સ્પર્શેન્દ્રિય ભોગબુદ્ધિ રાખવાની જરૂર નથી એમ જાણીને કામની વૃત્તિયોને પ્રગટતીજ ક્ષય કરી નાંખે છે. કામરાગ એ પશુ વૃત્તિ છે. શરીર ઈન્દ્રિયદ્વારા ભોગ માટે થતો રાગ તે કામરાગ છે અને જડના સર્વ વિષયોનો રાગ જેમાં રહેતો નથી, ફક્ત સર્વ શરીરોમાં રહેલા આત્માઓપર રૂચિ પ્રગટે છે તે શુદ્ધપ્રેમ છે. શુદ્ધપ્રેમીને જડ વિષયોમાં સુખની બુદ્ધિ રહેતી નથી. કામીને ચામડી અને વિષયોનો ભોગ ઈષ્ટ છે તેથી તે આત્મામાં સુખ છે તેનો રંગી બનતો નથી. આત્મપ્રભુમાંજ અનંત આનંદ છે એવો નિશ્ચય થતાં કામરાગની વૃત્તિયો અને પ્રવૃત્તિયો શનૈઃ શનૈ ટળે છે, છેવટે પૂર્ણરીતે ટળે છે અને આત્મા આપોઆપ પ્રભુ બને છે. જડવસ્તુના બનેલા શરીરો સુધીના સ્નેહરાગથી શરીરમાં રહેલ આત્મપ્રભુ પરખાતો નથી. કામરાગની પેઠે સ્નેહ રાગનો ત્યાગ કરવો. આત્મા વિના શરીરમાં પુત્રાદિકનો રાગ તે સ્નેહ રાગ છે, તેથી આત્માની ઝાંખી થતી નથી. દૃષ્ટિરાગનો ત્યાગ કરીને ગુણ રાગ ધારવો. સમજ્યા વિના એકાંતે કોઈપર જડદૃષ્ટિથી રાગી બની જવું તે દૃષ્ટિરાગ છે. મનથી રાગ થાય છે અને આત્માવડે આત્મપ્રેમ થાય છે. સ્વાત્માની પેઠે સર્વ વિશ્વમાં આત્માઓને ચાહવા પણ દેહની દરકાર ન કરવી. ફક્ત દેહોમાં રહેલા આત્માઓને પ્રભુરૂપે ચાહવા અને એક અભેદપ્રેમે તેઓની સાથે આત્મભાવે વર્તવું, તેથી હૃદયમાં ક્ષણમાં પરમાત્માનો અનુભવ આવે છે. પાપકર્મનો પશ્ચાત્તાપ કરવો, હૃદયમાં દિલમાં પરમેશ્વરનાં દર્શનમાટે અત્યંત ઉત્સુક બનવું. પાપકર્મો કરવાં નહિ અને મનવાણીકાયાથી જે જે પાપકર્મો કર્યાં હોય, જે જે પાપસ્થાનકો સેવ્યાં હોય તેઓનો પશ્ચાત્તાપ કરવો. આંખમાં અશ્રુ આવે અને હૃદયમાં પશ્ચાત્તાપ ઉભરાઇ જાય તથા આખું શરીર પશ્ચાત્તાપથી ધ્રુજી ઉઠે અને પુનઃ પાપકર્મો અને પાપવિચારો ન થાય એવી રીતે પ્રાર્થના થાય એવા દૃઢનિશ્ચયથી વર્તવું. પ્રાતઃકાલમાં

અને સાંજરે એકાંત સ્થાનમાં જે જે પાપવિચારો અને પાપકર્મો થયાં હોય તેનો પશ્ચાત્તાપ કરવો અને પાપકર્મો પુનઃ ન થાય તે માટે પ્રભુની પ્રાર્થના કરવી. सव्वस्सवि देवसिअ दुच्चिंतिअं दुब्भासिअ दुच्चिट्ठिअं तस्समिच्छामि दुक्कडम् ॥ સર્વ દિવસ સંબંધી જેમ મનથી ખરાબ ચિંતવ્યું હોય, વાણીથી જે ખરાબ ભાષણ કર્યું હોય અને કાયાથી દુઃચેષ્ટા ( ખરાબ પ્રવૃત્તિ ) કરી હોય તે પાપ મિથ્યા થાઓ. खामेमि सव्वजीवे, सव्वेजीवा खमंतु मे; मित्तीमे सव्वभूएसु, वेरं मज्झं न केणइ ॥ આ વિશ્વમાં સર્વજીવોના આ ભવમાં અને પરભવમાં જે કંઈ અપરાધ ગુન્હા કર્યા હોય તે માટે સર્વ જીવોને ખામું છું, ખમાવું છું અને સર્વજીવો મ્હને ખમાવો. સર્વ જીવોની સાથે મારે મૈત્રીભાવના છે, કોઈનાપર શત્રુભાવ રાખતો નથી. મારે કોઈ પણ જીવની સાથે વૈરભાવ નથી. આ પ્રમાણે સવારમાં અને સાંજરે સર્વજીવોને ખમાવવા અને સર્વ જીવોની સાથે મૈત્રીભાવ રાખવો. પશ્ચાત્તાપ યાને પ્રતિક્રમણથી અનેક ભવનાં કરેલાં કર્મ ટળે છે અને આત્મશુદ્ધિ થાય છે. જે જે ભૂલો થાય, જે જે દોષો સેવાય, તેનો પશ્ચાત્તાપ કરવો. વર્તમાનમાં મનવાણીકાયાથી પાપ ન થાય તે માટે ક્ષણે ક્ષણે આત્મોપયોગ મૂકવો. ગુસ્સો થવાના પ્રસંગોમાં બહુ ગમ ખાવી અને ક્રોધાદિક પ્રગટે એવા સંયોગોથી અને ઉપાધિથી દૂર રહેવું. સર્વ પ્રકારે મનને સર્વ બાબતોથી નિર્લેપ રાખવાની શક્તિ ન પ્રગટે ત્યાંસુધી જ્ઞાની ગુરૂ સંતના સમાગમમાં રહેવું અને સર્વપ્રકારના ધર્મસાધનો સહિત અનુભવી ગુરૂ સંતની પાસે રહેવું, તેના સમાન કોઈ મહાન્ સાધન નથી. સંસારની ઉપાધિયોમાંથી મુક્ત થવાથી અને મનુષ્યોના ખપ પડતા સમાગમમાં આવવાથી તથા ખપ પડતી મનવાણીકાયાની પ્રવૃત્તિ કરીને પરમાત્માનું સેવન કરવાથી હૃદયમાં પરમાત્મા પ્રગટ થાય છે. પાપના માર્ગોનો ત્યાગ કર્યાવિના કોઈને

પરમાત્મા તારી શકતો નથી. આત્મા તેજ પરમાત્મા છે અને તે પશ્ચાત્તાપથી અનંત કર્મોથી મુક્ત થાય છે. બહુ વિચાર કરીને કોઇ કાર્ય કરવું તથા બોલવું કે જેથી પશ્ચાત્તાપ કરવો પડે નહીં. દુર્જનોનો સંગ તજવો અને સજ્જનોની સંગતિ કરવી. અન્યજનો પ્રતિ જે અપરાધો કર્યા હોય તેઓને જેમ બને તેમ રૂબરૂમાં ખમાવી લેવા, અને નવાં વૈર ન બંધાય એવી રીતે મનવાણીકાયાથી વર્તવું. ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત થવાથી પશ્ચાત્તાપ થાય છે. એકદમ ગુસ્સાદિકના આવેશમાં અવિચારી કાર્ય કરવા તત્પર ન થવું એ રીતે વર્તવાથી પ્રતિક્રમણદ્વારા આત્માની શુદ્ધિ થાય છે અને પરત્માનો અનુભવ આવે છે. હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સાનાપર જય મેળવવાથી આત્માની શુદ્ધિ થાય છે. સર્વથા પ્રકારે અન્યોની મશ્કરી કરવાનો ત્યાગ કરવો. ક્લેશનું મૂળ હાંસી છે. અન્યોની હાંસી કરવાથી અનેક પ્રકારના ક્લેશો પ્રગટે છે. પોતાના મનમાં ખરાબ આશય ન હોય તો પણ અન્યોની મશ્કરી કરવાથી મહા પાપની વૃત્તિયો કરવાનો પ્રસંગ આવે છે. રોગનું મૂળ ખાંસી છે અને કલેશનું મૂળ હાંસી છે. અનેક પ્રકારની હાંસી ન કરવી અને કરનારની પ્રશંસા ન કરવી અને હાંસી કરવામાં સહાયકાર પણ ન થવું. મનમાં પરમેશ્વરનું સ્વરૂપ ધારણ કરવું. રતિ અરતિના પ્રસંગોમાં સમભાવ ધારણ કરવો. કોઇવાર રાજાના સિંહાસનપર બેસવાનો વખત આવે અને કોઈવાર ઝાડું કાઢવાનો વખત આવે તો તે બેમાં સમભાવે વર્તવું. કોઇ વખત આખી દુનિયા પગે પડે અને કોઇ દુનિયા પોતાને પત્થર મારે, કોઇ વખત અમૃત ભોજન ખાવા મળે અને કોઈ વખત ભીખારીની પેઠે માગતાં પણ રોટલો ખાવા ન મળે તો તેથી હર્ષ શોક ન ધારવો અને પરમાત્મામાં મન રાખવું. આત્માનું અને કર્મનું સ્વરૂપ વિચારવું. નાટકીયાની પેઠે કર્મથી ચોરાશી લક્ષયોનિમાં અવતારરૂપ નાચથી નાચવું

પડે છે. કર્મથી રતિ અરતિ છે તેમાં અજ્ઞાની મુંઝાય છે અને ભય શોક કરે છે. આત્મા વસ્તુતઃ ભય શોકથી ન્યારો છે. સર્વ પ્રકારના ભયોથી આત્મા ન્યારો નિર્ભય છે. આત્માનું નિર્ભયસ્વરૂપ ચિંતવવું. સાત પ્રકારના ભય છે તે દેહ અને મનને અસર કરે છે. આત્માનું નિર્ભયસ્વરૂપ વિચારતાં આત્માની નિર્ભયતા પ્રકટ થાય છે. જેમ જેમ આત્મા નિર્ભય થાય છે તેમ તેમ શોક પણ ટળે છે. નિર્ભય આત્માનો કોઇ નાશ કરવા સમર્થ નથી. માયાથી કાયાને ભય છે પણ આત્માને ભય નથી. આર્તધ્યાન અને રૌદ્રધ્યાનનો ત્યાગ કરવાથી આત્મા નિર્ભય નિઃશોક બને છે. દુનિયામાં કોઇનો પણ શોક કરવો ઘટતો નથી. જેઓનો શોક કરવામાં આવે છે તે વસ્તુઓ ક્ષણિક છે. મન સુધી શોક છે, દેહ, ભોગ, પ્રતિષ્ઠા, કીર્તિ ધન વગેરેના નાશથી શોક કરવાની કંઈ જરૂર નથી, જે ક્ષણિક છે તે નષ્ટ થાય છે. જ્ઞાન દર્શન ચારિત્રમય આત્માનો ત્રણ્ય કાલમાં નાશ થતો નથી, આત્માવિના અન્ય કોઈ વસ્તુ પોતાની નથી તો શોક કરવાની કંઈ જરૂર રહેતી નથી. જે બનવાનું હોય છે તે બન્યા કરે છે તેમાં શોક કરવાની કંઈ જરૂર નથી. જેનો શોક કરવામાં આવે છે તે આત્મા નથી અને જે શોક રહિત આનંદમય છે તે આત્મા છે. શાતાવેદનીયરૂપ આનંદ કોષ અને છદ્મસ્થ બુદ્ધિરૂપ વિજ્ઞાનકોષથી પણ શુદ્ધ કેવલજ્ઞાન અને પૂર્ણાનન્દમય શુદ્ધાત્મા ન્યારો છે એમ જાણી શાતાવેદની અને મન દ્વારા થતી બુદ્ધિ એ બેનો નાશ થતાં પણ શોક ન કરવો. આત્માના સ્વરૂપનું ચિંતવન કરવું. જુગુપ્સાથી પણ આત્મા ન્યારો છે; દુનિયાના પદાર્થો અનેકરૂપે પરિર્વન પામે છે. જેની જુગુપ્સા કરવામાં આવે છે એવા પદાર્થો પૂર્વે કરોડો વખત પોતાના શરીરરૂપે થયા હતા. જુગુપ્સા છે તે મનની કલ્પના છે તેમાં મુંઝાવું નહિ. એ પ્રમાણે પ્રવર્તતાં આત્મારૂપ પરમાત્માનાં આપોઆપ દર્શન થાય છે તથા તેની પ્રાપ્તિ

થાય છે. પરમાત્માની પ્રાપ્તિ થવામાં પુરૂષવેદ, સ્ત્રીવેદ અને નપુંસકવેદ મહાવિઘ્ન કરે છે. શરીરમાંજ આત્મારૂપ બ્રહ્મદેવ પરમેશ્વર છે પણ તેપર આચ્છાદન કરનાર સ્ત્રીપુરૂષ અને નપુંસકવેદ છે. પુરૂષનું શરીર ભોગવવાની ઇચ્છા કામરાગ તે સ્ત્રીવેદ છે, અને સ્ત્રીનું શરીર ભોગવવાની ઈચ્છા, સ્ત્રીની સાથે મથુન કરવાની ઇચ્છા તે પુરૂષવેદ છે. સ્ત્રી અને પુરૂષ ઉભયને ભોગવવાની ઇચ્છા તે નપું-સકવેદ છે. ત્રણ પ્રકારની કામના, ઈચ્છા, ભોગબુદ્ધિથી વિશ્વવર્તિ સર્વજીવો મોહના પાશમાં સપડાયા છે. પુરૂષવેદ, સ્ત્રીવેદ અને નપુંસકવેદની વૃત્તિ તથા મૈથુન પ્રવૃત્તિ ટળ્યાવિના પરમેશ્વર જેવાને પરમશાંતિ પરમાનંદ પ્રગટ થયો નથી અને પરમાનંદ પ્રગટ થનાર નથી. સ્ત્રીવેદ અને પુરૂષવેદ તેજ આત્માની અનંત શક્તિયો રોકનાર છે. પુરૂષવેદનો સર્વથા ક્ષય થવાથી આત્માના પરમાનંદ સ્વરૂપનો અનુભવ થાય છે. આત્માનો પરમાનંદરસ અનુભવતાંજ પુરૂષાદિ વેદ ટળી જાય છે. કહ્યું છે કે तं परमरसं प्राप्य सर्वे रसा निवर्तंते. આત્માનો પરમાનંદ રસ પામીને ઇન્દ્રિયોના સર્વ રસો ટળી જાય છે. આત્માનો આનંદ રસ છે તે પુરૂષ વેદાદિકથી ભિન્ન છે. પુરૂષવેદ છે તે પુરૂષવેદ પ્રકૃતિ છે તે જડ છે અને તે જડભોગ તરફ આકર્ષાય છે. આત્માના આનંદમાં મન અને ઇન્દ્રયોની તથા તેના વિષયોની જરૂર પડતી નથી. આત્મામાં રમણતા કરવાથી આત્મારૂપ પરમાત્માના અનંત આનંદ રસનો સ્વાદ અનુભવાય છે. જ્ઞાની મહાત્માઓએ પવિત્ર સુરમ્યશાંત એકાંત સ્થાનમાં આત્માના શુદ્ધ સ્વરૂપનું ધ્યાન ધરવું, આત્મામાં મન રહેતાં તથા બાહ્ય મનોવૃત્તિ-યો શાંત થતાં આત્માનો આનંદ રસ પ્રગટે છે. આત્માનો આનંદ અનુભવ્યા બાદ પુરૂષવેદાદિદ્વારા કલ્પાતા શાતાવેદનીયના સુખમાં સુખ બુદ્ધિ રહેતી નથી અને તેમાં રૂચિ રહેતી નથી, આખું જગત્ ત્રણ વેદનીયમાં મુંઝાઇ ગયું છે. વેદની વૃત્તિનો

ત્યાગ કરવામાં આશ્ચર્ય છે. પુરૂષ વેદાદિકનું સુખ તે વસ્તુતઃ દુઃખ છે. વિષય સુખ તે વસ્તુતઃ દુઃખ જ છે. આકાશમાં ઉડવાની લબ્ધિ પ્રગટે, પાતાળમાં પેસવાની લબ્ધિ પ્રગટે તોપણ વેદનો વેગ છે ત્યાં સુધી આત્માનંદ પ્રગટતો નથી અને હૃદયમાં પ્રભુ પરખાતા નથી. વિજ્ઞાનની કરોડો શોધો કરવામાં આવે અને સર્વવિશ્વને જીતી લેવામાં આવે તથા વેદાગમશાસ્ત્રોના કરોડો કરોડો રીતે અર્થ કરવામાં આવે તથા શરીરને અમર કરવામાં આવે, તથા પ્રાણવાયુને બ્રહ્મરન્ધ્રમાં ચઢાવી હઠસમાધિ કરવામાં આવે ત્હોયે પણ પુરૂષવેદ, સ્ત્રીવેદની પરિણતિ ટળ્યાવિના કોઇપણ મનુષ્યને પરમાનંદરૂપ આત્માની ક્ષાયિકભાવે પ્રાપ્તિ થવાની નથી. અર્થાત્ આત્માની પૂર્ણ શાંતિ થવાની નથી. શરીરમાં રહેલ આત્મારૂપ પરમેશ્વર કહે છે કે હે મનુષ્યો !! તમો પુરૂષવેદ, નપુંસકવેદ, અને સ્ત્રીવેદની પરિણતિ ટાળો એટલે તમો મ્હારૂં સ્વરૂપ દેખી શકશો. હે મનુષ્યો !!! તમો આત્મા અર્થાત્ મારા પરમાત્માના સ્વરૂપનાં ભિન્નભિન્નલક્ષણો બાંધી કયાં મતભેદે રાગદ્વેષે મુંઝી રહ્યા છો ? હું કર્તા છું કે અકર્તા છું, વ્યાપક છું કે અવ્યાપક છું, મારૂં શુદ્ધ સ્વરૂપ કેવું છે ? તે તમો સર્વ હિંસાદિ દોષો અને પુરૂષ વેદાદિ વિચારોથી મુક્ત થશો એટલે આપોઆપ જાણી શકશો. તમો તત્ત્વોના વિચાર ભેદે લડી ન મરો અને માન્યતાભેદે પરસ્પર એક બીજાને દુશ્મન ન ગણો. અઢાર પાપસ્થાનકને દૂર કરો. પુરૂષવેદ વગેરેને દૂર કરો, મોહના સર્વ કર્મ પડલઓને ચીરી નાંખી વીતરાગ બનો એટલે સર્વ મતભેદ આપોઆપ ટળી જશે અને તમો આપોઆપ જ પરમાત્મારૂપ જ બની જશો. જે માર્ગે હું કહું છું તે માર્ગે ચાલો. નકામી ધર્મશાસ્ત્રોના મત ભેદખેદ ચર્ચાથી સંપ્રદાયોમાં મુંઝાઇ ન રહો. ખંડન મંડન વાદવિવાદના કલેશથી દૂર રહો. આત્માની શુદ્ધતા કરવા પુરૂષ

વેદાદિકને ઉપશમાવો. રજોગુણી, તમોગુણી, સત્વગુણી, પુરૂષવેદાદિ કામવૃત્તિનો પરાજય કરવાથી હું આત્મા તેજ પરમાત્મારૂપે મળું છું. એમ આત્મારૂપ પરમાત્મા પ્રકાશે છે. પુરૂષવેદ વૃત્તિ ટાળતાં સર્વદોષોના નાશ થાય છે અને તેથી વીતરાગપ્રભુ દશા અર્થાત્ ત્રિગુણાતીત દશા પ્રગટ થાય છે. પુરૂષવેદના વિચારોને પ્રથમ કાબૂમાં રાખવાનો અભ્યાસ કરવો. જ્ઞાન અને વૈરાગ્યના બળથી પુરૂષવેદ પ્રકૃતિનો ક્ષય થાય છે. પુરૂષવેદ, સ્ત્રીવેદ, અને નપુંસકવેદ વેદ ઉપશામાવવામાટે બાહ્યનિયમોને સારી રીતે પાળવા. પુરૂષવેદ ટળ્યા બાદ નિયમ વ્રતની જરૂર રહેતી નથી. આત્માનું સુખ પ્રાપ્ત કરવા દરરોજ આત્મધ્યાન ધરવું. આત્માનું સુખ તે આત્મરસ,—બ્રહ્મરસ છે અને મન તથા પાંચ ઇંદ્રિયો દ્વારા થતો આનંદ તે જડરસ છે. જડરસ કલ્પિત છે તેનાથી કોઇ સદા શાંત થયું નથી અને થનાર નથી. જડરસમાં મુંઝેલા ઈન્દ્રાદિકો પણ ઇન્દ્રિયવિષયના પરતંત્ર છે, જડના દાસ છે અને આત્મામાં સુખ અનુભવનારા આત્મદેશી સ્વતંત્ર સત્ય સુખી છે. જડરસમાં રસિયા લોકો અનેક જન્મ મરણને કરે છે માટે તે એજન ધર્મવાળા સકંપ અસ્થિર છે અને આત્મસુખનો અનુભવ કરનારા સર્વત્ર સર્વદા આનંદી છે, તેઓ નિકાચિત પ્રારબ્ધ કે જે શાતા અશાતારૂપ ભોગવે છે છતાં વસ્તુતઃ તેના ભોગી નથી છતાં તેઓ કર્મની ઉદયાગતપ્રકૃતિના આધીન જેવા પરતંત્ર દેખાય છે છતાં તેમાં તે મુંઝેલા નથી કારણ કે શુભાશુભકર્મોદયથી વસ્તુતઃ અંતરથી તેઓ ન્યારા વર્તે છે. મોહી મનુષ્યો જ્યાં રાગદ્વેષથી મુંઝાય છે એવા પ્રસંગોમાં પુરૂષવેદાદિ રહિત આત્મજ્ઞાનીઓ મુંઝાતા નથી અને આત્માના ગુણપર્યાયની વિચારણા કરે છે અને મનના મોહીસંકલ્પ વિકલ્પને પ્રગટવા દેતા નથી, તેઓ સર્વવિશ્વપદાર્થોનો પ્રસંગોપાત્ત સ્વપરહિતાર્થે ઉપયોગ કરે છે. પુરૂષવેદના વિચારોને આત્મજ્ઞાનથી દાબી શકાય છે. પૂર્ણજ્ઞાની

ગુરૂ તથા જ્ઞાની સંતની સેવા કરવાથી તથા આત્મ જ્ઞાનનાં પુસ્તકોના વાંચનથી નિર્વેદદશાએ આત્મપ્રભુનાં દર્શન તથા આત્મપ્રભુની પ્રાપ્તિ થાય છે. तद्दूरे तद्वन्तिके એ સૂત્રનું સ્પષ્ટ આનુભવિક વિવેચન કર્યું. હવે तदन्तरस्य तदुसर्वस्यबाह्यतः એનો અનુભવ દરશાવવામાં આવે છે. તત્ત્વજ્ઞાનનયદૃષ્ટિએ ( अस्य देहस्य सर्वस्यअंतर् तद्ब्रह्मवा आत्मैवचद्धुनः सर्वस्य शरीरस्यंबाह्यतः तद्ब्रह्मैव स्वात्मापरात्मापेक्षया ॥ ) શરીરમાં સર્વ અંગોમાં અંતર્ આત્મા છે અને શરીરની બહાર સર્વવિશ્વમાં આત્મતત્ત્વ જ છે અર્થાત્ સંગ્રહનય સત્તાની દૃષ્ટિએ શરીરમાં આત્મતત્ત્વ અને શરીરની બહાર સર્વત્ર આત્મતત્ત્વ સર્વત્ર ભરપૂર છે. શરીરમાં પંચેન્દ્રિયધારી એક આત્મા છે અને એકેન્દ્રિય અસંખ્ય જીવો છે. તથા શરીરની બહાર વિશ્વમાં અનંત જીવો છે અને દેહધારી જીવોરૂપ અનંત બ્રહ્માંડ છે. શરીરની બહાર ચારે બાજુએ સર્વત્ર અનંત જીવો છે અને તે સંગ્રહનયસત્તાની અપેક્ષા એકાત્મારૂપ છે. કેવલજ્ઞાની પરમાત્માનું કેવલજ્ઞાન સર્વત્ર વ્યાપક છે માટે કેવલજ્ઞાનની અપેક્ષાએ શરીરમાં અને શરીરની બહાર સર્વત્ર તે કેવલજ્ઞાનરૂપ બ્રહ્મવ્યાપક છે. જડશરીરોના અંતર્માં આત્મારૂપ બ્રહ્મ છે, અને બાહિર્ પણ સત્તારૂપ બ્રહ્મ છે. કેવલી જ્યારે આઠ સમયનો કેવલી સમુદ્ઘાત કરે છે તે વખતે ચોથા સમયમાં ચૌદરાજલોકના સર્વાકાશપ્રદેશોમાં આત્માના અસંખ્યપ્રદેશોને વિસ્તારી દે છે ત્યારે આત્મારૂપ બ્રહ્મ તત્કાલે વ્યવહારે સકંપ છે અને નિશ્ચયતઃ નિષ્કંપ છે તથા હૃદયમાં પાસે પણ છે અને ચૌદરાજલોકમાં તેના વિસ્તારિતપ્રદેશો હોવાથી તે દૂરે પણ છે તથા તે સર્વ શરીરની અંતર્ છે તથા સર્વઅચેતન પુદ્ગલસ્કંધોની અંતર્ પણ છે અને તે પુદ્ગલસ્કંધરૂપ વિશ્વની બહાર પણ છે એમ જૈન શાસ્ત્રોના નયોની સાપેક્ષદૃષ્ટિએ જાણવું અને આત્માનું ધ્યાન ધરવું. અસદ્ભૂત સ્થાપના નિપેક્ષાની ભાવના દૃષ્ટિએ મૂર્તિમાં

જેમ પ્રભુની સ્થાપના કરવામાં આવે છે તેમ સર્વત્ર વિશ્વમાં સર્વ જડચેતન પદાર્થોમાં આત્મતત્ત્વની સ્થાપનાની ભાવના કરી સર્વ વિશ્વ બ્રહ્મરૂપ છે, બ્રહ્મવિના સર્વ મિથ્યા છે એમ ભાવના કરીને ધારણા વૈરાગ્યની ભૂમિકા દૃઢ કરવી. एक एव ब्रह्मइत्यादि જે મંત્રો છે તે આત્માની એકત્વભાવના માટે છે પણ તત્ત્વદૃષ્ટિએ તો જડ અને ચેતન બે દ્રવ્ય છે. તે સિદ્ધાંત સર્વની અંતર્ અને સર્વની બહાર બ્રહ્મ છે તેમાં સર્વ શબ્દથી બ્રહ્મ ભિન્ન અંતર્માં દર્શાવ્યું છે અને સર્વ શબ્દથી શરીર ભેદે જડવસ્તુઓનું જડતત્ત્વ દર્શાવ્યું છે તેથી મધ્યસ્થજ્ઞાનીઓ અપેક્ષાએ સમજશે. અસદ્ભૂત સ્થાપના વ્યવહાર ભાવનાએ તથા સંગ્રહનયસત્તા નયાપેક્ષાએ સર્વત્ર આત્મા અને આત્મસત્તાની ભાવના કરવાથી આત્માનો ઉપયોગ અત્યંત તાજો રહે છે અને દુનિયાના સર્વનામરૂપપ્રપંચનો મોહ ટળી જાય છે. સર્વત્ર સર્વને બ્રહ્મભાવનાથી બ્રહ્મરૂપે ભાવવાથી મનના સર્વ સંકુચિત વિકારિક ભેદોનો નાશ થાય છે. શુકલધ્યાનનો બીજો પાયો એકત્વ વિતર્ક અપ્રચાર નામનો છે તેમાં પણ એકત્વધ્યાનની મુખ્યતાએ કેવલજ્ઞાન પ્રગટે છે એમ જણાવ્યું છે. આત્મારૂપ હરિ તે અપેક્ષાએ જગત્ શબ્દવાચ્ય છે અને જગત્ તે આત્મા છે. આત્માથી અને જગત્થી ભિન્ન શરીર નથી તે સર્વમાં બ્રહ્મની સ્થાપનાની અસત્ભૂત વ્યવહારનય ભાવનાદૃષ્ટિએ જાણવું પણ તત્ત્વજ્ઞાનદૃષ્ટિએ નહિ એમ સાપેક્ષબુદ્ધિથી જ્ઞાન કરીને બ્રહ્મની આંતર બાહિર સર્વત્ર બ્રહ્મભાવના કરવાવાળાઓ શુદ્ધપ્રેમને પ્રાપ્ત કરે છે તથા સર્વસંકલ્પ વિકલ્પના ત્યાગથી આત્માની પરમાત્મદશા પ્રગટ કરે છે. સર્વત્ર વિશ્વવ્યાપક એક બ્રહ્મભાવનાને ભાવથી ભાવતાં હું તું ભેદ ટળી જાય છે તથા દેહાધ્યાસ ટળી જાય છે તેથી મારૂં ત્હારૂં એવી મોહવૃત્તિ રહેતી નથી, તથા કામના સંસ્કારો તથા વિષયાદિવાસનાઓનો નાશ થાય છે અને જ્ઞાનગર્ભિતવૈરાગ્યની પુષ્ટિ થાય છે. પાસે દૂર અંતર્માં બાહિર્માં સર્વત્ર જ્યાં ત્યાં બ્રહ્મજ છે એમ દૃઢ બ્રહ્મભાવના

કરવાથી આત્માનો અનુભવ પ્રગટે છે અને આત્માનો આનંદરસ પ્રગટે છે, આત્મા તેજ પરમાત્મારૂપે અનુભવાય છે તથા શત્રુ મિત્રમાં સર્વત્ર અભેદ આત્મભાવ દેખાવાથી શત્રુ મિત્રનો ભેદ રહેતો નથી, તેવી બ્રહ્મભાવના ઘણા વખત સુધી જીવનમાં ભાવવાથી આત્માની આનંદ ઘેન પ્રગટેલી અનુભવી છે અને બાલ્યાવસ્થામાં પ્રભુમૂર્તિમાં પણ તેવી દૃઢ શુદ્ધ પ્રેમભાવનાથી પરમાત્મા મહાવીરદેવને ભક્તિભાવે અનુભવ્યા છે. મનથકી ભાવનાઓ પ્રગટે છે, શુદ્ધજ્ઞાન થતાં ભાવનાઓ રહેતી નથી. સર્વશરીરોને મૂર્તિયો માનીને તેઓમાં રહેલા આત્માઓને પરમાત્મારૂપે અનુભવ્યા છે અને તેથી આત્મભાવના યોગે આત્મારૂપ પરમેશ્વરનો ઉપશમભાવે અને ક્ષયો-પશમભાવે કંઈક્ સાક્ષાત્કાર થયો છે એમ લઘુતાભાવે વિશ્વલોકોને જાહેર કરૂં છું કે જેથી તેઓ નાસ્તિકબુદ્ધિનો ત્યાગ કરીને આત્મા યાને બ્રહ્મ પરમેશ્વરનું અસ્તિત્વ સ્વીકારીને આત્માના અનંત આનંદને પ્રાપ્ત કરવા પુરૂષાર્થ કરે પર્યાયાર્થિકનયની અપેક્ષાએ આત્માના જ્ઞાન દર્શન ચારિત્રાદિ પર્યાયોનો કંઈક અનુભવ આવ્યો છે. જેમ જેમ ઉપર લખ્યા પ્રમાણે સત્તાની અપેક્ષાએ તથા સ્થા-પનાની અપેક્ષાએ બ્રહ્મને ભાવવામાં આવે છે તથા સર્વત્ર જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ત્યાં બ્રહ્મનો—પરમેશ્વરનો ઉપયોગ ધારણ કરવામાં આવે છે તો તેથી જ્યાં જ્યાં વૃત્તિયો જાય છે ત્યાં ત્યાં તે સમાધિને પામે છે અર્થાત્ શાંત થઈ જાય છે, મનમાંથી રાગદ્વેષરૂપ વિષ ટળી જાય છે અને તેથી મતિજ્ઞાનની તથા શ્રુતજ્ઞાનની વૃત્તિયો શુદ્ધ થાય છે તથા આત્માના ઉજ્વલ પરિણામ થવાથી અવધિજ્ઞાન, જાતિસ્મરણજ્ઞાન, અનેક લબ્ધિ સિદ્ધિયો, મનઃ પર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન પ્રગટે છે. આત્મા તેજ પરમાત્મા બને છે. માટે ઉપર કહ્યા પ્રમાણે આત્મ ભાવના ભાવવી અને સર્વ આત્માઓની સાથે આત્મભાવે વર્તવા ઉપયોગી થવું. અવતરણ—આત્મા સર્વ વિશ્વમાં સમભાવી ક્યારે બને છે તે છઠ્ઠા મંત્રથી જણાવે છે.

**यस्तुसर्वाणिभूतान्या–त्मन्येवानुपश्यति**
**सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ ६ ॥ ईशा० ॥**

શબ્દાર્થ—જે મનુષ્ય સર્વ ભૂતોને–સર્વ જીવોને આત્માની પેઠે દેખે છે અને સર્વ ભૂતોમાં આત્માને દેખે છે તે અન્યોની જુગુપ્સા કરતો નથી.

અનુભવાર્થ—પોતાનામાં સર્વ જીવોને દેખવાથી અને સર્વ આત્માઓમાં સર્વ જીવોમાં પોતાને દેખવાથી અર્થાત્ આત્મસરખા સર્વ જીવોને દેખવાથી વિશ્વમાં કોઇની ઈર્ષ્યા, દ્વેષ, જુગુપ્સા, હિંસા થતી નથી. આત્મસરખું વિશ્વ છે. આત્મસરખા સર્વ જીવો છે એવું વર્તન તે પ્રભુમય જીવન છે એવા સમભાવ ચારિત્રથી આત્મા સાક્ષાત્ પરમાત્મા બને છે. પરમાત્મપણું અંદરૂમાં છે એ કંઈ બહારૂથી આવતું નથી. આત્માની સમભાવરૂપ ચારિત્રદશા પ્રગટતાં જ આત્મા સ્વયં પરમેશ્વર બને છે. ઘટ ઘટ આત્મારૂપ પરમાત્મા મહાવીર દેવ છે. જ્યાં ત્યાં જે આત્માને દેખે છે અને બાહ્યનાં કર્મવેષ્ટનોપર જે લક્ષ દેતો નથી, તથા આત્માઓને લાગેલાં કર્મોને જે જડરૂપે જાણે છે તે તેઓની કર્મદશાપર રાગદ્વેષ કરતો નથી તે બ્રહ્મજ્ઞાની બ્રહ્મમયજીવને જીવનાર છે, તે દુનિયામાં કોઇપણ પ્રાણીની નિંદા કરતો નથી અને કોઈ પોતાના આત્માથી નીચ છે એમ માનતો નથી. વિશ્વમાં સર્વજીવો એક સરખા વસ્તુતઃ છે. જીવો જે કંઈ ઉચ્ચ નીચ દેખાય છે તે કર્મકૃત ઉપાધિથી છે. કર્મઉપાધિથી સર્વાત્માઓ કંઈ મૂલસ્વરૂપથી જુદા પડતા નથી. આત્માનું મૂળ સત્ય ધર્મસ્વરૂપ જોવુ અને સર્વ જીવોને આત્મસમાન દેખવા. એમ દેખવાથી કોઇ પ્રાણીપર દ્વેષભાવ રહેતો નથી અને કોઇ ખરાબ લાગતો નથી. કોઈ પ્રાણીપર

તથા કોઇ મનુષ્યપર તિરસ્કાર આવતો નથી. આવી દશા પ્રગટ કરવા માટે ઉપરના મંત્રપ્રમાણે સર્વત્ર દેખવું જોઈએ. સર્વાત્માઓને સર્વ જીવોને આત્મસમાન ગણવા જોઇએ. દેશભેદ, જાતિભેદ, ધર્મ-ભેદ, રાજ્યભેદ, સ્વાર્થભેદ, લિંગભેદ, આદિ મનના કલ્પિત ભેદોનો નાશ કરીને આત્માના શુદ્ધસ્વરૂપનો અનુભવ કરવાની ઈચ્છાવાળાએ જે જે મનુષ્યો વગેરે દેખાય તેઓના આત્માઓને સ્વાત્મસમાન ગણવા અને સ્વાત્મભાવે વર્તવું કે જેથી વિષયવૃત્તિનો સ્વયમેવ ક્ષય થઈ શકે. અન્ય જીવોની હિંસા તે આત્માની હિંસા છે, અન્યજીવોને ધિક્કાર તે પોતાનોજ ધિક્કાર છે. અન્યમાં પ્રભુ જોવા તે નિજમાં પ્રભુને જોવા જેવું છે. સર્વખંડ સર્વ દેશના લોકોએ પરસ્પર એક બીજામાં આત્મભાવ ધારવો અને પરસ્પર મૈત્રીભાવથી વર્તવું. आत्मवत्सर्वजीवेषु, दर्शनं वर्तनं तथाः शुद्धब्रह्मप्रकाशाय भवत्येवन संशयः ॥ सर्वदेहेषु जीवानां सिद्धत्वंसत्त-यासदा पश्यतिब्रह्मभावेन वर्ततेचमहाप्रभुः ॥ ( जैनआगमोपनिषद् ) આત્માની પેઠે સર્વ જીવોમાં આત્મપણું દેખવું તથા આત્મવત્ સર્વજીવોની સાથે વર્તવું તે શુદ્ધબ્રહ્મ પ્રકાશને માટે છે અર્થાત્ એવા દર્શન અને વર્તનથી રજોગુણ તમોગુણનો નાશ થાય છે અને દીપકની ચારે બાજુએ રહેલા કાચના જેવા સત્ત્વ ગુણનો પણ નાશ થાય છે તેમાં જરામાત્ર સંશય નથી. સર્વ દેહોમાં રહેલા જીવોનું સિદ્ધત્વ સત્તાએ છે તેને જે દેખે છે, બ્રહ્મભાવના દૃષ્ટિથી સર્વ પ્રાણી-ઓને જે બ્રહ્મસ્વરૂપે—આત્મસ્વરૂપે દેખે છે અને તે પ્રમાણે વર્તે છે તે મહાપ્રભુ જીવતાં છતાં જાણવો. એવા મહાપ્રભુ જ્ઞાની સંતોના દર્શનથી અનેક ભવનાં બાંધેલા પાપ કર્મ ટળી જાય છે. આવી આત્મા ભાવના ભાવતાં કોઇ અલ્પકાલમાં પરમાત્મપદ પ્રાપ્ત કરે છે અને કોઈ ત્રણ ચાર સાત આઠ ભવમાં મુક્ત શુદ્ધ પરમાત્મા થાય છે. કોઈ પણ વિચારમાં આવેલી બ્રહ્મ ભાવનાને

આચારમાં મૂકતાં ઘણો વખત લાગે છે, તથા તેવું વર્તન રાખતાં ઘણી વખત પાછું પડવાનું થાય છે તોપણ ઉત્સાહ ધૈર્ય અને પુરૂષાર્થથી અનેક વિઘ્નને જીતી આત્માનું તેવું વર્તન કરી શકાય છે અને તેથી રાગદ્વેષની સર્વગ્રન્થિયોનો છેદ કરી શકાય છે. ચોવીશમા તીર્થંકરસર્વજ્ઞશ્રીમહાવીરદેવે આવી આત્મભાવનાને ભાવી હતી અને એવું વર્તન પ્રાપ્ત કરી સર્વથા પ્રકારે ઘાતી કર્મનો ક્ષય કરી કેવલી પરમાત્મા થયા અને ભારતમાં સર્વત્ર અહિંસાનો પ્રચાર કરી વિશ્વનો ઉદ્ધાર કર્યો. પ્રભુમહાવીરદેવે સર્વલોકોને પરસ્પર આત્મભાવે, મૈત્રીભાવે વર્તવાનો બોધ આપ્યો. સર્વ પ્રાણીઓમાં દેહભાવ, મોહભાવ ન ધારવો, સર્વજીવો સાથે શુદ્ધ પ્રેમથી વર્તવું. સર્વપ્રાણીઓના રાગદ્વેષના વર્તન તરફ ઉપેક્ષા કરવી અને તેઓના આત્માઓ સાથે સ્વાત્માથી ઓતપ્રોત એક એક સ્વરૂપ થઈ જવું એમ કરવાથી દ્વિધાભાવ ટળવા માંડશે અને આત્મભાવ જાગ્રત્ થશે અને તેથી મોહની ગ્રન્થિયોની જાળને ધારણ કરનાર મોહરૂપ જાલધર દૈત્યપર જય મેળવી શકાશે અને બહિરાત્મભાવરૂપવિશ્વરૂપ દૈત્ય છે તેનાપર જય મેળવી શકાશે. આત્માની પરમાત્મદશા કરવા માટે સર્વજીવોને આત્મવત્ દેખવા અને સ્વાધિકારે આત્મવત્ વર્તન રાખવું, એમ કરવાથી રાગદ્વેષની વૃત્તિયોનો ક્ષય થતાં સ્વયમેવ સર્વજ્ઞાન પ્રગટ થતાં આત્મા તેજ પરમાત્મા જ થવાનો. ઋષિયોની તીર્થંકરોની વાણી સાંભળવી, તે પ્રમાણે વર્તવું. સર્વ વિશ્વવર્તિલોકો ઉપર લખ્યા પ્રમાણે દેખે અને વર્તે તો આ દુનિયામાં સર્વત્ર સ્વર્ગીય બ્રહ્મ શાંતિ પ્રસરે. જેઓ આત્મજ્ઞાન પામે છે અને નીતિ સદાચારથી વર્તે છે તથા આહાર પાણી નિર્દોષ વાપરે છે તથા દુર્ગુણ દુર્વ્યસન અને દુર્વિચારોથી કરોડો ગાઉ દૂર રહે છે. સર્વજીવોના ભલામાં પ્રવૃત્તિ કરે છે તેઓ હૃદયની શુદ્ધિ કરે છે અને આત્મામાં સર્વ પ્રાણીઓને સમાન ભાવે

દેખે છે અને અન્યજીવોને પુત્રાદિક સમાન આત્મીય ગણે છે, મન ઇન્દ્રિય શરીરદ્વારા ક્ષણિકસુખો ભોગવવાના સ્વાર્થથી તેઓ મનુષ્યો પશુ પંખી વિગેરેની હિંસા તથા તેઓને પીડા કરતા નથી તથા તેઓપર અન્યાય જુલ્મ ગુજારતા નથી, તેઓ સર્વજીવોપર આત્મભાવનાથી વર્તે છે તેમજ અન્યજીવાના અપરાધોની શક્તિ છતાં માફી આપી પાપીઓને પણ સુધારી પ્રભુ માર્ગમાં લેઈ જાય છે, તેઓ સર્વજીવોને આત્મજ્ઞાન આપે છે અને અનાર્ય પાપીઓને પણ પવિત્ર બનાવે છે. પાપીઓને ધિક્કારવા નહિ પણ તેઓના દોષો ટાળવા માટે તેઓમાં આત્મભાવ ધારવો. તેઓ આત્મરૂપ છે એવી દૃઢ માન્યતા રાખી તેઓ સાથે વર્તવું, દુર્જન હિંસકોથી સાવધ સાવચેત રહીને તેઓનું ભલું કરવા પ્રયત્ન કરવો. તેઓને આત્મવત્ દેખવામાં અને આત્મવત્ ભાવવામાં અપ્રમત્ત રહેવું. દુનિયામાં સર્વજીવો એકદમ સાત્વિક જ બની જતા નથી પણ જેને આત્મશુદ્ધિ કરવી છે અને પ્રભુસ્વરૂપમયજીવન કરવું છે તેણે તો આ પ્રમાણે સર્વજીવોમાં આત્મભાવના ભાવવી, સર્વજીવોને આત્મવત્ દેખવા. સ્વાર્થ, કીર્તિ, બાહ્ય સુખ પ્રતિષ્ઠા શરીર લક્ષ્મીઆદિ સર્વપરથી અહંમમત્વ ભાવ ઉઠાવી દેવો અને આત્માનું જ્ઞાન કરી આત્માનું ધ્યાન ધરવું. સર્વજીવોપર કરૂણાભાવ, મૈત્રીભાવ, તથા તેઓના ગુણ સંબંધી પ્રમોદભાવ ધારણ કરવો. સર્વજીવોને આત્મસમા માનવાની ભાવનામાં અને તેવા વર્તનમાં કરોડો વિઘ્નો નડે છે, હજારો શત્રુઓની ગરજ અજ્ઞાન મોહ સારે છે તેથી ઉપરના મૂળ શ્લોક પ્રમાણે દેખવું અને વર્તવું સહેલ નથી. સર્વજીવોને આત્મસમા દેખ્યા વિના વ્યક્તિ, કુંટુબ, સમાજ, દેશ, સંઘ, વિશ્વરાજ્યમાં શાંતિ સુખ સ્થિરતા નથી. કરોડો અન્ય ઉપાયો કરવામાં આવે તો પણ પોતાનો અને વિશ્વલોકોનો આવી લખેલી દશા આવ્યાવિના ઉદ્ધાર થયો નથી અને થવાનો નથી તથા મોક્ષ

થવાનો નથી. ભૌતિક સ્વાર્થોનાં યુદ્ધોથી કદાપિ શાંતિ થનાર નથી. આત્મદૃષ્ટિ પ્રાપ્ત કરીને મોહદૃષ્ટિ ટાળ્યાથીજ આત્મામાં સર્વ જીવોની સાથે આત્મસમ વર્તનરૂપ ચારિત્ર ખીલે છે એવા માર્ગે વહનાર જ્ઞાની સંતો ભક્તો યોગીઓ છે. આત્મસમા સર્વજીવોને દેખવા જોઈએ એમ કથનારા અને લખનારા લાખો વિદ્વાનો, પંડિતો, કવિયો છે પણ તે પ્રમાણે વર્ત્યા વિના આત્માની શુદ્ધિ થતી નથી. માટે શ્રુતિનો સાર એ છે કે તે પ્રમાણે વર્તવું. તે પ્રમાણે વર્તે છે તે શ્રુતિના સત્ય માનનારા છે બાકી મોહી છે. સારાંશ એ છે કે એ પ્રમાણે દેખવું તથા વર્તવું.

સર્વજીવો જ્યારે આત્મારૂપ લાગે છે એવી એકાત્મભાવના પ્રગટે છે ત્યારે શું થાય છે તે જણાવે છે.

**यस्मिन्सर्वाणिभूतान्यात्मैवाभूद्विजानतः।**
**तत्रकोमोहःकशोक एकत्वमनुपश्यतः ॥ ७ ॥**

શબ્દાર્થ—જેમાં સર્વ ભૂતો–જીવો આત્માજરૂપ થયાં એવા જ્ઞાનીને (એકપણાને દેખનારને) ત્યાં શો મોહ શો શોક હોય અર્થાત્ તેવા જ્ઞાનીને શોક મોહ રહેતો નથી.

અનુભવાર્થ—જે આત્મદશામાં સર્વજીવોમાં અને પોતાનામાં એકપણું દેખાય છે એવું દેખનાર આત્મજ્ઞાનીને સર્વભૂતો અર્થાત્ સર્વજીવો આત્મસ્વરૂપ જણાય છે, અર્થાત્ એકત્વ ભાવનાથી આત્મસ્વરૂપ થાય છે તે દશામાં આત્મજ્ઞાનીને ક્યાંથી મોહ શોક હોય ? અર્થાત્ તેવી ઉચ્ચ આત્મદશામાં મોહ શોક રહેતો નથી. અજ્ઞાનથી અને રાગદ્વેષની વૃત્તિથી પર જડવસ્તુઓના સંયોગ અને વિયોગથી શોક મોહ થાય છે પણ સર્વજીવોને આત્મસ્વરૂપ જાણ્યા પછી અને જડધનાદિક દેહાદિકવસ્તુઓને પુદ્ગલરૂપે જાણ્યા પછી મોહ શોક રહેતો નથી. શ્રી સગરચક્રવર્તિના સાઠ હજાર પુત્રો બળીને ભસ્મ થઇ ગયા હતા, તેના પુત્રોના મરણની વાત પ્રધાને શ્રી સગર ચક્રવર્તિને કહી નહિ. ઇન્દ્રે તે વૃત્તાંત જાણ્યું અને વૃદ્ધસ્ત્રીનું રૂપ ધારણ કરી ચક્રવર્તિ પાસે આવી કહ્યું કે મારા પુત્રને સર્પ કરડયો છે તેને બચાવો. સગર ચક્રવર્તીએ કહ્યું કે મરેલો પુત્ર જીવતો થઈ શકતો નથી. તો પણ વૃદ્ધાને બોધ ન થયો ત્યારે ચક્રવર્તીએ કહ્યું કે–કોઈના ઘરમાં કોઈ પણ મનુષ્ય ન મર્યું હોય તેના ચૂલાની રાખ લાવ તો તેથી જીવતો કરી શકાય. વૃદ્ધાએ ઘેર ઘેર તપાસ કરીને ચક્રવર્તીને જણાવ્યું કે એવી તો ખાખ મળતી નથી. ચક્રવર્તીએ કહ્યું કે હે વૃદ્ધા !! આ સંસારમાં જે જન્મે છે તે અવશ્ય મરે છે. જેનો ઉત્પાત તેનો વિનાશ છે માટે પુત્રનો મોહ છંડી શોક રહિત થા. વૃદ્ધાએ કહ્યું કે બીજાઓને શીખામણ આપવી સહેલી છે પણ જ્યારે તમારા પુત્રો મરે તો તમો ઘણો

શોક કરો. ચક્રવર્તીએ કહ્યું કે મ્હને પુત્ર મરણથી શોક થાય નહીં. તેજ વખતે દેશાંતરથી પ્રધાન આવ્યો અને તેણે સભામાં સાઠ હજાર પુત્રો મરણ પામ્યાનું વૃત્તાંત જણાવ્યું તે વખતે ચક્રવર્તી મૂર્ચ્છા પામ્યા. વૃદ્ધાએ પોતાનું ઇન્દ્રનું રૂપ કર્યું અને ચક્રવર્તીને આત્માઓ અમર છે ફક્ત કર્મયોગે દેહો બદલાય છે શરીરને પુત્રાદિકરૂપે મિથ્યા કલ્પના કરી દુઃખી ન થવું જોઇએ, જ્ઞાન વૈરાગ્યનો બોધ આપવામાં સગરચક્રવર્તીએ મોહ શોકનો ત્યાગ કર્યો અને નિશ્ચય કર્યો કે જે દેખાય છે તે પુદ્ગલરૂપી જડવસ્તુ છે અને આત્મદ્રવ્ય તો અરૂપી ચેતન છે, શરીરાદિ પુદ્ગલ સ્કંધપર્યાયોનો નાશ થાય છે અને પુનઃ અન્યરૂપે ઉત્પાદ થાય છે, મેં પુત્રોરૂપે તેઓનાં શરીરોને જાણ્યાં હતાં. તેઓમાં રહેલા આત્માઓ તે મારા આત્મ સમાન છે. મારા આત્માનો તથા તેઓના આત્માઓનો તો નાશ થયો નથી. દેહો તો મારાં અને તેઓનાં અનંતીવાર વસ્ત્રની પેઠે બદલાયાં અને નવાં ગ્રહણ કર્યાં એવા દેહો વગેરે પુદ્ગલ પર્યાયોમાં શો મોહ શોક કરવો જોઇએ ? અલબત મોહ શોક ન કરવો, એ પ્રમાણે આત્મજ્ઞાનથી દૃઢ નિશ્ચય કર્યો અને આત્માની શુદ્ધતા માટે પુરૂષાર્થ કરવા લાગ્યા. ભૂત શબ્દથી એકેન્દ્રિયાદિક પ્રાણીઓનું ગ્રહણ કરવું, અન્યત્ર જ્યાં ભૂત શબ્દ જડના અર્થમાં આવે ત્યાં પૃથ્વી, અપ્ વાયુતત્ત્વાદિક ભૂતો—અચેતન તત્ત્વોરૂપ ભૂતોનું ગ્રહણ કરવું. જીવ શબ્દની વ્યાખ્યા જ્યાં ઘટે ત્યાં તેવો અર્થ ગ્રહવો. એકેન્દ્રિયાદિકજીવોને ભૂત સ્થાવર પ્રાણ, સત્ત્વ વગેરે શબ્દોથી કહેવાનો જૈનશાસ્ત્રોમાં વ્યવહાર છે. સર્વજીવોમાં મનુષ્યોમાં રાગદ્વેષની વૃત્તિયો પ્રગટે છે તેનું કારણ અજ્ઞાન છે. સર્વાત્માઓને, જીવોને આત્મ સમાન એક કરી ભાવવા તે એકત્વભાવના છે તેમજ સર્વ જડવસ્તુઓથી આત્મા ભિન્ન છે પોતાના શરીરમાં રહેલો આત્મા, દ્રવ્યપણે એક છે તેનું કોઇ અન્ય

દુનિયામાં નથી, દુનિયામાં આત્મા એકલો પરભવથી આવ્યો છે અને પુત્રાદિક સર્વને છંડીને એકલો અન્ય ગતિમાં જાય છે તેની સાથે અન્ય કોઇ જતું નથી. આત્માની સાથે રહેલ તૈજસ, કાર્મણ, સ્થૂલ ઔદારિક શરીર તથા આઠ કર્મ છે તેથી પણ આત્મા ન્યારો છે. જ્ઞાનદર્શન ચારિત્ર વીર્યાદિ અનેક ગુણ પર્યાય છે તે અનંતગુણપર્યાયો એક આત્મામાં રહેલા છે, આત્માથી કદાપિ ભિન્ન થતા નથી તથા જ્ઞાનાદિપર્યાયો છે તે આત્મરૂપ જ છે માટે આત્મા એકત્વ છે. જેવો સ્વશરીરમાં રહેલ આત્મા છે તેવા એક સ્વરૂપવાળા સર્વ સંસારી તથા સિદ્ધાત્માઓ છે. સર્વે આત્માઓ અનાદિ અનંત છે તે સર્વાત્માઓને સર્વ જીવોને જે દશામાં આત્મૈકત્વભાવે ભાવવા, ધ્યાવવા તે તે એકત્વ ભાવના છે એવી એકત્વભાવનાની દશામાં રાગદ્વેષ મોહ શોક કંઇ પણ રહેતું નથી. ફક્ત આત્માઓ સર્વ આત્મત્વરૂપે દેખાય છે અને જડવસ્તુઓ જડરૂપે દેખાય છે, કોઇમાં ત્યાગગ્રહણ બુદ્ધિ વા શુભાશુભ બુદ્ધિ રહેતી નથી. એવી એકત્વ ભાવનાથી સર્વત્ર સમભાવ છવાઈ રહે છે. આત્મા નિત્ય અનુભવાય છે. આત્માનું અહિત કર્તા કોઈ જણાતું નથી ત્યાં આત્મજ્ઞાનનો સૂર્ય પ્રકાશે છે. એવી એકત્વ દશામાં કોઇ શરીરનો નાશ કરી નાખે તોપણ મોહ શોક પ્રગટતો નથી તથા એવી દશામાં મસ્ત થતાં ઉત્કૃષ્ટધ્યાનયોગે ક્ષણમાં કેવલજ્ઞાન પ્રગટે છે અને આત્મા તેજ પરમાત્મા બની જીવન્મુક્ત અરિહંત સિદ્ધ બુદ્ધ પરબ્રહ્મરૂપ થાય છે. મરૂદેવા માતાને સ્વપુત્ર ઋષભદેવ ભગવાન્‌પર ઘણો રાગ હતો, તેણીએ ઘણાં વર્ષ સુધી ઋષભદેવ ત્યાગી થવાથી શોકમાં જીવન ગાળ્યું. જ્યારે શ્રી ઋષભદેવ ભગવાનને કેવલજ્ઞાન પ્રગટ્યું ત્યારે ભરતરાજાએ મરૂદેવા માતાને કહ્યું કે હે માતાજી તમે શોક ન કરો. શ્રી ઋષભ દેવને કેવલજ્ઞાન પ્રગટ્યું છે, ચાલો આપણે તેમનાં દર્શન કરી વંદીને ઉપદેશ સાંભળીએ. મરૂદેવા માતાને હાથીની અંબાડીપર બેસાડયાં,

ઠેઠ પાસે જતાં સમવસરણમાં વાજીંત્ર સંભળાયાં તેથી મરૂદેવાએ વિચાર કર્યો કે અહો જે પુત્રને માટે મેં આટલો બધો શોક કર્યો, રૂદન કર્યું તેની પાસે તો વાજાં વાગે છે અને મારી તો તે ખબર પણ લેતો નથી એમ ભાવના ભાવતાં આત્માથી ભિન્ન અન્ય જડ દેહાદિનો મોહ ટળી ગયો. જગત્માં કોઈ કોઇનું નથી. કોઇ, કોઇની સાથે જનાર નથી. જેનો મોહ શોક કરવામાં આવે છે તેમાંનું કોઇ પોતાનું નથી. એવી ભાવના ભાવતાં મરૂદેવ માતા આત્મામાં ઉંડાં ઉતર્યાં અને આત્મા વિનાની દેહાદિની તથા પુત્રાદિકની કલ્પનાથી થતી અહંતા મમતા હતી તે ઝટ ટળી ગઈ અને સર્વાત્માઓને, જીવોને આત્મસ્વરૂપે ભાવવા લાગ્યાં તેથી આત્મૈકત્વભાવનામાં ચઢી ગયાં અને તેથી તે આત્માની શુદ્ધિ કરી કેવલજ્ઞાની બન્યાં અને પ્રભુ ઋષભદેવ પૂર્વે પરમાત્મસિદ્ધપદ પામ્યાં. સ્કંધક સૂરિના પાંચસે સાધુઓને ઘાણીમાં ઘાલીને પીલ્યા તે વખતમાં તેઓ આત્મૈકત્વભાવવા લાગ્યા અને કેવલજ્ઞાની થૈ મુક્તિપદ પામ્યા. જ્યારે સર્વ જીવો, લોકો, આત્મ સમાન ભાસે છે ત્યારે તેઓપર રાગદ્વેષ પ્રકટતો નથી, શરીરના જીવન મરણમાં હર્ષ શોક રહેતો નથી અને તે દશામાં સમત્વભાવે સર્વ વિશ્વ દેખાય છે, આવી દશામાં પરમાત્માનું અને આત્માનું ઐક્ય અનુભવાય છે, આવી દશામાં મોહની પ્રકૃતિયોનો ઉપશમભાવ, ક્ષયોપશમભાવ, અને ક્ષાયિકભાવ થાય છે, ઉપશમભાવ, ક્ષયોપશમભાવ અને ક્ષાયિકભાવનું સ્વરૂપ જૈનજ્ઞાની ધર્મ ગુરૂઓ દ્વારા જાણી લેવું તથા જૈનકર્મગ્રન્થાદિ ગ્રન્થોથી જાણી લેવું, આત્માની એકત્વ ભાવનામાં મસ્ત બનેલા વસિષ્ઠના શતપુત્રોને વિશ્વામિત્રે મારી નાખ્યા, તો પણ વશિષ્ટ ઋષિના મનમાં મોહ શોક થયો નહિ અને વશિષ્ટ ઋષિની સંગતિથી વિશ્વામિત્રના હૃદયમાં રહેલ મોહ ટળી ગયો અને વિશ્વામિત્ર શુદ્ધ સમતા ધારી બન્યા. આત્માની આવી શુદ્ધ જ્ઞાનદશા પ્રાપ્ત

કરવા માટેજ મનુષ્ય જન્મે છે. પાંચે ઇન્દ્રિયોના વિષયોના ભોગ માટે જીવવું તે કંઈ મનુષ્ય જીવનનું સાર નથી. આત્માને પૂર્ણાનન્દ જ્ઞાનમય પ્રગટાવવા માટે મનુષ્યજન્મનો ઉદ્દેશ છે, એજ સાધ્ય દશા છે એમાં જેઓ લક્ષ્ય રાખીને વર્તે છે તેઓ આત્મ સમાન સર્વજીવોને ગણે છે અને તેમ વર્તી આત્માની પૂર્ણતા પ્રગટાવે છે અને આવા મંત્રો પ્રમાણે વર્તન રાખી પૂર્ણ શુદ્ધ બને છે. આત્માની સમાન સર્વજીવોને માનનાર આત્મા, મોહથી નષ્ટ થતો નથી અને સદા સુખી રહે છે. यतः अप्पसमं जीवाणं मण्णमाणो न नस्सइ, एगत्तं सव्वजीवेसु, पासंतोभवइ सुही ॥ एगोमेसासओअप्पा, नाणदंसणसंजुओ; सेसामेबाहिराभावा, । सव्वेसंजोगलरकणा ॥ अणंतसत्तिसंजुत्तो, अणंताणंदसंजुओ; अणंतनाणसंजुत्तो। अप्पा मेसासओसया ॥ अणंतवेयाणंयोणि, सव्वणु य निरुवमो । अप्पादेहट्ठिओणिच्चं। सव्वलोयपयासओ ॥ सव्वेअप्पसमाजीवा, । सिद्धासंसारिणोतहा ॥ सव्वाप्पाणं च एगत्तं, । पस्संतोहोइ केवली (जैन शास्त्र) ज्ञानસારમાં નીચે પ્રમાણે આત્મદશામાં આરોહેલ આત્મૈકત્વ ભાવમાં—આત્મા આવી જેમ વર્તે છે તેમ જણાવે છે. अनिच्छनकर्मवैषम्यं । ब्रह्मांशेनसमंजगत् ॥ आत्माऽभेदेन यःपश्ये–दसौमोक्षगमीशमी॥ (शमाष्टके) અનંતવેદોની ઉત્પત્તિ સ્થાન આત્મા છે તે સર્વજ્ઞ નિરૂપમ છે. દેહસ્થિત આત્મા નિત્ય અને પ્રકાશક છે. સર્વે આત્મસમાન જીવો અર્થાત્ આત્માઓ છે. સંસારી અને સિદ્ધાત્માઓ સર્વે આત્માઓને આત્માના એકત્વભાવે જે જુવે છે અને વર્તે છે તે કેવલજ્ઞાની થાય છે. જે આત્મા, કર્મનું વૈષમ્ય નહીં ઇચ્છતો છતો બ્રહ્માંશસમાન જગત્‌ને આત્માના અભેદવડે દેખે છે તે મોક્ષગામી શમી મુનિ જાણવો, એમ જનમહર્ષિયો જણાવે છે. ઉપનિષદ્‌ના ઉપર પ્રમાણેના છઠ્ઠા સાતમા શ્લોકના ભાવાર્થને શ્રી વ્યાસજી, કૃષ્ણમાં જગત્ કર્તાનો આરોપ કરીને શ્રી કૃષ્ણના મુખે ભગવદ્‌ગીતાના છઠ્ઠા

અધ્યાયમાં નીચે પ્રમાણે બોલાવે છે. सर्वभूतस्थमात्मानं, । सर्वभूतानि चात्मनि । ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥ यो मां पश्यति सर्वत्र । सर्वंच मयि पश्यति । तस्याहं न प्रणश्यामि । सचमेन प्रणश्यति ॥ ३० ॥ सर्वभूतस्थितंयोमां, भजत्येकत्वमास्थितः । सर्वथा वर्तमानोऽपि । सयोगी मयि वर्तते ॥ ३१ ॥ आत्मौपम्येन सर्वत्र, समंपश्यतियोऽर्जुन । सुखंवायदिवादुःखं सयोगी परमोमतः ॥ ३२ ॥ શ્રી કૃષ્ણ પોતાને પરમાત્મા ભાવીને અર્જુનને ઉપર લખેલી ઈશ્યાવાસ્ય ઉપનિષદ્‌નો ભાવ, પોતાનામાં જગત્કર્તાપણું આરોપીને અર્જુનને પોતાની શ્રદ્ધાવાળો ભક્ત બનાવવા કહે છે. કથંચિત્ અસત્‌ભૂત ઔપચારિક ભક્તિદૃષ્ટિએ જગત્‌કર્તૃત્વની ભાવનાની બુદ્ધિની અપેક્ષાએ ગમે તે મનુષ્ય, અન્યોનો પ્રમુખ બની પોતે કર્તા જેવો ભાવ, અન્યોપર પોતાની પ્રભુતા ઠસાવવા ગમે તેમ કરી શકે છે. વસ્તુતઃ કૃષ્ણે પણ સામાન્ય મનુષ્યોની પેઠે પૂર્વે ઘણા જન્મ ધારણ કર્યા હતા અને તે બાબત તેમણે ભગવદ્‌ગીતાના ચોથા અધ્યાયમાં નીચે પ્રમાણે જણાવી છે.

बहूनि मे व्यतीतानि—जन्मानि तव चार्जुन । तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ હે અર્જુન મારા ઘણા જન્મો ઘણા ભવો થયા અને ત્હારા પણ ઘણા જન્મો ભવો થયા તે હું જાણું છું પણ હે અર્જુન તું જાણતો નથી. કર્મ હોય ત્યાં સુધી જન્મો થાય છે. રાગદ્વેષરૂપ કર્મ હોય છે ત્યાં સુધી જન્મો લેવા પડે છે તે અચલસિદ્ધાંત છે. સર્વ કર્મ રહિત પરમાત્મા છે. આત્મા જ્યારે સર્વ કર્મ રહિત થાય છે ત્યારે તેના પુનર્જન્મ થતા નથી. પન્નરમા અધ્યાયમાં કહ્યું છે કે यस्मिन्गता न निवर्तंति-भूयः । તથા यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥ જ્યાં ગએલા સિદ્ધાત્માઓ પુનઃ જન્માદિક માટે પાછા ફરતા નથી તે મોક્ષ સ્થાન છે. તે મારૂં સિદ્ધપદ સ્થાન છે. તે વિના જગત્‌માં મારૂં કશું ધામ

નથી ઇત્યાદિ વાક્યોથી મુક્તાત્માને જન્મો નથી, અવતાર નથી, એમ વાચકો જાણશે. શ્રી કૃષ્ણ સમ્યગ્દૃષ્ટિ યોગી હતા. તેમણે આત્માની પેઠે સર્વાત્માઓને સર્વ જીવોને દેખવાનો બોધ આપ્યો છે. તેમણે કર્તાપણું તો શ્રી અર્જુન વગેરેને પોતાનાપર પૂર્ણશ્રદ્ધા થાય તે માટે ઔપચારિકદૃષ્ટિની અપેક્ષાએ જણાવ્યું છે અને વસ્તુતઃ તો જગતનું લોકોનું કર્ત્તાપણું કોઇ ઇશ્વરમાં વા પોતાનામાં જણાવ્યું નથી. તેમણે ભગવદ્ ગીતાના પાંચમા અધ્યાયમાં નીચે પ્રમાણે ઇશ્વરમાં અકર્તાપણું જણાવ્યું છે. **नकर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ॥ न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥१४॥ नादत्तेकस्यचित्पापं । नचैवसुकृतं विभुः । अज्ञानेनावृतंज्ञानं । तेन-मुह्यंति जंतवः ॥ १५ ॥** શ્રી કૃષ્ણ કહે છે કે—પરમેશ્વરમાં જગત્ કર્તૃત્વ નથી, અને પરમેશ્વરમાં કર્મો પણ નથી. લોક અર્થાત જગતનો કર્તા પ્રભુ નથી. પ્રભુ લોકનો સૃષ્ટા નથી. જીવોની સાથે કર્મફલસંયોગ કરનાર પ્રભુ છે એમ કેટલાક માને છે પણ શ્રી કૃષ્ણ કહે છે કે ઇશ્વર વસ્તુતઃ જીવોની સાથે કર્મ ફલ સંયોગનો કર્તા નથી ત્યારે આ બધું શું છે ? તેના ઉત્તરમાં કહે છે કે કર્મ સૃષ્ટિ, સર્વ સ્વભાવથી અનાદિકાળથી છે. વળી આગળ વધીને અર્જુનને શ્રી કૃષ્ણ કહે છે કે પરમેશ્વર કોઇનું પાપ ગ્રહણ કરતો નથી તેમ કોઇનું સુકૃત-પુણ્ય પણ ગ્રહણ કરતો નથી. ત્યારે દુનિયાના લોકો જગત્નો કર્તા પ્રભુ માને છે તેનું શું કારણ છે ? તેના ઉત્તરમાં શ્રી કૃષ્ણજી જણાવે છે કે અજ્ઞાન—અર્થાત્ દર્શન મોહનીય અને જ્ઞાનાવરણીય કર્મથી જેઓનું જ્ઞાન આચ્છાદિત થયું છે એવા પ્રાણીઓ અજ્ઞાનવડે મોહ પામે છે અને એવું માને છે. શ્રી કૃષ્ણ એ પ્રમાણે તત્ત્વજ્ઞાનદૃષ્ટિની અપેક્ષાએ કથે છે અને ઔપચારિકઅસદ્ભૂતવ્યવહારનયની અપેક્ષાએજ ફક્ત પોતાનામાં સર્વવિશ્વકર્તાપણાનો આરોપ કરી તે દૃષ્ટિના ભક્તોનો

પ્રભુ બની બીજી ઔપચારિક અપેક્ષાએ પોતાનાપર અન્ય લોકોની શ્રદ્ધા વાળી તેઓને ભક્ત શુદ્ધ બનાવવા અપેક્ષાએ કહે છે તે પણ એ-કાંતે તે માનતા નથી. તે પાંચમા અધ્યાયના ૧૪-૧૫ પન્નરમા શ્લોકોથી સ્પષ્ટ જણાય છે. હવે મૂળ વિષયપર આવું છું અને પ્રસ્તુત વિષયનો સં-બંધ યોજું છું. શ્રી કૃષ્ણ પણ સર્વજીવોને આત્મસમાન માની આત્માની ઉચ્ચતા—શુદ્ધતા પ્રભુતાનું બોધન કરે છે અને ભક્તયોગી જ્ઞાનીની દશા પ્રાપ્ત કરવી હોય તો ઘણા જન્મો પછી પ્રાપ્ત કરેલ મનુષ્ય ભવમાં સર્વજીવોસાથે આત્મભાવ ધારણ કરી આત્માની પૂર્ણ શુદ્ધતા કરવી જોઇએ. કુટુંબ, ઘર, રાજ્ય, લક્ષ્મી વગેરે બાહ્ય સર્વ વસ્તુઓ છતાં વા ન છતાં તેઓમાં અહંમમત્વ ન ધારવું. સત્તાએ સર્વજીવોને એકાત્મા માની સંગ્રહનયસાપેક્ષે આત્મધ્યાન ધરવું. સર્વ જીવોને તત્ત્વજ્ઞાનનો બોધ આપવો. સર્વ જીવોને દુ:ખમાં દીલાસો આપવો. સર્વજીવોને સત્તાએ પ્રભુરૂપ માની તેમાં અપેક્ષાએ પ્રભુ-પણું જોવું. કોઇજીવ પોતાને દુ:ખ આપનાર નથી. પોતાને જે સુખ દુ:ખ થાય છે તે પૂર્વબાંધેલ પુણ્ય પાપના ઉદયથી થાય છે તેમાં અન્યજીવો તો ફક્ત નિમિત્તમાત્ર છે, તેથી અન્યલોકોપર દ્વેષ ઈર્ષા વૈરબુદ્ધિ ન ધારવી અને લોકોનું અશુભ કરવાનો એક વિચાર માત્ર પણ ન કરવો. અજ્ઞાનથી દુ:ખ થાય છે. સર્વ લોકો સ્વકૃત કર્માનુસારે સુખ દુ:ખ ભોગવે છે તેમાં કશું આશ્ચર્ય નથી. કર્મના સંયોગે દુખ: પરંપરા પ્રગટે છે. **सव्वेसंयोगलखणा । पत्तादुःखपरंपरा, तम्हासंयोगसंबंध—सव्वंतिविहेण वोसिरे॥** સર્વ શુભાશુભ કર્મ સં-યોગોનો ત્યાગ કરવો, તેમાં આસક્ત ન થવું. બહિરાત્મપરિણામે કર્મ સંબંધ છે અને આત્મપરિણામે કર્મનો સંબંધ નથી. આ-ત્મામાં આત્મદૃષ્ટિ ધારવી. સર્વે પ્રવૃત્તિયો થાય તેમાં કર્તાપણું ભોક્તાપણું ન માનવું. પ્રભુમાં મન રાખવું. પરમેશ્વર સાથે આ-ત્માની એકતા કરવી. સંત જ્ઞાનીઓના હૃદયમાં ઉંડા ઉતરવું

અને તેઓના જેવી આત્મદશા ધારણ કરવામાં સર્વથા અર્પાઇ જવું એમ કરવાથી સર્વ જીવોમાંઆત્મપણું અને આત્મામાં સર્વ જીવોની એકતા દેખવાની અને એકસમત્વપરિણામવાળું શુદ્ધચારિત્ર પ્રગટાવવાની યોગ્યતા પ્રગટે છે. સર્વજીવોની સાથે આત્મૈક્ય-ભાવનાએ વર્તવું તે પરાભક્તિ અને અપેક્ષાએ અભેદીસાત્વિક ભક્તિ તથા નિર્લેપકર્મયોગ તથા એકત્વસાત્વિકજ્ઞાન જાણવું. મેતાર્યમુનિ અને સુકોશલ મુનિ તથા અનાથી મુનિને એવી આત્મભાવવાળી દશા પ્રગટી હતી. પ્રભુ મહાવીર દેવને એવી એકાત્મભાવવાળી શુદ્ધચારિત્રદશા પ્રગટી હતી તેથી તેમણે ચંડકોશિયાપર ક્રોધ કર્યો ન હતો, તથા સંગમપર આત્મભાવના ધારી મોહનો પરાજય કરી અરિહંત બન્યા હતા. સર્વજીવોની હિંસા તે સ્વાત્માની હિંસા છે, અન્યજીવોનું પીડન તે સ્વપીડન છે એમ વિશ્વમાં જૈનધર્મને જાહેર કરી સર્વાત્માઓસાથે–પ્રાણીઓસાથે આત્મૈક્યભાવથી દેખવું તથા વર્તવું એવું ધર્મચક્ર પ્રવર્તાવ્યું હતું અને તેથી દુનિયાના જીવોએ શાંતિનો શ્વાસ લીધો હતો. ઉપરના મૂળ શ્લોક પ્રમાણે સર્વાત્માઓને આત્મસમા દેખવા તથા તેમ વર્તવું તેજ વિશ્વલોકોને પ્રભુનો ઉપદેશ છે. હવે આત્માનું સ્વરૂપ દર્શાવે છે.

**स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम्।**
**कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान्व्यदधा-**
**च्छाश्वतीभ्यः समाभ्यः ॥ ८ ॥**

શબ્દાર્થ—તે વ્યાપક, શુક્ર, અકાય, અવ્રણ, નાડિયો રહિત શુદ્ધ, અપાપવિદ્ધ, કવિ, મનીષી, પરિભૂ, સ્વયંભૂ. શાશ્વતી સમાઓથી યથાતથ્યઅર્થોને ધારક એવો આત્મા છે. આ મંત્રનો છંદ જગતી છે.

અનુભવાર્થ—આત્મા વ્યાપક છે. આત્મા જ્યારે કેવલજ્ઞાનના પ્રકાશથી સર્વલોકાલોકને પ્રકાશે છે ત્યારે તે કેવલજ્ઞાનથી વ્યાપક છે. જ્ઞેયરૂપસર્વ વિશ્વને કેવલજ્ઞાનવડે ચારે તરફથી પોતાનામાં જ્ઞેયપરિણામે પરિણમાવે છે. **यावन्तो ज्ञेयपर्यायास्तावन्त एवज्ञानपर्यायाः** જેટલા જ્ઞેયના પર્યાય છે તેટલા જ્ઞાનપર્યાય છે. જ્ઞેયપર્યાય અનંત છે તેથી જ્ઞાનપર્યાય અનંત છે. **अनन्तंज्ञानम्.** અંતરહિતજ્ઞાન છે. જ્ઞાનમાં ભાસનાર સર્વે જ્ઞેયપદાર્થો છે એમ જૈન શાસ્ત્રોમાં જણાવ્યું છે. પ્રભુ મહાવીર દેવે કેવલજ્ઞાનથી જૈનધર્મ અને તત્ત્વજ્ઞાન પ્રકાશ્યું છે. વેદવેદાંતાદિ શાસ્ત્રોની કેવલજ્ઞાનીને જરૂર પડતી નથી, તેથી તેમણે કેવલજ્ઞાનથી જે જે દેખ્યું તે સ્વતંત્રપણે પ્રકાશ્યું તેમજ એકાદશગણધરોને પૂર્વે વેદ ઉપર શ્રદ્ધા હતી તેથી તેઓની વેદાધારે શંકા ટાળી ત્યારે પશ્ચાત્ તેઓએ શ્રી વીરપ્રભુને સર્વજ્ઞરૂપ જાણ્યા અને તેમનાં વચનોને વેદવાણી કરતાં પૂર્ણ સત્યરૂપે માનવા લાગ્યા. શ્રી મહાવીરપ્રભુએ આત્માઓ અને કર્મનું યથાતથ્યસ્વરૂપ પ્રકાશ્યું છે. તેમણે કર્મનું એટલું બધું સ્વરૂપ પ્રકાશ્યું છે કે તેટલું વેદાદિ શાસ્ત્રોમાં કોઈ ઠેકાણે વર્ણન વાંચવામાં આવતું નથી તેમની બતાવેલી નયોની અપેક્ષાએ વેદાદિકમાં કહેલા મંત્રોનું જેટલું અને તેટલું સત્યસ્વરૂપ જણાવવા વર્ણન કરાય છે. આત્માને

શુક્ર-વીર્યરૂપ કહ્યો છે. અનંત વીર્ય-શુક્ર-શક્તિરૂપ આત્મા છે. દેહના શુક્ર વીર્યથી આત્માનું વીર્ય અરૂપ અને અનંત શક્તિરૂપ છે. આત્મા અનંત વીર્યરૂપ છે. જ્ઞાનાર્ણવમાં કહ્યું કે છે કે—अहो अनंतवीर्योय मात्माविश्वप्रकाशक, स्त्रैलोक्यं चालयत्येव ध्यान शक्ति प्रभावतः ॥ આત્મા અનંત વીર્યરૂપ છે અને તે વિશ્વપ્રકાશક છે તે ધ્યાન શક્તિના પ્રભાવથી ત્રણલોકને ચલાયમાન કરવા શક્તિમાન્ છે. આત્મા-બ્રહ્મ-અનંત શક્તિમય છે. જ્યારે આત્મામાં અત્યંત મન લયલીન થાય છે ત્યારે આત્માના વીર્યનો પ્રાદુર્ભાવ થાય છે. જેમ જેમ આત્મામાં મન રમે છે તેમ તેમ આત્મવીર્ય પ્રગટ થાય છે. આઠમા અંતરાય કર્મથી આત્માનું અનંતવીર્ય આચ્છાદિત થયું છે તે અંતરાય કર્મના નાશથી પ્રગટે છે. પરમાત્માના અનંતવીર્યમાં સંયમ કરવાથી અનંતવીર્ય પ્રગટ થાય છે. પૃથ્વીતત્ત્વ કરતાં જલમાં અને જલ કરતાં વાયુમાં અને વાયુ કરતાં અગ્નિતત્ત્વમાં ઘણી શક્તિ છે. પંચતત્ત્વ કરતાં પ્રાણમાં ઘણી શક્તિ છે. પ્રાણ કરતાં મનમાં ઘણી શક્તિ છે અને મન કરતાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ અરૂપી આત્મામાં અનંત શક્તિ રહેલ છે તેથી સર્વજડવિશ્વનો પ્રભુ આત્મા સિદ્ધ થાય છે. આત્માઓ ત્રણ પ્રકારના છે. બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એમ ત્રણ પ્રકારના આત્માનું સ્વરૂપ જાણવું જોઇએ. જ્યાં સુધી જડદેહાદિમાં આત્મબુદ્ધિ છે ત્યાંસુધી બહિરાત્માભાવ જાણવો. શરીરઆદિ જડવસ્તુઓથી વસ્તુતઃ આત્મા ભિન્ન છે અને તે પરમાત્મપદ પામી શકે છે એવા દૃઢ જ્ઞાનના નિશ્ચયવાળા અંતરાત્માઓ છે. સર્વથા કર્મ રહિત તથા ઘાતિકર્મ રહિત શુદ્ધાત્માઓ તે પરમાત્માઓ થાય છે એવા અનંત પરમાત્મા થયા અને અનંત થશે એમ જૈન શાસ્ત્રોનો સિદ્ધાંત અપેક્ષએ છે. શંકરાચાર્યના સિદ્ધાંતવાળા અદ્વૈતવાદી વેદવેદાંતાદિ માનનારાઓ વેદ વેદાંતના આધારે એમ પ્રતિપાદન કરે છે કે એક બ્રહ્મ સત્ય છે. બ્રહ્મ અર્થાત્ પરમેશ્વર વિના અન્ય જગત્ વગેરે પદાર્થો નથી. सर्वं

તત્ત્વિદં બ્રહ્મ આ સર્વ વિશ્વ, બ્રહ્મ જ છે. બ્રહ્મ વિના અન્ય કોઈ વસ્તુ નથી એમ સિદ્ધાંત સ્થાપન કરે છે. જીવો તે શિવ બ્રહ્મ જ છે. તેઓ વ્યવહારથી પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક, મોક્ષ વગેરે તથા ઔપચારિકપણે જગત્ કર્તાતરીકે માને ઈશ્વરને છે, પણ વસ્તુતઃ વિશ્વના કર્તાતરીકે બ્રહ્મને ઈશ્વરને માનતા નથી કારણકે સ્વપ્નની પેઠે જગત્ મિથ્યા છે તો તેનો કર્તા બ્રહ્મ ક્યાંથી હોઈ શકે? તેઓ ઉપર્યુક્ત મંત્રને એક બ્રહ્મના પ્રતિપાદનતરીકે સ્વીકારે છે. આર્યસમાજીઓ એક બ્રહ્મ અર્થાત પરમેશ્વરના પ્રતિપાદનમાં તેનો અર્થ કરે છે. રામાનુજ આચાર્યના પંથવાળાઓ એક પરમેશ્વરના પ્રતિપાદનમાં તેનો અર્થ કરે છે. તેઓ પરમેશ્વરના બે અંશ માને છે. સદ્અંશ અને અસદ્ અંશ! તેમાં સદ્અંશથી જીવો પ્રગટેલા છે એમ માને છે અને અસત્ અંશથી જડપદાર્થો પ્રગટેલા છે એમ માને છે. તેઓ ઈશ્વરને સાકાર માને છે. શંકરાચાર્ય મતાનુયાયીઓ પરમેશ્વરને નિરાકાર માને છે. આર્યસમાજીઓ પરમેશ્વરને નિરાકાર જણાવે છે. વલ્લભાચાર્યના ભકતો પરમેશ્વરને સાકાર માને છે, અને જીવો તે પરમેશ્વરના અંશો છે, સર્વવિશ્વ પરમેશ્વરરૂપ છે એમ માને છે. ખ્રીસ્તિયો પરમેશ્વરને નિરાકાર માને છે તથા સાકાર પણ માને છે, તથા જીવોને પરમેશ્વર બનાવે છે તથા મનુષ્યો મર્યા પછી જન્મ પામતા નથી એમ માને છે. મુસલ્માનો પણ જીવોને બનાવનાર પરમેશ્વર છે એમ માને છે તથા તેઓ પુનર્જન્મ માનતા નથી. રામાનુજ આચાર્યના મતવાળાઓ તથા આર્યસમાજીઓ, વેદવેદાંત શ્રુતિયોનાં પ્રમાણ આપીને અનંત જીવો માને છે તથા જીવો તે સદા સેવકરૂપે રહે છે તથા તે મોક્ષમાંથી પાછા ફરે છે એમ રામાનુજો અને આર્યસમાજીઓ માને છે. કેવલાદ્વૈતવાદીઓ જીવ તેજ શિવ થાય છે એમ માને છે અને જૈનો આત્મા તેજ પરમાત્મા છે અને કર્મ ટળ્યાથી પરમાત્મા થાય છે એમ માને છે. જૈનો અને શંકરાચાર્યના અનુયાયીઓ મુક્ત થએલા

જીવો પાછા સંસારમાં જન્મતા નથી એમ માને છે. પૂર્વ મીમાંસાકારકુમારિલભટ્ટ વગેરે વેદને નિત્ય માને છે અને વેદપ્રતિપાદિત કર્મો કરવાં એટલુંજ સ્વીકારે છે તથા તેઓ વેદની શ્રુતિયોના આધારે પ્રતિપાદન કરે છે કે જગત્નો કર્તા ઈશ્વર નથી તથા વેદનો કર્તા ઇશ્વર નથી એમ માને છે. આર્યસમાજીઓ વેદોને ઈશ્વર પ્રેરિત માને છે અને તેઓના કર્તા ઋષિયો છે ઈત્યાદિ અનેક મતો છે. સાંખ્યો વેદની શ્રુતિયોના આધારે જગત્ની કર્ત્રી પ્રકૃતિને માને છે અને પુરૂષ–બ્રહ્મ–ઈશ્વરને જગત્નો કર્તા માનતા નથી. प्रकृतिः कर्त्री पुरुषस्तु पुष्करपलाशवन्निर्लेपः એ શ્રુતિના આધારે પુરૂષને કમલ પત્રવત્ નિર્લેપ માને છે. આર્યસમાજીઓ જીવો, ઈશ્વર તથા જગત્ને અનાદિ કાલથી માને છે. પરમાણુની અપેક્ષાએ જગત્ અનાદિકાલનું માને છે. જીવોની સાથે લાગેલ કર્મને અનાદિકાલથી છે એમ માને છે. ફક્ત પરમાણુઓ વગેરેને ગોઠવી કાર્યરૂપે કર્તા ઇશ્વરને માને છે તથા જીવોને કર્મપ્રમાણે સુખ દુઃખ આપવામાં ઈન્સાફ કરનાર તથા સુખદુઃખ ભોગવનાર તરીકે પરમેશ્વરને માને છે. રામાનુજપંથીઓ કહે છે કે ઇશ્વર જ જીવોને પોતાની મરજી પ્રમાણે સુખદુઃખ આપે છે. જીવોના સુખદુઃખમાં ફેરફાર કરવો તે પ્રભુની મરજીપર આધાર રાખે છે. જીવોને કર્મ કરાવનાર ઇશ્વર છે એમ માને છે. વલ્લભાચાર્ય મતાનુયાયીઓ ભકતો અહીંથી મરીને વૈકુંઠમાં જાય છે અને ત્યાં ગોપીઓ તરીકે અવતરીને કૃષ્ણરૂપ પુરૂષની સાથે સ્રીભાવે ક્રીડા કરે છે એમ માને છે. આર્યસમાજીઓ તેવી વલ્લભપ્રતિપાદિત મુક્તિનું ખંડન કરે છે. દેવી ભકતો છે તે પુરાણો, વેદાંત શ્રુતિયોનો આધાર આપીને દેવીનેજ ( પ્રકૃતિને ) જગત્ની તથા જીવોની કર્તા તરીકે માને છે. સાંખ્યો, નૈયાયિકો, વૈશેષિકો, આર્યસમાજીઓ, રામાનુજીઓ, અનંતજીવો, અનંતઆત્માઓને માને છે. કેવલાદ્વૈતવાદીઓ એક બ્રહ્મને માને છે અને તે પોતપોતાના મતની સિ-

દ્ધિમાં વેદઉપનિષદોનાં પ્રમાણો રજુ કરી સ્વમતની સિદ્ધિ કરે છે અને અન્યમતોનું ખંડન કરે છે. श्रुतयोविभिन्ना अर्थाविभिन्ना એમ શ્રુતિયોપણ ભિન્ન ભિન્ન અર્થવાળી છે. રામાનુજ મતવાળાઓ આત્માને અણુરૂપ માને છે. અણુપ્રમાણવાળા સર્વ જીવો છે એમ માને છે અને નૈયાયિકો જીવોને–આત્માએ ને વ્યાપક માને છે. કેટલાક પરમેશ્વર સદેહી આકાશમાં બેઠો છે એમ માને છે. કેટલાક પરમેશ્વરને દેહ નથી એમ માને છે, અને તે સર્વે મતવાળાઓ પોતપોતાના મતની સિદ્ધિ તરફ શ્રુતિયોના અર્થોને યુક્તિયોથી ખેંચે છે અને તેવાં શાસ્ત્રપ્રમાણો રજુ કરે છે અને જૂનાં શાસ્ત્રોમાં પ્રમાણોનો પ્રક્ષેપ કરે છે. નાસ્તિકવાદિઓ કહે છે કે જગત્માં ઈશ્વર પરમેશ્વર નથી. નાસ્તિક ચાર્વાકો કહે છે કે જો પરમેશ્વર જગત્નો કર્તા હોય અને તે સાકાર હોય તો દુનિયામાં પશુઓ મનુષ્યો વગેરેને મહા દુઃખો પડે છે માટે ઇશ્વરે સદેહે આવવો જોઈએ, પણ કોઇએ આકાશમાંથી ઉતરેલો પરમેશ્વર દેખ્યો નથી માટે સાકાર પરમેશ્વર નથી એમ માને છે તથા નાસ્તિકો, નિરાકાર પરમેશ્વરને પણ માનતા નથી અને તેમાં અનેક યુક્તિયો રજુ કરે છે. નાસ્તિક જડવાદીઓ ઈશ્વર, જીવો, પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક, મોક્ષ, પુનર્જન્મ, ભક્તિ વગેરેને માનતા નથી. પંચભૂતના સંયોગે જીવો ઉત્પન્ન થાય છે અને પંચભૂતમાં પુનઃ લય, નાશતાને પામે છે એમ માને છે જડવાદીનાસ્તિકો માને છે તથા રાજ્યકાયદાઓને ફક્ત શાંતિસુલેહમાટે માને છે. કેટલાકમનુષ્યો વેદોને ન માને તેઓને નાસ્તિક કથે છે. नास्तिको वेदनिन्दकः॥ કેટલાક લોકો જગત્નો કર્તા ઈશ્વર છે એમ નથી માનતા તેઓને નાસ્તિકો કહે છે. મુસલમાનો કુરાનને પ્રમાણિક નહિ માનનારને નાસ્તિકો કહે છે. જૈનો જૈનશાસ્ત્રોની માન્યતાઓને નહી માનનારાઓને મિથ્યાત્વી–નાસ્તિકો કહે છે. ખરી રીતે તો આત્માઓ, પરમેશ્વર, પુણ્ય, પાપ, કર્મ, બંધ, મોક્ષ, સ્વર્ગ, નરક, પુનર્જન્મ, જડ, વગેરે તત્ત્વો નહીં

માનનારાઓને નાસ્તિક મિથ્યાત્વીઓ જાણવા. બૌદ્ધો બૌદ્ધ ધર્મનાં શાસ્ત્રોને નહીં માનનારાઓને નાસ્તિકો કહે છે. સર્વદર્શનવાળાઓ પોતાને આસ્તિક માને છે અને અન્યોને નાસ્તિક માને છે અને પોતાનો મત તથા તત્પ્રતિપાદકશાસ્ત્રોને સત્ય માનીને અન્ય મતવાળાઓને તથા તેઓનાં શાસ્ત્રો મત વગેરેનું અનેક યુક્તિયોથી ખંડન કરે છે. પૂર્વમાં અને પશ્ચિમમાં આત્માઓ, પરમેશ્વર, અને વિશ્વ સંબંધી તથા ધર્મ સંબંધી પરસ્પર મળતી કંઈક અને પરસ્પર વિરૂદ્ધ એવી ઘણી માન્યતાઓ છે. તત્ત્વોનો, દર્શનોનો, અભ્યાસ કરવો પણ વિચારભેદે ધર્મભેદે પરસ્પર મનુષ્યોએ રાગદ્વેષ, વૈર, યુદ્ધ, ખૂન, કલેશ વગેરેથી પાપકર્મો ન કરવાં. વિશ્વશાળામાં મનુષ્યો વિદ્યાર્થિયો છે, કોઈ વિદ્યાર્થિયો આગળ છે અને કેટલાક પાછળ છે. સર્વે સત્યના આકાંક્ષી છે. જેટલું સમજે છે તેટલું માને છે. દુનિયામાં કોઈ પણ દર્શન, ધર્મ, અને શાસ્ત્રનો અંધરાગ ન ધારવો. દુનિયામાં સદા સર્વદા વેદોનું અને વેદધર્મનું વ્યાપકપણું થયું નથી અને થનાર નથી તેમજ દુનિયામાં ખ્રીસ્તિધર્મ સર્વદા વ્યાપક થયો નથી અને થનાર નથી. મુસ્લીમધર્મ સર્વદા સર્વથા વિશ્વમાં વ્યાપક થયો નથી અને થનાર નથી. બૌદ્ધધર્મ પણ વિશ્વમાં સર્વથા વ્યાપક થયો નથી અને થનાર નથી. દુનિયામાં જૈનધર્મ પણ વિશ્વમાં સર્વથા વ્યાપક થનાર નથી. યાહુદી, જરથોસ્ત વિગેરે ધર્મો વિશ્વમાં વ્યાપક થયા નથી અને થનાર નથી દુનિયામાં એકબ્રહ્મની અભેદમાન્યતાવડે દુનિયાને એકજ ધર્મી બનાવવા પ્રયત્નકરનાર શ્રી શંકરાચાર્યની અદ્વૈતમાન્યતા પણ વિશ્વમાં સર્વત્ર પ્રસરી નથી અને પ્રસરનાર નથી. રામાનુજ વલ્લભાચાર્ય, વગેરે આચાર્યોની માન્યતાની પણ તે દશા જાણવી. દુનિયાના જીવોને ભિન્નભિન્નકર્મો અને ભિન્ન ભિન્ન મતિ છે તેથી તેઓ કોઈ પણ કાળમાં એક ધર્મવાળા બની શકે નહીં. રજોગુણી

અને તમોગુણી અને સત્ત્વગુણી સર્વ જીવો છે તે સર્વ એક વિચારવાળા બને નહીં એવો કુદ્રતી નિયમ છે માટે કોઈપણ ધર્મ પાળનારાપર દ્વેષ ન કરવો, ભિન્નધર્મીની ધર્મદ્વેષથી હિંસા ન કરવી. ધર્મભેદે કોઈનું બૂરૂ ન કરવું. સર્વ પ્રકારના મતોનું અનેક દૃષ્ટિયોએ સ્વરૂપ વિચારવું અને તેમાંથી સાપેક્ષ દૃષ્ટિથી સત્ય ગ્રહણ કરવું. દુનિયામાં એક જ જાતનું વૃક્ષ ન હોય તેમજ વિશ્વમાં સર્વત્ર એકજ અમુક માન્યતાવાળો ધર્મ હોતો જ નથી, માટે કોઈ પણ ભિન્ન ધર્મવાળા મનુષ્યોને પોતાનો ધર્મ મનાવવા તેઓપર જૂલ્મ ન કરવો. ભિન્ન ભિન્ન ધર્મીઓને અને નાસ્તિકોને સ્વાત્મસમાન દેખવા અને સર્વ જાતના ધર્મીઓસાથે મૈત્રીભાવ ધારણ કરવો. સર્વપ્રકારના પ્રાચીન અર્વાચીન ધર્મશાસ્ત્રોમાંથી સાત નયો અને સાતસેં ઉપભેદોની દૃષ્ટિયોની અપેક્ષાએ જે જે અંશે જે જે સત્ય લાગે તે તપાસી ગ્રહણ કરવું અને જે સત્ય ન લાગે ત્યાં સમભાવે વર્તવું. રાગદ્વેષ અહંતા મમતાની વૃત્તિયોને ક્ષીણ કરવાથી તથા અનેકાંતજ્ઞાન મેળવવાથી અપેક્ષાએ સત્ય ગ્રહાય છે. શ્રી આનંદઘનજીએ સર્વ દર્શનોને અપેક્ષાએ જિનદર્શનનાં અંગો કહ્યાં છે, માટે અનેક નયોની અપેક્ષાએ સર્વદર્શનોને જિનદર્શનના અંગતરીકે જાણતાં શીખવું. સર્વજ્ઞમહાવીરપ્રભુએ અનેકનયોની પરસ્પર સાપેક્ષાવાળો જૈનધર્મ પ્રરૂપ્યો છે તે સાગરસમાન છે અને તેમાં અનેકમતરૂપીનદીઓ ભળે છે, સર્વધર્મશાસ્ત્રોમાં રહેલું સત્ય સાપેક્ષદૃષ્ટિએ વિચારવું. જૈનોએ જૈનધર્મશાસ્ત્રોને આપ્તાગમ તરીકે માનવાં અને વેદવેદાંતાદિક સર્વધર્મશાસ્ત્રોમાં જે જે નયોની અપેક્ષાએ જે જે સત્ય જણાય તે માનવું અને ઉદાર દૃષ્ટિથી અને મૈત્રીભાવથી સર્વજાતના ભિન્નભિન્નધર્મીઓસાથે વર્તવું. એટલું પ્રસંગોપાત્ત કહી વિષયાંતર નહિ કરતાં હવે પ્રાસંગિક મંત્રના રહસ્યનો મારી દૃષ્ટિએ જે અનુભવ થયો છે તે જણાવું છું.

આ સાતમો મંત્ર, આત્માના મૂલ સ્વરૂપના વર્ણનપર છે. પરમેશ્વરને શરીર નથી એતો આ મંત્રના દૃષ્ટા અર્થાત્ આવું રહસ્ય જાણનાર ઋષિ જાણતા હતા, પરંતુ શરીરમાં રહેલો આત્મા મૂળસ્વરૂપે કેવો છે તે બાબતમાં પોતાને ધ્યાનયોગે જે આત્માનુભવ થયો તે અત્ર જણાવે છે. આત્માના જ્ઞાનીને જ પરમાત્માનું જ્ઞાન થાય છે તેથી આ મંત્રના સૃષ્ટાઋષિ દેહમાં રહેલા આત્માનું વસ્તુતઃ સત્યસ્વરૂપ કેવું છે તે જણાવે છે. આત્મા શુક્ર અર્થાત્ અનંતવીર્યરૂપછે અને તે **अकाय** છે તેનું વર્ણન કરવામાં આવે છે. કેટલાક મનુષ્યો કાયાનેજ આત્મા કહે છે, કેટલાક પ્રાણને આત્મા માને છે પણ શરીર પ્રાણ તે આત્માથી ભિન્ન છે. પંચભૂતનું શરીર બનેલું છે. તે પંચભૂત જડ છે અને બ્રહ્મ તો ચેતનાશક્તિ સહિત છે. પ્રાણમાં પણ ચેતના શક્તિ નથી તેથી દેહ અને પ્રાણથી આત્મા ભિન્ન જાણવો. હું જાણું છું, મારી કાયા નિરોગી છે, મારૂં શરીર જાડું છે પાતળું છે એમ જાણનાર આત્મા તે શરીરથી ન્યારો છે. પંચભૂતથી આત્મા ન્યારો છે એ વિષયનું પ્રતિપાદન કરનાર સૂયડાંગસૂત્ર, નંદિસૂત્ર, આચારાંગસૂત્ર તથા સમ્મતિતર્ક અને શાસ્ત્રવાર્તાસમુચ્ચય, વગેરે અનેક શાસ્ત્રો છે તે વાંચવાથી કાયાથી ભિન્ન આત્માનો નિશ્ચય થાય છે. યુરોપના જડવાદીઓ પણ કાયાથી ભિન્ન આત્મા છે એવું હવે માનવા લાગ્યા છે. ભૂતપિશાચ વગેરે વ્યંતરોનો અન્યલોકોના શરીરમાં પ્રવેશ થવાથી તેઓ શરીરથી ભિન્ન કંઇ ચેતન બ્રહ્મતત્ત્વ છે એમ નિશ્ચયપર આવ્યા છે. જલમાં દુધ ભળે છે, પણ તે જલથી ભિન્ન છે તેમ શરીરમાં આત્મા છે અને તે કાયાથી ભિન્ન છે એમ જે જાણે છે માને છે તે ચૈતન્યવાદી છે, આત્મવાદી છે, તે પ્રભુમાર્ગ તરફ વળે છે અને આત્માના જ્ઞાન અને આનંદનો નિશ્ચય કરે છે. આત્મા અકાય છે એવો નિશ્ચય થયા પછી દેહાધ્યાસનો નાશ થાય છે.

કાયામાં થતું અહંમમત્વ ટળે છે. તથા અનેક પ્રકારના ભયો નાશ થાય છે. તેમજ આત્મા અકાયરૂપ છે એવું જાણ્યા પછી આત્માનું વીર્ય પ્રગટાવવા પુરૂષાર્થ થાય છે. આત્મા અકાય છે એવું જાણ્યા પછી હું આત્મા અમર છું એવો દૃઢનિશ્ચય થાય છે. પશ્ચાત્ શરીર નષ્ટ થતાં સર્વ નષ્ટ થયું એવી ભ્રાંતિ રહેતી નથી તેમજ શારીરિકસુખ ભોગવવા માટેજ મનુષ્યશરીર છે એવી ભ્રાંતિ રહેતી નથી, કાયા તેજ આત્મા છે છતાં કાયાથી ભિન્ન છે એવો અનુભવ કરનારાઓ મૃત્યુ થતાં નિર્ભય બને છે તથા તેઓ લક્ષ્મીઆદિ વસ્તુઓપર રાગદ્વેષ કરી સંસારમાં બંધાતા નથી. કાયાથી આત્મા નિશ્ચયતઃ ભિન્ન છે એવો અનુભવ થતાંની સાથે નિર્મોહદશા પ્રગટે છે, સમ્યગ્જ્ઞાનદૃષ્ટિ પ્રગટે છે અને આત્મા, પ્રભુપદ પામવાનો અધિકારી બને છે, માટે કાયામાં કર્મયોગે આત્મા વ્યાપી રહે છે છતાં તેનાથી ભિન્ન છે એવો દૃઢનિશ્ચય ધારણ કરવો અને પરમાત્માનું ધ્યાન ધરવું કે જેથી આત્મામાં કેવલજ્ઞાન, કેવલદર્શન પ્રગટે. શરીરથી ભિન્ન હું ચિદાનંદસ્વરૂપ આત્મા છું એવી હૃદયમાં વારંવાર ભાવના કરવી. સર્વકાર્ય કરતાં અંતરમાં એવી યાદી–ઉપયોગ ધારણ કરવો. એવો આત્મોપયોગ વારંવાર ધારતાં દુનિયાના સર્વજડપદાર્થોમાં સાક્ષીભાવ વર્તે છે અને અસ્મિતા નામની ધ્યાનયોગની એકદશા પ્રગટે છે કે જેમાં પરમાત્માની સાથે આત્માનું ઐક્ય અનુભવાય છે. દેહ છતાં દેહ તે આત્મા નથી એમ નિષેધ કરીને કાયાથી ભિન્ન આત્માનુ સ્વરૂપ દર્શાવ્યું છે તેથી એમ જાણવું કે ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, અને કાર્મણ શરીરથી ભિન્ન આત્મા છે. કર્મના યોગે પૌદ્ગલિકદેહમાં આત્મા રહ્યો છે પણ તે કાયાથી ભિન્ન છે એમ નિશ્ચય થતાંની સાથે દેહના સુખમાટે હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, વગેરે મહાપાપો કરવામાં જે લોકો આસક્ત

હોય છે તે નિરાસક્ત બને છે. સાધ્યરૂપશરીરેન્દ્રિયસુખ પહેલાં હોય છે તે ટળી જાય છે; અને આત્માનું નિત્યસુખ પ્રાપ્ત કરવા યોગ્ય છે એવો નિશ્ચય થાય છે અને સર્વપ્રાણીઓના મનુષ્યોના આત્માઓની સાથે પોતાનું સમાનત્ત્વ અનુભવાય છે. અકાયરૂપ આત્માનો દૃઢ અનુભવ ત્યારે થયો કહેવાય કે જ્યારે જડવસ્તુઓમાં શુભાશુભબુદ્ધિ ન રહે તથા ધન અન્ન વગેરે સર્વ જડવસ્તુઓનું અન્યોના દુઃખ નિવારણાર્થે દાન થાય, સર્વજીવોની હિંસા ન થાય, જડનામરૂપનો મોહ ન રહે, જડમાં સુખબુદ્ધિ ન રહે, બાહ્યમાન કીર્તિ પ્રતિષ્ટાની વાસના ન રહે, તથા દેહના જીવનમાં અને મરણમાં સમભાવ વર્તે, તથા નિષ્કામભાવે સર્વપ્રવૃત્તિ થાય. આત્મા અકાયરૂપ છે. કાય તો પ્રકૃત્તિથી બનેલી છે. અનંત જન્મોમાં અનંત દેહો મળ્યાં અને ટળ્યાં તે કાયા રૂપી છે તેના આકારથી આત્મા ભિન્ન છે તો વસ્ત્રની પેઠે કાયારૂપમાં રાગદ્વેષથી મોહ કરવો તે કોઈ રીતે યોગ્ય નથી. તેમજ કાયા સહિત આત્માનું આ જન્મમાં જે નામ પાડયું છે તેવાં અનંત જન્મોમાં અનંત નામો પડયાં. કયા નામમાં મારાપણાનો મોહ રાખવો જોઈએ? કાયા અને આત્મા બન્નેમાંથી કાયાનું નામ પણ જે પડયું તે સત્ય ગણાતું નથી, કારણ કે મૃતક દેહ કંઈ પોતાનું નામ અમુક છે એમ જાણી શકતું નથી, તેમજ આત્માનું અમુક નામ છે તે પણ યોગ્ય નથી, કારણ કે અનેક જન્મોમાં લોકોએ અનેક નામો પાડયાં તેમાંનાં કયાં નામો આત્માનાં જાણવાં? અલબત આત્મા અનામી છે. સર્વ કાયાઓ તે રૂપ અને સર્વે પાડેલાં નામ તે નામો—એમ નામો અને રૂપોથકી નિશ્ચયનયે આત્મા ભિન્ન છે. એવો દૃઢ નિશ્ચય થતાંની સાથે નામરૂપના સંબંધે થતી રાગ, દ્વેષ, કીર્તિ, અપકીર્તિ, લાભ, હાનિ, સારૂંખોટું, ક્રોધ, માન, માયા, લોભ, કામ, ઇર્ષ્યા, ભીતિ, લોકવાસના, વિષયવાસના, આદિ સર્વમાયાની જંજાળ

અર્થાત્ કર્મની જંજાળમાંથી અહંમમત્વની ભ્રાંતિ છૂટી જાય છે. આખી દુનિયાની ચક્રી આદિ મોટી પદવીઓનો મોહ રહેતો નથી, તેમજ મેરૂપર્વત જેટલાં રત્નોનો ઢગલો મળે તો પણ તે જડ જણાય છે અને તેમાં મોહ રહેતો નથી. ઈન્દ્રની અપ્સરાઓ મળે તોપણ તેમાં રાગ રહેતો નથી. અપ્સરાઓનાં શરીર ક્ષણિક છે અને તે આત્મસુખ આપનાર નથી એવો દૃઢ નિશ્ચય થતાં સર્વ જડવસ્તુઓના સંબંધમાં રહ્યા છતાં તેમાં મૂર્છા રહિત નિર્લેપ અર્થાત્ નિઃસંગબુદ્ધિ રહે છે. શરીર મન, વગેરે સાધનો છે તે વડે આત્માની શુદ્ધિનો પુરૂષાર્થ થાય છે. દેહ મન અને ઇન્દ્રિયો-પર કાબૂ ધરાવી શકાય છે. પોતાના પાડેલા નામની કોઇ સ્તુતિ કરે તો તેથી હર્ષ થતો નથી અને કોઈ પોતાના પાડેલા નામની નિંદા કરે તો તેથી શોક, દ્વેષ, ક્રોધ થતો નથી, કોઈ પોતાના શરી-રરૂપની મૂર્તિ કરીને પૂજે વા કોઇ શરીરને પૂજે તો તેથી હર્ષ થતો નથી તેમજ કોઈ શરીરની વા શરીર છબીની નિંદા કરે અપમાન કરે તો પણ દેહથી આત્મા ભિન્ન અનુભવ્યા પછી દ્વેષ, કલેશ, ક્રોધ થતો નથી. કોઇ પૂજે વા નિંદે તેમાં તટસ્થ સાક્ષીપણું અનુ-ભવાય છે અને ત્રીજા તટસ્થ મધ્યસ્થમનુષ્યની પેઠે દેહ મનની પ્રવૃત્તિમાં સાક્ષીભાવ રહે છે. પુણ્ય પાપ કર્મના યોગે દેહ થાય છે. શુભ દેહમાં રાગ થતો નથી અને અશુભ દેહપર અરૂચિ થતી નથી એવી રીતે અકાયરૂપ આત્મા જાણવાથી સર્વ સ્ત્રીઓના રૂપમાં કામ રાગ પ્રગટતો નથી અને સ્ત્રી શરીરના ભોગથીજ સુખ થાય છે એવી વાસના નષ્ટ થઇ જાય છે. કાયાથી ભિન્ન અકાયરૂપ આત્મા જાણ્યા પછી દેહમાં રહ્યા છતાં આત્મા વિશુદ્ધ થાય છે અને છેવટે કેવલજ્ઞાની મુક્ત બને છે. મનુષ્ય દેહ સમાન કોઇ ઉત્તમ દેહ નથી. મનુષ્યદેહ સમાન કોઇ ઉત્તમ સાધન નથી. મનુષ્યદેહવડે આત્માનો મોક્ષ થાય છે. મનુષ્યદેહને તપ સંયમ યોગમાં સાધન

તરીકે વાપરવી જોઈએ. દેહથી ભોગો ભોગવતાં દેહમાં અનેક રોગો પ્રગટે છે અને રોગોથી દેહનો નાશ થાય છે. પુણ્યબંધમાં અને પાપબંધમાં દેહ સાધન છે, માટે દેહને આત્મજ્ઞાનની શક્તિયો પ્રગટાવવામાં સાધનતરીકે વાપરવી જોઈએ. દેહનો દુર્ગુણવ્યસન ભોગોમાટે દુરૂપયોગ ન કરવો. ભવસાગર તરવામાં કાયા તે આગબોટ-સ્ટીમર સમાન છે માટે તેનો અપ્રમત્તપણે સદુપયોગ કરવો. દેહને પાડી નાખવાથી, તથા આપઘાત વગેરેથી દેહનો નાશ કરવાથી આત્માના સદ્ગુણોનો પ્રકાશ થતો નથી. કોઇ પણ મનુષ્યના દેહને નાવસમાન જાણવું અને મનુષ્યોના શરીરોની દુષ્કાલ રોગ વગેરે ખરાબપ્રસંગોમાં રક્ષા કરવી. કોઇ પણ મનુષ્યના શરીરના આરોગ્યમાટે ધન વગેરેનો તથા સ્વશરીરનો સદુપયોગ કરવો. દેહ તેજ આત્મા નથી પણ આત્માની શુદ્ધતા કરવામાં દેહસમાન કોઈ ઉપયોગી સાધન નથી એટલું તો ખાસ લક્ષમાં રાખવું જોઈએ અને મનુષ્યોના શરીરોમાં રહેલા આત્માઓ તે પ્રભુઓ છે તેઓની સેવા ભક્તિમાં સ્વશરીરનો ઉપયોગ કરવાથી હૃદયની શુદ્ધિ થાય છે અને તેથી સંતસદ્ગુરૂના બોધથી દેહાધ્યાસ ટળે છે અને આત્માનો અનુભવ થાય છે. મનુષ્યદેહ તેજ આત્મા છે એમ ન માનવું પણ મનુષ્ય દેહમાં રહેલ આત્મા તે સર્વ પ્રાણીઓનો શહેનશાહ છે. મનુષ્યદેહની અત્યંત ઉપયોગિતા છે. અનંત પુણ્યોદયથી મનુષ્યજન્મ મળ્યો છે માટે તેનો પાપમાં ઉપયોગ ન કરતાં ધર્મમાં ઉપયોગ કરવો જોઈએ. સર્વજીવોની દેહો સર્વને પ્યારી છે કોઈ પ્રાણીને મરવું પ્રિય નથી માટે પોતાની દેહથી કોઈ પ્રાણી મનુષ્યની હિંસા ન કરવી અને કોઈ જીવને પીડા ન થાય એવી કાયાની પ્રવૃત્તિ કરવી તેજ શરીર સદુપયોગપ્રવૃત્તિ છે. કર્મપ્રકૃત્તિયોથી ઉત્પન્ન થએલ માનવશરીર કથંચિત્ આત્માને અત્યંત ઉપયોગી છે. શરીર તે આત્મા છે એવો મોહ ન રાખવો, તથા આયુષ્ય ખૂટતાં

શરીર છૂટે તો તેથી ઉદાસ ન બનવું. શરીરઇન્દ્રિયોને આત્માધીન રાખવી. શરીરની આરોગ્યતાથી મન બળવંત રહે છે અને તેથી આત્માનું મનન સારી રીતે થઈ શકે છે. શરીરના શુક્રનો દુરૂપયોગ ન કરવો અને બ્રહ્મચર્યથી શારીરિકબળનું રક્ષણ કરવું, સર્વલોકોના હિતાર્થે શરીરનો સદુપયોગ કરવો. વસ્ત્રની પેઠે શરીરને આત્માના વિકાસાર્થે જાળવવું. અકાયરૂપ આત્મા છે એમ જાણીને સ્વાધિકારે કાયાથી જે જે ફરજો અદા કરવાની હોય તેમાં અપ્રમત્તપણે વર્તવું. વ્યાવહારિકધાર્મિક નિત્ય નૈમિત્તિક આકસ્મિક કર્તવ્ય સર્વ કાર્યો કરવાં અને અંતરથી નિષ્કામબુદ્ધિથી પ્રભુમાં મન જોડવું. પરમેશ્વર નિરાકાર અકાયરૂપ છે એમ આ મંત્રના કર્તા પહેલાંથી જાણતા હતા તેથી તેમણે શરીરમાં રહેલા આત્માનો ખોજ કરી અને શરીરમાં આત્મા છે છતાં શરીરથી ન્યારો છે એવો અનુભવ કરીને આત્માને અકાય કહ્યો છે. કાયા કરતાં મનની શક્તિ ઘણી છે અને મન કરતાં આત્માની અનંતગુણી શક્તિ છે. કાયાનો કર્તા આત્મા છે અને એક કાયાને મૂકી અન્યકાયાકર્તા પણ આત્મા છે માટે કાયા કરતાં આત્માપર અનંતગુણશુદ્ધપ્રેમ ધારવો. આત્માના પ્રેમમાં મસ્ત થઇ જવું. આત્મામાં મનને યોજવું. શ્રી હેમચંદ્રાચાર્યે આત્માની નીચે પ્રમાણે સ્તુતિ કરી છે. **यः परमात्मा परं ज्योतिः परमः परमेष्ठिनाम् आदित्यवर्ण तमसः परस्तादामनंतियम् ॥ ज्ञानस्वरूपोऽस्मि दर्शनस्वरूपोऽस्मि चारित्रस्वरूपोऽस्मि, अनंतवीर्यस्वरूपोऽस्मि.** આચારાંગસૂત્રમાં અવર્ણ અગંધ, અરસ, અસ્પર્શ, અશબ્દ, અસંસ્થાનરૂપ આત્મા છે. મન અને છદ્મસ્થબુદ્ધિની પેલી પાર આત્મા છે. **न तस्य प्रतिमाऽस्ति** આત્માની તુલના કરવામાં આત્મા જેવી બીજી કોઈ વસ્તુ નથી, અર્થાત્ આત્માના સમાન અન્ય પ્રતિમા–(મૂર્તિ) કોઈ નથી. આત્માથી પરમેશ્વર જણાય છે. આત્મામાં સર્વનો ભાસ થાય છે, માટે આત્મા,

તેજ સર્વસ્વ છે. સર્વ વસ્તુઓથી આત્મા મહાન્ છે માટે આત્માની સ્તુતિ પ્રસંશા મહત્તા જણાવતાં ઋષિ કહે છે કે **सर्व खल्विदं ब्रह्म.** આ સર્વ નિશ્ચય બ્રહ્મ છે અર્થાત્ આ જે સર્વ છે તે બ્રહ્મ છે અર્થાત્ બ્રહ્મ આત્મામાં સર્વનો ભાસ થાય છે માટે સર્વ કંઈ આત્મા છે એમ આત્માની પ્રસંશા કરી છે માટે પ્રશંસા મહત્તા વર્ણનનયદૃષ્ટિએ આત્મા તેજ સર્વ છે એમ કહેવાય છે તેથી તત્ત્વનયદૃષ્ટિએ જડ ચેતન, એમ બે તત્ત્વોનો નિષેધ થતો નથી. જેમ આ જ્યોર્જ શહેનશાહ છે તેજ સર્વ છે. અમારો પતિ તેજ મારૂં ખરેખર સર્વ છે એમ કહેવું તે પ્રશંસામહત્તાદૃષ્ટથી છે પણ અન્ય પદાર્થોના નિષેધ માટે નથી. આત્મા અકાયરૂપ છે એમ જે કહ્યું છે તેથી સર્વાત્માઓ કાયા રહિત છે એમ જણાવ્યું નથી. સિદ્ધાત્માઓ તો કર્મ રહિત છે અને જે કર્મ સહિત આત્માઓ છે તે પણ શુદ્ધદ્રવ્યાથિકનયની અપેક્ષાએ અથવા શુદ્ધનિશ્ચયનયની અપેક્ષાએ અકાયરૂપ છે. કર્મનો પડદો ટાળીને અર્થાત્ કર્મની વિવક્ષા કર્યા વિના એકલા આત્માનું સ્વરૂપ વિચારવામાં આવે તો સર્વ આત્માઓ અકાયરૂપ છે એમ જાણવું. આર્યસમાજીઓ પરમેશ્વરને અકાયરૂપ કહે છે. જૈનો અષ્ટકર્મ રહિત પરમેશ્વરને અકાયરૂપ કહે છે માને છે અને સર્વ આત્માઓને પણ કર્મની અપેક્ષાવિના એક મૂળસ્વરૂપે અકાયરૂપ માને છે. શ્રી કૃષ્ણ તથા કપિલ ઋષિ વગેરે પણ આત્માને પ્રકૃતિની અપેક્ષાવિના એકલા મૂળસ્વરૂપે અકાય માને છે. પુરૂષ અર્થાત્ આત્મા તે અકાયરૂપ છે અને પુરૂષની સાથે કર્મરૂપ પ્રકૃતિનો અનાદિથી સંયોગ થયો છે તેની અપેક્ષાએ વ્યવહારથી કથંચિત્ આત્મા, કાયસ્વરૂપી છે પણ વસ્તુતઃ નિશ્ચયનયથી અકાયરૂપ છે એવો અનુભવ આવે છે તેથી મ્હેં એમ જણાવ્યું છે. આત્માની અકાયભાવનાથી દૃશ્યમાં મોહવૃત્તિ પ્રગટતી નથી. અકાય આત્મદશા પ્રગટાવા માટે નીચે પ્રમાણે

વર્તવું. દરરોજ હું કાયાથી ભિન્ન શુદ્ધાત્મસ્વરૂપ છું એવી આત્મભાવના ભાવવી. અધ્યાત્મજ્ઞાનના શાસ્ત્રોનો દરરોજ નિયમિત સ્વાધ્યાય કરવો. આત્મજ્ઞાનનાં ભજનો ગાવામાં લયલીન બનવું. અનુભવી જ્ઞાનીગુરૂનો આત્મજ્ઞાનનો બોધ શ્રવણ કરવો. સદ્‌ગુરૂની તથા જ્ઞાની યોગી સંતોની સેવામાં ભક્તિમાં અર્પાઇ જવું. મનમાં ઉત્પન્ન થતા અશુભવિચારોનો ત્યાગ કરવો. એકાંત નિર્જન શુદ્ધ હવાવાળી પવિત્ર ઉદ્યાન વગેરે ભૂમિકામાં પદ્માસનાદિ આસને બેસીને આત્મામાં મનને વાળવું અને આત્મા સંબંધી વિચારો કરવા. કાયાને કષ્ટ પડે એવાં પારમાર્થિકકાર્યો કરવાં કે જેથી શરીરથી ભિન્ન આત્મા છે એવો અનુભવ આવે. શ્મસાન વગેરે વૈરાગ્યકારક સ્થાનોમાં આત્માનું ધ્યાન ધરવું. પાંચ ઇન્દ્રિય અને મન વશમાં રહે એવું બાહ્યાંતર તપ કરવું. દરરોજ પરમેશ્વરની સવારમાં અને સાંજરે પ્રાર્થના કરવી. કરેલાં દુષ્કૃત્યોનો પશ્ચાત્તાપ કરવો અને હૃદયમાં પૂર્ણ અસર પ્રગટે ત્યાંસુધી પશ્ચાત્તાપ કરવો. શુભાશુભકર્મો ઉદયમાં આવે તે ભોગવતાં સમભાવ ધારવા અભ્યાસ કરવો. દેશસમાજસંઘરાજ્ય શિક્ષણઆદિ શુભ કાર્યોમાં યથાશક્તિ નિષ્કામભાવે કાયાદિકનો ભોગ આપવો. આંખથી સ્ત્રી દેખાય તો પણ તેની ચામડીના રૂપને દેખી મનમાં જરામાત્ર કામભાવ ન પ્રગટે એવી દશા ન થાય ત્યાંસુધી તથા સ્ત્રી શરીરનો સ્પર્શ થતાં પણ કામની વૃત્તિનો સ્વપ્નમાં પણ વિચાર ન આવે ત્યાંસુધી શરીરના નિયમોનું બ્રહ્મચર્યવ્રત પાળવું અને કાયા મૈથુનનો કદાપિ સ્વપ્નમાં પણ વિચાર ન આવે ત્યારે અકામરૂપ આત્માનું આનંદ સ્વરૂપ અનુભવાશે એમ જાણી બ્રહ્મચર્યની નવ વાડ પાળવી. ઇન્દ્રાદિદેવલોકના કાયિકસુખની ઇચ્છા ન કરવી. જડવાદ નાસ્તિકવાદના વિચારાચારમાં મુંઝાવું નહીં અને આ લોકનાં શારીરિકસુખ ભોગવવામાટેજ મનુષ્ય જન્મ છે

ઈત્યાદિ કુતર્કવાદી જડવાદીઓના વિચારોને માન્ય ન કરવા. પ્રભુએ મનુષ્યોના ભક્ષણાર્થે પશુ પંખી જલચર વગેરે પ્રાણીઓને ઉત્પન્ન કર્યાં છે માટે તેઓને ખાવાં જોઈએ તથા પ્રભુએ મનુષ્યોને દુનિયામાં શારીરિક સુખો ભોગવવા માટે ઉત્પન્ન કર્યા છે એવી મિથ્યા બુદ્ધિનો ત્યાગ કરીને સમ્યકત્વબુદ્ધિને પ્રગટાવવી. સ્પર્શેન્દ્રિયાદિ ઇન્દ્રિયોદ્વારા જે સુખ થાય છે તે તો ક્ષણિક છે માટે આત્માના અનંત સુખનો અનુભવ કરવા માટે આત્માની શુદ્ધસમાધિમાં જીવન ગાળવું. દુનિયામાં પ્રવર્તતા સર્વધર્મોનું–દર્શનોનું મૂળ રહસ્ય એ છે કે આત્માનું અનંત સુખ પ્રાપ્ત કરવું એવો દૃઢ નિશ્ચય ધારણ કરવો. કોઈ પણ ધર્મમાં રહેલું સત્ય ગ્રહવું અને આત્માની શુદ્ધિમાટે ષડાવશ્યકકર્મોનું પૂર્ણ જ્ઞાન કરી તે પ્રમાણે વર્તવું. આત્માનું સ્વરૂપ એકદમ ન સમજાય તેથી નાસ્તિક ન બનવું. આત્માની સત્યનિવૃત્તિ તરફ લેઇ જનારી ધર્મ્યપ્રવૃત્તિને કર્મયોગી બની સેવવી. દરેક બાબતનો મધ્યસ્થ બની વિચાર કરવો. આત્માના કોઇ વિચારમાં બે પક્ષ પડે તો બે પક્ષના વિચારો સાંભળવા અને તેની અપેક્ષાઓને તપાસી સ્યાદ્વાદદૃષ્ટિએ આત્મધર્મનો વિચાર કરવો. એમ પ્રવૃતિ કરતાં દેહથી ભિન્ન આત્માની દશાનો અનુભવ આવે છે અને પરમાત્માની સાથે આત્મૈક્યભાવનાવાળી ઋતુંભરાનામની દશાનો આત્મરસ પ્રગટે છે. અને બાહિરમાં મનને પશ્ચાત્ આનંદરસ પડતો નથી. પિંડમાં આત્માનો અનુભવ પ્રગટયા પશ્ચાત્ પરમેશ્વરનું ખરૂં સ્વરૂપ સમજાય છે. આત્માના સ્વરૂપનાં કરોડો લક્ષણો કહેવામાં આવે તોપણ આત્માના અન્વયવ્યતિરેક અનંતગુણ પર્યાયધર્મનો લેશ માત્ર જ અનુભવ થાય છે માટે કેવલજ્ઞાન પ્રગટતાં આત્માનું પૂર્ણ સ્વરૂપ સમજાય છે એવો દૃઢ નિશ્ચય ધારવો. કેવલજ્ઞાનની પૂર્વની આત્માની જ્ઞાનદશામાં આત્માના

અનંત સ્વરૂપનો પૂર્ણ ખ્યાલ કોઈને આવી શકતો નથી માટે તે દશામાં સાતનયો અને તેના ઉપભેદોની પરસ્પર અપેક્ષાએ આત્માનું સાપેક્ષસ્વરૂપ વિચારવું અને એકાંતનિરપેક્ષકદાગ્રહ ન કરવો. **जावइया वयणपहा तावइया चेव हुंति नयवाया.** જેટલા વચન પથો છે તેટલા નયવાદો છે. જેટલાં વચનો છે તેટલા નયો-સાપેક્ષ વિચારો છે. સાતનયો અથવા અસંખ્યનયોની પરસ્પરની અપેક્ષાઓને સમજવાથી પૂર્ણ સત્યનું જ્ઞાન થાય છે એમ સર્વજ્ઞ પરમાત્મા મહાવીરદેવે પ્રકાશ્યું છે કે જેથી એ પ્રમાણે સર્વધર્મના-શાસ્ત્રોને દ્રવ્ય ક્ષેત્રકાળભાવનયાદિઅપેક્ષાએ વિચારતાં પરસ્પર વિરોધી એવાં શાસ્ત્રોમાંથી અનેક પ્રકારનું વિવિધ સત્ય સમજાય છે અને તેથી આત્મજ્ઞાનનો પ્રકાશ થાય છે. પૂર્ણગીતાર્થગુરૂઓની સેવા કરવાથી એવી રીતની સાપેક્ષસ્યાદ્વાદદૃષ્ટિથી આત્માનો નિશ્ચય કર્યા પછી આત્માની શુદ્ધિ માટે સર્વવિશ્વ વસ્તુઓ, શાસ્ત્રો વગેરે સમ્યગ્ સાધનોરૂપે પ્રણમે છે. કોઈ સ્થાને **स्वप्नोपममिदं सर्वं** એવી શ્રુતિ છે તેનો અર્થ એવો છે કે—સ્વપ્નસમાન આ સર્વ છે. દેવો વગેરે માયોપમ ઈન્દ્રજાળ સમાન છે એવું જ્યાં કહ્યું હોય ત્યાં વૈરાગ્યની દૃષ્ટિનયની મુખ્યતા છે. વૈરાગ્યદૃષ્ટિએ સર્વ સ્વપ્ન સમાન છે. દેવો થવું તે પણ સ્વપ્ન સમાન્ છે અર્થાત્ દેવો પણ ક્ષીણ પુણ્ય થતાં પાછા મૃત્યુ લોકમાં જન્મે છે માટે તે સ્વપ્નના જેવી ક્ષણિક પદવી છે તેથી તેમાં આસકત ન થવું એવી વૈરાગ્યની પ્રતિવાદક તે શ્રુતિ છે પણ જડતત્ત્વ અને ચેતનતત્ત્વ, તથા સ્વર્ગ, નરક, મનુષ્ય લોકનો નિષેધ કરતી નથી. વિશ્વમાં કોઈ પણ પદાર્થોમાં આસક્ત ન થવું અને આત્મામાં પ્રેમ ધારણ કરવો તે માટે તે શ્રુતિછે પણ નાસ્તિકવાદ સિદ્ધ કરનારી તે શ્રુતિ નથી, એમ અવળીવાણીનાં ભજનોના અર્થોનીપેઠે શાસ્ત્રોના વાક્યાર્થો અપેક્ષાએ સમજવાની જરૂર છે. આત્માના

મહિમાદર્શક કેટલાક મંત્રો છે-**विश्वतश्चक्षुरुत विश्वतो मुखो, 'विश्वतो बाहुरुत विश्वतस्पात्' संबाहुभ्यां धमतिसंप तत्रै र्द्यावाभूमीं जनयन् देव एकः ॥ यजु० १ । ७ १९ ॥** આત્માની અનંત જ્ઞાનશક્તિ છે તેથી વિશ્વની ચારે બાજુ તેની ચક્ષુ છે અર્થાત્ તે સર્વવિશ્વને દેખી શકે છે, સર્વવિશ્વમાં ચારે તરફ તેનું મુખ છે, અર્થાત્ વિશ્વનું સર્વસ્વરૂપ મુખથી કહેવાને સમર્થ છે. વિશ્વપાત્ છે અર્થાત્ વિશ્વનો ઉદ્ધાર કરવા સમર્થ છે અને શરીર ધારી કેવલ જ્ઞાની થએલો એવો આત્મા સર્વ જીવોનું રક્ષણ કરવા સમર્થ છે એવો જ્ઞાની આત્મા પૃથ્વી આકાશ સર્વને જ્ઞાનમાં જ્ઞેય પરિણામે-જ્ઞેયપર્યાયે ઉત્પન્ન કરે છે. સ્વર્ગલોક અને મનુષ્યલોકને ધર્મીપણે ઉત્પન્ન કરે છે એવો આત્મા તેજ એક સંયોગી કેવલીદેવ છે, એમ યજુર્વેદમાં જણાવ્યું છે. **न द्वितीयो न तृतीय एक वृदेक एव ॥ अथर्व ॥ १३ । ४ । ४ ॥** બીજો એટલે તું ત્રીજો એટલે તે નથી પણ શરીરમાં રહેલો આત્મા હું છું- એકજ છું, દ્રવ્યપણે એમ જે જાણે છે તે જ્ઞાની છે **सोऽहं**-તે પરમાત્મા તેજ હું આત્મસત્તાએ છું. એમ સાપેક્ષદૃષ્ટિએ જાણવું. **सर्वे अस्मिन देवा एकवृतो भवंति ॥ अथर्व ॥ १३ । ४ । ४ ।** ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષ અને વૈમાનિક એ ચારે પ્રકારના દેવો જો શુદ્ધાત્મતત્ત્વમાં એક રૂપ થઇ જાય તો આત્મા તેજ હું એમ જાણો. **एकः त्रिश्वेषां भुवत् देवो देवानाम् महिऽत्वा ( ऋक् । १ । ६८ ॥** સર્વે ચારનિકાયના દેવોનો દેવ કેવલજ્ઞાની પરમાત્મા અરિહંત સિદ્ધાત્મા જે જ્યેષ્ટબ્રહ્મરૂપ છે તે સર્વમાં મોટા પૂજ્ય છે. **॥ ज्योतिषां ज्योनिरेकम् ॥ यजु० । ४ । १ ॥** ચંદ્રસૂર્યાદિ જ્યોતિયોની પણ જ્યોતિ એક બ્રહ્મ છે ને આત્મા એક છે અને તે પ્રતિ શરીર ભિન્ન ભિન્ન છે. **अनिर्मिष एकवीरः ॥ साम० । २० । ७ । २ ॥** જેનું કેવલજ્ઞાન કદી ટળતું નથી

એવો એક વીરરૂપ આત્મા છે. આત્માના સમાન અન્ય કોઇ નથી. **योदेवेष्वधिदेव एक आसीत् ॥ यजु० ॥ २७।२६।** રજોગુણી તમોગુણી અને સાત્વિક દેવોનો ઉપાસક, પ્રકૃતિપર વીતરાગ શુદ્ધ-બ્રહ્મ આત્મા એક દેવ છે, (શરીરમાં રહેલો આત્મા સત્તાએ તેવો દેવ છે તેને કર્મરહિત કરવો એજ પરમાર્થ છે. **आत्मानं ते मनसारा दजाना मवोदिवा पतयंतं पतङ्गम्। ऋग्॥ १। १६३॥ ६॥** આકાશમાં રહેલા સૂર્યને જેમ પાસે સ્હામો દેખી શકાય છે તેમ આત્માને મનથકી વેગે ધ્યાવતાં તે મનની પાસે સ્હામો દેખી શકાય છે. દીવાને દેખી પતંગીયાં જેમ તેમાં પડે છે તેમ મન વડે આત્માને ધ્યાવતાં તેમાં ધ્યાનીઓ પતંગીયાંની પેઠે તેમાં સમાઈ જાય છે. **तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥ अथर्ववेद ॥ १०।८।४॥** રાગદ્વેષ રહિત શુદ્ધ જયેષ્ટ બ્રહ્મ જે પરમાત્મા સિદ્ધ ભગવાન્ છે તેને નમસ્કાર થાઓ. રાગદ્વેષ કર્મ સહિત આત્મા તે કનિષ્ટ બ્રહ્મ યાને જીવ કહેવાય છે અને તે કર્મ રહિત થાય છે ત્યારે શુદ્ધ જયેષ્ટ બ્રહ્મ તરીકે કહેવાય છે. રજોગુણી, તમોગુણી સત્વગુણી ત્રણપ્રકૃત્તિ સહિત, પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણ કર્મ સહિત આત્માઓ તે શબલબ્રહ્મ તરીકે કહેવાય છે. આત્માની મહત્તા જણાવનારી શ્રુતિયો નીચે પ્રમાણે છે. **आत्मैवेदं सर्वम्। छान्दो० ॥ ७।१५।२। ब्रह्मैवेदंविश्वम ॥ मुण्ड० ॥ २।२।११॥ सर्वं खल्विदं ब्रह्म॥ छान्दो० ॥ ३।४१। पुरुष एवेदं सर्वं यद्भूतं यच्चभाव्यं "उतामृतत्वस्येशानोयदन्नेनातिरोहति" यजुर्वेद० ॥ ३१।२॥** બ્રહ્મ તેજ વિશ્વ છે. બ્રહ્મવિના વિશ્વનો પ્રકાશક અન્ય નથી. આત્મા તેજ સર્વ છે. સર્વ નિશ્ચય આ બ્રહ્મ છે. પુરૂષ તેજ આ સર્વછે, જે થયું અને જે થશે તે બ્રહ્મ છે. અમૃતત્વનો સ્વામી આત્મા તે બ્રહ્મ છે, તેને કોઇ પણ તુલ્ય આવે તેમ નથી. જે થયું અને થશે તે સર્વ પુરૂષરૂપ છે એનો અર્થ—કેવલાદ્વૈતવાદીઓ એમ

કરે છે કે **यद्भूतंयच्चभाव्यम्** થયું અને થશે તે સર્વ જડચેતન સર્વ વિશ્વ તે બ્રહ્મજ છે, શુદ્ધાદ્વૈતવાદીઓ પણ તેનો અર્થ ઇષ્ટવ્ય માને છે આર્યસમાજીઓ જડચેતનમય જગત્ સર્વ છે તે બ્રહ્મ છે એમ જો માને તો શ્રી શંકરાચાર્યનો કેવલાદ્વૈતસિદ્ધાંત તેઓને માન્ય થાય પણ આર્યસમાજીઓ તેવો અર્થ માનતા નથી. **यद्भूतंयच्चभाव्यम्** તે સર્વ પુરૂષ અર્થાત્ બ્રહ્મ છે એવો અર્થ કરવામાં અદ્વૈતવાદીઓ આ શ્રુતિને આગળ ધરે છે. જૈનો જૈન શાસ્ત્રોની સ્યાદ્વાદદૃષ્ટિ પ્રમાણે તેનો નીચે પ્રમાણે સાપેક્ષિક સમ્યગ્ અર્થ નીચે પ્રમાણે કરે છે. કેવલજ્ઞાની આત્મા તે બ્રહ્મ છે તેના કેવલજ્ઞાનરૂપબ્રહ્મમાં ષડ્દ્રવ્યરૂપવિશ્વના અનંતઅસ્તિપર્યાયો અને અનંતનાસ્તિપર્યાયરૂપ સર્વવિશ્વ ભાસે છે. જ્ઞાનમાં ભાસમાન થતું અનંત અસ્તિનાસ્તિ પર્યાયરૂપ વિશ્વ તે જ્ઞાનની અપેક્ષાએ અસ્તિનાસ્તિ ધર્મરૂપ જ્ઞેયપર્યાય છે, અનંત વિશ્વરૂપ જ્ઞેય પદાર્થ અને કેવલજ્ઞાન એમ જ્ઞાન અને વિશ્વરૂપજ્ઞેયનું કથંચિત્ અભિન્નપણું છે તેથી આત્મારૂપજ્ઞાનમાં જ્ઞેય તે સર્વ વિશ્વ છે તે કથંચિત્ આત્મરૂપ છે, ભૂતકાલના આત્માના જડ ચેતન સર્વ અસ્તિનાસ્તિપર્યાયો તથા વર્તમાનિકપર્યાયો તથા ભવિષ્યમાં થનારા જડચેતનસર્વ અસ્તિનાસ્તિરૂપપર્યાય તે સર્વે કથંચિત્ આત્માના પર્યાયો છે, તેથી સર્વવિશ્વ તે આ આત્મા છે એમ કહેવામાં સાપેક્ષદૃષ્ટિએ કંઇ વિરોધ આવતો નથી અને સ્યાદ્વાદ દૃષ્ટિએ યજુર્વેદની આ સ્તુતિનો અર્થ પણ આત્મરૂપ અપેક્ષાએ સમ્યગ્ ઘટે છે. સમ્મતિતર્કમાં—શબ્દ, વસ્તુ અને જ્ઞાન એમ ત્રણ પ્રકારના પદાર્થો જણાવ્યા છે. નામો સર્વે શબ્દપદાર્થ છે, ષડ્દ્રવ્ય અને તેના ગુણપર્યાયરૂપવસ્તુઓ ઘટપટ જીવ વગેરે સર્વે વસ્તુ પદાર્થો છે, અને જ્ઞાનમાં જ્ઞેયરૂપે ભાસનાર શબ્દો, વસ્તુઓ સર્વે, જ્ઞાનસૃષ્ટિના પદાર્થો છે તેથી અનંત પદાર્થોની

અનંત જ્ઞાન સૃષ્ટિનો કર્તા આત્મા છે તેથી તે થયું અને જે થશે એવા સર્વ જ્ઞાનપદાર્થોની સૃષ્ટિનો કર્તા હતા અને અપેક્ષાએ તદ્રૂપ હોવાથી તે સર્વ વિશ્વરૂપ છે. આત્મા તેજ સર્વ છે એમ અપેક્ષાએ જાણવું. વિશેષાવશ્યકમાં ( છપાયેલી પ્રતિ તેના પત્ર. ૨૬૧ ) શ્રુતજ્ઞાનાધિકારે એક अकारના અસ્તિનાસ્તિ અનંતપર્યાય છે અને સર્વદ્રવ્યના અસ્તિનાસ્તિપર્યાયરૂપ સર્વવિશ્વના પર્યાય તે એક अकारના નાસ્તિપર્યાય જણાવી તેમાં અસ્તિનાસ્તિરૂપે સર્વ વિશ્વ છે તે અપેક્ષાએ સમાય છે એમ જણાવ્યું છે. ત્યાં વાદીએ શંકા કરી છે કે એવી રીતે अના પર્યાયો ઇચ્છત્વાથી વિશ્વૈકતા પ્રસંગ આવશે ત્યારે આચાર્ય મહારાજ શ્રી અભયદેવસૂરિએ જણાવ્યું છે કે— अतएव कथंचिद् विश्वैकताऽप्यबाधिका एव द्रव्यादिरूपतया तदेकत्वस्याऽप्यभ्युपगमात् ॥ अतो गंभीरमिदं स्थिरबुद्धिभिः परिभावनीयम् ॥ ૮ काशीमां छपायेल विशेषावश्यक—पत्र—२६२—६३ ॥ વિશેષાવશ્યકનો આ અધિકાર જાણનારાઓ अना અનંતનાસ્તિ પર્યાયોમાં કથંચિત્ સર્વવિશ્વની એકતા કરી શકે છે તોપછી પુરૂષમાં,—આત્મામાં,—બ્રહ્મમાં સર્વવિશ્વની જ્ઞેયરૂપે એકતા કરી તે સર્વે આ પુરૂષ બ્રહ્મજ છે એમ કહેવામાં સ્યાદ્વાદદૃષ્ટિએ સમ્યગ્ અર્થ ઘટાવે તેમાં કશું આશ્ચર્ય નથી. એ પ્રમાણે આજ અપેક્ષાએ અદ્વૈતવાદના એક બ્રહ્મસિદ્ધાંતનો અપેક્ષાએ જૈન સ્યાદ્વાદ જ્ઞાનદૃષ્ટિની સૃષ્ટિમાં અંતર્ભાવ થાય છે અને યજુર્વેદની ઉપરની શ્રુતિનો અર્થ પણ સ્યાદ્વાદદૃષ્ટિએ યથાર્થ ઘટે છે. અન્યથા તત્ત્વદૃષ્ટિએ સર્વવિશ્વને વ્યવહારથી બ્રહ્મરૂપ ગણવું તે વ્યવહારનયની અપેક્ષાએ અસત્ય છે. સર્વમનુષ્યો સ્યાદ્વાદજ્ઞાનદૃષ્ટિની ઉપર્યુક્ત અપેક્ષાએ કથંચિત્ સર્વ વિશ્વને આત્મારૂપ—બ્રહ્મરૂપ માની શકે છે અને જાણી શકે છે અને ષડ્દ્રવ્ય અને તેના અનંત અસ્તિનાસ્તિરૂપપર્યાયો કે જે ભૂતકાલમાં થયા અને ભવિષ્યમાં થશે એવા સર્વવિશ્વને પોતાના

આત્મારૂપ કહીશકે, તે ઉપરની અપેક્ષાએ જ્ઞાનપર્યાયપદાર્થોનું આત્મરૂપત્વ ઘટી શકે છે અને તેવી અપેક્ષાએ અમોએ નીચેનું પદ ગાયું છે તે વાંચો. આ પદને આગમસાર, નયચક્ર આદિ અનેક દ્રવ્યાનુયોગીગ્રન્થોના જ્ઞાતાઓ સાપેક્ષ દૃષ્ટિએ સમજી શકે છે.

---

## सन्तो सत् बतलावुं ए राग. ॥ पद ॥

### अस्तिनास्ति सर्वाद्वैतदृष्टि ब्रह्मज्ञान.

संतो सत् बतलानारे के मेंने मुजे न जानाजी–ए राग

संतो सत् बतलावुंरे के, जेवुं समजुं तेवुं गावुं,
आपहि कर्ता आप अकर्ता, ब्रह्मा विष्णु पोते;
परमप्रभु शिवशंकर ज्योते, स्वयं स्वयं ने गोते....सन्तो १

अनन्त ब्रह्माण्डो पण पोते, शोधे आपोआपे;
ईश्वर सेवक हुं छुं पोते, ध्यावुं अजपाजापे;....सन्तो २
मोटा मोटा दरिया ते तो, हुं छुं चित् सत्ताए;
पाहाडो वायु जल पण हुं छुं, अनन्तरूपपर्याये....सन्तो ३
नदीओ हुं छुं तळाव हुं छुं, हुं छुं सरवर पाणी;
सर्वभक्षी दावानल हु छुं, सदसत् वात प्रमाणी....सन्तो ४
जडथावर जंगम पण हुं छुं, पशुपक्षी सहुरूपे;
तेमां हुंने तुंमां हुं छुं, छुपाव्युं ना छुपे............सन्तो ५
जन्म जराने मृत्यु हुं छुं, महाकाल हुं जाते;
ते ते तुं तुं सर्वे हुं छुं, हुं छुं नवरसत्राते........सन्तो ६
व्यापक हुं छुं व्याप्य ज हुं छुं, नर नपुंसक नारी;
नामी अनामी रूपी अरूपी, हुं छुं सहु अवतारी....सन्तो ७

नारक देवो तिर्यंच हुं छुं, मानव सर्वप्रकारी;
लोकालोक ज स्वयं हुं छुं, अस्तिनास्तिता धारी. सन्तो ८

जे जे कहुं ते पण हुं छुं ने, ना कहुं हुं जाणो;
कीडी कुंजर हुं छुं समजो, चौदभुवननो राणो....सन्तो. ९

दृश्यादृश्य स्वरूपी हुं छुं, हुं छुं सर्वविचारो;
खंडनमंडनरूपी हुं छुं, तरनारो हुं तारो........सन्तो १०

पूजकने हु पोते पूज्यज, कर्मक्रिया हुं जाणुं;
नवनवज्ञेयो पोते हुं छुं, प्रेमी हुं पीछाणुं........सन्तो. ११

जगत् प्रभु हुं पोते छुं ने, सर्वे हुंमां समायुं;
अस्तिनास्तितानयदृष्टिए, सौमांही 'हुं' ध्यायुं. सन्तो. १२

अल्ला महमद इसा मुसा हुं, बुद्ध व्यास अवतारी;
शंकर रामानुज वल्लभ हुं, हुं प्यारो ने प्यारी....सन्तो. १३

साकार अने हुं निराकार छुं, धर्माधर्मस्वरूपी;
गंगाकाशी सर्वतीर्थ हुं, मुजथी वात न छूपी....सन्तो. १४

बाइबल वेद कुरान ज हुं छुं, सर्वधर्मना ग्रन्थो;
सर्वविचारो सर्वाचारो, अनेकनयमतपन्थो........सन्तो. १५

सापेक्षाताए हुं हुं करतो, थयो ज हुंथी न्यारो;
हुं हुं भूलतां थइ समाधि, आनन्द उलस्यो अपारो. सन्तो. १६

गंभीर वातो गुरुगम लेइ, सहु हुंमांही समावे;
सर्वनयोए अनेकान्तथी, हुंमां सर्व सुहावे........ सन्तो. १७

ઉપર્યુક્તપદથી જોઈ શકાશે કે આત્મા તે અપેક્ષાએ સર્વ વિશ્વરૂપછે, તે ભૂત વર્તમાન ભવિષ્યના અનંત અસ્તિનાસ્તિસ્વપર-પર્યાયોની અપેક્ષાએ આત્મા આદિ સર્વે વિશ્વરૂપ છે. એકનયની અપેક્ષાએ એમ કહેવું તે સત્ય છે પણ એકાંતનયની આ વાતને સ્વીકારીને અન્યનયોની માન્યતા ઉઠાવવામાં આવે તો તે નયાભાસ છે અને એવી નયાભાસની દૃષ્ટિથી મિથ્યાત્વ છે એમ સમજી અપેક્ષાએ ઉપર્યુક્ત યજુર્વેદની શ્રુતિનો સમ્યગ્ અર્થ જાણવો. જીવનું મરણ કઈ દૃષ્ટિએ ગણાય છે તે માટે જુઓ નીચેની શ્રુતિ ॥ जीवापेतं वाव किलेदं म्रियते न जीवो म्रियते–छान्दो० । ६ । ११ । ३ । જીવથી રહિત શરીરપ્રાણ મરે છે તેથી શરીરપ્રાણના વિયોગે જીવનું–આત્માનું મરણ કહેવાય છે પણ વસ્તુતઃ જીવ–આત્મા મરતો નથી. ભગવદ્ગીતામાં તે પ્રમાણે કહ્યું છે. यतः न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः । अजो नित्यः शाश्वतोयं पुराणो । न हन्यते हन्यमाने शरीरे ॥ २० ॥ अ० २ ॥ આત્મા કદિ પણ ઉત્પન્ન થતો નથી. તેમજ પૂર્વે નહોતો કે ભવિષ્ય નહિ હોય એમ પણ નથી. આત્મા અજ છે માટે તે નિત્ય છે. તે શાશ્વત છે, પુરાતન છે. શરીર હણાતાં વા નષ્ટ થતાં આત્મા નષ્ટ થતો નથી–આત્માની સાથે કર્મસહિત દશામાં મન હોય છે તે જણાવે છે–द्वासुपर्णा सयुजा सखाया ॥ ऋग्वेद ॥ २ । ३ । १७ । २० ॥ तृतीय मुण्डक–द्वासुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्न्योऽभि चाकशीति ॥ १ ॥ समानेवृक्षे पुरुषोनिमग्नोऽनीशया शोचति मुह्यमानः ॥ जुष्टंयदा पश्यत्यन्यमीशमस्य महिमानमितिवीतशोकः ॥ तरुवर एक पंखी दोउ बेटे, एक गुरु एक चेला, चेलेने जुग चुणचुण खाय, गुरु निरंतर खेला–अवधू सो जोगीगुरु मेरा (आनंदघन बहोतेरी) पीपळाना झाडपर बेठां पंखी दोयरे, तेमां एक गुरु चेलो, ज्ञान थकी जोयरे जीजी.॥ स्वरचि-

तपद (ભ૦ સ. ભા. ૧)।। શરીરને અશ્વત્થ (પીંપળાના) વૃક્ષની ઉપમા આપી છે તે પર આત્મારૂપી એક પંખી છે અને એક મનરૂપ પંખી છે તે બન્ને એક સાથે જોડાયેલ છે અને સખા છે—આત્મારૂપ ગુરૂ છે અને મનપંખી તે શિષ્ય છે. મન છે તે સર્વવિષયોના ભોગોમાં આસક્ત રહે છે અને આત્મરૂપગુરૂ છે તે આત્માનંદથી ખેલે છે. મનશિષ્ય જ્યારે આત્મારૂપ ગુરૂ પંખીના સ્હામું જુવે છે ત્યારે તે સ્થિર શાંત નિર્મલ બને છે અને સંકલ્પવિકલ્પની ચંચળતાનો ત્યાગ કરે છે. આત્મારૂપગુરૂની આજ્ઞાપ્રમાણે પ્રવર્તનાર મન છેવટે આત્મામાં લય પામે છે. મનોવર્ગણાથી દ્રવ્ય મન બનેલું છે અને મનોદ્રવ્યના યોગે જે જે વિચારો થાય છે તે ભાવમન છે. જ્યાં-સુધી ભાવમનની સાથે રાગદ્વેષની પરિણતિ વર્તે છે ત્યાંસુધી દેહથી ભિન્ન આત્માનો સાક્ષાત્કાર થતો નથી. અનાદિકાલથી આત્મા અને મન બન્ને શરીરમાં સખાની પેઠે જોડીયા છે. આત્મા પોતાનું જ્ઞાનાનન્દરૂપ સમજે છે ત્યારે આત્મા આપોઆપ સર્વ વિશ્વમાં છતો સર્વ વિશ્વનો સાક્ષી સ્વતંત્ર બની પરમાત્મપદને પામે છે અને મનની કુંઠિતતા જ્યાં નથી એવું વૈકુંઠ સિદ્ધસ્થાનને પ્રાપ્ત કરે છે. આત્મારૂપ મહાવીર પ્રભુનું સ્વરૂપ વર્ણવે છે. सधाता सविधाता सवायु नभ उच्छ्रृतम् ॥ अथर्व० । १० । ८ । ४ । ३ । सोऽअर्यमा सवरुणः सरुद्रः स महादेवः ॥ अथर्व ॥ १३ । ४ । ४ । १४ । सोऽग्निः सउसूर्यः सउएवमहायमः ॥ अथर्व ॥ ६ । १३ । ४ । ४ । तदेवाग्निस्तदादित्यस्तद्वायुस्तदुचन्द्रमा ॥ यजुर्वेद । ३२ । १ । ॥ यस्मिन सर्वाणिभूतान्यात्मैवाभूतविजानतः ॥ यजुर्वेद ॥ ४० । २ ॥ આત્મા તેજ અનંત જ્ઞાનાદિ ગુણ પર્યાયોનો ધાતા છે અને તેજ પૂર્ણ વિધાતા છે તે વાયુની પેઠે સર્વત્ર અપ્રતિબદ્ધ છે. કર્મસહિત આ-ત્માને એક ગતિમાંથી અન્ય ગતિમાં જતાં પ્રતિબંધ કરનાર કોઈ નથી. આત્મા તે આકાશ છે અર્થાત્ આકાશની પેઠે શુદ્ધ થતાં તે નિર્લેપ છે.

તથા કર્મસહિત દશામાં પણ તે શુદ્ધદ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ નિર્લેપ છે, તથા અપ્રમત્તયોગદશામાં તે જલમાં કમલની પેઠે નિર્લેપ રહે છે. તે વાયુ અને આકાશથી પણ શ્રેષ્ઠ છે. આત્મા તેજ સત્ય જ્ઞાનાગ્નિ છે. સર્વકર્મોને બાળીને તે ભસ્મ કરે છે. અગ્નિને ઉધેઈ ખાતી નથી. અગ્નિ ઉધેઈને બાળી નાખે છે. તેમ જ્ઞાની કર્મોને ભોગવતો છતો કર્મોને બાળી દે છે. આત્મા તેજ ખરો સૂર્ય છે. લાખો સૂર્ય જેને પ્રકાશી શકતા નથી એવો આત્મા, લાખો સૂર્યોને પણ પ્રકાશવા–જાણવા સમર્થ છે. આત્મા મહાયમ છે. કાલનો પણ કાલ છે. સર્વયમોનો યમ છે. મન ઇન્દ્રિય દેહરૂપ સૃષ્ટિને તે કાબૂમાં રાખી શકે છે. પંચ ભૂતો વગેરે વિશ્વ પણ તેની જ્ઞાનાજ્ઞા પ્રમાણે વર્તે છે. આત્મા તેજ ચંદ્રમા છે. આત્માની જેટલી શીતલતા અને પ્રકાશતા છે તેટલી બાહ્યચંદ્રમાં નથી. મન તે ચંદ્ર છે અને આત્મા તે સૂર્ય છે. ભાવમન પણ અપેક્ષાએ આત્મા છે. જે જ્ઞાનાનન્દ સ્વરૂપ આત્માગાં સર્વજીવો–સર્વભૂતો ધ્યાનથી લીન થતા છતા આત્માજ બને છે. અજ્ઞાનીઓ બહિરાત્માઓ સમ્યગ્ આત્માસ્વરૂપના જ્ઞાનથી અંતરાત્મા બને છે. આત્માને જાણીને સર્વજીવો, આત્મસ્વરૂપી બને છે અને મોહનો નાશ કરે છે. પ્રતિ શરીર ભિન્ન અનંત આત્માઓ છે અને તે નિત્ય છે, તેઓ કોઈના બનાવેલા બન્યા નથી તેમ જ કોઇ કાલમાં પણ તેઓનો અંત નથી માટે તે અનંત છે. सत्यंज्ञानमनन्तंब्रह्म ॥ तै० २ । १। ब्रह्मविद्ब्रह्मैवभवति । मुण्ड० । ३ । २ । ९ ॥ अक्षरात्परतःपरः ॥ मुण्ड० । २ । १ । २ । पश्चाद्ब्रह्म पुरस्ताद्ब्रह्म अधस्ताद्ब्रह्म॥ मुण्ड० २ । २ । ११ ॥ સત્ય અને જ્ઞાનરૂપ અનંતબ્રહ્મ છે, ચૈતન્ય છે, બ્રહ્મને જાણે છે તે બ્રહ્મજ થાય છે. અકારાદિ અક્ષરોથી પરાત્પર બ્રહ્મ છે, અકારાદિ અક્ષર તે શબ્દ બ્રહ્મ છે તેથી પરાત્પર આત્મા છે. આપણી પાછળ જીવો છે–આત્માઓ છે, આગળ આત્માઓરૂપ

બ્રહ્મ છે અને નીચે પણ જીવોરૂપ બ્રહ્મ છે, અર્થાત્ સર્વત્ર જીવો છે તે બ્રહ્મ છે. તે સર્વને આત્મારૂપે ભાવવાથી આત્માનુભવ થાય છે. " तद्विष्णोः परमंपदꣳ सदा पश्यंति सूरयः " यजुर्वेद । ६ । ५ । इदं विष्णुर्विक्रमे त्रेधा निदधे पदम् " यजुर्वेद ॥ ५ ॥ १५ ॥ આત્મજ્ઞાની એવા સૂરિયો તે શુદ્ધાત્મારૂપવિષ્ણુના પરમમોક્ષ પદને દેખે છે, શુદ્ધાત્મારૂપ વિષ્ણુ પોતાના અનંતજ્ઞાનાદિ શુદ્ધસ્વરૂપે પ્રગટ થાય છે અને તે જ્ઞાનચારિત્ર અને વીર્યરૂપ ત્રણ પ્રકારે પદને ધારે છે. સર્વથા કર્મથી મુક્ત થૈ પૂર્ણજ્ઞાનાનન્દ વીર્ય શક્તિને પ્રગટાવવી તે પરમપદ પામે છે. આત્માનું પૂર્ણજ્ઞાન તે પરમપદ છે. આત્મારૂપ સૂર્ય અનંતજ્ઞાનાદિ ગુણ પર્યાયોથી અપેક્ષાએ વિશ્વરૂપ હોવાથી વિશાલ છે, આત્મામાં અનંત અસ્તિનાસ્તિમય ગુણપર્યાયોનો સમયે સમયે ઉત્પાદવ્યય થયા કરે છે. તેના મુખ્ય ત્રણ ગુણ છે. જ્ઞાન દર્શન અને ચારિત્ર એજ ત્રણ પ્રકારે પદને ધારણ કરનાર આત્મા છે. આત્માનો દર્શન ગુણ તે બ્રહ્મા છે, કેવલજ્ઞાન ગુણ તે સર્વલોકાલોકને પ્રકાશે છે અને આત્મા, જ્ઞેયરૂપ વિશ્વને જ્ઞાનથી જ્ઞેયપર્યાયેં વ્યાપક કરે માટે વિષ્ણુરૂપે છે, તથા ચારિત્ર ગુણ તે મહાદેવ છે, કારણ કે તે સર્વકર્મોનો નાશ કરે છે. ઋગ્વેદની ભૂમિકામાં આર્યમુનિએ વિષ્ણુને પરમેશ્વર કહીને સત્ત્વ રજસ્ તમ એ ત્રણને વિષ્ણુરૂપ પરમેશ્વરપદ કહ્યા છે, પણ તે અશુદ્ધાત્માના સ્વરૂપની અપેક્ષાએ ત્રિગુણને ત્રિપદ કહી શકાય પણ શુદ્ધાત્મારૂપ વિષ્ણુના એ ત્રણ ગુણ નથી પણ એતો પ્રકૃતિના રજસ્ તમસ્ સત્વ એ ત્રણ ગુણ છે. ઉપચારે પ્રકૃતિના ગુણને આત્માના ગુણ કહી શકાય છે. આત્મામાં સ્વરૂપસંબંધે જ્ઞાન દર્શન ચારિત્ર ગુણો રહે છે, અને તે ત્રણ્ય કાલમાં આત્માથી ભિન્ન થતા નથી. દેવીભાગવતમાં પ્રકૃતિને દેવીની—શક્તિની ઉપમા આપી છે અને તેમાંથી સત્ત્વગુણ હરિ અને તમોગુણરૂપ રૂદ્ર અને રજોગુણરૂપ બ્રહ્માની ઉત્પ-

ત્તિ કહી છે અને પ્રકૃતિરૂપ દેવીમાંજ તેઓનો લય કહ્યો છે. રજોગુ-ણરૂપબ્રહ્મા છે તે કર્મદેહરૂપ સૃષ્ટિના કર્તા છે. સત્વગુણરૂપ વિષ્ણુથી તેનું પાલન થાય છે અને તમોગુણરૂપ હરિથી દેહ સૃષ્ટિનો નાશ થાય છે. પ્રકૃતિના અંગમાં સમાતા એવા અપેક્ષાએ રેચક કુંભક કુંભકરૂપ પ્રાણવાયુને બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરની ઉપમા આપવામાં આવી છે, રેચ-ક તે રૂદ્ર છે, પૂરક તે બ્રહ્મા છે અને કુંભક તે વિષ્ણુ છે એમ આ-ત્મામાં ત્રણ અને પ્રકૃતિમાં ત્રણ બ્રહ્મા વિષ્ણુ હરનાં રૂપકો આપ્યાં છે તે જ્ઞાનીસૂરિયો સદા જ્ઞાનથી દેખે છે. આત્મા અને પ્રકૃતિ, (જડ) એ બે તત્ત્વ છે. જડતત્ત્વમાં પ્રકૃતિમાં પુદ્ગલ, આઠ કર્મ, કાલ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ અને કાલનો સમાવેશ થાય છે. આત્મતત્ત્વમાં સંસારીજીવોનો અને સિદ્ધાત્મા-ઓનો સમાવેશ થાય છે, સત્તાથી અને વ્યક્તિથી આત્મતત્ત્વ જા-ણવું જોઈએ. સત્તાની અપેક્ષાએ એકાત્મા કહેવાય છે, અને વ્ય-વહારનયવ્યક્તિની અપેક્ષાએ ભિન્ન ભિન્ન અનંત આ-ત્માઓ છે. તે અનંત આત્માઓના ભેગા સરવાળાને વિરાટ્ આત્મા, વિરાટ્પરમેશ્વર, બ્રહ્મ, આત્મસભા વગેરે નામોની પરિભાષાએ વ્યવહરાય છે. જૈનો જેને બહિરાત્મા કહે છે તેને વેદાં-તીઓ જીવ કહે છે. વેદાંતીયો જેને આત્મા કહે છે તેને જૈનશાસ્ત્રો અંતરાત્મા કહે છે એમ શબ્દપરિભાષાથી જાણવું. **तमेवविदित्वातिमृत्युमेति । यजु० ३११८ ॥ एकधैवानुद्रष्टव्यम् । बृहदा० । ४ । ४ । २० ॥** એવા શુદ્ધાત્માને ( પરમેશ્વરને ) જાણીને અતિમૃ-ત્યુને પામે છે અર્થાત્ રાગદ્વેષરૂપ કર્મભાવથી મરી જાય છે કે જેથી પુનઃ જન્મ લેતા નથી. જે મૃત્યુથી પુનઃ રાગદ્વેષ પ્રગટે નહીં એવી રીતે પૂર્ણજ્ઞાનાનન્દી બની દેહનો ત્યાગ કરવો તે અતિમૃત્યુક કહે-વાય છે એવા મૃત્યુને જ્ઞાનીઓ પામીને અમૃતરસ પામે છે, સદા

સુખી રહે છે. દેહમાં રહ્યા છતાં મોહભાવથી મરીને જીવવું તે આત્મજીવન છે એવા જીવનને બ્રહ્મજ્ઞાનીઓ પામે છે. આત્માને સત્તાનયની અપેક્ષાએ એકપ્રકારે દેખવો અર્થાત્ આત્મસત્તારૂપ બ્રહ્મનું ધ્યાન ધરવું કે જે સત્તારૂપ બ્રહ્મ ઉંચે નીચે આગળ પાછળ સર્વત્રવ્યાપક સામાન્ય એકરૂપ છે એથી રહિત થૈ નિર્વિકલ્પ અકાય શુદ્ધબ્રહ્મનો અનુભવ કરાય છે. ब्रह्मा देवानां पदवी–શુદ્ધજ્ઞાનદર્શન ચારિત્રનો પ્રકટભાવ તેજ બ્રહ્મા છે અને તે રાગદ્વેષરહિત અરિહંત દેવોની પદવી છે એવી પદવીને પામવી તેજ મનુષ્ય જન્મનું કર્તવ્ય છે. एकं सद्विप्रा बहुधा वदन्ति–મહાસત્તા જે સતરૂપ છે તેની અપેક્ષાએ સર્વાત્માઓનો એકાત્મા એક બ્રહ્મ છે તેને વિપ્રો અર્થાત્ જ્ઞાનીઓ વ્યવહારનયની અપેક્ષાએ બહુપ્રકારે કહે છે અર્થાત્ અનેક ભેદે કહે છે, જેમકે–આત્માઓના બે ભેદ છે. સિદ્ધાત્માઓ અને સંસારીજીવો, સંસારીજીવોના બે ભેદ છે. ત્રસ અને સ્થાવર. તેમાં સ્થાવરના પાંચ ભેદ છે. પૃથ્વીકાય, અપૂકાય, તેજસ્કાય, વાયુકાય, અને વનસ્પતિકાય એ પાંચ સ્થાવરજીવો તે એકેન્દ્રિયજીવો કહેવાય છે. દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય એ ત્રસજીવો છે. દેવો, મનુષ્યો, પશુપંખી જલચરો વગેરે તિર્યંચો અને નારકીજીવો તે પંચેન્દ્રિયજીવો છે. અંડજ, ગર્ભજ, ઉદ્ભિદજ અને સ્વેદજ એમ ચાર પ્રકારે સર્વદુનિયાના જીવો છે. ચેતનાલક્ષણની અપેક્ષાએ એકપ્રકારે સર્વજીવો કહેવાય છે. ત્રસ અને સ્થાવરની અપેક્ષાએ બે પ્રકારે જીવો–ચેતનો કહેવાય છે, પુરૂષવેદ, સ્ત્રીવેદ અને નપુંસકવેદ એ ત્રણ વેદમાં સર્વ સંસારી જીવોનો સમાવેશ થવાથી ત્રણ પ્રકારે જીવ કહેવાય છે. દેવતાની ગતિ, મનુષ્ય, તિર્યંચ અને નરક એ ચાર ગતિમાં સર્વજીવોનો સમાવેશ થતો હોવાથી ચાર પ્રકારે જીવો કહેવાય છે. પાંચ ઇન્દ્રિયોની અપેક્ષાએ પાંચ પ્રકારના જીવો છે. ૭ કાયની અપેક્ષાએ ૭

પ્રકારના જીવો છે. અજ્ઞાની જીવોને બહિરાત્માઓ કહેવામાં આવે છે, સમ્યગ્દૃષ્ટિ જીવોને અંતરાત્માઓ કહેવામાં આવે છે અને કેવલજ્ઞાનીથી આરંભી સિદ્ધાત્માઓને પરમાત્માઓ કહેવામાં આવે છે એમ આત્મજ્ઞાનીઓ અર્થાત્ વિપ્રો તે સંગ્રહનયની અપેક્ષાએ જીવોને एगे आया—एक आत्मा ( સ્થાનાંગ સૂત્ર ) એકાત્મા, એક બ્રહ્મ કહે છે અને વ્યવહારનયની અપેક્ષાએ बहुधा वदन्ति અર્થાત્ અનંત આત્માઓ કહે છે. એમ બે નયની અપેક્ષાએ આત્મતત્ત્વને જણાવે છે. બેનયની માન્યતામાંથી એક બીજાનયની માન્યતાને અપેક્ષાએ ન માને તે મિથ્યાત્વી છે. જૈનશાસ્ત્રોમાં સંગ્રહ, નૈગમ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દનય, સમભિરૂઢ અને એવંભૂત એ સાતેનયોની દૃષ્ટિયોની પરસ્પર સાપેક્ષાએ આત્મતત્ત્વની માન્યતા માને તેને સમ્યગ્જ્ઞાની વિપ્રો જણાવ્યા છે. આત્મા એક રૂપ છે અને બહુધા છે એમ ઉપર્યુક્તનયોની અપેક્ષાએ જૈનો માને છે. તેવી સ્યાદ્વાદદૃષ્ટિની માન્યતામાં અદ્વૈતવાદ, વિશિષ્ટાદ્વૈતવાદ, શુદ્ધાદ્વૈતવાદ, દ્વૈતવાદની માન્યતાનો અંતર્ભાવ થાય છે. अग्निमीडे पुरोहितम् ॥ ऋग् । १ । १ । १ । અગ્નિ અર્થાત્ જ્ઞાન,—આત્માની સ્તુતિ કરૂં છું. જ્ઞાનતેજ આગળ આત્માની પૂર્ણતારૂપી હિત કરનારો હોવાથી આત્માજ પુરોહિત કહેવાય છે. શુદ્ધજ્ઞાનદર્શનચારિત્રમયી આત્મા પુરોહિત છે, એવો આત્મા જે દેહમાં છે તેવો મનુષ્ય પુરોહિત, ગુરૂ, પરમેશ્વર અપેક્ષાએ છે અને તે પુર, નગર, રાજ્ય, દેશ, સંઘ, સમાજઆદિના હિતરૂપહોવાથી વા હિતકારક હોવાથી તે પુરોહિત કહેવાય છે. આચાર્ય, ઉપાધ્યાય, સાધુ એ ત્રણ પરમેષ્ઠી છે તે પુરોહિતરૂપ છે. આત્મજ્ઞાની ગૃહસ્થ તે બ્રાહ્મણ છે અને તે પુરોહિતરૂપ અપેક્ષાએ છે. વેદના નિરૂક્તમાં અગ્નિને બ્રહ્મ કહ્યું છે. अग्निर्देवता सूर्यो देवता चन्द्रमा देवता. यजुर्वेद ३२ । ४ ॥ અગ્નિ દેવતા છે, સૂર્ય દેવતા છે, ચન્દ્રમા દેવતા છે. જૈનશાસ્ત્રોમાં ભુવનપતિનિકા-

યમાં અગ્નિકુમારદેવોનો સમાવેશ કર્યો છે. જ્યોતિષીદેવોમાં સૂર્ય અને ચંદ્ર દેવતાનો સમાવેશ કર્યો છે. પ્રજ્ઞાપના અને જીવા-જીવાભિગમ તથા સૂર્યપ્રજ્ઞપ્તિ અને ચંદ્રપ્રજ્ઞપ્તિમાં તે સંબંધી વર્ણન છે. पृथिवी देवता, आपो देवता ઈત્યાદિ દેવોનું જૈનશાસ્ત્રોમાં પૃથ્વીના અધિષ્ઠાતા અને જલના અધિષ્ઠાતા દેવતા તરીકે વર્ણન છે. તેઓમાં આત્મત્વ હોવાથી આત્મતત્ત્વમાં તેઓનો સમાવેશ થાય છે અને તેઓનાં જડ શરીરોનો જડતત્ત્વમાં સમાવેશ થાય છે. વેદ વેદાંતમાં આત્માને સત્ અને જડને અસત્ કહેવાની પરિભાષા છે. આત્માની અપેક્ષાએ જડ અસત્ છે પણ જડતત્ત્વસ્વરૂપની અપેક્ષાએ સત્ છે એમ અનુભવી જ્ઞાનીઓ અપેક્ષાએ જાણી શકે છે. द्वेवाव ब्रह्मणोरूपे मूर्तञ्चैवामूर्तञ्च" बृहदा० । २ । ३ । १ ॥ આત્માનાં બે રૂપ છે. સંસારી કર્મસહિતઆત્માઓનું મૂર્તરૂપ છે અને કર્મ રહિત શુદ્ધાત્માઓનું અમૂર્તરૂપ છે. અષ્ટકર્મ રહિત થએલ આત્મા સ્વરૂપે રૂપી છે અને જડના રૂપથી અરૂપી છે. શરી-રાદિરૂપમાં રહેલ આત્મા તે શુદ્ધદ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ અમૂર્ત છે. अशरीरं शरीरेषु ॥ कठ ।२। १२। अशब्दम स्पर्शमरूपमव्ययम् । कठ । ३ । १५ । दिव्योह्यमूर्तः पुरुषः ॥ मुण्ड० । २ । १ २ ॥ શરીરોમાં—ઔદારિક, તેજસ, અને કાર્મણ દેહોમાં રહેલ આત્મા અશરીર છે. અર્થાત્ અકાયરૂપ છે. આત્મા છે તે અશબ્દ છે તથા બાવનઅક્ષ-રાદિ સર્વ જાતના શબ્દોથી ભિન્ન છે. કૃષ્ણ, રક્ત, શ્વેત, નીલ, આદિ સર્વ વર્ણને રૂપથી ભિન્ન આત્મા છે. આઠે પ્રકારના સ્પર્શથી ભિન્ન આત્મા છે અને તે અવ્યય છે. આચારાંગ વગેરે જૈનશા-સ્ત્રોમાં આત્માને अकाए, अवण्णे, अगंधे, अरसे, अफासे, असद्दे, अलेसे, असंठाणे, अवेए, अरूवे, अगुरुए, अलहुए, अजाइ, ઇત્યાદિ શબ્દોથી વર્ણવ્યો છે. કાયા, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, રસ, શબ્દ, લેશ્યા, સંસ્થાન ઇત્યાદિ પુદ્ગલ જડતત્ત્વ છે તેનાથી ભિન્ન આત્મા

છે. અકાય આદિ સૂત્રોથી આત્માનું સ્વરૂપ વિચારતાં કાયાદિમાં થતો અહંમમત્વ ભાવ છે તે ટળી જાય છે. આત્મા અરૂપી છે એવો નિશ્ચય થતાંની સાથે સર્વ પ્રકારના રૂપોમાં મોહ થતો નથી, સર્વ કાર્યો કરતાં છતાં આસક્તિ રહેતી નથી. આત્મા ગુરૂ (ભારે) નથી અને લઘુ (હલકો) નથી એવો દૃઢ નિશ્ચય થતાંની સાથે અહંકારમાનની વૃત્તિ રહેતી નથી અને તેથી મનમાં પ્રગટતા ક્રોધાદિક અનેકદોષોનો નાશ થાય છે. આત્મા અમૂર્ત અને દિવ્ય છે, આત્માની અમૂર્તતાનો અનુભવ થતાં સમાજ, દેશ, રાજ્ય, કુટુંબ, ભૂમિ, ઘર વગેરેમાં અહંમમત્વ રાગદ્વેષ પરિણતિ થતી નથી, કારણ કે જે મૂર્ત જડ વસ્તુઓ છે તે આત્મા નથી તો પછી તે રૂપીજડવસ્તુઓમાં સુખ દુઃખની કલ્પના કરવી તે વ્યર્થ છે એમ જણાય છે. ભૂમિ, રાજ્ય ધન વગેરે મૂર્ત વસ્તુઓ છે અને તે ક્ષણિક છે. ક્ષણિક જડ વસ્તુઓમાં આનંદ નથી તો પછી મેરૂ પર્વત જેટલાં રત્ન ભેગાં કરવામાં આવે તો પણ તેથી શું ? વસ્તુતઃ તે જડ છે રત્નના પર્વત પર બેસતાં અને તેના માલીક થતાં કંઇ સત્ય આનંદ થતો નથી. આખી પૃથ્વીનું રાજ્ય મળે તો પણ તેથી આત્માની શાંતિ મળતી નથી. શરીરમાં રહેલા અમૂર્ત આત્મામાં દિવ્યાનંદ છે માટે પૂર્ણાનંદ ત્યાં શોધો. આકાશનો પાર કદાપિ આવી શકે પણ આકાશથી પણ અનંત એવી આશા–ઈચ્છા–લોભનો પાર આવી શકતો નથી. અમૂર્ત દિવ્ય આત્મામાં રમતાં સર્વ પ્રકારની ઇચ્છાઓ ટળે છે. શરીરાદિકમૂર્તવસ્તુઓનો દેહમાં રહ્યા છતાં મોહ ટળે છે અને અમૂર્ત દિવ્ય આત્મારૂપ પુરૂષ પોતાના જ્ઞાનપ્રકાશથી બાહ્ય વસ્તુઓનો નિર્મોહીપણે ખપ જેટલો ઉપયોગ કરતો છતો આત્મામાંજ આનંદ અમૃતરસનો સ્વાદ લે છે કે જે સ્વાદ ખરેખર આત્મજ્ઞાનીઓજ અનુભવી શકે છે. શરીરમાં રહ્યા છતાં પોતાને અશરીરરૂપ અનુભવવો. મનના સર્વપ્રકારના રજોગુણી, તમોગુણી,

સત્વગુણી વિચારોની પેલી પાર શુદ્ધાત્મસ્વરૂપ છે, તે ચિત્તવૃત્તિનો નિરોધ કરવાથી અમૂર્તભાવે અનુભવાય છે. આત્મામાં અનંત આનંદ છે. આત્માની દૃષ્ટિએ અશરીરી એવા આત્માનો અનુભવ થાય છે. મનના સંકલ્પવિકલ્પો પ્રગટે છે અને વિઘટે છે તે બેની વચલી દશામાં નિર્વિકલ્પ અકાયરૂપ આત્મસ્વરૂપ અનુભવાય છે માટે એવી આત્મદશા પ્રાપ્ત કરવી. એવી આત્મદશાની આગળ ઇન્દ્રાદિક પદવી તે નાકના મેલ સમાન ભાસે છે ત્યારે અમૂર્ત આત્મા અનુભવાય છે. **त्रिपादस्यामृतंदिवि । यजु० ३१ । ३ । मुखादग्निरजायत । यजु० । ३१ । १२ ॥ ब्राह्मणोऽस्य मुखमासीत् । य० । ३१ ॥ ११ ॥** જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ આત્માનું અમૃત છે તે શુકલધ્યાનસમાધિરૂપી દિવ્યસ્થાનમાં છે તથા પૂર્ણતો સિદ્ધસ્થાનમાં છે, કેવલ જ્ઞાનરૂપ દિવ્ય ધામમાં છે. આત્માનું મુખ જ્ઞાની છે, બ્રહ્મ જાણનાર બ્રાહ્મણ છે એવા આત્મજ્ઞાનીરૂપ મુખથી શ્રુતજ્ઞાનરૂપ અગ્નિ પ્રગટે છે કે જે અગ્નિથી અજ્ઞાનકર્મરૂપ કાષ્ઠોનો શીઘ્ર નાશ થાય છે. જ્ઞાનાગ્નિથી સળગેલા આત્મ યજ્ઞમાં મોહરૂપ પશુનો હોમ થાય છે. વેદોમાં જ્ઞાનને અગ્નિ કહ્યો છે. **पावको अस्मभ्यꣳशिवोभव ॥ यजुर्वेद ॥ ३६ । १० ॥** પવિત્ર કરનાર જ્ઞાન વા જ્ઞાની તે પાવક છે—અગ્નિ છે. તે અમારા કલ્યાણ માટે થાઓ. **एषोऽग्नि वैश्वानरः विश्वेषां सर्वेषां नरः प्रभुरितिवैश्वानरः । शतपथ ॥ १० । ६ । १ ॥** અગ્નિ અર્થાત્ જ્ઞાનને વૈશ્વાનર કહેવામાં આવે છે તે સર્વ કર્મને બાળીને ભસ્મ કરે છે. ભગવદ્ગીતામાં જ્ઞાનને અગ્નિની ઉપમા આપી છે. વેદકાલ પછીના ગીતાકાલમાં અગ્નિ અને જ્ઞાન બેની જુદી જુદી વ્યાખ્યા પ્રચલિત હતી. ગીતાના સમયમાં અગ્નિનો રૂઢ અર્થ વહ્નિ થયો હતો. જ્ઞાનરૂપી અગ્નિ, સર્વ કર્મને બાળીને ભસ્મ કરે છે. જ્ઞાનનો અપરંપાર મહિમા છે ॥ **यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात् कुरुतेऽर्जुन । ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्**

**कुरुते तथा ॥ ३७ । नहि ज्ञानेन सदृशं पवित्रमिहविद्यते ॥** (ભ. ગી.) જ્ઞાન અને જ્ઞાનમય બ્રહ્મને અગ્નિની ઉપમા આપી છે. આત્મજ્ઞાનથી આત્માની પ્રાપ્તિ થાય છે. આત્મજ્ઞાન વિના આત્મા સાક્ષાત્ જણાતો નથી માટે આત્માને પરમાત્મરૂપે પ્રગટાવવામાં અને આત્માની શુદ્ધિ કરવામાં આત્મજ્ઞાનજ શ્રેષ્ઠ છે. માટેજ ગુરૂને–પ્રભુને પ્રાર્થના કરવામાં આવે છે કે **तमसा ज्योतिर्गमय** । હે ગુરૂ પ્રભુ! ! મને અંધકારમાંથી પ્રકાશમાં લેઈ જા. બ્રહ્મ તેજ અગ્નિ છે તેના વિના બાહ્યની અગ્નિમાં પશુ વગેરેને હોમવાથી પાપકર્મ બંધાય છે અને અગ્નિમાં પશુને હોમવાથી આત્માની શુદ્ધિ થતી નથી. અથર્વવેદના મૂળ મંત્રમાં બ્રહ્મરૂપ અગ્નિની ઉપાસના કરવાનું લખ્યું છે. **तद्यथा–ब्रह्मणाग्नी वावृधानौ ब्रह्मवृद्धौ ब्रह्माहुतौ ब्रह्मेद्धावग्नी ईजाते रोहितस्य स्वर्विदः । अथर्ववेद ॥ १३ ।॥ ५०२ । ४९ ॥ ब्रह्मार्पणं ब्रह्महवि ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् । ब्रह्मैवतेन गंतव्यं,–ब्रह्मकर्म समाधिना ॥ गी. अ. ४॥** બ્રહ્મમાં અર્પણ બ્રહ્મ છે. બ્રહ્મને પશુ પંખી મનુષ્ય રક્તમાંસાદિ જડ વસ્તુના અર્પણની જરૂર નથી. બ્રહ્મ તેજ બ્રહ્મયજ્ઞમાં હવિ છે. બ્રહ્માગ્નિમાં બ્રહ્મવડે હોમ કરાય છે એવા બ્રહ્મયજ્ઞથી શુદ્ધ બ્રહ્મપદમાં જવાય છે. નિર્લેપ જ્ઞાનવડે જ્ઞાનકર્મ સમાધિથી પરમાત્મપદની પ્રાપ્તિ થાય છે. આત્મા તેજ આત્માવડે પ્રાપ્ય છે માટે વેદના મંત્રોથી આત્માના શુદ્ધસ્વરૂપનો અનુભવ કરવો. સર્વ પ્રકારના રાગદ્વેષાદિકષાયના સંકલ્પવિકલ્પ ટળે તેજ બ્રહ્મ સમાધિ છે એવી બ્રહ્મસમાધિથી આત્મા વેદવો. જૈનશાસ્ત્ર જ્ઞાન સારમાં યજ્ઞનું સ્વરૂપ નીચે મુજબ છે–**पापध्वंसिनि निष्कामे ज्ञानयज्ञे रतोभव ॥ सावद्यैः कर्मयज्ञैःकिं, भूतिकामनयाविलैः ॥ २ ॥ ब्रह्मयज्ञंपरंकर्म, गृहस्थस्याधिकारिणः ॥ पूजादिर्वीतरागस्य,–ज्ञानमेवतुयोगिनः ॥ ४ ॥ ब्रह्मार्पणमपिब्रह्म यज्ञांतर्भावसाधनम् ॥ ब्रह्माग्नौकर्मणोयुक्तं, स्वकृतत्वस्मयेहुते ॥ ६ ॥ ब्रह्मण्यर्पित**

सर्वस्वो, ब्रह्मदृग् ब्रह्मसाधनः ॥ ब्रह्मणाजुह्वदब्रह्म, ब्रह्मणि ब्रह्मगुप्तिमान् ॥ ७ ॥ જ્ઞાનરૂપ યજ્ઞમાં સર્વમોહાદિવૃત્તિયોરૂપ પશુઓને હોમાય છે ત્યારે આત્માનો જ્ઞાનયજ્ઞ પ્રકાશિત થાય છે. યજ્ઞની એવી સત્ય વ્યાખ્યા છે. માધ્યસ્થ દૃષ્ટિએ સ્વશાસ્ત્ર અને પરશાસ્ત્રનો પક્ષપાત છંડી સત્ય ગ્રહણ કરતાં આત્માના અનુભવ તરફ જવાય છે. કહ્યું છે કે—विभिन्नाअपि पंथानः, समुद्रं सरितामिव ॥ मध्यस्थानांपरंब्रह्म—प्राप्नुवन्त्येकमक्षयम् ॥६॥ स्वागमं रागमात्रेण, द्वेषमात्रात् परागमम् ॥ न श्रयामस्त्यजामोवा, किंतुमध्यस्थयादृशा ॥७॥ मध्यस्थयादृशा सर्वेऽप्यपुनर्बंधकादिषु। चारिसंजीवनीचार—न्यायादाशास्महेहितम् ॥ ८ ॥ વિભિન્નપંથો, મતો, સંપ્રદાયો, માર્ગો, ધર્મો, તે મધ્યસ્થોને જેમ નદીઓ સમુદ્રને પામે છે તેમ પરબ્રહ્મ પ્રાપ્તિ માટે છે. પરબ્રહ્મરૂપસાગર ભણી મધ્યસ્થોની મતપંથ માન્યતાઓરૂપી નદીઓ જાય છે અને તેમાં સમાઇ જાય છે. રાગમાત્રથી અમુક સ્વાગમ છે અને દ્વેષમાત્રથી અમુક પરાગમ છે એમ માની અમો આગમોનો આશ્રય કરતા નથી તેમ તેઓનો ત્યાગ કરતા નથી, કિંતુ મધ્યસ્થ દૃષ્ટિએ સર્વનયોની અપેક્ષાએ સત્યદૃષ્ટિઓની ચારે બાજુઓ તપાસીને આગમોને—શાસ્ત્રોને માનીએ છીએ. ચતુર્થસમ્યગ્દૃષ્ટિ આદિ ગુણસ્થાનકોમાં ચારિસંજીવનીચારના ન્યાયથી હિતને ઇચ્છીએ છીએ. એક શેઠને બે સ્ત્રીઓ હતી. એક સ્ત્રીએ કોઇ યોગી પાસેથી બૂટી મેળવી પોતાના ધણીને સુંગાડી તેથી તેનો પતિ—વૃષભ થયો—બીજી સ્ત્રી પોતાનો પતિ કે જે વૃષભ થઈ ગયો હતો તેને વનમાં ચારવા લેઈ જતી હતી. એક વડવૃક્ષ નીચે વૃષભ અને સ્ત્રી બેઠી હતી ત્યાં આકાશમાંથી વિદ્યાધર આવ્યો અને વિદ્યાધરી આવી. વિદ્યાધરે વિદ્યાધરીને જણાવ્યું કે આ વૃષભ તે પુરૂષ છે. આ વડ નીચે એક ઔષધી ઉગી છે, જો તેને બળદને ખવરાવવામાં આવે તો જરૂર આ વૃષભ પુરૂષ થઇ જાય. પેલી સ્ત્રીએ એ વાત

સાંભળી પણ તે વનસ્પતિને ઓળખી શકી નહીં તેથી તેણે વડ નીચેની સઘળી વનસ્પતિ, બળદને ખવરાવી તેથી તે પુરૂષ થયો. તેમ પ્રભુની પ્રાપ્તિ માટે પ્રારંભાવસ્થામાં મનુષ્યો સર્વ વનસ્પતિમાં રૂપ સર્વધર્મને સેવે છે તેથી તે છેવટે શુદ્ધધર્મની પ્રાપ્તિ કરી પરબ્રહ્મને પામે છે. અકાયરૂપ આત્માનો અનુભવ કરવા માટે આત્માની નિર્લેપતાનો વિચાર કરવો. આકાશની પેઠે આત્માને નિર્લેપ ભાવવો. બાહ્ય વસ્તુઓ પૈકી કોઇમાં પ્રિયાપ્રિયત્વ કલ્પવું નહિ. મનને પણ પ્રિય ન ગણવું તેમજ અપ્રિય ન ગણવું. દેહને પણ પ્રિય ન ગણવું તેમ અપ્રિય ન ગણવું. દેહમનવાણીની ઉપયોગિતાનો વિચાર કરવો પણ તેમાં લેપાયમાન ન થવાય એવી નિઃસંગભાવનાએ વર્તવું. આત્મજ્ઞાનના ઉપયોગે વર્તતાં પૂર્વે જે જે લેપવાળા પદાર્થો હતા તેજ પશ્ચાત્ મોહ વિના લેપાયમાન કરવા શક્તિમાન્ નથી એમ અનુભવ આવે છે. જગત્ના સર્વ પદાર્થોમાંથી પ્રિયાપ્રિયત્વ ટળ્યા પછી સંસારમાં આત્મા જલકમલવત્ નિર્લેપ વર્તે છે. તે સંબંધે જૈનશાસ્ત્ર જ્ઞાનસારમાં નીચે પ્રમાણે કહ્યું છે—**संसारे निवसन् स्वार्थ—सज्जः कज्जलवेश्मनि॥ लिप्यते निखिलो लोको, ज्ञानसिद्धो नलिप्यते ॥१॥ नाऽहंपुद्गलभावानां—कर्ताकारयिताचन॥नानुमन्तापि चेत्यात्म—ज्ञानवान् लिप्यते कथम् ॥ २ ॥ लिप्यते पुद्गलस्कन्धो, नलिप्ये पुद्गलैरहम्। चित्रव्योमांजनेनैव—ध्यायन्निति न लिप्यते ॥ ३ ॥ तपः श्रुतादिनामत्तः क्रियावानपि लिप्यते ॥ भावनाज्ञानसम्पन्नो । निष्क्रियोऽपि न लिप्यते ।५॥ अलिप्तोनिश्चयेनात्मा। लिप्तश्चव्यवहारतः ॥ शुद्धत्यलिप्तयाज्ञानी, क्रियावानलिप्तया दृशा ॥ ६ ॥** સંસારમાં વસનાર સ્વાર્થમાં સજ્જ—રાગદ્વેષાદિકથી આસક્ત મનુષ્ય કજ્જલવેશ્મમાં લેપાયમાન થાય છે. આખી દુનિયા મોહભાવથી લેપાયમાન થાય છે પણ જ્ઞાનથી સિદ્ધ થએલ લેપાતો નથી. જે એમ મનમાં જાણે છે કે હું શરીરાદિ પુદ્ગલ ભાવનો કર્તા, કારયિતા,

તથા પ્રસંશક પણ નથી એવી જ્ઞાનભાવનાવાળો આત્મા, સંસારમાં કર્મો કરતો છતો પણ લેપાતો નથી. પુદ્ગલસ્કંધો લેપાયમાન થાય છે અર્થાત્ પરસ્પર મળે છે. હું તો આત્મા છું, હું પુદ્ગલોવડે જડપદાર્થોવડે લેપાતો જ નથી. આકાશ જેમ ચિત્રથી ચિત્રિત થાય નહીં તેવો હું આત્મા છું. એવી જે આત્મભાવના ભાવે છે તે નિર્લેપ આત્મા છે. સર્વમાં છતો તે સર્વથી ન્યારો છે. કર્મ કરતો છતો તે અકર્મ છે, ભોક્તા છતાં અભોક્તા છે. તપ અને વેદાગમ-શાસ્ત્રોના પારંગત અહંકારી એવો કર્મકાંડી ધર્મક્રિયા કરનારો, ચારિત્રક્રિયા પાળનારો પણ લેપાયમાન થાય છે, પણ જે ધર્મની ક્રિયા કરતો નથી છતાં આત્માને નિર્લેપભાવનાએ ભાવે છે એવો કર્મક્રિયાકાંડ રહિત ફક્ત જ્ઞાનભાવનાવાળો રાગદ્વેષઆદિથી લેપાયમાન થતો નથી. નિશ્ચયનયની અપેક્ષાએ આત્મા અલિપ્ત છે, અને વ્યવહારનયની અપેક્ષાએ લિપ્ત છે. નિર્લેપદૃષ્ટિથી જ્ઞાની શુદ્ધ થાય છે અને અનેકપ્રકારનીધાર્મિક વ્યવહારિકક્રિયાકરનાર, લેપવાળી દૃષ્ટિથી લેપાયમાન થાય છે માટે આત્માને સર્વ પદાર્થોથી નિર્લેપ વિચારવો. એવી ભાવના ભાવતાં આત્માનુભવ થાય છે આત્મજ્ઞાનથી નિર્લેપદશા જાગ્રત્ થાય છે. આત્મજ્ઞાન તેજ પરા-વિદ્યા છે. આત્મજ્ઞાની પ્રસંગોપાત્ત જે જે કરે છે તેથી તે કર્મની નિર્જરા કરે છે. સમ્યકત્વ અર્થાત્ સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત કરનાર આત્મ-જ્ઞાની છે. દ્રવ્યથી સર્વ જીવોની દયા કરવામાં આવે પણ જ્યાંસુધી સમ્યકત્વજ્ઞાનરૂપ ભાવદયા પ્રગટી નથી ત્યાંસુધી મોક્ષની પ્રાપ્તિ થતી નથી. એકવાર સમ્યગ્દૃષ્ટિ થૈ એટલે મોક્ષ નક્કી પ્રાપ્ત થાય છેજ. જ્ઞાનીની સર્વ ક્રિયા કર્મ છે તે આત્મશુદ્ધિમાટે થાય છે. જૈનશાસ્ત્ર પંચાધ્યાયીમાં નીચે પ્રમાણે લખ્યું છે—**क्रियासाधारणीवृत्ति र्ज्ञानिनोऽज्ञानिनस्तथा ॥ अज्ञानिनः क्रियाबन्ध—हेतुर्नज्ञानिनः क्व-चित् ॥ २९ ॥ आस्तां न बन्धहेतुः स्याद्ज्ञानिनां कर्मजाक्रिया ।**

**चित्रंयत्पूर्वबद्धानां निर्जरायैच कर्मणाम् ॥ ३० ॥ यस्मात् ज्ञानमया भावा ज्ञानिनां ज्ञाननिर्वृत्ताः ॥ अज्ञानमयभावानां, नावकाशः सुदृष्टिषु ॥ ३१ ॥** બાહ્ય કર્મક્રિયા તો જ્ઞાનીઓની અને અજ્ઞાનીઓની સરખી છે. અજ્ઞાનીની ક્રિયા છે તે બન્ધહેતુ છે પણ જ્ઞાનીની સર્વ ક્રિયા બંધ હેતુભૂત થતી નથી. ॥ જ્ઞાનીઓને કર્મથકી ઉત્પન્ન થએલી ક્રિયા બન્ધ હેતુભૂત થતી નથી ઉલટી તે તો પૂર્વ બદ્ધકર્મોની નિર્જરામાટે થાય છે. જે માટે જ્ઞાનીઓના જ્ઞાનમય ભાવો છે અને તે જ્ઞાનથકી નિવૃત છે. સમ્યકત્વદૃષ્ટિયોમાં અજ્ઞાનમયભાવોનો અવકાશ નથી. જ્ઞાનીઓને આત્મસુખમાં નિશ્ચય હોય છે અને પૂર્વના પુણ્યથી બાહ્યશાતાવેદનીયકારકભોગોને ભોગવે છે છતાં તેમાં તેઓને સુખની બુદ્ધિ હોતી નથી. પંચાધ્યાયીમાં કહ્યું છે કે—**सपरबाधासहियं, विछिण्णं बंधकारणंविसमं । जंइंदिएहिंलद्धं । तं सुखंदुरकमेवतहा ॥ शक्रचक्रधरादीनां केवलं पुण्यशालिनाम् ॥ तृष्णाबीजं रति स्तेषां सुखावाप्तिः कुतस्तनी ॥** બાહ્ય સુખ છે તે સ્વપરપીડા સહિત છે, નાશવંત છે, કર્મબંધનું કારણ છે, વિષમ છે, કારણ કે તે ઈન્દ્રિયોથી પ્રાપ્ત થાય છે માટે સુખ પણ વસ્તુતઃ દુઃખનું કારણ હોવાથી દુઃખરૂપ જ છે. ઇન્દ્ર ચક્રવર્તી વગેરે પુણ્યવંતોને તેમાં રતિ છે તેનું કારણ તૃષ્ણા બીજ છે માટ તેઓને સુખની પ્રાપ્તિ કયાંથી હોય ? અર્થાત્ હોય નહીં. સમ્યગ્દૃષ્ટિ એવા શહેનશાહો, બાહ્ય સુખમાં સુખની બુદ્ધિ ધારણ કરતા નથી. પૂર્વપ્રારબ્ધકર્મોદયથી તે શાતાવેદનીય ભોગો ભોગવે છે પણ તેમાં તે સુખબુદ્ધિ ધારતા નથી. પંચાધ્યાયીમાં એપ્રમાણે કહ્યું છે ॥ **सम्यग्दृष्टिरसौ भोगान् सेवमानोऽप्यसेवकः ॥ नीरागस्य न रागाय, कर्माऽकामकृतंयतः ॥ ७४ ॥ सिद्धानिःकांक्षितो ज्ञानी, कुर्वाणोप्युदितां क्रियाम् । निष्कामतः कृतंकर्म, न रागाय निरागिणाम् ॥ ७५ ॥ पत्र. १४४ ॥** આત્મજ્ઞાની ભોગોને સેવતો છતો અસેવક છે. કારણ કે

નીરાગી અકામભાવથી ફરજરૂપે જે કામ કરે છે તે રાગનેમાટે હોતું નથી. સમ્યગ્દૃષ્ટિ આત્મજ્ઞાની કર્મોદયથી ભોગાદિ ક્રિયા કરતો છતો પણ નવીનકર્મ બાંધતો નથી ઉલટી તેને ઉદયક્રિયાથી ઘણા કર્મોની નિર્જરા થાય છે. બાહ્યમાં સુખની રાગબુદ્ધિ વિના નિષ્કામપણે કર્મો કરતાં કર્મ બંધાતાં નથી, સમ્યગ્દૃષ્ટિ એવો આત્મજ્ઞાની—આત્મામાંજ પૂર્ણતા માને છે તેથી પૂર્ણરૂપે વ્યક્ત થાય છે. અજ્ઞાની બાહ્યલક્ષ્મી, સ્ત્રી, રાજ્ય વગેરેથી પોતાને પૂર્ણ માને છે, અને જડવસ્તુઓના સુખની તૃષ્ણાએ રાત્રી દિવસ સંકલ્પ વિકલ્પ કર્યા કરે છે. બાહ્યવસ્તુઓથી પોતાની પૂર્ણતા માનવી એ સ્વપ્નામાં પીધેલા સાગરોના જેવું છે. એક કઠિયારો વનમાં અત્યંત તૃષાતુર થયો, તે કાદવવાળા સરવર પાસે ગયો તેમાં ગંદું જલ હતું. એક રૂપૈયા ભાર જલ પણ મળ્યું નહીં, તૃષાતુર તે વૃક્ષતળે ઉંઘી ગયો, સ્વપ્નામાં તે સર્વ કૂવા, નદીઓ, વાવો, સરોવરો અને દરિયાનાં પાણી પી ગયો, તે જાગીને જુવે છે તો તેણે પોતાને તૃષાતુર દેખ્યો અને દુઃખ કરવા લાગ્યો. તેની પેઠે ધન સ્ત્રી પુત્રાદિક બાહ્ય વસ્તુઓથી સુખી થવાની આશાવાળા મનુષ્યો સ્વપ્નમાં સાગર પીનારની પેઠે દુઃખી થાય છે. માટે આત્માનુભવ કરવો કે જેથી બાહ્યની પૂર્ણતાની ભ્રાંતિ ટળી જાય અને આત્મામાં પૂર્ણતા જણાય, જૈનશાસ્ત્ર- જ્ઞાનસારમાં આત્માની પૂર્ણતા અને જડવસ્તુની પૂર્ણતાનો સત્ય ખ્યાલ આવે તે માટે નીચે પ્રમાણે લખ્યું છે—**सच्चिदानंदपूर्णेन-पूर्णजगदवेक्ष्यते ॥ पूर्णता या परोपाधेः । सायाचितकमंडनम् ॥ यातुस्वाभाविकीचैव, जात्यरत्नविभानिभा ॥ २ ॥ जागर्तिज्ञानदृष्टिश्चेत् । तृष्णा कृष्णाहिजाङ्गुलीं, । पूर्णानन्दस्यतत्किंस्या—दैन्यवृश्चिकवेदना ॥४॥ पूर्यन्ते येनकृपणास्तदुपेक्षैवपूर्णता ॥ पूर्णानन्दसुखस्निग्धा—दृष्टिरेषामनीषिणाम् ॥ ५ ॥ अपूर्णः पूर्णतामेति, पूर्यमाणस्तुहीयते ॥ पूर्णानन्दस्वभावोयं । जगदद्भुतदायकः ॥ ६ ॥**

વૈદિક ઉપનિષદ્‌માં નીચે પ્રમાણે મંત્ર છે. पूर्णमदः पूर्णमिदं, पूर्णात्पूर्णमुदच्यते ॥ पूर्णस्यपूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥ ( बृहदारण्यकोपनिषद् अध्याय. ५. પહેલી કડીમાં ) ભાવાર્થ–સચ્ચિદાનંદથી પૂર્ણ થએલાવડે પૂર્ણ જગત્ છે એમ અવલોકાય છે. પરધન, રાજ્ય વિષયોની ઉપાધિથી જે પૂર્ણતા માનવામાં આવે છે તે માગી લીધેલા ઘરેણાના જેવી છે. આત્માના જ્ઞાનાનંદની જે પૂર્ણતા છે તે જાત્યરત્નની કાંતિ પેઠે સ્વાભાવિક પૂર્ણતા છે. તૃષ્ણારૂપ કૃષ્ણ સર્પના વિષનો નાશ કરનારી આત્મજ્ઞાનદૃષ્ટિ જેને જાગ્રત્ છે તેને દીનતારૂપ વૃશ્ચિકની વેદના થતી નથી. જ્ઞાની શ્મશાનમાં બેઠો હોય, ધૂળમાં બેઠો હોય, ઝુંપડીમાં સ્થિત હોય તો પણ તે ઇન્દ્રચક્રી કરતાં પોતાને અનંતગુણો પૂર્ણ માને છે, તેવા જ્ઞાનીને ક્યાંયે તૃષ્ણાનું દુઃખ નથી. જેનાથી જડવસ્તુઓના ભીખારી કૃપણો પોતાને પૂર્ણ માને છે, તે રાજ્યભૂમિ, ગૃહ, લક્ષ્મી વગેરેની ઉપેક્ષા કરવી તેજ પૂર્ણતા છે. આત્માના પૂર્ણાનન્દરૂપઅમૃતવડે સ્નિગ્ધ એવી મનુષ્યોની જ્ઞાનદૃષ્ટિ તેજ પૂર્ણતા છે. અપૂર્ણ તેજ પૂર્ણતાને પામે છે. બાહ્ય ધનાદિકવડે જે પૂર્ણતા માનતો નથી એવો અપૂર્ણ કહેવાય છે; એવો અપૂર્ણ છે તેજ આત્માના જ્ઞાનાનન્દની પૂર્ણતાને પામે છે અને જે બાહ્ય ધનાદિકવડે પૂર્ણતા માને છે અને આત્માની પૂર્ણતા જાણતો નથી અને ઇચ્છતો નથી તે ક્ષયને પામે છે. આત્માનો સ્વભાવિક પૂર્ણાનન્દસ્વભાવ છે તે જગત્‌માં આશ્ચર્ય કરનાર છે. બૃહદ્ આરણ્યકોપનિષદ્‌માં આત્માની પૂર્ણતા વર્ણવી છે, સિદ્ધસ્થાનમાં શુદ્ધ સિદ્ધબ્રહ્મ તે પૂર્ણ છે તેવો શરીરમાં સ્થિત, આત્મા, સત્તાએ પૂર્ણ બ્રહ્મ છે. પૂર્ણસિદ્ધબ્રહ્મના ધ્યાનથી શરીરમાં રહેલ બ્રહ્મ પ્રકાશિત થાય છે. પૂર્ણબ્રહ્મનું હૃદયમાં પૂર્ણબ્રહ્મત્વ ગ્રહણ કરતાં–ધ્યાતાં પૂર્ણબ્રહ્મત્વ અવશેષ રહે છે. શરીરમાં રહેલ આત્મા તેજ પૂર્ણ બ્રહ્મ આ છે. સત્તાએ રહેલ પૂર્ણબ્રહ્મ તેજ વ્યક્તિભાવે પૂર્ણબ્રહ્મરૂપથી પ્રકાશિત થાય છે. પૂર્ણબ્રહ્મનું પૂર્ણબ્રહ્મત્વ ગ્રહીએ તો

અવશેષ પૂર્ણબ્રહ્મ રહે છે. એકડાના જેવું પૂર્ણબ્રહ્મ છે. તેનો સરવાળો એક છે. આત્મા પૂર્ણ છે. બાહ્ય ધન રાજ્ય સુખ કીર્તિ પ્રતિષ્ઠાનામરૂપનો મોહ અને તેથી માનેલી પૂર્ણતામાં સુખ નથી. તે કેવલ ભ્રાંતિ છે એવો દૃઢનિશ્ચય થતાંની સાથે આત્માની પૂર્ણતાનો ખ્યાલ આવે છે અને બાહ્ય આશા તૃષ્ણામયવૃત્તિયો શાંત થવાથી અનેક પ્રકારના આધિ વ્યાધિ ઉપાધિના દુઃખોથી મુક્ત થવાય છે. જગત્માં જ્યાં ત્યાં સર્વત્ર આત્મરૂપે પૂર્ણતા દેખવાથી—ભાવવાથી આત્મામાં ખરી શાંતિનો ખ્યાલ આવે છે. મનના બાહ્યસંબંધી વિચારોથી કોઈને પૂર્ણતા પ્રાપ્ત થઇ નથી અને થવાની નથી. દેશ-કોમ રાજ્ય ભૂમિગૃહ સ્ત્રી પુત્ર ઘરબાર વ્યવહાર સંબંધીમાં મનના વિચારો સર્વે ક્ષણિક છે અને એવા મનના વિચારોથી સત્યપૂર્ણતા પ્રગટતી નથી. મન પૂર્ણ નથી તો સંકલ્પ વિકલ્પરૂપ મનના વિચારોમાં પૂર્ણતા હોયજ કયાંથી ? આત્મામાં મનને સમાવતાં આત્માની પૂર્ણતાનો આત્માવડે આત્માને અનુભવ આવે છે, તે વખતે મનની દશા હોતી નથી. સર્વવસ્તુઓનો સંગ્રહ કરવાનો મુખ્ય ઉદ્દેશ, સુખની પ્રાપ્તિ કરવી તેજ છે પણ આત્મામાં પૂર્ણાનંદનો નિશ્ચય થતાંજ બાહ્ય સાધનોની અપેક્ષા રહેતી નથી, તેથી બાહ્યમાં નિઃસ્પૃહપણું પ્રગટે છે અને આત્મામાં પૂર્ણતાનો પ્રકાશ થાય છે તેવી દશાવાળો આત્મા તેજ સર્વવિશ્વનો પ્રભુ—શહેનશાહ બને છે. તેને ચક્રવર્તી આદિની પણ સ્પૃહા રહેતી નથી. જગત્‌ની દૃષ્ટિએ તે ગાંડો લાગે છે અને તે જગત્‌ને આંધળું દેખે છે એવો પૂર્ણ નિઃસ્પૃહી તે જ સત્યત્યાગી મુનિ છે, તેની પાસે શેકડીયો જીવતો નિત્ય પૂર્ણાનન્દ છે. એવી પૂર્ણતાનો અનુભવી રત્નના પર્વતોપર બેઠો હોય છે છતાં તે ત્યાગી છે; કારણ કે તેને બાહ્યની કોઈવસ્તુમાં સત્યસુખની બુદ્ધિ રહેતી નથી. બાહ્ય વસ્તુઓની પ્રાપ્તિથી ખરી તૃપ્તિ થતી નથી અને આત્મસુખનો

અનુભવ આવતો નથી. બાહ્ય વસ્તુઓને ભોગવનારા મરી ગયા પણ બાહ્ય વસ્તુઓ કોઇની સાથે ગઇ નહીં. બાહ્યમાં પુદ્ગલોવડે પુદ્ગલને તૃપ્તિ થાય છે પણ આત્માને પુદ્ગલ વસ્તુઓના ભોગોથી તૃપ્તિ-સંતોષ થતો નથી. જ્ઞાનસારમાં કહ્યું છે કે पुद्गलैः पुद्गलास्तृप्तिं यान्त्यात्मा पुनरात्मना ॥ परतृप्तिसमारोपो ज्ञानिनस्तन्न युज्यते ॥ પુદ્ગલોવડે પુદ્ગલો તૃપ્તિ પામે છે અને આત્મા, આત્માવડે તૃપ્તિ પામે છે. પર જડવસ્તુમાં તૃપ્તિનો સમારોપ તે જ્ઞાનીને ઘટતો નથી. सुखिनो विषयाऽतृप्ता, नेन्द्रोपेन्द्रादयोऽप्यहो ॥ भिक्षुरेकः सुखीलोके ज्ञानतृप्तोनिरञ्जनः ॥ ८ ॥ ( ज्ञानसार ) બાહ્ય ઈન્દ્રિયોના વિષયોથી અતૃપ્ત એવા ઈન્દ્રો અને ઉપેન્દ્રો પણ સુખી નથી. એકજ્ઞાની ભિક્ષુ છે તે વિશ્વમાં સુખી છે કારણ કે તે જ્ઞાનવડે આત્મામાં તૃપ્તિ માને છે અને સર્વમાં નિઃસંગભાવે વર્તે છે. નિસ્પૃહ અને આત્મામાં પૂર્ણતાનો દૃઢ નિશ્ચય કરનારને કંઈ પણ જગતમાં પ્રાપ્ત કરવા યોગ્ય રહેતું નથી. કહ્યું છે કે—स्वभावलाभात्किमपि, प्राप्तव्यं नावशिष्यते ॥ इत्यात्मैश्वर्यसम्पन्नो, निस्पृहो जायते मुनिः ॥ १ ॥ स्पृहावंतो विलोक्यन्ते, लघवस्तृणतूलवत् ॥ महाश्चर्यं तथाप्येते मज्जन्तिभववारिधौ ॥ ५ ॥ भूशय्याभैक्षमशनं, जीर्णं वासो वनं गृहं ॥ तथाऽपिनिःस्पृहस्याहो, चक्रिणोऽप्यधिकं सुखम् ॥ ७ ॥ परस्पृहा महादुःखं, निःस्पृहत्वं महासुखं ॥ एतदुक्तं समासेन, लक्षणं सुखदुःखयोः ८ ॥ ( ज्ञानसार ) આત્મસ્વભાવના લાભ વિના વિશ્વમાં અન્ય કશું પ્રાપ્તવ્ય નથી. ત્યાગગ્રહણમાં ત્યાગગ્રહણવૃત્તિ વિના અંતરમાં ઉપયોગ રાખીને વર્તવું અને આ જગત્માં કશું મ્હારૂં ત્હારૂં નથી, એવો દૃઢ નિશ્ચયી નિઃસ્પૃહમુનિ હોય છે. સ્પૃહી મનુષ્યો તૃણ તૂલથી પણ હલકા દેખાય છે છતાં આશ્ચર્ય એ છે કે તે સંસાર સાગરમાં બૂડે છે. આત્મામાં પૂર્ણતા માનનાર બ્રહ્મજ્ઞાની ભૂપર શય્યા કરે, ભીક્ષા માગીને ખાય, જીર્ણ વસ્ત્ર ધારે, વનમાં રહે, જીર્ણ

ઘરમાં રહે તો પણ તે ચક્રવર્તીથી અનંતગુણો સુખી છે. પરનીસ્પૃહા તેજ મહા દુઃખ છે અને નિસ્પૃહપણું તેજ મહાસુખ છે, એ પ્રમાણે સુખ દુઃખનું લક્ષણ છે. જેટલીબાહ્યવસ્તુઓની ઉપાધિ તેટલુંજ દુઃખ છે. મહેલોમાં રહેનારા અને વિમાનોમાં બેસનારા સ્પૃહીઓ જ દુઃખી છે. સ્વતંત્ર રાજ્યવાળા, મિશ્ર રાજ્યવાળા, અને રાજાનું રાજ્યવાળા મનુષ્યો જ્યાંસુધી પરજડવસ્તુઓના ભોગોમાટે તલસે છે, હાય હો કરે છે, ત્યાંસુધી તે સુખી નથી. ચાર ખંડના મનુષ્યો ગમે તેવી રાજ્યવ્યવસ્થા કરે અને અનેકપ્રકારની શોધો કરે તો પણ જ્યાંસુધી તેઓ દેહઇન્દ્રિયદ્વારા સુખની આશા રાખે છે ત્યાંસુધી તે સુખી નથી, અને સુખી થવાના નથી. પ્રતિષ્ઠા કીર્તિ પૂર્ણ હોય અને આખી દુનિયાના લોકો પગે પડે તથા તેઓ પ્રભુની પેઠે પોતાને માને તોપણ જ્યાંસુધી બાહ્યવસ્તુઓના ભોગથી સુખ મેળવવાની વાસના છે ત્યાંસુધી બ્રહ્મા વિષ્ણુ સરખા પણ સુખી નથી. આત્મામાં સુખનો નિશ્ચય થવાથી અને આત્માનો અનુભવ આવવાથી મનુષ્ય જ્ઞાની સુખી સ્વતંત્ર સમભાવી પ્રભુ બનેછે, પશ્ચાત્ તેને સુખમાટે બાહ્યમાં કંઈ કર્તવ્ય રહેતું નથી છતાં તે કંઇ કરે વા ન કરે તો પણ તે પૂર્ણસુખી છે. બાહ્યસુખકીર્તિ અને નામરૂપમાંથી આત્માધ્યાસ ટળતાં આત્માનુભવ પ્રગટે છે. આત્માનુભવ કરવામાટે ઉપરના સર્વે ઉપાયો અને ભાવનાઓ જણાવી. આત્માનુભવમાટે આધ્યાત્મિકશાસ્ત્રો વાંચવાં પણ તે શાસ્ત્રોમાં અહંમમ બુદ્ધિ ન ધારવી. શાસ્ત્રો દિશા દેખાડનારાં છે અને મુક્તિ તો અનુભવથી મળે છે. આત્માનુભવ પ્રગટયા પછી મુક્તિની ઈચ્છા અને આદેય બુદ્ધિ રહેતી નથી. કહ્યું છે કે—व्यापारः सर्वशास्त्राणां, दिक्प्रदर्शनमेवहि ॥ पारं तु प्रापयत्येकोऽनुभवो भववारिधेः ॥ २ ॥ अतीन्द्रियं परंब्रह्म, विशुद्धानुभवंविना ॥ शास्त्रयुक्तिशतेनाऽपि न गम्यं यद्बुधाजगुः ॥ ३ ॥ अधिगत्याखिलंशब्दब्रह्मशास्त्रदृशामुनिः ॥ स्वसंवेद्यंपरंब्रह्माऽनुभवेनाधिगच्छति ॥ ८ ॥ (જ્ઞાનસાર)

સર્વ શાસ્ત્રોનો વ્યાપાર માત્ર દિશા દેખાડનારો છે. એશિયા, યુરોપ, અમેરિકાનો નકશો તે તે ખંડની દિશા જણાવે છે. નકશો જોવા માત્રથી તથા તે તે દેશના ઇતિહાસો વાંચવામાત્રથી ખાસ ખંડ દેશનો અનુભવ આવે નહિ. તેમ સર્વશાસ્ત્રોના વાચનશ્રવણ માત્રથી સંસારસમુદ્રનો પાર પામી શકાય નહિ, તે તો એક અનુભવ જ્ઞાનથી સંસાર પાર પામી શકાય છે. ઇન્દ્રિયો અને મન સુધી શાસ્ત્રોનો વ્યાપાર છે માટે આત્માનુભવ વિના આત્મા જાણી શકાય નહિ. મન અને ઈન્દ્રિયોની પેલી પાર અનુભવજ્ઞાન છે અને તે શાસ્ત્રોના મનન સ્મરણ બાદ એકલા આત્માનું આત્મવડે ચિંતવન થાય છે ત્યારે તે પ્રાપ્ત થાય છે. આધ્યાત્મિકશાસ્ત્રોનો અભ્યાસ કર્યા પછી તે પુસ્તકોને દૂર મૂકવાં અને વારંવાર આત્માનું સ્વરૂપ વિચારવું અને ઉપર્યુક્ત નિર્લેપાદિભાવથી મનને વારંવાર આત્માભિમુખ કરવું અને રાગદ્વેષમયસંકલ્પવિકલ્પોને વારી નિર્વિકલ્પદશા પ્રાપ્ત કરવી. એક બે કલાક પર્યંત આત્માના વિચારો કરવામાં લયલીન બનવું. આત્માનુભવી સંતોના સમાગમમાં જીવન ગાળવું. કેવલકુંભક પ્રાણાયામ કરી મનને થકવવું. આત્મોપયોગપૂર્વક ત્રણ ચાર કલાક પર્યંત કેવલકુંભક પ્રાણાયામ કરવો અને સર્વથાદેહાધ્યાસ રહિત થઈ જવું એમ અભ્યાસ કરવાથી મન થાકી જાય છે, પશ્ચાત્ મન ઇન્દ્રિયોના વ્યાપાર વિનાનો આત્માનંદ પ્રગટે છે, તેનો સ્વાત્માને અનુભવ આવે છે અને તેથી દેહ છતાં દેહાતીતદશાનો અનુભવ આવે છે. લાખો કરોડો પુસ્તકો વાંચો વા સાંભળો અને તેથી જાણો કે આત્મા, બ્રહ્મ અકાય છે એટલું જાણવામાત્રથી કંઈ વળતું નથી. શાસ્ત્રોની સેંકડો યુક્તિયોથી પણ તે પરબ્રહ્મ વેદાતું નથી માટે અનુભવજ્ઞાન પ્રગટાવવાની જરૂર છે. શાસ્ત્રદૃષ્ટિવડે શબ્દબ્રહ્મને સંપૂર્ણ જાણીને છેવટે સ્વસંવેદ્યપરબ્રહ્મને જ્ઞાની અનુભવવડે પામે છે, માટે શબ્દબ્રહ્મને કહેનારાં સર્વ શાસ્ત્રોનો અભ્યાસ કરી પંડિતાઈ પ્રાપ્ત કરવા માત્રથી

કંઈ બળતું નથી. શબ્દબ્રહ્મને જાણીને નિશ્ચય કરીને આત્માનું અનુભવજ્ઞાન પ્રાપ્ત કરવું કે જેથી આત્મા તે પરમાત્મરૂપ વેદાય. અહીંસુધી વિવેચન કરવામાં વેદો અને આગમોવડે આત્માની સિદ્ધિ અને તેના અનુભવના ઉપાયો બતાવ્યા અને अकायरूप ब्रह्म છે, તેના અનુભવમાટે અનેકહેતુઓ જણાવ્યા, તે સર્વે અકાયરૂપઆત્માના અનુભવમાટે હોવાથી અપ્રાસંગિક લખ્યું નથી. હવે આગળ અવ્રણાદિનું અનુભવ વિવેચન કરાય છે. આત્માને વ્રણ નથી અને આત્માને સ્નાયુઓ નથી. આત્મા તો વસ્તુતઃ મૂળરૂપે શુદ્ધ છે અને અપાપવિદ્ધ છે. નિશ્ચયનયની અપેક્ષાએ આત્મા જેવા પ્રકારનો છે તેવો ધ્યાનમાં ધ્યાવામાટે અને તેવી ભાવનાથી આત્મજીવન પ્રકાશવામાટે અવ્રણરૂપી આત્મા છે એવો વારંવાર વિચાર કરવો ઘણો ઉપયોગી છે. શરીર—તેનાં વ્રણો—તેના સ્નાયુઓ વગેરેમાં આત્માધ્યાસ ન રાખવો, તેમાટે આ મંત્ર ઉપયોગી છે. શ્રી કૃષ્ણના લઘુભાઈ શ્રી ગજસુકુમાલે શ્રીનેમિપરમાત્મા પાસે દીક્ષા અંગીકાર કરી અને તે શ્મશાનમાં કાયોત્સર્ગ ધ્યાને રહ્યા હતા. તેમની દીક્ષાથી તેમના સસરા સોમિલને ક્રોધ ઉત્પન્ન થયો અને તે શ્રીગજસુકુમાલ ધ્યાન ધરતા હતા ત્યાં આવ્યા. તેણે ગજસુકુમાલના મસ્તકપર માટીની પાળ બાંધી અને શ્મશાનમાં સળગતા ખેરના અંગારાને લાવી ગજસુકુમાલના મસ્તકપર મૂકયા. તત્કાલે ગજસુકુમાલે આત્મભાવના ભાવવા માંડી. આત્મા તે કાયાથી ભિન્ન નિરાકાર છે. હે આત્મન્ ! તું તો શસ્ત્રથી છેદાતો નથી. જલથી ભિંજાતો નથી, વાયુથી શોષાતો નથી, અગ્નિથી બળતો નથી. ત્હારૂં સાધન ભૂત શરીર મસ્તક તે અગ્નિથી બળે છે પણ તું આત્મા તો બળતો નથી. સોમિલના પર તું ગુસ્સે ન થા ! ! ! સોમિલ તો કર્મનો ઉદય ભોગવવામાં નિમિત્ત માત્ર છે. ત્હારે હવે આ શરીર રાખવાનો વિચાર નથી તો વસ્ત્રની પેઠે ટળે

તેમાં તું જરા માત્ર શોક ન કર !! દુઃખ થાય તે સમભાવે સહન કર !! જ્યારે ત્યારે પણ શરીર તો પડવાનું છે તો શોક શા માટે કરવો ? આત્માની કસોટીનો ખરેખરા મહોત્સવ જેવો આ પ્રસંગ છે તેમાં આત્મવીર બન ! આ બાહ્યના બળતા શરીરથી તું અનંતગણો ભિન્ન છે. તું આત્માના શુદ્ધ સ્વરૂપનો ઉપયોગ રાખ. એ પ્રમાણે દેહસ્નાયુ વગેરેથી ભિન્ન આત્મસ્વરૂપની ભાવના ભાવતાં ભાવતાં ગજસુકુમાલનું શરીર છૂટયું અને તે સદ્ગતિને પામ્યા; તે પ્રમાણે રોગાદિકપ્રસંગમાં, યુદ્ધપ્રસંગે તથા કામાદિવિકારો પ્રગટવાની તૈયારીમાં હોય તે પ્રસંગે તથા મરણપ્રસંગે શરીરથી ભિન્ન આત્મા છે, વ્રણો ગુમડાં વગેરેથી આત્મા ભિન્ન છે, તથા સ્નાયુઓથી આત્મા ભિન્ન છે એવા સદ્વિચારો કરવા અને આત્માના દૃઢ નિશ્ચયી ઉપયોગી થવું, એમ કરતાં મૈતાર્યમુનિની પેઠે ખરી કસોટીના પ્રસંગે દેહથી ભિન્ન આત્માનો અનુભવ થાય છે. મૈતાર્યમુનિ એક સુવર્ણકારને ત્યાં વહોરવા ગયા, સોનીયે ભાવથી રસોઈ વહોરાવી. તેના સુવર્ણયવોને એક ક્રૌંચપક્ષી દાણાની ભ્રાંતિથી ખાઈ ગયું. સોનીએ મૈતાર્યમુનિપર વહેમ આણ્યો અને મુનિને વાધરથી વીંટી બાંધી તડકામાં રાખી ફટકા લગાવવા લાગ્યો, તેથી મુનિમૈતાર્યનું શરીર ત્રટ ત્રટ ત્રુટવા લાગ્યું, ઘણું રક્ત વહેવા લાગ્યું, મૈતાર્યમુનિ સમભાવથી આત્માને ભાવવા લાગ્યા, હે આત્મન્ ! શરીર તે સાધન છે તેનાપર મોહ ના રાખ ! આ છેલ્લો પ્રસંગ છે, તું પોતાનું શુદ્ધ સ્વરૂપ વિચાર ! ! એમ આત્માને ભાવતાં મૈતાર્યમુનિએ દેહનો ત્યાગ કર્યો અને સદ્ગતિને પામ્યા, અને પેલો સુવર્ણકાર પાછળથી સુવર્ણયવો મળતાં પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો અને તે પણ સાધુ બની શુદ્ધાત્મસ્વરૂપ ધ્યાઇને સદ્ગતિ પામ્યો, શ્રી ઋષભદેવભગવાનના પુત્ર ભરતરાજા આર્યાવર્ત—ભારતદેશપર રાજ્ય કરતા હતા. તે પોતાના આત્માનું શુદ્ધ સ્વરૂપ ભાવતા

હતા. બત્રીશ હજાર દેશના ચક્રવર્તી છતાં મનમાં વૈરાગી હતા. તેના છડીદારોને चेत चेत भरत चेत ! काळ झपाटा देत એમ બોલતાં શિખવ્યું હતું, તેથી તે આદર્શભુવનમાં ભાવના ભાવતાં ભાવતાં કેવલજ્ઞાન પામ્યા. ભરતે ચાર વેદો રચ્યા હતા. કેવલજ્ઞાન પામી ત્યાગી વેશ પહેરીને તેમણે સર્વત્ર ઉપદેશ દીધો. એમ અનેક મનુષ્યો આત્માનું શુદ્ધસ્વરૂપ ભાવી શુદ્ધાત્મા થયા. શુદ્ધનિશ્ચયનયની અપેક્ષાએ આત્મા શુદ્ધ છે અને તે નિશ્ચય દૃષ્ટિથી કોઈ પાપથી બદ્ધ થતો નથી. य इत्तद्विदुस्तेऽमृतत्त्वमानशुः ॥ ऋग्वेद् । २ । ३ । १८ । । २३ ॥ જે શુદ્ધ બ્રહ્મ, શુદ્ધાત્માને જાણે છે અને તેની ભાવના ભાવે છે, તે અમર અમૃતત્ત્વને પામે છે પુનઃ તે કર્મને બાંધતા નથી. यत्रदेवाअमृतमानशास्तृतीयेधामन्नध्यैरयन्त । यजुर्वेद ॥ ३२ । १० ॥ જ્યાં જ્ઞાનદર્શનચારિત્રની પૂર્ણતાને પામેલા દેવો આત્માના આનંદરૂપ અમૃતત્વને પામે છે, વા જ્યાં મરતા નથી; એક શુદ્ધાત્મસ્વરૂપે સદા સ્થિર રહે છે એવા દેવો ત્રીજા ધામ અર્થાત્ પરમાત્મપદસ્થાનમાં સદા રહે છે. પ્રથમ બહિરાત્મધામ પદ છે. બીજું અંતરાત્મધામપદ છે અને ત્રીજું ત્રયોદશમાગુણસ્થાનકથી અરિહંત દેવોને પરમાત્મ-પદ અર્થાત્ પરમાત્મધામપ્રાપ્ત થાય છે તે પરમાત્મદશારૂપધામ જાણવું. તથા વેદમાં નીચે પ્રમાણે કહ્યું છે. अकामोधीराः अमृतः स्वयंभूरसेन तृप्तोनकुतश्चनोनः॥ तमेवविदित्वानबिभाय मृत्योरात्मानं-धीरमजरंयुवानम ॥ જે સર્વ શુભાશુભ ઈચ્છાઓથી ભિન્ન આત્માને જાણે છે અને સર્વવિષયોમાં શુભાશુભ કામના ધારતા નથી, તથા જે આત્માઓ મેરૂપર્વતની પેઠે ધીર છે અને જે આત્માને અમૃત જાણે છે, આત્મા કદાપિ મરતો નથી અને આત્મામાં અનાદિકાળથી આનંદ રસ છે, મોહના આવરણથી સ્વયંભુ રસનું વેદન થતું નથી, આનંદરૂપ સ્વયંભૂરસથી આત્મા સદા એક રસરૂપછે, તે સ્વાત્મા-નંદરસથી તૃપ્ત છે, આત્માને જડવિષયોના ક્ષણિકઆનંદરસની

જરૂર નથી એમ જે જાણે છે અને આત્માને કોઈ રીતે ઉણો જોતો નથી એવા આત્માને જાણીને આત્મજ્ઞાની મૃત્યુથકી ભય પામતો નથી, તે સર્વપ્રકારના ભયથી મુક્ત નિર્ભય બને છે અને તે આત્માને ધીર અવૃદ્ધ અને સદા યુવાન દેખે છે એવો આત્મજ્ઞાની સદા આનંદ અમૃતરસમાં તૃપ્ત રહે છે. તે પરમાત્મા થાય છે. તે સર્વ વિશ્વજીવોનો પ્રભુ બને છે. તે આત્માને સ્વયંભુ જાણે છે અને તે જ્ઞાનદર્શન ચારિત્રગુણ પર્યાયોથી સ્વયમેવ પરમાત્મરૂપે પ્રગટ થાય છે, માટે સ્વયંભુ છે અને તે કેવલજ્ઞાનવડે સર્વલોકાલોક સર્વ વિશ્વને જ્ઞાનમાં જ્ઞેયરૂપે પરિણમાવે છે માટે તે પરિભૂ છે. આત્મા તેજ કવિ છે અને તેજ મનન કરનાર મનીષી છે. આત્મામાંજ જ્ઞાન—વિચાર કરવાની ચેતના શક્તિ છે. સૂક્તવેદનો કર્તા આત્મા તેજ કવિ છે. એમ આગમો અને નિગમો જણાવે છે. હવે याथातथ्यतोऽर्थान्व्यदधाच्छास्वतीभ्यः समाभ्यः એ મંત્રના શેષપાદનો અનુભવ દર્શાવવામાં આવે છે. यजुर्वेदના ચાલીશમા અધ્યાયમાં આ મંત્ર છે, તેના કર્તા ઋષિ જણાવે છે કે, શાશ્વતકાલથી અર્થાત્ અનાદિકાલથી આત્માનું આવું નૈશ્ચયિક સ્વરૂપ છે તેના સત્ય અર્થોને અનાદિકાલથી શાશ્વતકાલથી તીર્થંકરો ઋષીશ્વરો મહાકેવલજ્ઞાનીઓ કેવલજ્ઞાનવડે અને શ્રુતજ્ઞાનીઓ શ્રુતજ્ઞાનવડે ધારણ કરે છે. જેવા પ્રથમ તીર્થંકરઋષભદેવે, કેવલજ્ઞાનથી આત્માના જ્ઞાનદર્શન ચરિત્ર અર્થોને કહ્યા હતા, તે પ્રમાણે બીજા તીર્થંકરશ્રીઅજિતનાથે અર્થો પ્રકાશ્યા છે. તીર્થંકરો ચોવીશ થયા છે. ઋષભદેવ, અજિતનાથ, સંભવનાથ, અભિનંદન, સુમતિનાથ, પદ્મપ્રભુ, સુપાર્શ્વનાથ, ચંદ્રપ્રભુ, સુવિધિનાથ, શીતલનાથ, શ્રેયાંસ, વાસુપૂજ્ય, વિમલનાથ, અનંતનાથ, ધર્મનાથ, શાંતિનાથ કુંથુનાથ, અરનાથ, મલ્લિનાથ, મુનિસુવ્રત, નમિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ, અને ચોવીશમા તીર્થંકર શ્રીમહાવીર વર્ધમાન કે જે આજથી અઢી હજાર વર્ષ પહેલાં થયા હતા,

તથા તેમના જન્મથી પૂર્વે શત વર્ષના આયુષ્યવાળા શ્રી પાર્શ્વનાથ નામના તીર્થંકર થયા હતા. શ્રી પાર્શ્વનાથના નિર્વાણ બાદ અઢીસેં વર્ષે શ્રી મહાવીરપ્રભુનું નિર્વાણ થયું. આજથી સાડીસત્તાવીશશે વર્ષ પૂર્વે શ્રી પાર્શ્વનાથનો જન્મ થયો હતો, તેની પૂર્વે ચોરાશી હજાર વર્ષ પહેલાં બાવીશમાતીર્થંકર શ્રી અરિષ્ટનેમિપ્રભુ થયા હતા. વેદમાં શ્રી अरिष्टनेमिर्वः पुनातु શ્રી અરિષ્ટનેમિ અમને પવિત્ર કરો એમ મંત્ર છે તેમના સમયમાં પાંડવો અને શ્રી કૃષ્ણ બલદેવ થયા એમ જૈનશાસ્ત્રોમાં જણાવવામાં આવ્યું છે અને તેની પૂર્વે વીશલાખવર્ષ પહેલાં શ્રી વીશમાતીર્થંકર મુનિસુવ્રતસ્વામી થયા, તેમના સમયમાં શ્રી રામચંદ્ર લક્ષ્મણ થયા એમ જૈનશાસ્ત્રો જણાવે છે. વૈદિક હિંદુઓ આજથી લગભગ પાંચ હજાર વર્ષ પહેલાં કૃષ્ણ પાંડવો થયા એવો નિર્ણય કરે છે. ભાગવતમાં વર્ણવેલા ઋષભદેવથી જૈનશાસ્ત્ર કથિત ઋષભદેવ ભિન્ન છે. ભરતના રચેલા વેદો પહેલાં એક સરખા સર્વ લોકોને માન્ય હતા, પશ્ચાત્ નવમા તીર્થંકર શ્રીસુવિધિનાથના શાસનમાં મતભેદ થયો એમ જૈનશાસ્ત્રોમાં જણાવ્યું છે. શ્રુતિજ્ઞાન, તે શ્રુતજ્ઞાન છે તે તીર્થંકરની અપેક્ષાએ પૌરૂષેય છે. અનાદિકાલથી પ્રવાહની અપેક્ષાએ તે પ્રવર્ત્યા કરે છે. તે અપેક્ષાએ अपौरुषेय છે તીર્થંકરો, ઋષીશ્વરો, ( ગણધરો ) તેનો પ્રકાશ કરે છે અને આત્માદિ પદાર્થોના સમ્યગ્ અર્થને પ્રકાશે છે તેને મુનિયો અર્થાત્ રૂષિયો ઘણા કાલથી પરંપરાએ ધારણ કરતા આવ્યા છે. જૈનધર્મનાં શાસ્ત્રોમાં આત્માદિપદાર્થોનું સમ્યક્ સ્વરૂપ પ્રકાશ્યું છે. વેદોનો બ્રાહ્મણધર્મ જેટલો પ્રાચીન છે તેથી ઘણો જૈનધર્મ પ્રાચીન અનાદિ છે અને બન્ને ધર્મો, અન્યધર્મો કરતાં ઘણી ખરી બાબતોમાં સાપેક્ષાદૃષ્ટિએ અવલોકતાં સમાન એકતાને કથંચિત્ ભજે છે. જૈનધર્મની મહત્તા, જ્યારે જૈનશાસ્ત્રોનો નિષ્પક્ષપાત સ્યાદ્વાદ દૃષ્ટિએ અભ્યાસ કરવામાં આવે છે ત્યારે સમજાય છે. જેમ જેમ મનમાં પ્રગટેલા રાગદ્વેષનાસંકલ્પવિકલ્પો, તરતમયોગે ક્ષીણ થતા જાય છે તેમ તેમ આત્માના સ્વરૂપનું ભાન થતું જાય

છે અને આત્મામાંજ આત્માનો શુદ્ધધર્મ અનુભવાય છે અને આત્મા પશ્ચાત્ રાગદ્વેષરહિત થૈ સ્વયંસ્વયંને પરાત્મારૂપે જાણે છે. આ મંત્રમાં अपापविद्ध વિશેષણ છે તેથી પાછળ કથેલ અર્થની સિદ્ધિ થાય છે. પૂર્વના મંત્રોના વિવેચનમાં પાપનું સ્વરૂપ જણાવેલ છે છતાં અત્ર કંઈક વિવેચન કરવામાં આવે છે. भिद्यते हृदयग्रन्थि, च्छिद्यन्ते सर्वसंशयाः ॥ क्षीयन्ते चास्यकर्माणि, तस्मिन दृष्टे परावरे ॥ (मुण्डकोपनिषद् ) ।८। सवा अयमात्मा ब्रह्मविज्ञानमयो मनोमयः प्राणमयश्चक्षुर्मयः श्रोत्रमयः पृथिवीमय आपोमयो वायुमय आकाशमयस्तेजोमयः काममयोऽकाममयः क्रोधमयोऽक्रोधमयो धर्ममयोऽधर्ममयः सर्वमयस्तद्येतदिदंमयोऽदोमयः इतियथाकारी यथाचारी तथाभवति साधुर्भवति पापकारी पापोभवति पुण्यः पुण्येन कर्मणाभवति पापः पापेन कर्मणा इत्यादि॥५॥ बृहदारण्यकोपनिषद् ॥ तस्माल्लोकात्पुनरेत्यस्मैलोकाय कर्मणः इति ॥६॥ હૃદય,-ગ્રન્થિ,-સંશય,-કર્મો એ સર્વનો પુણ્ય-પાપકર્મમાં સમાવેશ થાય છે. આત્માને યથાર્થ પૂર્ણ દેખતાં અર્થાત્ અનુભવતાં કર્મોનો ક્ષય થાય છે. આત્મા મૂલસત્તાએ બ્રહ્મ વિજ્ઞાનમય અર્થાત્ કેવલજ્ઞાનમય છે. કથંચિત્ અપેક્ષાએ આત્મા તે મનોમય કહેવાય છે. પૃથ્વીકાય, અપ્કાય, વાયુકાય, વનસ્પતિકાય, અગ્નિકાય, એ સર્વજીવો એકેન્દ્રિય જીવો છે તેમ સિદ્ધ થાય છે. જૈનશાસ્ત્રોમાં પણ પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય, વિકલેન્દ્રિય અને પઞ્ચેન્દ્રિયજીવોનું સ્વરૂપ દર્શાવવામાં આવ્યું છે. વ્યવહારનયની અપેક્ષાએ આત્મા કામમય છે અને નિશ્ચયનયની અપેક્ષાએ અકામમય છે. વ્યવહારનયની અપેક્ષાએ આત્મા, ક્રોધની પરિણતિ છતાં ક્રોધમય છે, અને નિશ્ચયનયની અપેક્ષાએ ક્રોધ માન માયા લોભ ટળતાં અક્રોધમય અક્રોધી, અમાની, અમાયી, અલોભી શુદ્ધ આત્મા છે. વ્યવહારનયની અપેક્ષાએ તપસંયમ અહિંસા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય યોગાદિરૂપ છે. વ્યવહાર ધર્મની અપેક્ષાએ તેવી તપઆદિ પરિણતિ છતાં વ્યવહારધર્મમય આત્મા કહેવાય છે અને સાત્વિક તપ સંયમ બ્રહ્મચર્યાદિ સાધનોથી આ-

ત્માની પૂર્ણ શુદ્ધિ થયે છતે તે પશ્ચાત્ પૂર્વોક્ત સંયમાદિધર્મથી રહિત ત્રિગુણાતીત પરબ્રહ્મ થાય છે. તે સર્વમય છે અને તે સર્વથી ન્યારો છે. તે આત્મા છે અને આ શરીરમાં રહેલ જ્ઞાનદર્શનચારિત્ર વીર્યમય છે. તે જેમ ઇચ્છે તેમ કરનારો—વર્તનારો છે. તે પવિત્ર સાધુ થાય છે. તે પાપને કરે છે તો પાપી થાય છે અને પુણ્યકર્મોને કરતો પુણ્યવંત થાય છે. પુણ્યકર્મ પૂર્વે કર્યાં હોય છે તેથી પુણ્ય ભોગવાય છે અને પૂર્વ જન્મોમાં પાપકર્મ કર્યાં હોય છે તેથી પાપફલ અહીં ભોગવવું પડે છે. તે દેવલોકમાંથી આયુષ્યકર્મ ક્ષય થતાં આલોકમાં આવે છે. इत्यादिथी પુણ્ય, પાપકર્મની સિદ્ધિ થાય છે અને આત્માનું આલોકમાં અને પરલોકમાં ગમનાગમન સિદ્ધ થાય છે. आत्मावैजीवश्चेतनश्च—આત્મા તેજ જીવ અને ચેતન કહેવાય છે. આત્માની સાથે દેહ, મન અને પુણ્યપાપકર્મનો અનાદિથી સંબંધ છે એમ વેદો અને ઉપનિષદોથી ઉપર પ્રમાણે જણાવ્યું. જૈનાગમશાસ્ત્રોમાં કર્મનું અને કર્મના મૂલ ઉત્તર ભેદોનું એટલું બધું વિસ્તારથી સૂક્ષ્મસ્વરૂપ વર્ણવવામાં આવ્યું છે કે તેટલું વર્ણન અન્ય કોઈ વેદાદિશાસ્ત્રોમાંથી મળી આવતું નથી. अस्तु. હવે વિષયાંતર ન કરતાં મૂળ સ્વરૂપપર આવીએ. આત્માના સ્વરૂપનું જ્ઞાન અને કર્માદિપદાર્થોના સ્વરૂપનું જ્ઞાન, વિશ્વમાં અનાદિકાલથી થનાર ઋષીશ્વર તીર્થંકર આદિના ઉપદેશથી પ્રવર્તે છે, તે શ્રુતજ્ઞાન અર્થાત્ શ્રુતિજ્ઞાન કહેવાય છે, તેના યથાતથ્ય અર્થને તીર્થંકર પરમાત્માની પાછળ થનાર ઋષિવર ગણધર મુનિયો ધારણ કરે છે. તેમની પાછળ શ્રુતજ્ઞાનનો પ્રવાહ ગંગાના પ્રવાહની પેઠે વહ્યા કરે છે. પૂર્વના તીર્થંકરના શ્રુતજ્ઞાનનો વ્યુચ્છેદ થએલ હોય છે તેને યથાર્થપણે જણાવે છે, અન્ય તીર્થંકર પ્રકટે છે અને તે કેવલજ્ઞાન પ્રગટાવીને પૂર્વના શ્રુતજ્ઞાનની મલીનતા ટાળવા માટે કેવલજ્ઞાનથી શ્રુતજ્ઞાનનો પ્રકાશ કરે છે અને તેથી પૂર્વની શ્રુતિયોમાં જે સત્યજ્ઞાન હોય છે તેનો વર્તમાનમાં થએલા તીર્થંકરના શ્રુતજ્ઞાનમાં અંતર્ભાવ થાય છે. આવા તીર્થંકર પરમાત્મા-

ઓના થવાથી શ્રુતજ્ઞાનશાસ્ત્રોનો પુનઃ મૂળ સત્યજ્ઞાનવડે નવેસરથી તીર્થ તરીકે ઉત્પાદ થાય છે. **तीर्थं श्रुतज्ञानं प्रथमगणधरश्चतुर्विध संघोवा** એમ આવશ્યકાદિ સૂત્રોમાં જણાવ્યું છે તેથી શ્રુતજ્ઞાનની સ્થાપના, સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાએમ ચતુર્વિધ સંઘની સ્થાપના અને પ્રથમગણધરાદિસ્થાપનારૂપ તીર્થના કરનાર, તે તીર્થંકર જાણવા. તીર્થંકર સર્વજ્ઞ હોય છે તે પૂર્વતીર્થંકરોનીપેઠે ધર્મનો ઉપદેશ આપે છે. સર્વતીર્થંકરોનો ઉપદેશ એક સરખો સત્ય તત્ત્વજ્ઞાનમય હોય છે. દેશકાલાદિકના અનુસારે બાહ્યવ્રતો આદિ ચારિત્ર વ્યવહારમાં તે ફેરફાર કરી શકે છે. બાવીશ તીર્થંકરોના સાધુઓ ચાર મહાવ્રત ધારતા હતા. શ્રી મહાવીરતીર્થંકરે સ્વતીર્થના સાધુઓને પંચમહાવ્રત ધારણ કરાવ્યાં, પાછળથી છઠ્ઠું રાત્રીભોજન ત્યાગવ્રત સાધુઓ માટે દાખલ કરવામાં આવ્યું છે. શ્રી ઋષભદેવ ભગવાન્ કે જે કશ્યપઋષિવર બ્રહ્મા બ્રહ્મણસ્પતિ આદિનાથ આદિ નામોથી સંબોધાય છે તેમના પુત્ર ભરતે વેદોની રચના કરી હતી. જૈનવેદનામ ૧ સંસ્કારદર્શન ૨ સંસ્થાપનપરામર્શન ૩ તત્ત્વાબોધ ૪ વિદ્યાપ્રબોધ. **उक्तमागमे—सिरिभरहचक्कवट्टी आरियवेयाण विस्सुओकत्ता ॥ माहणपढणत्थमिणं कहिअं सुहज्झाणववहार ॥ १ ॥** તેમાં દેશકાલાનુસાર અનેક ફેરફાર થયા છે. જૈનોના સોળ સંસ્કારો જૈનવેદ મંત્રોના આધારે હાલ પણ થાય છે. જૈનશાસ્ત્રોની કિંવદન્તીપ્રમાણે ઋગ્વેદાદિ વેદોના ઘણા મંત્રો ટળી ગયા છે કે જેમાં જૈનોના તીર્થંકરો, તત્ત્વો વગેરેનું વર્ણન હતું. પાછળથી વ્યાસઋષિ થએલા જણાય છે. સર્વજ્ઞ વિના કોઈ ઐતિહાસિક ચાર્ચિક બાબતનો પૂર્ણ નિશ્ચય કરી શકે તેમ નથી. છતાં હાલમાં મધ્યસ્થદૃષ્ટિએ વર્તીને સ્યાદ્વાદદૃષ્ટિએ જેટલું અપેક્ષાએ સત્ય જણાય તે ગ્રહવું અને માનવું અને આત્મશુદ્ધિ કરવા પ્રવર્તવું. અનાદિકાલથી શ્રુતજ્ઞાન પ્રવર્તે છે તેનાં શાશ્વત સૂક્તોને તીર્થંકરો યથાર્થપણે પ્રકાશે છે. ઋષીશ્વરતીર્થંકરો કેવલજ્ઞાનથી શ્રુતિયોના સત્યાર્થને પ્રકાશી શકે છે.

**अन्धंतमःप्रविशन्ति येऽविद्यामुपासते।**
**ततोभूयइवते यउविद्यायांरताः ॥ ९ ॥**

શબ્દાર્થ—જેઓ અવિદ્યાને ઉપાસે છે તે અંધતમમાં પ્રવેશ કરે છે અને જે વિદ્યામાં આસક્ત છે તેઓ અવિદ્યાના ઉપાસકો કરતાં પણ ઘણા અંધતમમાં પ્રવેશ કરે છે.

અનુભવાર્થ—અવિદ્યાને ઉપાસનારા અજ્ઞાનરૂપ અંધકારમાં પ્રવેશ કરે છે અને વિદ્યામાં આસક્તો પણ ભૂય અજ્ઞાનતમમાં પ્રવેશ કરે છે. બૃહદારણ્યકોપનિષદ્‌માં તે બાબતને સ્પષ્ટ દર્શાવી છે તે નીચે મુજબ—अन्धंतमः प्रविशन्ति, येऽविद्यामुपासते। ततोभूयइवते यउविद्यायांरता ॥ १० ॥ अनन्दा नाम ते लोका, अन्धेन तमसोऽऽवृताः तांस्ते प्रेत्याभिगच्छन्त्य—विद्वांसोऽबुधाजनाः ॥ ११ ॥ अविद्यायामन्तरे वर्तमाना, स्वयंधीराः पण्डितंमन्यमानाः। जङ्घन्यमाना परियन्ति मूढा, अन्धेनैव नीयमाना यथान्धाः ॥ मुण्ड ॥ ८ ॥ अविद्यायां बहुधा वर्तमाना, वयंकृतार्था इत्यभिमन्यन्ति बालाः। यत्कर्मिणो न प्रवेदयति रागात्तेनातुराः क्षीणलोकाश्च्यवन्ते ॥ ९ ॥ इष्टापूर्तं मन्यमाना वरिष्ठं नान्यच्छ्रेयो वेदयन्ते प्रमूढाः ॥ नाकस्य पृष्ठे ते सुकृतेऽनुभूत्वेमं लोकं हीनतरं वा विशन्ति ॥ १० ॥ मुण्डकोप० ॥ અજ્ઞાનીઓ પાપકર્મમાં હિંસામાં ધર્મ માને છે અને હિંસાઆદિથી પરમાત્માની પ્રાપ્તિ માનનારા અવિદ્યોપાસક છે. અવિદ્યામાં વર્તમાન એવા પોતાને સ્વયંધીર અને પંડિત માનનારા અને હણનારા તે નરક વગેરેમાં અવતરીને દુઃખોથી હણાય છે. આંધળાઓ જેમ આંધળાઓને દોરે છે તેમ હિંસાવાળા યજ્ઞો કરનારા કર્મકાંડીઓ અવિદ્યામાંજ અર્થાત્ અપરાવિદ્યામાં વર્તતા અને પોતાને કૃતાર્થ માને છે તે બાલકો છે, અર્થાત્ તે આત્મજ્ઞાનરહિત જડ કર્મવાદી અજ્ઞાની છે. તે પશુયજ્ઞાદિ કર્મકાંડીઓ પોતાની માન્ય-

તાના પક્ષરાગથી તત્ત્વજ્ઞાનથી વિમુખ રહે છે અને કદાપિ પુણ્યકર્મ બાંધે છે તો તે સામાન્ય દેવગતિમાં જાય છે. વ્યંતરભુવનપતિ વગેરેને અને ક્ષીણ પુણ્યયોગે તીર્યંચાદિ ગતિને પામે છે. યાગાદિ કરવારૂપ ઇષ્ટ અને કૂપ આદિ ખણાવારૂપપૂર્ત તેને જ શ્રેષ્ઠ માનનારાઓ પુત્રાદિકમાં આસક્ત એવા તેઓ અન્ય કશું કંઇ શ્રેય જાણી શકતા નથી; એવા તે અત્યંત મૂઢ પ્રમૂઢ છે તે કંઇક પુણ્યકર્મ કરીને દેવલોકની પાછળ કિલ્વિષિયા દેવ થઇ પાછા પડીને પશુપંખી આદિ હીનતરલોક અર્થાત્ ભવને પામે છે. વેદોનાં કર્મોને અવિદ્યા જણાવી છે. ત્યાગી જ્ઞાનીઓ બાહ્યવૈદિકકર્મકાંડથી મુક્ત થાય છે. મુંડક નામના ઋષિ છે તે જ્ઞાનમાર્ગને પસંદ કરે છે અને તે વેદોને અપરાવિદ્યામાં જણાવે છે અને યજ્ઞ કર્મોને તો અવિદ્યા તરીકે જણાવે છે. તે ઉપરના મુંડકોપનિષદ્‌ના મંત્રોથી જણાવે છે. વિદ્યા કઇ? અને અવિદ્યા કઈ? તે મુંડકઋષિ નીચે પ્રમાણે મુંડકોપનિષદ્‌માં જણાવે છે. **तद्यथा द्वेविद्ये वेदितव्यं इति हस्म यदब्रह्मविदोवदन्ति परा चैवापरा ॥ ४ ॥** અંગિરા ઋષિ શૌનક ઋષિને કહે છે કે બે વિદ્યાઓ જાણવા લાયક છે ૧ परा ૨ બીજી अपरा બ્રહ્મજ્ઞાની બે વિદ્યાઓ કહે છે. બે વિદ્યામાં अपरा કઈ? તે જણાવે છે. **तत्रापरा ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमिति ॥ अथ परा यया तदक्षरमधिगम्यते ॥ ॥४॥ मुण्ड० ॥** ત્યાં અપરા વિદ્યા તે ૧ ઋગ્વેદ ૨ યજુર્વેદ ૩ સામવેદ ૪ અથર્વવેદ. શિક્ષાકલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છન્દ, જ્યોતિઆદિ છે. મંડુક ઋષિએ અપરા વિદ્યામાં ચારે વેદો અને તેનાં ઉપાંગો જણાવ્યાં છે. વેદોમાં ગૃહસ્થાશ્રમધર્મ, રાજ્ય, દેશ યુદ્ધ, વગેરે ગૃહસ્થધર્મકર્મનું વર્ણન છે, તથા પ્રસંગોપાત્ત જ્યાં ત્યાં પ્રભુની સ્તુતિ પ્રાર્થનાઓ વગેરે છે. સાયણાચાર્ય, મહીધર વગેરેનાં ઋગ્વેદાદિનાં ભાષ્યો, આશ્વાલયન સૂત્ર, શતપથ, ગોપથ, બ્રાહ્મણ

ભાગ વગેરે વાંચવાથી મંડુકઋષિઆદિ બ્રહ્મવિદો વેદોને અપરા વિદ્યા કથે છે તે ખાસ લક્ષ્યમાં આવ્યા વિના નહિ રહે. પરાવિદ્યાનાં શાસ્ત્રો કયાં છે તે માટે અંગિરામુનિ સ્વશિષ્ય શૌનકને કહે છે કે જે વિદ્યાવડે અક્ષરબ્રહ્મ આત્મા જણાય છે, પરમાત્મપદની પ્રાપ્તિ થાય છે તે પરાવિદ્યા છે. જૈનવેદોમાં અગ્નિને જ્ઞાન તથા પૃથ્વીને ક્ષમા, તથા વાયુને ધ્યાન, તથા જલને શાંતિ તથા આકાશને સમ તરીકે કથન કરી પંચતત્ત્વોને એવારૂપકે દર્શાવ્યાં છે અને આત્માથી પાંચભૂતો એવાં પ્રગટે છે. એમ જણાવ્યું છે, અને જૈન-શાસ્ત્રોમાં પરા વિદ્યા છે તે તત્ત્વાવબોધનામના વેદમાં વર્ણવી છે અને તેમાં સાતનય, નવતત્ત્વ, ષડ્દ્રવ્ય, આત્મજ્ઞાન, ચારિત્ર, અષ્ટ વિધકર્મસ્વરૂપ, પંચવિધભાવ, ચતુર્દશગુણસ્થાનક, પંચ મહાવ્રત, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિનું વર્ણન કરવામાં આવ્યું છે. ગૃહસ્થની સર્વ બહોતેર અને ચોસઠ કલાઓના શિક્ષણનો અપરાવિદ્યામાં અંતર્ભાવ થાય છે. રાષ્ટ્રીય, સામાજિક, વ્યાપાર કર્મ, ક્ષાત્ર કર્મ, શૂદ્ર કર્મ, બ્રાહ્મણ કર્મ, વ્યાવહારિકઆજીવિકાવૃત્તિપ્રવૃત્તિ, રાષ્ટ્રીયનીતિયો, ભાષણ, લિપિશાસ્ત્ર, ઐતિહાસિકશાસ્ત્ર, ભૂમિતિશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, રસાયન શાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, કૃષિઆદિ હુન્નરકલાશાસ્ત્ર, સમાજ વ્યવસ્થાશાસ્ત્ર, વર્ણવ્યવસ્થાશાસ્ત્ર, યજ્ઞકર્મ, અગ્નિ હોત્રકર્મ વગેરેનો અપરાવિદ્યામાં સમાવેશ થાય છે. પરાવિદ્યામાં આત્મજ્ઞા-નનાં શાસ્ત્રોનો, તત્ત્વજ્ઞાનનાં શાસ્ત્રોનો, મોક્ષ માર્ગરૂપ જ્ઞાનદર્શન ચારિત્ર અને ચારિત્રીઓનાં સ્વરૂપ કથન કરનારા શાસ્ત્રોનો સમાવેશ થાય છે. ચાર વેદ અને અગ્નિહોત્રાદિકકર્મનો અપરાવિદ્યામાં સમાવેશ થાય છે. અગ્નિહોત્ર કરવા સંબંધી મુંડકોપનિષદ્ સાતમા મંત્રમાં નીચે પ્રમાણે લખ્યું છે.

प्लवा ह्येते अदृढायज्ञरूपा अष्टादशोक्तमवरंयेषुकर्म ।
एतच्छ्रेयोयेऽभिनन्दन्तिमूढा, जरामृत्युंतेपुनरेवापि यन्ति ॥७॥

તે પ્લવા અદૃઢયજ્ઞરૂપા અષ્ટાદશ જેઓમાં કર્મ છે, એવા યજ્ઞને તેઓ પ્રસંશે છે તે મૂઢલોકો, જરા મૃત્યુને પુનઃ પુનઃ પામે છે. યજ્ઞનો નિર્વાહ કરનાર સોળ રૂત્વિક (અધ્વર્યુ, પ્રતિ પ્રસ્થાતા, નેષ્ટા, નેતા, હોતા, મૈત્રાવરૂણ, અચ્છાવાક, ગ્રાવસ્તુત, ઉદ્‌ગાતા, પ્રસ્તોતા, પ્રતિહર્તા, સુબ્રહ્મણ્ય, બ્રહ્મા, બ્રાહ્મણાચ્છંદસી, અગ્નીધ્ર, ને પોતા, યજમાનપત્ની, ને યજમાન, એમ અઢાર વિનાશી અસ્થિર આ યજ્ઞ કર્મના આશ્રયરૂપ છે, એમ શાસ્ત્રોમાં કહ્યુ છે. તેમાં હિંસાકર્મ હોવાથી મુક્તિ ફલની પ્રાપ્તિ થતી નથી. દોષ હિંસાવાળાં કર્મો છે તે શબલ કર્મો, અગ્નિહોત્રાદિક વગેરે છે. યજ્ઞની જ્વાલાઓને કાલી વગેરે કહેવામાં આવે છે. काली कराली च मनोजवा च सुलोहिता याच सुधूम्रवर्णा। स्फुलिङ्गिनी विश्वरुची च देवी। लेलायमाना इति सप्तजिव्हाः ॥ ४ ॥ કાલી, કરાલી, મનોજવા, સુલોહિતા, સુધૂમ્રવર્ણા, સ્ફુલિંગિની, વિશ્વરૂચી, એ સાત અગ્નિની ઉંચી નીચી થતી જ્વાલારૂપ જિવ્હાઓ છે. યજ્ઞમાં પશુઆદિની હિંસા થાય છે અને કેટલાકોને દાન દક્ષિણા ભોજન મળે છે. જૈમીનીમતવાળાઓ વૈદિકકર્મકાંડના ઉપાસકો છે, તેઓ વેદને નિત્ય માને છે અને ઈશ્વરને માનતા નથી. જગત્‌નો કર્તા ઇશ્વર નથી એમ પૂર્વમિમાંસાવાદિ વેદમાર્ગીઓ માને છે. મંડૂક ઋષિ કહે છે કે એવા લોકો મૂઢ છે અને ચારગતિમાં વારંવાર જન્મે છે અને મરે છે અને જે અગ્નિહોત્રાદિક યજ્ઞકર્મથી નિવૃત્ત થૈને ત્યાગી મુનિધર્મ સ્વીકારે છે તે સૂર્યદ્વાર અર્થાત્ જ્ઞાનદ્વારથી અવ્યય મોક્ષ પદને પામે છે. तपः श्रद्धे ये ह्युपवसन्त्यरण्ये शान्ता विद्वांसो भैक्षचर्यां चरन्तः । सूर्यद्वारेण ते विरजा प्रयान्ति । यत्रामृतःस पुरुषो ह्यव्ययात्मा ॥ मुंडकोपनिषद् ॥ १ ॥ જેઓ ત્યાગી થૈને અરણ્યમાં વસે છે,

અને પાંચ ઇન્દ્રિયો અને મનનું દમન થાય એવું તપ તપે છે અને આત્માની–પરમાત્માની શ્રદ્ધા ધારે છે. ક્રોધાદિકને શમાવી જે શાંત થયા છે તથા જે આત્મજ્ઞાનનો અભ્યાસ કરી બ્રહ્મવિદ્યારૂપ પરાવિદ્યાના વિદ્વાન્ થયા છે તે અનુભવ જ્ઞાનરૂપ સૂર્યના માર્ગથી સર્વ પ્રકારના કર્મરૂપ રજથી રહિત વિરજ થૈને જ્યાં શુદ્ધાત્મસ્વરૂપ રૂપ અમૃત છે એવા મોક્ષમાં અવ્યયાત્મા સિદ્ધ બુદ્ધ પરમાત્મ પુરૂષ રૂપે સદા વિરાજે છે. જૈનસૂત્રોમાં, જૈનશાસ્ત્રોમાં, મુખ્યતયા તત્ત્વજ્ઞાનરૂપ પરાવિદ્યાનું પ્રકાશન છે અને તેઓમાં ત્યાગીઓને આત્મજ્ઞાનથી મુક્તિ થાય છે એમ પ્રકાશ્યું છે, તથા ગૃહસ્થશ્રાવકોને ગૃહસ્થવ્રત કર્મ કરતાં બારમા દેવલોકની ગતિ કહી છે. આત્માનું જ્ઞાન તે પરાવિદ્યા છે. જૈનાગમોમાં પરાવિદ્યાને સમ્યગ્જ્ઞાન કહેવામાં આવે છે. પરાવિદ્યાને માનનારા જનો છે અને શબ્દબ્રહ્મથી ભિન્ન આત્માનું અંતર્માં પ્રગટતું જ્ઞાન તે ભાવપરાવિદ્યા છે અને તેનો મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, તથા અનુભવજ્ઞાનમાં અંતર્ભાવ થાય છે. જૈનો સ્વર્ગ, નરક, દેવલોક, પુનર્જન્મ, કર્મ, આત્મા વગેરેને માને છે. આત્મા તેજ પરમાત્મા છે એમ શુદ્ધદ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ માને છે માટે તે આસ્તિક છે. **परलोकः अस्तीति मतिर्यस्यास्तीति आस्तिकः** પરલોક વગેરે છે એમ જે માને છે તે આસ્તિક છે. પરમાત્માની પ્રાપ્તિ જેવડે થાય એવી સ્યાદ્વાદશ્રુતવિદ્યારૂપ પરાવિદ્યાને જૈનો માને છે અને તેમાં ત્યાગીમુનિયો તો વિશેષતઃ પરાવિદ્યાનું અધ્યયન સ્મરણ મનન કરનારા છે, તથા ધારણા ધ્યાન અને સમાધિવડે કેવલજ્ઞાનને પ્રાપ્ત કરનારા છે માટે તે પરાવિદ્યાના ઉપાસક છે. ગૃહસ્થ જૈનો ગૃહસ્થયોગ્ય બહોતેર કલાઆદિ વ્યવહારિકશાસ્ત્રોની અપરાવિદ્યાને માને છે અને તે લૌકિકવિદ્યા કર્મની પ્રવૃત્તિને સ્વાધિકારે કરે છે પણ યજ્ઞમાં પશુ હોમવો વગેરે હિંસા કર્મને માનતા નથી તથા તે પ્રમાણે પ્રવર્તતા નથી. ગૃહસ્થયોગ્ય

વિચારાચાર કે જે ધર્મ્યકર્મ કહેવાય છે તે કરે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્રના ગુણકર્માનુસારે પ્રવર્તે છે પણ તેઓ પરાવિદ્યાથીજ આત્માની મુક્તિ માને છે તેથી ગૃહસ્થદશામાં શ્રાવકનાં બારવ્રત અંગીકાર કરે છે અને ત્યાગધર્મને સ્વીકારીને છેવટે મુનિ પણ બને છે. સર્વવિરતિરૂપ ચારિત્રથી મુક્તિ થાય છે. જૈનો અહિંસાત્મક યજ્ઞને માને છે અને તેનો સેવા, ભક્તિ, પરમાર્થ વિનય વગેરેમાં અંતર્ભાવ થાય છે. વેદોમાં મુખ્યતયા ગૃહસ્થયોગ્ય સર્વકલા શિક્ષણ પ્રવૃત્તિ રાજ્યાદિક ધર્મશિક્ષણ વગેરેનું શિક્ષણ છે, તથા પ્રસંગોપાત્ત પરમેશ્વરની પ્રાર્થના છે, તથા પ્રસંગોપાત્ત બ્રહ્મનું પ્રતિપાદન, આલંકારિક આદિદૃષ્ટિએ આવે છે માટે મુંડકઋષિએ પરાવિદ્યાને વેદોથી ભિન્ન જણાવી છે અને તે આત્મામાં તપ ધ્યાનાદિકથી પ્રગટે છે માટે પરાવિદ્યા તો સર્વખંડદેશમાં રાગદ્વેષ રહિત વીતરાગદશા જેમ જેમ થાય છે તેમ સર્વ ખંડના મહાત્માઓને અંશે અંશે પ્રગટે છે. યોગવાસિષ્ઠમાં રાગદ્વેષરહિત જિન દશા જે આત્માની થાય છે તે પરાવિદ્યા અર્થાત્ બ્રહ્મજ્ઞાની થાય છે તેવી દશા પામવા માટે શ્રી રામે તથા શિવે પણ ભાવના નીચે મુજબ ભાવી છે. તે નીચે મુજબ **रामउवाच।। नाऽहं रामो न मे वांछा, भावेषुच न मे मनः ।। शांतिमास्थातुमिच्छामि, चात्मन्येव जिनो यथा।। शिवउवाच।। जैनमार्गरतो जैनो जितक्रोधो निरामयः ।।** રામ કહે છે કે હું રામ નથી, મને વાંછા નથી, મને વિષયોની ઈચ્છા નથી, બાહ્યપદાર્થોમાં મારૂં મન ચોંટતું નથી. જેમ જિને—અર્હંતે આત્મામાં શાંતિ પ્રાપ્ત કરી તેમ આત્મશાંતિ પામવાને ઇચ્છું છું. જૈનમાર્ગમાં રત જૈન તે જેમ વીતરાગ નિરામય છે તેજ બ્રહ્મની શુદ્ધદશા છે તે ઈચ્છું છું એમ શિવ કહે છે. પૂર્વે વેદમાં તીર્થંકરનાં નામો હતાં પાછળથી ભેદ પડતાં તે તે વેદની શાખાઓના મંત્ર રહ્યા નહિ છતાં જે મંત્રો હતા તેની વાનગી નીચે મુજબ છે. ॐ **रक्ष रक्ष अरिष्टनेमि स्वाहा ।।**

वामदेव शान्त्यर्थं मुपविधीयते सोऽस्माकं अरिष्टनेमि स्वाहा ॥ ॐ त्रैलोक्य प्रतिष्ठितानां चतुर्विंशति तीर्थंकराणां ऋषभादि वर्धमानान्तानां सिद्धानां शरणं प्रपद्ये ॥ १ ॥ ॐ नमो अर्हन्तो ऋषभो ॥ ॐ ऋषभं पवित्रं पुरुहूत मध्वरं यज्ञेषु नग्नं परमं माह संस्तुतं वारं शत्रुंजयं तं पशुरिन्द्र माहुरिति स्वाहा। उत्रातारमिन्द्रं ऋषभं वपन्ति अमृतारमिन्द्रं हवेसुगतं सुपार्श्वमिन्द्रं हवे शक्रमजितं तद् वर्धमान पुरुहितमिन्द्र माहुरिति स्वाहा। ॐ स्वस्ति न इन्द्रश्रवो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्वदेवाः स्वस्ति नः तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति ॥ શ્રી બાવીશમા તીર્થંકર અરિષ્ટનેમિ રક્ષણ કરો. વામદેવઋષિની શાંતિમાટે અરિષ્ટનેમિની રક્ષા સંબંધી પ્રાર્થના છે. ત્રૈલોકય પ્રતિષ્ઠિત ઋષભદેવથી આરંભીને શ્રી મહાવીરપ્રભુ પર્યંત સિદ્ધોનું શરણ કરૂં છું. શ્રી ઋષભદેવ શ્રી ત્રેવીશમા તીર્થંકર પાર્શ્વનાથ અને વર્ધમાન તીર્થંકર અમારૂં કલ્યાણ કરો એવો ઉપરના મંત્રનો સ્પષ્ટ ભાવ છે. ॐ पराविद्या प्रकाशकेभ्योऽर्हद्भ्यो नमः પરાવિદ્યાના પ્રકાશક એવા અરિહંતોને નમસ્કાર થાઓ. આત્માના શુદ્ધસ્વરૂપનો ઉપદેશ તે પરાવિદ્યા છે. નવતત્ત્વાદિક અધ્યાત્મજ્ઞાન તે પરાવિદ્યા છે. પંચમહાવ્રતધારક અને નિર્દોષભિક્ષાથી શરીરજીવનને ધારણ કરનારા શાંત મુનિયો, ધારણાધ્યાનસમાધિથી પરમાત્માનું સ્વરૂપ પામે છે તે પરાવિદ્યા છે. પાપપુણ્યરહિત સંવર નિર્જરામય જ્ઞાનદર્શન ચારિત્રની આરાધના તે પરાવિદ્યા છે. પરાવિદ્યાના આરાધકો જેમાં પશુ પક્ષી આદિ પ્રાણીઓની હિંસા થાય એવા વિચારો અને પ્રવૃત્તિયોથી દૂર રહે છે. તેઓ શુદ્ધાત્મબ્રહ્મનું આરાધન કરે છે, તેઓ દુશ્મનોના નાશ માટે અને પશુધનની પ્રાપ્તિ માટે પ્રભુની પરમેશ્વરની ગૃહસ્થીઓની પેઠે ઋગ્વેદમાં દર્શાવેલી શત્રુક્ષય વગેરે સંબંધી પ્રાર્થના કરતા નથી. પરાવિદ્યાના ભક્તો વિશ્વના સર્વપદાર્થોમાં શુભાશુભ વૃત્તિ ધારતા નથી. તેઓ શત્રુઓનું પણ બૂરૂં કરતા

નથી એવા ઋષિ ત્યાગી મુનિયો છે તે ગૃહસ્થયોગ્યગુણકર્મોથી અતીત થૈ સર્વત્ર સમભાવને ધારણ કરે છે. અપરાવિદ્યાની પેલીપાર પરાવિદ્યા છે. પરાભક્તિ, પરાજ્ઞાન, પરાવિદ્યા વગેરે છે તે સાત્વિક વિદ્યાબુદ્ધિની આગળની દશાછે. હિંસા, જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ, રાત્રીભોજન, વિકથા વગેરે મનવાણીકાયાના આસ્રવોથી મુક્ત થએલા વિદ્વાનો કે જે પાંચ સમિતિ અને ત્રણગુપ્તિવડે ગુપ્ત છે, તેઓના હૃદયોમાં જ્ઞાનચારિત્રપરિણતિપૂર્વકઆત્મજ્ઞાનરૂપ પરાવિદ્યાનો પ્રકાશ થાય છે અનુભવજ્ઞાન અને કેવલજ્ઞાન છે તે પરાવિદ્યાનું ફલ છે. સર્વશુભાશુભવૃત્તિયોને પ્રગટતી વારવી. આત્માની અનંત જ્યોતિની ધારણા ધરવી. મનમાં કોઈ પણ શુભાશુભવિચાર પ્રગટવા ન દેવો. કામ, ક્રોધ, લોભ, માન, માયા, મત્સર આદિનો અંશમાત્ર પણ મનમાં વિચાર ન પ્રગટ થવા દેવો. મિથ્યાબુદ્ધિથી મુક્ત થવું. મનમાં કોઇ પણ પદાર્થની આસક્તિ તથા ગ્રહણ ત્યાગ બુદ્ધિ ન રાખવી. સર્વપ્રકારના રાગદ્વેષના વિચારોને દૂર કરવા. મત પંથાગ્રહવૃત્તિયોથી મુક્ત થૈ શુદ્ધાત્મસ્વરૂપનો કલાકોના કલાકોપર્યંત સતત વિચાર પ્રવાહ ચલાવવો. એમ દર રોજના અભ્યાસથી વેદાદિકથી ભિન્ન શુદ્ધાત્મવિદ્યા કે જે બાવન અક્ષરોથી બહાર છે, તેનો પ્રકાશ થાય છે. તથા તેથી અવધિજ્ઞાનના અસંખ્યભેદો પ્રગટે છે, તથા મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાનનો પ્રકાશ થાય છે. આવી પરાવિદ્યાનો સમાધિમાં અનુભવ આવે છે. શ્રીતીર્થંકરોએ એવી પરમાત્મસંબંધી પરાવિદ્યાનો શ્રુતજ્ઞાનરૂપે પ્રકાશ કર્યો છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ, રાજયોગ, સહજજ્ઞાન, પરાભક્તિ, અધ્યાત્મજ્ઞાન વગેરે પરાવિદ્યા છે. અપરાવિદ્યામાં વિશ્વમાં ગૃહસ્થજીવન ગાળવાની પાપ પુણ્યકર્મ આદિ યુક્ત પ્રવૃત્તિ છે. તેમાં અંશથી વિરતિ છે અને બાકી સર્વ અવિરતિ આસ્રવ પ્રવૃત્તિ વૃત્તિ છે, તેથી

ગૃહસ્થો ત્યાગીમુનિદશા પામવા પુરૂષાર્થ કરે છે અને ત્યાગી સંન્યાસી મુનિપદ ગ્રહીને પરમશાંતિ પ્રાપ્ત કરે છે. મિથ્યાત્વબુદ્ધિનો ત્યાગ થતાં પરાબુદ્ધિનો પ્રકાશ થાય છે. દુનિયામાં પ્રવર્તતી હુન્નરકલા, સાયન્સવિદ્યા, ક્ષાત્રવિદ્યા, સર્વ ભાષાલિપિવિદ્યા, યંત્રતંત્ર મંત્ર વિદ્યા, કૃષિવિદ્યા, અગ્નિ વાયુનાં યંત્રો, તાર વિદ્યા, સર્વપ્રકારની વૈદકવિદ્યા, ગોપશુપાલનવિદ્યા વગેરે સર્વજડપુદ્‌ગલ સંબંધી પંચભૌતિકયંત્રતંત્રવિદ્યાઓ તથા કલાઓનો અપરાવિદ્યામાં સમાવેશ થાય છે. લક્ષ્મી રાજ્ય વ્યાપાર આદિ વિદ્યાકલાઓનો અપરાવિદ્યામાં અંતર્ભાવ થાય છે. ગૃહસ્થાવાસીઓને અપરાવિદ્યાની ઉપાસના કરવી પડે છે, તેથી પુણ્ય અને પાપનો બંધ થાય છે. પુણ્ય તે સુવર્ણની બેડી સમાન છે અને પાપ છે તે લોહની બેડી સમાન છે. અપરાવિદ્યાનાં કર્મો કેટલાંક પુણ્યબંધકારક છે અને કેટલાંક પાપકર્મબંધકારક છે. તેથી ચાર વેદોમાં કથેલી અપરાવિદ્યા તે પુણ્યબંધયોગે દેવ લોકની ગતિ પ્રાપ્ત કરાવી શકે છે પણ પરમાત્મપદ યાને મોક્ષની પ્રાપ્તિ કરાવી શકતી નથી. અક્ષર અર્થાત્ કદી ખરે નહીં અને કદી જેનો નાશ નથી એવા અવ્યયપદની પ્રાપ્તિ તો પરા વિદ્યાથી થાય છે. આત્મજ્ઞાનરૂપ પરાવિદ્યાથી શુભાશુભપરિણામની નિવૃત્તિ થાય છે, અને આત્માનો શુદ્ધોપયોગ પ્રગટે છે, તેનો અનુભવ આવ્યો છે, અને પરાવિદ્યાનો અનુભવ આવ્યો છે. આધ્યાત્મિક શાસ્ત્રોના સાતનયોની અપેક્ષાએ અભ્યાસ કરવાથી પરાવિદ્યા કે જે આત્મામાં ભાવશ્રુતજ્ઞાન અને ભાવમતિજ્ઞાનરૂપે રહેલી છે તેનો જ્ઞાનાવરણ ટળતાં અંતરમાં પ્રકાશ થાય છે. લૌકિક અવિદ્યા અને વિદ્યા બન્નેનો અજ્ઞાનરૂપતમમાં અંતર્ભાવ થાય છે. સાંસારિક વિદ્યાઓ તે અંધકાર છે અને આત્મજ્ઞાન તે પ્રકાશ છે. દેવલોક સુધીની ગતિને દર્શાવનારાં શાસ્ત્રો તે વિદ્યાછે, કારણ કે ત્યાંસુધી પૌદ્-

લિક સુખ છે અને તેથી જન્મ મરણની પરંપરા ચાલુ રહે છે. અગ્નિ હોત્ર યજ્ઞકર્મની વિદ્યા તે અપરાવિદ્યા છે, કારણ કે તેથી દેવલોક સુધી જવાય છે. તેવાં હિંસાદિ સદોષકર્મોની વિદ્યા તે વસ્તુતઃ અજ્ઞાનરૂપ અંધકાર છે, તેની ઉપાસના કરનારાઓ પરમેશ્વરપદને પ્રાપ્ત કરી શકતા નથી. પરમાત્માની પ્રાર્થના કરીને જડધનાદિક વસ્તુઓને માગવી તેમાં પરમેશ્વરપર પ્રેમ નથી પણ જડવસ્તુઓપર પ્રેમ હોય છે. જડવસ્તુઓની પ્રાપ્તિમાટે પરમેશ્વરને ફક્ત એક સાધન તરીકે સ્વાર્થબુદ્ધિથી માનવામાં આવે છે. પશુ વગેરેનો હોમ કરવો તે કેવલ અજ્ઞાન છે માટે મંડૂકઋષિએ યજ્ઞકર્મવિદ્યાને અંધકારની ઉપમા આપી છે. આત્માનું શુદ્ધ સ્વરૂપ જેવડે પમાય છે, એવા આત્મજ્ઞાનને પરાવિદ્યા કહી છે. મૈત્રી, પ્રમોદ, મધ્યસ્થ અને કરૂણા એ ચારભાવના ભાવનારાઓ સમભાવરૂપ આત્મચારિત્ર્યને પામે છે. સમતા બુદ્ધિ તે પરાવિદ્યા છે. સમપણું તે યોગ છે. સમભાવથી મારૂં ત્હારૂં એવી વિષમવૃત્તિ રહેતી નથી અને કોઇ જીવને પીડા થાય એવી વૃત્તિ થતી નથી. પરાવિદ્યાયોગે જલપંકજવત્ આત્મા નિર્લેપ વર્તે છે. પરાવિદ્યાવાળો સર્વવિશ્વમાં અને સર્વકાયાદિની પ્રવૃત્તિમાં સાક્ષીભાવનો ઉપયોગ રાખી પ્રવર્તે છે. હું જ્ઞાની છું એવો અભિમાન ધારણ કરીને અન્યોનો તિરસ્કાર કરતો નથી. વેદોના કેટલાક સૂક્તોમાં પરાવિદ્યાનો સાપેક્ષદૃષ્ટિથી અવલોકતાં ભાસ થાય છે. સર્વાત્માઓની સાથે આત્માનું શુદ્ધ ઐકય અનુભવાય અને સર્વસંકલ્પવિકલ્પની નિવૃત્તિ થાય એવી સાપેક્ષસ્યાદ્વાદદૃષ્ટિથી ઉપનિષદોને અવલોકવામાં આવે તો ઉપનિષદોમાંથી અધ્યાત્મજ્ઞાન રૂપ પરાવિદ્યાને પ્રાપ્ત કરી શકાય છે. સાતનયોની સાપેક્ષાએ ઉપનિષદોમાંથી અધ્યાત્મજ્ઞાનનો પ્રકાશ અવલોકી શકાય છે. કુરાન અને બાઈબલ કરતાં ઉપનિષદોમાં અધ્યાત્મજ્ઞાન ઘણું વિશેષ છે અને ઉપનિષદોના અધ્યાત્મજ્ઞાનનો સાર છે તે જૈન-

શાસ્ત્રોના તત્ત્વજ્ઞાનમાં સાપેક્ષદૃષ્ટિએ સમાઇ જાય છે. કર્મકાંડ સેવામાં અપરાવિદ્યા સમાય છે અને આત્મજ્ઞાનમાં પરાવિદ્યા સમાય છે. વીતરાગદશાપ્રાપ્ત કર્યાથી કેવલજ્ઞાનનો પ્રકાશ થાય છે અને જીવતાં છતાં જીવન્મુક્તિની પ્રાપ્તિ થાય છે. સર્વપ્રકારના મોહાદિક કર્મના પડદાઓને ચીરવા માટે વૈરાગ્ય અને જ્ઞાન સમર્થ છે. વૈરાગ્યમાર્ગથી અને જ્ઞાનમાર્ગથી મનમાં થતા—પ્રગટતા રાગદ્વેષનો પૂર્ણ ક્ષય થાય છે. સાંસારિક પદાર્થોમાં જ્યાં સુધી આસક્તિ છે ત્યાં સુધી સર્વકાર્યોમાં બંધાવાનું થાય છે. જે વખતે વૈરાગ્ય થાય અને આત્માનો નિશ્ચય થાય તે વખતે ત્યાગીપણું અંગીકાર કરવું. સર્વપ્રકારની આસક્તિનો ત્યાગ તેજ ત્યાગીપણું છે. મુક્તિ અર્થાત્ પરમાત્મપદ પ્રાપ્ત કરવા માટે અનુભવી એવા આત્મજ્ઞાની ગુરુનું શરણ સ્વીકારવું અને સર્વદૃશ્યપદાર્થોમાં શુભાશુભની થતી કલ્પના ટાળવી. પાંચે ઇન્દ્રિયોના વિષયોમાં થતી રાગદ્વેષની કલ્પનાનો ત્યાગ કરવો. આત્મજ્ઞાનની પરિપક્વદશા પ્રાપ્ત કરીને પશ્ચાત્ એકાંત નિર્જનસ્થાનોમાં નિરૂપાધિપણે રહેવાનો અભ્યાસ કરવો. એકત્વભાવનાથી આત્માને ભાવવો. સ્ત્રીઓના શરીરોમાં થતા મોહનો સર્વથા નાશ કરવા આત્મ ચિંતવન કરવું. મૈત્રી, પ્રમોદ, મધ્યસ્થ અને કારુણ્યભાવનો વારંવાર વિચાર કરવો. અનેકપ્રસંગોમાં થતા અશુભ વિચારોને પ્રગટતાં જ વારવા અને પ્રથમાભ્યાસમાં તો જ્યાં ત્યાં રાગદ્વેષ, કામ, ક્રોધ પ્રગટે એવા સ્થાનોનો અને સંયોગોનો ત્યાગ કરી શાંતિનાસંયોગો પ્રાપ્ત કરવા પુરુષાર્થ કરવો. દેવ, ગુરુ અને ધર્મનું આલંબન લેવું. અનિત્યાદિ બાર ભાવનાઓ ભાવવી. જડ દ્રવ્ય પર્યાયોને તટસ્થ સાક્ષી બુદ્ધિથી મોહવિના દેખવા અને તેનો ખપ પડતો ઉપયોગ કરવો અને સર્વાત્માઓને સ્વાત્મસમાન દેખવા અને તેઓને ધર્મ સાધન કરવામાં સહાયકારક બનવું. સુખ દુઃખનું કારણ કર્મ છે અને કર્મથી

જન્મેપરંપરા થાય છે માટે કર્મના ઉદયે સુખ દુઃખ પ્રગટે તેમાં અન્યજીવો નિમિત્ત માત્ર છે, તેથી અન્યજીવોપર તેવા પ્રસંગે રાગદ્વેષ ન કરવો તથા શત્રુઓ ઉપર પણ શત્રુબુદ્ધિ ન રાખવી. મનમાં વિચારવું કે શત્રુઓથી આત્માને હાનિ થઇ શકતી નથી. જેને હાનિ થાય છે તે આત્મા નથી એવા દૃઢ નિશ્ચયથી વર્તતાં આત્મોપયોગ કાયમ રહે છે. સવ જીવો મનુષ્યો, પહેલાં મિથ્યાત્વબુદ્ધિવાળા હોય છે પશ્ચાત્ તેઓ ચારિસંજીવિનીન્યાયે યથાપ્રવૃત્તિકરણમાં માર્ગાનુસારી બની પશ્ચાત્ સમ્યગ્જ્ઞાનને પ્રાપ્ત કરે છે. મિથ્યાત્વજ્ઞાનીઓ કરતાં સમ્યગ્ દૃષ્ટિયો અનંતગુણ ઉચ્ચ હોય છે. જોકે સંસારવ્યવહારમાં તો બન્નેની બાહ્યકર્મ પ્રવૃત્તિ સમાન હોય છે. સમ્યગ્જ્ઞાનીઓ અવિરતિ હોવા છતાં પણ તે ધર્મને ધર્મ માને છે અને અધર્મ કરીને અધર્મને ધર્મ માનતા નથી, તેમજ વિષયભોગોને ભોગવે છે પણ તેને વિષસમા જાણે છે. અજ્ઞાનીઓ અધર્મને ધર્મ માને છે, અને વિષયભોગોનેજ સારરૂપે માને છે. સમ્યગ્દૃષ્ટિ, સ્વાત્મામાં અનંત સુખની શ્રદ્ધા ધારે છે અને અવિદ્યાવંત, બાહ્યદેહઈન્દ્રિય ભોગોમાંજ એકાંતે સુખ માને છે. સમ્યગ્જ્ઞાની સત્યને સત્ય જાણે છે અને અસત્યને અસત્ય માને છે. સમ્યગ્દૃષ્ટિ, સ્વાત્મજ્ઞાન વૈરાગ્યબળે દેશથકી ગૃહસ્થનાં બાર વ્રત અંગીકાર કરે છે. કેટલાક સમ્યગ્જ્ઞાનીઓ સમ્યગ્દૃષ્ટિને પ્રાપ્ત કરી તુર્ત સર્વવિરતિરૂપ ચારિત્રને અંગીકાર કરે છે. કેટલાક સમ્યગ્જ્ઞાનીઓ દેશતઃ ગૃહસ્થવ્રત પાળીને પશ્ચાત્ સર્વવિરતિરૂપ મુનિત્વને પામે છે પશ્ચાત્ અપ્રમત્તદશાને જ્ઞાનધ્યાન સમાધિથી પ્રાપ્ત કરે છે. તેઓ અવિદ્યા અને વિદ્યાની પેલીપાર રહેલા એવા કેવલજ્ઞાન અને પૂર્ણાનન્દને પામે છે. કર્મમાં અજ્ઞાનથી પ્રવૃત્તિ કરવી તે અવિદ્યા છે, કર્મયોગે સેવાભક્તિના અધિકારી જેઓ છે તે કર્મસેવાદિનો ત્યાગ કરીને શુષ્કજ્ઞાની અક્રિય બને તો તે ઘોર અંધકારમાં પ્રવેશ કરે છે. તથા જે અજ્ઞાનવાદી છે

તે અવિદ્યાની ઉપાસના કરે છે, તથા જે એકાંતનિરપેક્ષ શુષ્કજ્ઞાનવાદી છે તે પણ અવિદ્યારૂપ અંધકારમાં પ્રવેશ કરે છે. જે યોગ્ય ધર્મ્યક્રિયાનો નિષેધ કરે છે તે મિથ્યાજ્ઞાની છે, તથા જે શુદ્ધનિશ્ચયનયકથિતજ્ઞાનનો નિષેધ કરે છે અને સદા સર્વદા સ્વર્ગકામની ઇચ્છાવાળો થૈ યજ્ઞકર્માદિનાં કર્મોનુંજ મંડન કરે છે તે પણ અજ્ઞાની ક્રિયાવાદી છે. જે સર્વથા યોગ્ય ક્રિયા કર્મપ્રવૃત્તિ કરવાનો નિષેધ કરે છે અને સર્વથા આત્માને અબંધ અક્રિય માને છે, આત્માની સાથે કર્મનો બંધ છેજ નહીં એમ એકાંતે માને છે તે એકાંત અક્રિયાવાદી તથા શુષ્કજ્ઞાની છે. હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર વગેરે પાપકર્મોથી આત્માને કર્મનો બંધ થાય છે એમ માનતો નથી, તથા સ્વર્ગ નરકને કલ્પના માત્ર ગણે છે તથા રાગદ્વેષથી સંચિતાદિકર્મબંધ છે એમ જે માનતો નથી તે એકાંતમિથ્યાજ્ઞાનવાદી છે, તથા તે અક્રિયાવાદી છે; તે પરાવિદ્યાથી કરોડો ગાઉ દૂર છે તે જડવાદી સમાન છે. કર્મવાદી કર્મક્રિયાકાંડ કરવાનો એકાંત નિશ્ચય ધારે છે, તે કર્મથી રહિત આત્મા શુદ્ધ થાય છે એમ માનતો નથી. હિંસાદિકર્મોથી તે નિવૃત્ત થતો નથી. સૂત્રકૃતાંગ વગેરે સૂત્રોમાં જ્ઞાનવાદી, ક્રિયાવાદીના ભેદો ગણાવ્યા છે. અજ્ઞાનવાદી છે તે અજ્ઞાનમાં સુખ માને છે અને જ્ઞાનથી રાગદ્વેષાદિ ભેદ પ્રગટે છે એમ માને છે તે પણ અજ્ઞાની છે અને તે અવિદ્યાની ઉપાસના કરી ઘોર અંધકારમાં પ્રવેશે છે, એકાંતજ્ઞાનવાદી પણ વિદ્યાના એકાંત કદાગ્રહપક્ષથી ઘોર અંધકારમાં પ્રવેશ કરે છે. અક્રિયાવાદી આત્માને એકાંત અક્રિય અબંધ માને છે, આત્મા કોઇ પણ ક્રિયા કરતો નથી, મનની તનુની ક્રિયાથી આત્માનો બંધ પણ નથી તેમજ મોક્ષ નથી. આત્માને સાંસારિક હિંસાદિ ક્રિયાઓ કરતાં પુણ્ય અને પાપનો બંધ થતો નથી એમ જે એકાંત નિરપેક્ષ માને છે અને મહાપાપો અનીતિ કરતાં જે ખચકાતો નથી તથા આકાશની પેઠે આત્માને એકાંત અક્રિય અકર્મા માનીને પશ્ચાત્ સ્વાધિકાર

યોગ્ય ધર્મ્યકર્મ સેવાભક્તિ વ્રતાચારને જે પાળતો નથી, તથા દુર્ગુણ દોષને જે ટાળવા પ્રયત્ન કરતો નથી તે કૃષ્ણપક્ષીઓ અક્રિયાવાદી છે. તે અવિદ્યારૂપ અંધકારમાં પ્રવેશ કરે છે. જ્યારે ચરમાવર્ત સંસારભ્રમણ બાકી રહે છે ત્યારે આત્માની રૂચિ પ્રગટે છે અને પોતાનો આત્મા અનાદિકાલથી કર્મથી બંધાયલો છે એમ જ્ઞાન થાય છે અને આત્માની શુદ્ધિ કરવા નિમિત્ત ધર્મક્રિયા કરવાની રૂચિ પ્રગટે છે. પાપની ક્રિયાઓ તરફ અરૂચિ થાય છે અને પુણ્યક્રિયા–ધર્મક્રિયા કરવા તરફ રૂચિ પ્રગટે છે. કર્મથી મુક્ત કરવાની ક્રિયા પ્રતિ રૂચિ પ્રગટે છે એવી માન્યતાવાળો ક્રિયારૂચિ ક્રિયાવાદી છે. અનાદિકાલથી કર્મથી બંધાયેલ આત્મા, ધર્મક્રિયા કરવાથી મુક્ત થાય છે એવો વાદી તે ક્રિયાવાદી છે. તે પ્રથમદશામાં તો મિથ્યાત્વગુણસ્થાનકવાળો હોય છે અને તે અધર્મક્રિયાની માન્યતા તથા તેની પ્રવૃત્તિનો સ્વીકાર કરે છે, અને તે ચારિસંજીવિની ન્યાયે સર્વધર્મારાધનની ક્રિયા કરે છે એવી મિથ્યાત્વબુદ્ધિની દશામાં પણ દેવ સાધુસંત ગુરૂધર્મની રૂચિથી શુક્લપક્ષના અજવાળીયા જેવી આત્મદશાવાળો બને છે અને પશ્ચાત્જ્ઞાની અનુભવી ગુરૂના બોધથી સમ્યગ્જ્ઞાનને પામે છે અને બીજના ચંદ્રની પેઠે ઉત્તરોત્તરકાળમાં આત્માની ઉચ્ચગુણસ્થાનકદશાની પ્રાપ્તિ કરતો જાય છે. જેમ બને તેમ તે કર્માવરણોને દૂર કરવા ઉત્સાહી બની પુરૂષાર્થ ફોરવે છે. કર્મના હેતુઓથી અને કર્મબંધારક અશુભ વિચારોથી તે અંશે અંશે વિરામ પામે છે. અશુભ વિચારોથી અને પાપકર્મોથી દૂર થવા પુરૂષાર્થ કરે છે. રાગદ્વેષકામાદિ મોહનીયકર્મની પ્રકૃતિયોને તે પ્રગટતી વારે છે અને મનમાં મોહ પ્રગટે નહીં એવી જ્ઞાનભાવના ભાવે છે. અશુભ વિચાર પરિણતિનો ત્યાગ કરી શુભવિચારાચારને સેવે છે અને તેનો પણ ત્યાગ કરી શુદ્ધાત્મસ્વરૂપમય બને છે. બાહ્ય વિદ્યાઓને તે નિરૂપયોગી માને છે. આત્મામાંજ પૂર્ણાનંદ છે અને તે મોહાવરણથી

આચ્છાદિત થએલ જાણીને મોહનાશની ક્રિયા કે જે આત્મોપયોગરૂપ છે તે કરે છે ગૃહસ્થવ્રત અને ત્યાગવ્રતને સ્વાધિકારે પાળે છે. દેહજીવનથી આત્માનું જીવન ભિન્ન માને છે સર્વજીવોની સાથે આત્મભાવ ધારે છે. કોઇ પણ જીવનું બૂરૂં કરવા વિચાર કરતો નથી, તે, સર્વઘાતીકર્મનો નાશ કરીને સર્વલોકાલોક પ્રકાશક કેવલજ્ઞાનને પામે છે અને પૂર્ણાનંદમય બની પૂર્ણ બ્રહ્મસ્વરૂપી સિદ્ધ થાય છે. એ પ્રમાણે અવિદ્યા અને વિદ્યાની ઉપાસના માટે સાપેક્ષ સ્યાદ્વાદ દૃષ્ટિથી જે અનુભવ જણાયો તે પ્રકાશ્યો છે. છેવટે આ મંત્રના અનુભવાર્થ વિવેચના ઉપસંહારમાં જણાવવાનું કે બાહ્ય વિદ્યાઓને લૌકિકવિદ્યાઓ જાણવી અને આત્મજ્ઞાનની વિદ્યાને લોકોત્તર વિદ્યા જાણી સ્વાધિકારે લૌકિક અને લોકોત્તર વિદ્યાની આરાધના કરવી. ગૃહસ્થદશામાં ગૃહસ્થયોગ્ય ધર્મ્યકર્મોકરતાં છતાં નિરાસક્તનિર્મોહપણે વર્તવું, ગૃહસ્થધમ કરતાં મુનિધર્મ અનંતગુણ શ્રેષ્ઠ છે. આત્મામાં જ્ઞાન, સંયમ, દયા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, સંતોષ, શાંતિ, તપ, ક્ષમા, આદિ સાત્વિકગુણો પ્રગટાવવા. સ્વાધિકારે અનાસક્તિએ કર્તવ્યકર્મો કરવાં. સ્વાધિકારનાં કર્તવ્યોનો ત્યાગ કરવો તે અવિદ્યા છે. સર્વધર્મશાસ્ત્રોનાઆશયોને અનેકદૃષ્ટિયોની સત્ય અપેક્ષાએ સમજવા. વ્યવહારનયના અનેકભેદોને જાણવા. વ્યવહારનય કથિત વિદ્યા તે અપરાવિદ્યા છે અને શુદ્ધનિશ્ચય કથિત આત્મજ્ઞાન તે પરાવિદ્યા છે. નિમિત્ત સાધન ધર્મ જ્ઞાન તે સાપેક્ષદૃષ્ટિવાળાને અપરાવિદ્યા છે, અને શુદ્ધ આત્માનું ઉપાદાન ધર્મજ્ઞાન તે પરા વિદ્યા છે. મનુષ્ય અને દેવલોકનાં પંચેન્દ્રિયવિષયસુખની બુદ્ધિ તથા પદાર્થજ્ઞાન, રાજ્યાદિક શિક્ષણ વિદ્યા, તમોગુણી અને રજોગુણી વિદ્યા તે અવિદ્યા છે. રાગદ્વેષ મોહ અજ્ઞાનથી થતી સર્વપ્રવૃત્તિ તે અવિદ્યા છે. કાર્યો કરતાં મનમાં પ્રગટતું અજ્ઞાન તે અવિદ્યા છે. સ્વપરના આત્માની હાનિ થાય એવી બુદ્ધિ તે અવિદ્યા છે. સર્વ

જડપદાર્થો સંબંધી શુભાશુભવૃત્તિ અને પ્રવૃત્તિ તે અવિદ્યા છે. જડ અને ચેતનનું સમ્યગ્જ્ઞાન તે વિદ્યા છે. સર્વધર્મશાસ્ત્રોને સમ્યગ્દૃષ્ટિની અપેક્ષાએ અનેકદૃષ્ટિબિંદુઓથી હેય જ્ઞેય ઉપાદેયના વિવેક પૂર્વક જાણવાં તે વિદ્યા છે, અને આત્માના જ્ઞાનથી આત્માને જાણવો અનેતેમાં ઉપયોગી થવું તે પરાવિદ્યા છે. તમોગુણી અને રજોગુણી સેવા ભક્તિ અને કર્મ તે અપરાવિદ્યા છે. ઔપચારિક ભક્તિ તે અપરાવિદ્યા છે. મનમાં રાગદ્વેષ પ્રગટે અને કર્તવ્ય કર્મો જે કરાય ત્યારે પરાવિદ્યા, બ્રહ્મજ્ઞાન છે એમ જણાવું છું, સેવા ભક્તિ કર્મ ઉપાસના મૂકીને એકદમ નિવૃત્તિની દશા આવ્યા વિના સર્વ કર્તવ્ય છંડી અક્રિય જેવા તમોગુણી આળસુ બનવું તે અવિદ્યા છે, દેવ ગુરૂ ધર્મના જ્ઞાન વિના અને શ્રદ્ધાવિના જડવાદની દૃષ્ટિએ જીવવું તે અવિદ્યા છે. ક્ષણિક સુખમાટે મન વાણી કાયાથી પ્રવર્તવું તે અવિદ્યા છે. મિથ્યાત્વ ગુણ સ્થાનકના વિચારો તે અપરાવિદ્યા છે. માર્ગાનુસારીના વિચારો તે અપરાવિદ્યા છે, વ્યાવહારિકગૃહસ્થદશાના સામાજિકદૈશિકબ્રાહ્મણક્ષત્રિય વૈશ્યશૂદ્રના ગુણકર્મનાં સર્વ પ્રકારનાં શિક્ષણવાળાં સર્વશાસ્ત્રો તે અપરાવિદ્યા છે અને પૂર્ણજ્ઞાન, પૂર્ણ આનંદમય શુદ્ધાત્મપદ પ્રાપ્ત કરવા સંબંધી સર્વજ્ઞપરમાત્માનાં બોધ વચનવાળાં આત્મજ્ઞાનમયશાસ્ત્રો તે પરાવિદ્યા છે અને વૈખરીથી ભિન્ન પશ્યંતીમાં પ્રગટતું આત્મજ્ઞાન તેજ સત્ય પરાવિદ્યા છે. આત્મા તેજ મહાન્ પુરૂષ છે, તે સૂર્યના જેવો પ્રકાશી છે. કહ્યું છે કે—वेदाहमेतं पुरुषं महान्त मादित्यवर्णं तमसः परस्तात् । तमेव विदित्वातिमृत्युमेति । नान्यः पन्था विद्यतेऽयनाय ॥ यजुर्वेद । ३१ । १८ । यः परमात्मा परंज्योतिः परमः परमेष्ठिनाम् । आदित्यवर्णं तमसः परस्ता दामनन्तियम् ॥ योगशा० हैम० ॥ चंद्रकोटिभानु उगे, करे प्रकाश अपारजी, तेहथी पण आत्मज्योति, जूदी अनंती धार,

જીવડા ।। સત્ર તેજનું તેજ એ છે, સર્વ એમાં સમાયજી, લડાલડી નહીં એહમાં કંઇ, જ્ઞાનીથી પરખાય. જીવડા ।। (ભ. સં. ભા. ૧) આત્મા તેજ વિશ્વમાં મહાન્ પુરૂષ છે. તેજ અરિહંત, મહાવીર, મહાદેવ, રામકૃષ્ણ અલ્લા, બુદ્ધ, વીતરાગ, જિન આદિ નામોથી સંબોધાય છે. અજ્ઞાનરૂપ અંધકારથી પર અર્થાત્ ભિન્ન છે. એમ શરીરમાં રહેલા આત્માને જાણીને મનુષ્ય કદાપિ મૃત્યુ ન થાય એવી શુદ્ધાત્મદશાને પામે છે. મોક્ષરૂપમાર્ગ તે આત્મજ્ઞાન છે. આત્મજ્ઞાન વિના પરમેશ્વરપદ, મોક્ષપદ પામવા માટે અન્યપન્થ નથી. ચંદ્ર સૂર્ય ગ્રહાદિકથી વિશ્વનો પ્રકાશ થાય છે. સૂર્યના જેવો પ્રકાશી આત્મા છે. ક્રોટ સૂર્ય અને ચંદ્રાદિકથી આત્માપર પ્રકાશ થતો નથી અર્થાત્ સૂર્ય વગેરે આત્માને પ્રકાશવા શક્તિમાન્ થતા નથી અને આત્મા તો સૂર્ય ચંદ્ર વગેરે સર્વનું જ્ઞાન કરી શકે છે. આત્મા વિના સૂર્ય ચંદ્રાદિકનું જ્ઞાન થતું નથી માટે આત્મા જ સૂર્ય વગેરેને પ્રકાશવા શક્તિમાન્ થાય છે. સર્વ તેજનું પણ તેજ આત્મા છે. મનવાણીકાયાસર્વવિશ્વ લોકાલોકનો પ્રકાશક આત્મા છે. એવા આત્માના જ્ઞાનને આત્મામાં મોહના અનેક પડદાઓ છેદીને પ્રગટાવવું તેજ એક મોક્ષ માર્ગ છે. શ્રીયશોવિજયઉપાધ્યાય કહે છે કે— ज्ञानदशा जे आकरी, तेह चरण विचारो, निर्विकल्प उपयोगमां, नहीं कर्मनो चारो, ।। આત્માની શુદ્ધ જ્ઞાનદશા તેજ ચારિત્ર છે. મનમાં રાગદ્વેષના સંકલ્પવિકલ્પ ન ઉઠે અને શુદ્ધબ્રહ્મમાં લયલીન થઈ જવાય અને જેમાં કર્મનો ચાર નથી એવી જ્ઞાનદશા તે પરાવિદ્યા છે. શ્રીમદ્ચિદાનંદજી કહે છે કે—नयअरुभंगनिक्षेपविचारत, पूर्वधरथाकेगुणहेरी, विकल्पकरतत्यागनविपाये, निर्विकल्पते हेतभयेरी. अकलाकलाजगजीवन तेरी, સાતનય અને તેના અસંખ્યનય ભેદો, ચારનિક્ષેપા અને સપ્તભંગીનો વિચાર કરતાં ચૌદપૂર્વધારકો થાકી ગયા અને નયનિક્ષેપ ભંગીઓનો વિચાર કરતાં હે પરમેશ્વર ! ! હાર

સ્વરૂપનો પાર પામ્યા નહીં માટે હે પ્રભો !!! મનના સંકલ્પ વિકલ્પ શમે એવા નિર્વિકલ્પજ્ઞાનની પ્રીતિ ધારૂછું. નયનિક્ષેપસપ્તભંગીનું જ્ઞાન તે પરાવિદ્યા છે અને તેથી થતું ધ્યાન તેથી થતો અનુભવ તે વિકલ્પજ્ઞાન છે, તેના સર્વ સંકલ્પવિકલ્પ શમતાં લોકાલોક-પ્રકાશક કેવલજ્ઞાન પ્રગટે છે, પશ્ચાત્ આત્મા પરમાત્મારૂપ થૈ પરમાનંદ અમૃત અવ્યયરૂપ બને છે, એવી દશાને પ્રાપ્ત કરાવ-નારી તરતમઅસંખ્યભેદવાળી તથા આત્માનુભવકરાવનારી પરા-વિદ્યાની ઉપાસના કરવી.

**अन्यदेवाहुर्विद्यायाऽन्यदाहुरविद्यया ।**
**इतिसुश्रुमधीराणां ये न स्तद्विचचक्षिरे ॥१०॥**
**विद्याञ्चाविद्याञ्च यस्तद्वेदोभयꣳसह ।**
**अविद्याया मृत्युंतीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥११॥**

શબ્દાર્થ—બુદ્ધિમાનો વિદ્યા અને અવિદ્યાનું ફલ ભિન્ન ભિન્ન જણાવે છે એમ બુદ્ધિમાનોનું વચન સાંભળ્યું છે. જેઓ અમારા પ્રતિ વિસ્તારથી કહેલું છે. જે અવિદ્યા અને વિદ્યાને અપેક્ષાએ જાણે છે તે અવિદ્યાનું વા વિદ્યાથી મૃત્યુ તરીને વિદ્યાનું અમૃત અર્થાત્ આત્મવિદ્યાવડે આત્માનંદરૂપ અમૃત પામે છે.

અનુભવાર્થ—ઉપરના મંત્રના વિવેચનમાં વિદ્યા અવિદ્યાનું અનુભવસ્વરૂપ પ્રકાશવા વિવેચનથી પ્રયત્ન કર્યો છે, તેથી બ્રહ્મજિજ્ઞાસુઓ અવિદ્યાના ફલરૂપ મૃત્યુને જાણીને વિદ્યાવડે મૃત્યુનો નાશ કરી વિદ્યાના ફલરૂપ આત્માનું પૂર્ણ કેવલજ્ઞાન અને પૂર્ણ ક્ષાયિક આનંદને પામે છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી. જે ઉપર્યુક્ત વચનમાં શંકા કરે છે તે સંશયી છે તે નષ્ટ થાયછે. **संशयात्मा विनश्यति ।** સંશયાત્મા નાશ પામે છે. અજ્ઞાનીઓ જ્યાંસુધી શુભ ધર્મ કર્મની યોગ્યતાના અધિકારીઓ છે અને આત્મજ્ઞાનરૂપ પરાવિદ્યા જાણવાના અધિકારી ન બન્યા હોય ત્યાંસુધી તેવા અજ્ઞાની બાળજીવોને ધર્મક્રિયાકર્મના ત્યાગનો ઉપદેશ ન આપવો. ગીતામાં કહ્યું છે કે—**न बुद्धिभेदं जनयेदज्ञानां कर्म संगिनाम्.** કર્મ કરનારા કર્મસંગી એવા અજ્ઞાની બુદ્ધિમાં ભેદ ન કરવો, કારણ કે તેથી તે જ્ઞાની બનતા નથી અને ધર્મ્યક્રિયાકર્મથી ભ્રષ્ટ થાય છે. શ્રીહરિભદ્રસૂરિએ કહ્યું છે કે—**हयं नाण कियाहीणं, हयं अन्नाणओ किया, पासंतो पंगुलो दड्ढो, धावमाणो अ अंधओ ॥ १ ॥** ક્રિયાથી હીન એવું શુષ્કજ્ઞાન હણાયલું છે અને અજ્ઞાનથી ક્રિયાકર્મ હણા-

ચલું છે તે પર દૃષ્ટાંત કહે છે. એક વનમાં આંખે દેખનાર પણ પાંગળો જ્ઞાની રહેતો હતો અને એક પગે ચાલનાર પણ આંખે અંધ રહેતો હતો. એકદા વનમાં અગ્નિ સળગી ઉઠયો, તેમાં પાંગળો અને આંધળો બળીને ભસ્મીભૂત થૈ ગયા, એક નગરમાં એક અંધ રહેતો હતો અને એક પાંગળો રહેતો હતો. બન્નેને પરસ્પર પ્રેમ હતો અને એક બીજાની ઉપયોગિતા સમજતા હતા, એકદા નગરમાં આગ લાગી, તે પ્રસંગે બન્નેએ સંપ કર્યો. આંધળાએ પોતાના ખભાપર પાંગળાને બેસાડયો, પાંગળાએ અંધાને પોતાની આંખથી માર્ગ જણાવ્યો આંધળો તે પ્રમાણે ચાલવા લાગ્યો અને તે બન્ને અગ્નિથી બચી ગયા, અને અન્ય નગરમાં પ્રવેશ કરી સુખી થયા. તે પ્રમાણે કર્મ અને જ્ઞાન બન્નેને જે ભજે છે તે મોક્ષ પામે છે. **ज्ञान क्रियाभ्यां मोक्षः ( तत्त्वार्थ सूत्र )** જ્ઞાન અને ક્રિયા બેની આરાધનાથી મોક્ષ છે. દેશથકી મોક્ષની આરાધક ક્રિયા છે અને સર્વથી આરાધક જ્ઞાન છે. કેટલાકના મતની પરિભાષાએ કર્મને અવિદ્યા કહેવામાં આવે છે અને ઉપાસના ભક્તિને વિદ્યા કહેવામાં આવે છે. એકાંતે ક્રિયાવાદમાત્રથી મુક્તિ નથી અને એકાંતે વિદ્યાવાદમાત્રથી મુક્તિ નથી. બંન્નેની અપેક્ષાએ ઉપયોગિતા સમજી સ્વાધિકારે વર્તવું. જેમ જેમ આત્મઉચ્ચતા પ્રગટે છે તેમ તેમ નિર્લેપભાવે અકર્તાભાવે કર્તવ્ય કર્મો કરાય છે. બાહ્યકર્તવ્યોમાં શુભાશુભવૃત્તિબુદ્ધિ રહેતી નથી અને આત્માના શુદ્ધોપયોગે સમભાવ પ્રવર્તે છે, ત્યારે જેમ આંબાની સાખ સ્વયમેવ પાકીને હેઠે પડે છે તેમ સ્વયમેવ બાહ્યક્રિયાઓથી નિવૃત્તિ થાય છે તે કાલે ક્રિયાવાદબુદ્ધિ રહેતી નથી. પૂર્વકર્મ ઉદયપ્રયોગે શુભાશુભકર્મફલ ભોગવવામાં સાક્ષીભાવ વર્તે છે અને બાહ્યજડપદાર્થોમાં ગ્રહણની વા ત્યાગની ઈચ્છા રહેતી નથી ત્યારે નિષ્કામભાવે બાહ્યકરણી થાય છે. સર્વકર્તવ્યકર્મથી નિવૃત્તિ-

થતાં લોકવ્યવહાર પરમાર્થ કલ્પની અર્થાત્ ફર્જની દૃષ્ટિએ ઉપદેશાદિ પ્રવૃત્તિ થાય છે અને થતી પણ નથી એવી દશાવાળો આત્મા સર્વ કર્તવ્યકર્મો કરતો છતો નિષ્ક્રિય છે. અશુભ કર્મોથી નિવૃત્ત થઇને પશ્ચાત્ અનાસક્તિથી શુભકર્મો કરવાં. પશ્ચાત્ કાંટો જેમ કાંટાને કાઢીને મુક્ત થાય છે તેમ નિષ્કામ ક્રિયાથી મોહનીય આદિકર્મોને દૂર કરવાં અને પશ્ચાત્ કાર્ય સિદ્ધિ થતાં શુભક્રિયાઓથી પણ મુક્ત થવું. પૂર્ણજ્ઞાન દશા પક્વ થતાં આપોઆપ ધર્મક્રિયાઓથી પણ નિવૃત્તિ થાય છે. દેવલોક અને મનુષ્યના ભવનાં સુખ ભોગવવાની બુદ્ધિ તે વિદ્યા છે. અવિદ્યાની પેઠે એવી વિદ્યાનો પણ ત્યાગ કરવો, એમ પણ કેટલાક જ્ઞાનીઓનો મત છે. અવિદ્યાના પેઠે વિદ્યામાં થતી આસક્તિનો ત્યાગ કરવો. અવિદ્યાના મોહની પેઠે વિદ્યાનો મોહ પણ અંધકાર છે. વિદ્યાના અહંકારથી પણ ભવ ભ્રમણ છે. વિદ્યાનો અહંકાર અને વિદ્યામાં મમતા ભાવ તે ત્યાજ્ય છે. શાસ્ત્રોમાં મમતા ભાવ તે પણ મૂર્ચ્છા પરિગ્રહ છે. ઉપાધ્યાય શ્રી યશોવિજયજીએ કહ્યું છે કે–**ज्ञान ध्यान हयगयवरे, तपजपश्रुतपरतंत, सलुणे, छोडे सम प्रभुता लहे, मुनिपण परिग्रहवंत, सलुणे–परिग्रह-ममता परिहरो.** ।। જ્ઞાનરૂપ ઘોડા અને ધ્યાનરૂપ હાથી અને તપ જપ અને શ્રુતરૂપ સેનાવડે અહંકારી બનેલા મુનિ પણ પરિગ્રહ-વંત છે, તે જ્યારે હું જ્ઞાની, ધ્યાની, તપસ્વી આદિરૂપ થતું મમત્વ ત્યાગે છે ત્યારે તે પરિગ્રહ રહિત થાય છે. અવિદ્યામાં તથા વિદ્યામાં થતો રતભાવ–આસક્તિભાવ તેજ અજ્ઞાન મોહ છે, માટે અવિદ્યામાં અર્થાત્ કર્મમાં થતી આસક્તિ અને વિદ્યા અર્થાત્ જ્ઞાન ઉપાસનામાં થતી આસક્તિ–મોહ ત્યાગતાં આત્મજ્ઞાની અવિદ્યાનું મૃત્યુ તરીને વિદ્યાનું આનંદરૂપ અમૃતત્વ પામે છે, એમ સાપેક્ષ-દૃષ્ટિએ જાણવું. અવિદ્યામાં અને વિદ્યામાં સાપેક્ષસમભાવ પ્રવર્તતાં આત્માની શુદ્ધિ થાય છે. આત્મા તે વસ્તુતઃ અવિદ્યાથી અને વિદ્યાથકી

ન્યારો છે. મન સુધી અવિદ્યા અને વિદ્યાનો સંબંધ છે. આત્મામાં ઉંડા ઉતરતાં કેવલજ્ઞાન પ્રગટતાં અવિદ્યા અને વિદ્યાનો સંબંધ રહેતો નથી. પશુ હોમ આદિ હિંસાકર્મો કે જેથી પરમેશ્વર પ્રસન્ન થતો નથી અને જે સંઘ સમાજ તથા ધર્મદૃષ્ટિએ પશુહોમાદિ કર્મો કરવા યોગ્ય નથી તે કર્મ કરવાં તે અવિદ્યા છે પણ આત્મજ્ઞાન હિતાર્થે, પ્રજારાષ્ટ્ર, સમાજ સંઘ, ધર્મ હિતાર્થે દેશકાલાનુસાર યોગ્ય કર્તવ્યોને ગૃહસ્થાશ્રમમાં તથા ત્યાગાશ્રમમાં અંતરાત્માની પ્રેરણાથી નિષ્કામ-પણે કરવાં તે વિદ્યા છે. સંસારમાં જ્યાંસુધી શરીર છે ત્યાંસુધી તેની કંઇ કંઇ પ્રવૃત્તિ થયા કરે છે, અને કાયાથી, વાણીથી, મનથી કંઇને કંઇ પ્રવૃત્તિ કર્યાવિના છૂટકો થતો નથી. પરંતુ તે સર્વે કર્તવ્ય કર્મોને ઉપયોગિતાની દૃષ્ટિએ પરમાત્મા પંથમાં વહેતાં કરવાં અને પરમાત્મપદ પ્રાપ્ત કરવું એજ ધ્યેય રાખીને નિષ્કામપણે કરવાં તે વિદ્યા છે, કારણ કે તેથી કર્તવ્યકર્મો કરતાં અંતર્માં નિર્લેપદશા રહે છે અને દેવગુરૂધર્મ સંઘની સેવાભક્તિના પરિણામે આત્માની ઉન્નતિ થયા કરે છે. ગૃહસ્થો ચતુર્થગુણસ્થાનમાં અને પંચમગુણ-સ્થાનકમાં સ્વાધિકારે દેવગુરૂધર્મની આરાધના સેવાભક્તિ કરે છે અને ગૃહસ્થ યોગ્ય વ્યાવહારિક સામાજિક રાષ્ટ્રીય કર્તવ્યોને કરે છે અને આગળની ગુણસ્થાનકની ઉચ્ચ ઉચ્ચ ભૂમિ તરફ વિદ્યાયોગે ગમન કરે છે અને આત્માની ઉન્નતિ તથા વિશુદ્ધિ કરે છે. પ્રથમ મિથ્યાત્વગુણસ્થાનકમાં અવિજ્ઞા અર્થાત્ અજ્ઞાનથી કર્મો-કાર્યો થાય છે. અવિદ્યા-અજ્ઞાનદૃષ્ટિથી બાહ્યકાર્યોને કેટલાક વિદ્વાનો અવિદ્યા કહે છે, પરંતુ વસ્તુતઃ બાહ્યકાર્યો તે બાહ્ય કાર્યોજ છે તે અવિદ્યા પણ નથી અને વિદ્યા પણ નથી. ફક્ત તેમાં અવિદ્યા અને વિદ્યાના ઉપચાર-આરોપ કરીને તેને અવિદ્યા વિદ્યા કહેવામાં આવે છે. વિદ્યાથી અર્થાત્ જ્ઞાનદૃષ્ટિથી જે જે કર્તવ્ય કર્મો કરવામાં આવે છે તેમાં આત્માની ઉન્નતિ થાય છે, અને આત્માની જ્ઞાનાદિક

શક્તિયો ખીલે છે. આત્માનું અને અન્ય તત્ત્વનું સમ્યગ્જ્ઞાન થયા પછી જે જે કાર્યો થાય છે તે વિવેક પૂર્વક થાય છે અને આત્માની પરમાત્મદશા કરવી એજ મનુષ્ય જીવનના પરમ ધ્યેયના ઉપયોગ પૂર્વક થાય છે તેથી દેશકાલાનુસારે ગમે તેવાં કાર્યો કરતાં છતાં પણ આત્માની ઉત્ક્રાંતિ થાય છે અને આત્માની પરમાત્મતા કે જે અદૃશ્ય (તિરોભાવે) છે તે પ્રકટાવી શકાય છે. એકવાર સમ્યગ્દૃષ્ટિ પ્રગટ્યા પછી આત્મા કદાપિ મિથ્યાબુદ્ધિવાળો થાય તો પણ તે અવશ્ય પુનઃ સમ્યગ્જ્ઞાન પામી મોક્ષ પામે છે. સમ્યગ્જ્ઞાનીનાં સર્વ ગૃહસ્થ-દશાનાં કાર્યો તથા દેવગુરૂધર્મ સેવાભક્તિનાં કાર્યો છે તે જ્ઞાનયુક્ત ગણાય છે અને અજ્ઞાનીનાં સર્વ કાર્યો છે તે અજ્ઞાન અર્થાત્ અવિદ્યાયુક્ત ગણાય છે. જ્ઞાનીનાં અને અજ્ઞાનીનાં બાહ્યથી ખાનપાનઆદિ કર્મો તો એક સરખાં હોય છે પણ તેમાં અંતર્માં રહેલ અજ્ઞાન અને જ્ઞાનદૃષ્ટિયોગે ભેદ પડે છે. અજ્ઞાની જે જે કાર્યો કરતો છતો બંધાય છે તે તે કાર્યો કરતો છતો જ્ઞાની નવીનકર્મથી બંધાતો નથી અને પૂર્વભવમાં બાંધેલ કર્મોની નિર્જરા નાશ કરે છે. જ્ઞાની—સાધનોમાં અહંમમવૃત્તિથી બંધાતો નથી, તે કર્મો કરતો છતો સાધ્ય ધ્યેયને ભૂલતો નથી. **नाणी कम्मे न लिप्पइ ॥** જ્ઞાની કર્મમાં લેપાતો નથી, તેને કંઇ કાર્યો કરતાં દોષો લાગે છે તો તે પશ્ચાત્તાપથી વિશુદ્ધ થાય છે તે પ્રતિક્રમણ કરી શુદ્ધ થતો જાય છે અજ્ઞાની જો ધાર્મિક કાર્યો કરે છે તો તે તેમાં રાગદ્વેષ કરીને નવીન કર્મને બાંધે છે. જૈનશાસ્ત્રોમાં મિથ્યાત્વજ્ઞાનને અવિદ્યા કહી છે તે પણ સમ્યગ્જ્ઞાનરૂપ વિદ્યામાં કથંચિત્ નિમિત્ત કારણરૂપ થાય છે તેથી મિથ્યાત્વને પણ ગુણસ્થાનક કથ્યું છે અજ્ઞાનથી મૃત્યુ છે અને જ્ઞાનથી આનંદરૂપ અમૃતતત્ત્વ પ્રાપ્ત થાય છે. અજ્ઞાનનું મૃત્યુ તરી જવું અને જ્ઞાનનું અમૃતત્ત્વ પ્રાપ્ત કરવું તેજ મનુષ્યદેહનો મુખ્ય ઉદ્દેશ છે. મનુષ્યજન્મનો ઉદ્દેશ એ છે કે આત્માને પરમાત્મ.

બનાવવો. अप्पाणंपरमाया जो, करोइ सोइ माणवो।। परमप्पस्सलम्भ ट्ठंमणुजम्मो विजाणह ।।१।। जो अन्नाणीकम्मं–खवेइकोडिवरिसेहिं, सोनाणीतिहिगुत्तो, खवेइउसासमित्तेण ।।१।। सारिसंबज्जकम्मेण अन्नाणीणंयनाणीणं । दिट्ठीपरिणामभेएण–भेओभवइअंतरो ।।१।। આત્માને પરમાત્મા જે કરે છે તે મનુષ્ય છે. પરમાત્માની પ્રાપ્તિ માટે મનુષ્ય જન્મને જાણ. અજ્ઞાની કોટિવર્ષ પર્યંત તપ, જપ, વ્રત, ધર્મક્રિયાથી જે કર્મ ખપાવે છે તેટલાં કર્મ તો જ્ઞાની ખરેખર ત્રિગુપ્તિએ ગુપ્ત થઇને એક શ્વાસોચ્છ્વાસમાં ટાળે છે. જ્ઞાનીઓનું અને અજ્ઞાનીઓનું બાહ્યકર્મોથી તો સરખાપણું છે પણ જ્ઞાનદૃષ્ટિએ પરિણામની અપેક્ષાએ જ્ઞાનીમાં અને અજ્ઞાનીમાં ભેદ છે. જ્ઞાનીની સમ્યગ્દૃષ્ટિ હોય છે ત્યારે અજ્ઞાનીની મિથ્યાદૃષ્ટિ હોય છે. જ્ઞાનીના આશય–પરિણામ શુદ્ધ ઉચ્ચ અને સવળા હોય છે અને અજ્ઞાનીના અશુદ્ધની અવળા હોય છે, તે નિરપેક્ષદૃષ્ટિએ કર્મ કરે છે તેથી અજ્ઞાનીની ક્રિયાઓ મોટા ભાગે અનન્ય, વિષ અને ગરલાનુષ્ટાનમાં સમાય છે, સમજ્યાવિના ગાડરિયાપ્રવાહે અન્ય મનુષ્યો કરે તેમ પ્રવાહમાં તણાઈને ઉદ્દેશવિના જે જે કર્મો કરવાં તે અનન્યકર્માનુષ્ઠાન છે. અજ્ઞાનયુક્ત યથાપ્રવૃત્તિકરણયોગે અનેક જન્મોમાં એવાં અનન્યકર્માનુષ્ઠાન કર્યાં અને લોકો ચાલે તેમ વર્તવામાં આવ્યું પણ તેથી આત્માની આંતરિક જ્ઞાનાદિગુણોની શુદ્ધિ થઈ નહીં. મનુષ્યભવની ચક્રવર્તી આદિ પદવીઓનાં સુખ માટે જે જે ધર્મક્રિયા કર્મો, વ્રતો, તપ જપ વગેરે કરવામાં આવે છે તે વિષ ક્રિયાઓ છે. મનુષ્યભવના ભોગોની પ્રાપ્તિ માટે પરમાત્માની, દેવદેવીઓની જે ઉપાસના કરવામાં આવે છે તે અવિદ્યા યુક્ત વિષ ક્રિયા છે, તેથી વિષની પેઠે મનુષ્ય જન્મની હાનિ થાય છે અર્થાત્ મૃત્યુ થાય છે. સંસારમાં વારંવાર એવા મનુષ્યભવની પદવી સુખમોહે અવતારો લેઈ જન્મવું અને મરવું

પડે છે. દેવલોકના સુખનેમાટે જેજે વ્રત તપ જપ ધર્માનુષ્ઠાનોને સકામભાવે કરવામાં આવે છે તે ગરલાનુષ્ઠાન અવિદ્યા કર્મ છે. એક દેડકાના હજારો ચૂર્ણ કટકામાંથી વર્ષાયોગે હજારો દેડકાં થાય છે, તેમ તેવી મોહસકામભાવનાથી વારંવાર જન્મ લેવા પડે છે, તેથી અનન્ય, વિષ અને ગરલાનુષ્ઠાનને અવિદ્યામાં—અર્થાત્ અજ્ઞાનમાં ગણ્યાં છે અને જ્ઞાનપૂર્વક કર્મોને હેય અને ઉપાદેયના વિવેકથી જાણીને સ્વાધિકારે નિષ્કામભાવે પરમાત્મપદને લક્ષ્યમાં રાખી ગૃહસ્થદશામાં તથા ત્યાગદશામાં કર્મો કરવાં તે તદ્ધેતુ ક્રિયા છે. દેવગુરૂ, ધર્મ, વ્રત, ધ્યાન, સમાધિઆદિની સ્વાધિકારે ગૃહસ્થો અને ત્યાગીઓ જે જે ક્રિયાઓ કરતા છતા આત્માના અમૃતરસનો સ્વાદ પામે છે અને જે જે ધર્મક્રિયાઓ કરીને મોક્ષપદ, પરમાત્મપદ પામે છે તે અમૃત ક્રિયા—કર્માનુષ્ઠાન છે. જ્ઞાનના ઉપયોગથી, વિદ્યાથી તદ્ધેતુ અને અમૃત ક્રિયા થાય છે માટે તે બેનો વિદ્યામાં સમાવેશ થાય છે. કર્મ, ભક્તિ ઉપાસનાની સર્વ પ્રવૃત્તિયોને—કર્મોને જ્ઞાની કરતો છતો મુક્ત શુદ્ધ બુદ્ધ સિદ્ધ થાય છે. અવિદ્યાનો અર્થ—કર્મ ગ્રહાય છે તે દૃષ્ટિએ સત્ ક્રિયાવડે મૃત્યુને તરીને અને વિદ્યા અર્થાત્ જ્ઞાનવડે આત્માનંદરૂપ અમૃતને જ્ઞાની પામે છે એવો જ્ઞાનીઓએ ભાવ ગ્રહણ કરવો, જ્ઞાન પૂર્વક કર્મ કરવાથી ક્રિયાવડે કર્મનો નાશ થાય છે. તદ્ધેતુ અને અમૃતક્રિયા, એ બે ક્રિયાઓ છે તે જ્ઞાનીને હોય છે. ધર્મ્યકર્મો તો જ્ઞાની અને અજ્ઞાનીને બાહ્યતઃ એક સરખાં હોય છે, તે પૂર્વે જણાવ્યું છે. ફક્ત તેમાં અજ્ઞાનથી વિષગરલત્વ હોય છે અને જ્ઞાનથી તદ્ધેતુ અમૃતત્વ થાય છે. જ્ઞાની યોગ્ય ધર્મ્ય કર્તવ્યકર્મોને કરે છે પણ તેનો ઉદ્દેશ પરમાત્મપદની પ્રાપ્તિનો હોય છે તેથી તે જ્યારે ત્યારે મોક્ષને પામે છે. જ્ઞાની આ સંસારમાં વ્યવહારથી કર્તવ્યકર્મોને કરે છે પણ તે અંતરમાં સર્વથી ભિન્ન પોતે આત્મા છું એવો સતત—ઉપયોગ રાખ્યા કરે

યે તેથી તે દુનિયાની સર્વ બાબતોમાં નિર્લેપ રહ્યા કરે છે. જેમ નાટકિયો એક રાત્રીમાં રાજા રંક વગેરેના દશબાર વેષો ભજવે છે, નવ રસનું પાત્ર બને છે તેથી પ્રેક્ષકોને આનંદ થાય છે, તે હસે છે, રૂવે છે, પણ તે પોતાને સર્વ વેષ ક્રિયાદિથી ન્યારો માને છે તેથી વસ્તુતઃ તે જે વેષ ક્રિયા કરે છે તેમાં હર્ષશોક રાગદ્વેષથી લેપાતો નથી, તેમ આત્મજ્ઞાની આ વિશ્વમાં કર્મના યોગે શુભાશુભ અનેક વિચિત્ર નાટકો કરે છે, અનેક પ્રકારની ક્રિયા પ્રવૃત્તિ કરે છે પણ અંતરમાં તે સર્વ કર્મ નાટક પ્રવૃત્તિથી પોતાને ન્યારો માને છે અને આત્માના આનંદથી તટસ્થ બની મસ્ત રહે છે તથા ધર્મ સાધન કર્મોને–ધર્મ ક્રિયાઓને કરે છે પણ તેમાં રાગદ્વેષ કરતો નથી તેથી દેશવિરતિ અને સર્વવિરતિ ચારિત્ર ક્રિયા, સંયમ, તપ, ધ્યાન ક્રિયાથી મોહરૂપ મૃત્યુને તરી જાય છે. અનેક ભવનાં મૃત્યુને તરી જાય છે. દ્રવ્ય ક્ષેત્રકાલભાવાનુસારે તે ઉત્સર્ગ તથા અપવાદ માર્ગને જાણી યથાયોગ્ય ધર્મ્યકર્મોને કરે છે પણ જ્ઞાનના પ્રતાપે અંતરમાં કર્તાભોક્તાભાવને ધારતો નથી તેથી તે અંતરથી નિષ્ક્રિય બની સંસાર મૃત્યુને તરી જાય છે. ક્રિયા કરતાં અશુભ પરિણામ વર્તે છે તો પાપ બંધાય છે અને શુભપરિણામ વર્તે છે તો પુણ્યનો બંધ થાય છે અને શુદ્ધ પરિણામ વર્તે છે તો જીવતાં મુક્તદશા વર્તે છે. પાપનું ફલ દુઃખ છે અને પુણ્યનું ફલ સુખ છે. શુદ્ધ પરિણામનું ફલ આત્માનંદ છે. તમોગુણીવૃત્તિથી જે ક્રિયા કર્મ થાય છે તે તમોગુણી કર્મ છે અને રજોગુણીવૃત્તિથી રજોગુણી કર્મ કહેવાય છે અને તે કર્મો જો સાત્વિકગુણીવૃત્તિથી કરવામાં આવે છે તો સાત્વિકકર્મ કહેવાય છે. તમોગુણ અને રજોગુણવૃત્તિનો અનુક્રમે ત્યાગ થાય છે, તમોગુણી વૃત્તિથી ઝાડુવાળવાનું કાર્ય થાય છે અને તે રજોગુણી વૃત્તિથી પણ થાય છે અને તેજ કાર્યને સાત્વિકવૃત્તિથી પણ કરી શકાય છે. તમોગુણીવિદ્યા, રજોગુણીવિદ્યા,

અને સત્વગુણીવિદ્યા એમ વિદ્યા પણ ત્રિધા છે. રજોગુણી તમોગુણી વૃત્તિ અને વિદ્યાનો ત્યાગ કરીને સાત્વિકવૃત્તિ અને સાત્વિકવિદ્યાથી જે ધર્મ્ય કર્મ પ્રવૃત્ત થાય છે તે તદ્ધેતુ અને અમૃતાનુષ્ઠાન છે. સાત્વિકવિદ્યાવૃત્તિથી આગળ જતાં આત્માનંદરૂપ અમૃતનો સાક્ષાત્કાર થાય છે. સાત્વિકકર્મ અને સાત્વિકવિદ્યામાં સાત્વિક મોહ જ્યારે રહેતો નથી ત્યારે આત્મા તેજ એક ક્ષણમાં પરમાત્મપદ પામે છે. તમો રજોગુણી કર્મ અને સાત્વિકકર્મમાં અહંમમત્વભાવથી રહિત થૈ જ્યારે જ્ઞાનીઓ વર્તે છે ત્યારે તે સર્વ આવરણથી મુક્ત પરમાત્મારૂપ બને છે. એમ પ્રભુ સર્વજ્ઞ મહાવીર પરમાત્માનાં ઉપદેશેલાં આગમોમાં સારી રીતે સમજાવવામાં આવ્યું છે. એકલી વિદ્યા અને એકલી અવિદ્યા અર્થાત્ ક્રિયાથી મુક્તિ નથી પણ બન્નેના સંયોગથી મુક્તિરૂપ કાર્યની સિદ્ધિ થાય છે. ક્રિયાના બાહ્ય સૂક્ષ્મ ધ્યાનાદિક અનેક ભેદો છે અને વિદ્યા પણ ઉપર ઉપરની ઉચ્ચ ઉચ્ચ ગુણસ્થાનક ભૂમિમાં ઉચ્ચ ઉચ્ચ વિશુદ્ધ થતી જાય છે. મન, વાણી, કાયાની ધર્મ્યક્રિયા તેજ યોગ છે અને મનસંબંધપર્યંત શબ્દ શાસ્ત્રની વિદ્યા છે તથા માનસિક સાત્વિકજ્ઞાન છે. સાત્વિકજ્ઞાનબુદ્ધિનો પણ મનોયોગ સુધી સંબંધ વર્તે છે, સાત્વિકજ્ઞાનબુદ્ધિથી ભિન્ન અને પૂર્ણ વિશુદ્ધ એવું આત્માનું કેવલજ્ઞાન છે તે સાત્વિકવિદ્યાના બળે ધ્યાનરૂપ ક્રિયાથી પ્રાપ્ત થાય છે અને તેથી ક્ષાયિક પૂર્ણાનંદ કે જે પ્રગટ્યા પછી કદાપિ નષ્ટ થતો નથી તેની પ્રાપ્તિ થાય છે. વ્યવહારનયથી ક્રિયાની અને નિશ્ચયનયથી જ્ઞાનની મુખ્યતા સિદ્ધ થાય છે. વ્યાવહારિક ધર્મ્યક્રિયા છે તે માતાસમાન ઉપકારિણી છે અને નિશ્ચય આત્મજ્ઞાન છે તે પિતાની પેઠે ઉપકારી છે. ધર્મક્રિયાથી જન્મજરામૃત્યુનો નાશ થાય છે અને જ્ઞાનવડે આત્માનંદરૂપ અમૃતની પ્રાપ્તિ થાય છે માટે બેની હઠ કદાગ્રહરહિત સાપેક્ષદૃષ્ટિથી સાધના કરવી. કર્મક્રિયાના મોહી બની વિદ્યાની ઉત્થાપના ન કરવી

તથા જ્ઞાનના મોહી બની ભક્તિસેવાની ઉત્થાપના ન કરવી. વિદ્યાના મોહી બની શુષ્કજ્ઞાની ન બનવું એમ સ્યાદ્વાદદૃષ્ટિથી વર્તતાં આત્માની પૂર્ણ વિશુદ્ધિ થાય છે અને વિશ્વલોકના કલ્યાણમાં સહાયક બની શકાય છે. ત્રિગુણી માયાથી પર એવો આત્મા આપોઆપ પ્રભુરૂપે પોતાને કેવલજ્ઞાનથી દેખી શકે છે અને પરમાત્મા પરમેશ્વર મહાવીરરૂપ પરબ્રહ્મપદ પામે છે. એ પ્રમાણે ઉપરના બે મંત્રોનો અનુભવ સમજાયો છે તેવો લખ્યો છે.

अन्धतमः प्रविशन्ति योऽसम्भूतिमुपासते ।
ततोभूयइवतेतमो य उ सम्भूत्याꣳरताः ॥ १२ ॥
अन्यदेवाहुः सम्भवा दन्यदाहुरसम्भवात् ।
इतिसुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥ १३ ॥
संभूतिश्चविनाशञ्च यस्तद्वेदोभयꣳसह
विनाशेन मृत्युतीर्त्वा संभूत्याऽमृतमश्नुते ॥ १४ ॥

શબ્દાર્થ—જેઓ અસંભૂતિને ઉપાસે છે તે અન્ધતમમાં પ્રવેશ કરે છે તેથી પણ જેઓ સંભૂતિમાં આસક્ત છે તેઓ તેનાથી વિશેષ અંધકારમાં પ્રવેશ કરે છે. કેટલાક અસંભૂતિથી સાધ્યસિદ્ધિ માને છે અને અન્યો સંભૂતિથી સિદ્ધિ માને છે એમ એકેક પક્ષને સ્વીકારીને અન્યનું ખંડન કરે છે એમ ધીરોએ અમારી આગળ સારી રીતે વ્યાખ્યાન કરી જણાવ્યું છે. સંભૂતિ અને વિનાશ એ બેનો સંયોગ થતાં બેની સહાયથી વિનાશવડે મૃત્યુ તરીને સંભૂતિથી લોકો અમૃત પદને પામે છે.

અનુભવાર્થ—અસંભૂતિ અને સંભૂતિના અનેક અપેક્ષાએ અનેક અર્થ થાય છે. આત્માની પરમાત્મતા—પૂર્ણ શુદ્ધ બ્રહ્મદશા પ્રાપ્ત કરવામાં જે જે નિમિત્ત કારણો છે તે દેહ, પુણ્ય, સાત્વિક બુદ્ધિ, સાત્વિક ભક્તિ, સાત્વિકકર્મ, મનુષ્યજન્મ, વગેરે અસંભૂતિ છે, દેવલોકગતિ, આદિ અસંભૂતિ છે અને મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન તથા વ્રત, તપ, જપ, વ્યવહારચારિત્ર, નીતિ, છાદ્મસ્થિક આત્મલબ્ધિયો, અવધિજ્ઞાન અને મનઃ પર્યવજ્ઞાન, દેશ વિરતિ, સર્વ વિરતિ, ધ્યાન અને સમાધિ તે સંભૂતિ છે. મન, વાણી, કાયા, પુદ્ગલપર્યાય-રૂપ પ્રકૃતિ ઈત્યાદિ સર્વ વિનાશી હોવાથી અસંભૂતિ છે. આત્માને પરમાત્મદશા પ્રાપ્ત કરવામાં પુણ્યકર્મ, દેહ વાણી, લક્ષ્મી, સત્તા, સેવા ભક્તિ વગેરે જેટલાં નિમિત્ત કારણો છે તેનો જડપુદ્ગલ દ્રવ્યમાં

સમાવેશ થાય છે અને પુદ્ગલપર્યાયો છે તે વિનાશી અસંભૂતિ છે. મનુષ્યલોક, સ્વર્ગલોકનાં સુખ છે તે આત્માની અપેક્ષાએ અસંભૂતિ છે. મનુષ્યભવનાં અને સ્વર્ગનાં સુખ ક્ષણિક છે, પુણ્ય પણ ક્ષણિક છે. મનુષ્યગતિમાં મનુષ્યોને અને ચારનિકાયના દેવોને પુણ્યવડે અનેક પ્રકારનું પૌદ્ગલિક સુખ પ્રાપ્ત થાય છે. મનુષ્યભવમાં વાસુદેવ, બળદેવ, અને ચક્રવર્તિયોને પંચેન્દ્રિયવિષયભોગોનું અનેક પ્રકારનું સુખ હોય છે. મનુષ્યભવમાં સર્વથકી અનંતગુણ પુણ્યવંતતીર્થંકરભગવાન્ હોય છે તેમને પુણ્યાનુબંધી પુણ્યબંધના વિપાકથી અનંતગણુ પૌદ્ગલિકસુખ હોય છે. મનુષ્યો પૈકી કેટલાકસિદ્ધયોગીમુનિવરોને અનેક પ્રકારની લબ્ધિયો પ્રગટે છે, યોગથકી અષ્ટ સિદ્ધિયોની અને નવનિધિયોની પૌદ્ગલિક ઋદ્ધિઓ પ્રાપ્ત થાય છે અને તેથી પૌદ્ગલિક સુખનો પાર રહેતો નથી. પુણ્યના યોગે પુત્ર, સ્ત્રી, ધનઋદ્ધિ શરીરની ઉત્તમતા, આરોગ્યતા, બળબુદ્ધિ પરાક્રમની પ્રાપ્તિ થાય છે. પુણ્યથી કીર્તિ, પ્રતિષ્ટા, શાંતિ તથા ઇચ્છિતવસ્તુઓનો સંયોગ પ્રાપ્ત થાય છે. પુણ્યયોગે રાજા, ધનવંત, શ્રેષ્ટ વગેરેના કુળમાં જન્મ થાય છે. સાધુ સાધ્વીની સેવાભક્તિ કરવાથી તથા સાધુઓ, ઉપાધ્યાઓ, જ્ઞાનીઓ, ગુરૂઓને સુપાત્રદાન દેવાથી આત્માની સાથે પુણ્યનો બંધ થાય છે અને તે પુણ્યનો ઉદય થતાં અનેક પ્રકારનાં પૌદ્ગલિક સુખો મળે છે. દયા, દાન તપ, જપ, વ્રતાદિકથી શુભભાવયોગે પુણ્યનો બંધ થાય છે. હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, દારૂપાન, માંસ ભક્ષણ, દુષ્ટ કષાય, અને અધર્માચારથી પાપનો બંધ થાય છે, દેશવિરતિ અને સર્વવિરતિચારિત્રપાલનથી શુભાધ્યવસાયયોગે ( શુભપરિણામે ) પુણ્યનો બંધ થાય છે અને વિશેષપુણ્યથી દેવલોકનું આયુષ્ય બંધાય છે. તથા નિર્જરા થાય છે. દેવો ચાર પ્રકારના છે. ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષ અને વૈમાનિક, આ પૃથ્વી નીચે ભુવનપતિદેવો અને

દેવીઓનો વાસ છે, ભુવનપતિના દેવોના ભુવનો ઉપર વ્યંતરદેવો અને વ્યંતર દેવીઓનો વાસ છે. ચંદ્ર, સૂર્ય ગૃહ, નક્ષત્ર અને તારાઓ છે, તેઓનાં વિમાનો બાહરૂથી દેખાય છે તે વિમાનોમાં મનુષ્યાકાર જેવા દેવો અને દેવીઓ રહે છે. બુધ, બૃહસ્પતિ, શુક્ર, મંગલ વગેરે જયોતિષિદેવોના બાહિરૂથી દેખાતા વિમાનો મધ્યે જયોતિષીદેવો અને દેવીઓ છે. મનુષ્યલોકથી ઘણાં ઉંચાં બારદેવલોક છે, બાર-દેવલોકના વિમાનોની ઉપર નવગ્રૈવેયકનાં નવ વિમાનો છે તે પર પંચઅનુત્તર દેવોનાં પાંચ વિમાનો છે, પાંચ અનુત્તરવિમાનોપર સિદ્ધશિલા છે ત્યાં સિદ્ધોનો વાસ છે. દેવલોકના દેવો પૈકી કેઈ તીર્થંકર નામકર્મીઓનો મનુષ્યલોકમાં તીર્થંકર તરીકે અવતાર થાય છે અને તે ધર્મનો વારંવાર ઉદ્ધાર કરી તીર્થને સ્થાપે છે. સામાન્યમનુષ્યો કરતાં દેવોને અનંતગણું પૌદ્-ગલિકસુખ હોય છે. ઉપરઉપરના દેવોને કાયિકભોગો કરતાં માનસિકભોગસુખ અનંતગણું વિશેષ હોય છે. નવગ્રૈવેયક અને પાંચ અનુત્તરવિમાનના દેવોને ઉત્તરોત્તર શુક્લલેશ્યાનું પરમ-સાત્વિકપૌદ્ગલિકસુખ અનંતગણું હોય છે અને તે મનથકી ભોગવાય છે. કેક દેવોને મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન, સમ્યગ્દૃષ્ટિ હોય છે. અને કેટલાક મિથ્યાત્વી પણ હોય છે અનુત્તર વિમાનીદેવો સમકિતી છે તે વિનાના બાકીના દેવો કેટલાક સમકિતી હોય છે અને કેટલાક મિથ્યાદૃષ્ટિપણ હોય છે દેવલોકમાં રહેલા દેવો અને દેવીઓ પણ દેવલોકના પુણ્ય અને દેવગતિના આયુષ્યના ક્ષયથી મનુષ્યલોકમાં મનુષ્ય વગેરેના અવતારો ગ્રહણ કરે છે. પુનઃ પુણ્યકર્મ બંધ કરીને દેવલોકમાં જાય છે પુનઃ તેઓ મનુષ્યલોકમાં અવતરે છે. क्षीणेपुण्ये मृत्युलोकं विशन्ति તે દેવો દેવલોકમાંથી પુણ્યનો ક્ષય થતાં મનુષ્યલોકમાં આવે છે. દેવો વૈક્રિય દિવ્ય શરીરના ધારક હોય છે. દેવો અને દેવીઓ આકાશમાં

ઉડી જયાં જવું હોય ત્યાં જઇ શકે છે, અને સ્વેચ્છાનુસારે જેવાં જોઈએ તેવાં શરીરો ધારણ કરી શકે છે. દેવલોકનો કદાપિ નાશ થતો નથી. દેવલોકમાં દેવો અને દેવીઓ અનેક પ્રકારની ક્રીડા કરેછે. જેમ મનુષ્યોનું અત્યંત પુણ્યોદયથી દેવલોકમાં ગમન થાય છે તેમ કેટલાક મનુષ્યો અત્યંત પાપકર્મ કરીને નરકોમાં જાય છે. સાત નરકો છે. પહેલી નરકના નીચે બીજી એમ એક બીજાની નીચે સાતે નરકો છે. પહેલી કરતાં બીજી એમ ઉત્તરોત્તર નરકોમાં નારકી જીવોને અત્યંત દુઃખની વેદનાઓ થાય છે. ક્ષણ માત્ર પણ તે શાંતિ ભોગવી શકતા નથી. પશુપંખી જલચરજીવોમાં પાપની મુખ્યતાએ દુઃખફલનો ભોગ છે અને પુણ્યકર્મની ગૌણતાએ શાતાવેદની પણ હોય છે. મનુષ્યભવમાં પાપનો ઉદય સામાન્યતઃ ગૌણ હોય છે તેથી સામાન્યતઃ દુઃખ હોય છે અને મોટાભાગે પુણ્યનો ઉદય ભોગવવાનો હોય છે તેથી શાતાવેદનીય સુખની મુખ્યતા હોય છે તેમાં પણ સુખદુઃખ ભોગના અસખ્યભેદો તરતમયોગે પડે છે. તીર્થંકરો, ચક્રવવર્તિયો વગેરે ઉત્તમ મનુષ્યોનો સમૂહ પુણ્યફલ ભોગવે છે. અને પાપીમનુષ્યો તથા કેટલાકમનુષ્યો પાપના ઉદયથી દુઃખ ભોગવે છે. પુણ્યથી લાભ, કીર્તિ, સન્માન, અને સર્વ પ્રકારની પૌદ્ગલિક સુખની સામગ્રી મળે છે અને જયાં દુઃખ પડે એવા સ્થાનમાં જન્મ થાય છે અને દુઃખ પડે એવી સામગ્રીઓના સંયોગો અચાનક આવી મળે છે. પુણ્ય અને પાપની ચોભંગી છે. ૧ પુણ્યાનુંબંધી પુણ્ય, ૨ પુણ્યાનુબંધી પાપ, ૩ પાપાનુબંધી પુણ્ય,૪ પાપાનુબંધી પાપ. જે પુણ્યનો ઉદય ભોગવતાં પુણ્યનો બંધ થાય છે તે પુણ્યાનુબંધી પુણ્ય છે. જે જીવો વર્તમાનમાં પુણ્યના ઉદયથી વિદ્યા, લક્ષ્મી અને શરીરની આરોગ્યતાથી પંચેન્દ્રિય વિષયભોગોને ભોગવે છે. ( દુઃખ રોગ અશાંતિથી મુક્ત છે ) તે પુણ્યભોક્તાજીવો જાણવા. જે જીવો પુણ્યનો ઉદય ભોગવે છે અને વર્તમાનમાં દયા, દાન, પરોપકાર વ્રત,

તપ, સંયમ, સેવાભક્તિઆદિથી પુનઃ પુણ્ય બાંધે છે તેઓનું પુણ્યાનુબંધી પુણ્ય જાણવું. સમ્યગ્દૃષ્ટિ એવા પ્રભુભક્ત ધર્મીજીવો પુણ્યોદય ભોગવતા છતા પુનઃ પુણ્ય બાંધે છે તે પુણ્યાનુબંધી પુણ્ય છે. પુણ્ય ભોગવતાં છતાં પુણ્યનાં કર્મો કરવાં તે પુણ્યાનુબંધી પુણ્ય છે. જે મનુષ્યો વર્તમાનમાં પાપના ઉદયરૂપ દુઃખ ફલને ભોગવે છે. લક્ષ્મી, સત્તા, આરોગ્યવિદ્યા બુદ્ધિબલઆદિથી હીન હોય છે તેઓ સદ્ગુરૂ સંતસમાગમથી બોધ પામે છે, પુણ્ય ફલ અને પાપ ફલને જાણે છે, અધર્મ અને ધર્મને જાણે છે. **कर्मणा प्रेरितो गच्छत् स्वर्गं वाश्वभ्रमेवच ॥** કર્ણની પ્રેરણાથી જીવ સ્વર્ગમાં જાય છે. પુણ્યકર્મ પ્રેરણાએ સ્વર્ગમાં જાય છે અને પાપકર્મ પ્રેરણાએ નરકમાં જાય છે. કાંઇ આશંકા કરે કે વેદમાં સ્વર્ગ નરક નથી તેને સ્વર્ગાદિ માટે ઉપરની શ્રુતિનો આધાર છે. ઋગ્વેદની ગાયત્રીના મંત્રથી સ્વર્ગ નરકની સિદ્ધિ થાય છે. ॐ ३ **भूर्भुवः स्वस्तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्य धीमहि धियो योनः प्रचोदयात् ॥** હે પરમાત્મા તું ભુર્ ભુવર્ અને સ્વર્ અર્થાત્ સ્વર્ગલોકને કેવલજ્ઞાનથી વ્યાપનાર છે. સૂર્ય કરતાં શ્રેષ્ઠ છે અને દેવનું તેજ છે. હે પરમેશ્વર !!! ત્હારૂં અમે ધ્યાન ધરીએ છીએ. અમારી બુદ્ધિયોને ધર્મમાં પ્રેરો ! એ વેદ મંત્રથી સ્વર્ગાદિકની સિદ્ધિ થાય છે. દુઃખી મનુષ્યો ગુરૂનો ઉપદેશ શ્રવણ કરી એમ વિચારે છે કે જો અમે પૂર્વભવમાં પુણ્ય કર્યાં હોત તો આ ભવમાં સુખની સર્વ સામગ્રી પ્રાપ્ત થાત. રોગ, અનારોગ્ય, વિપત્તિ, પ્રતિકુલ સામગ્રી, લક્ષ્મી, અન્નાદિકનો અભાવ ઇત્યાદિ ખરેખર પાપના ઉદયથી છે એમ નિશ્ચય જાણીને તેઓ પશુપંખી મનુષ્યોની હિંસાનો ત્યાગ કરે છે, સર્વ જીવોની યથાશક્તિ દયા પાળે છે, સુપાત્ર ક્ષેત્રોમાં દાન વાપરે છે. સર્વજીવોને ધર્મમાં વાળવા માટે પુરૂષાર્થ કરે છે, સર્વજીવોના ભલામાટે મનવાણીકાયાથી પરમાર્થ કરે છે. અસત્યનો ત્યાગ કરીને સત્ય બોલે છે, ચોરી, વ્યભિચાર કર્મનો ત્યાગ કરે છે, અનેક

પ્રકારનાં તપ કરે છે, સંયમ પાળે છે, પ્રભુની અને સાધુગુરૂની ભક્તિ કરે છે, સર્વ કાર્યો કરતાં પ્રભુને હૃદયમાં રાખે છે. રોગી દુઃખીના રોગો ટાળવાના અને સર્વજીવોની શાંતિના ઉપાયોને યથાશક્તિ આચરે છે. દુર્ગુણ, દોષ, વ્યસનનો ત્યાગ કરવા પ્રયત્ન કરે છે. સંઘની સેવાભક્તિ કરે છે, અનીતિનો માર્ગ તજીને નીતિના માર્ગમાં વળે છે. દેશવિરતિ અને સર્વ-વિરતિયોગને સેવે છે તેમ છતાં કેંક આ ભવમાં તો પૂર્વ કર્મના ઉદયથી દુઃખ ભોગવે છે. દુનિયાના લોકો તો એમ જાણે છે કે **ધર્મીને ઘેર ધાડ અને પાપીના ઘેર કુશલ**, બિચારો ધર્મ કરે છે પણ પ્રભુ તેને દુઃખ આપે છે એમ અજ્ઞ મૂઢ લોકો કહે છે પણ તેઓ જાણતા નથી કે તે પુણ્યધર્મકર્મ કરે છે પણ પૂર્વભવના પાપકર્મના ઉદયથી હાલ તે અલાભ, અશાંતિ, સંકટવિપત્તિ રોગા-દિકથી દુઃખ ભોગવે છે. ઇશુને યાહુદી લોકોએ ફાંસી ચઢાવ્યો હતો, તે તેના પૂર્વભવનું પાપકર્મનું ફલ હતું, સાધુઓ, સંતો, મહાત્માઓ, ગૃહસ્થ, ભક્તો, વર્તમાનમાં રોગ વિપત્તિઆદિથી જે દુઃખ ભોગવતા દેખાય છે તે પૂર્વભવનાં પાપકર્મ ઉદયમાં આવ્યાં છે તેનું ફલ જાણવું, એવા પુણ્ય કરનારા અને વર્તમાનમાં અશાતા વેદનારાઓને પુણ્યાનુબંધીપાપ જાણવું. મિથ્યાદૃષ્ટિમાર્ગાનુસારી લોકો તથા સમ્યગ્જ્ઞાની મનુષ્યો વગેરે વર્તમાનમાં પાપની પ્રકૃત્તિઓના ઉદયને ભોગવે છે અને તેમ છતાં પુણ્યધર્મ કરે છે તેથી તેઓને પુણ્યાનુબંધી પાપ જાણવું. જે જીવો વર્તમાનમાં પુણ્યફલ ભોગવેછે. ઘરબાર, હવેલી, રાજ્ય, લક્ષ્મી, માન, સન્માન, અને ઇષ્ટ વસ્તુઓની સામગ્રીથી સુખ ભોગવે છે. રાજા, શહેનશાહ, શ્રીમંત, સેનાપતિ, પ્રધાન, પ્રજાના પ્રમુખઆદિ અધિકારસત્તાને ભોગવે છે. ધનધાન્યા-દિકવડે બાહ્યની શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ, કીર્તિ, જય, પ્રતિષ્ઠા પામે છે. ધન પુત્ર સ્ત્રી કુટુંબ પરિવારના યોગે જડાનંદમાં મગ્ન રહે છે. ચક્રવર્તી

વાસુદેવ આદિ મોટી પદવીઓને પામે છે. સર્વ પ્રકારની સાહિબી ભોગવે છે. આહાર વિહારથી સુખી જીંદગી ગાળે છે પણ તે પુણ્ય-ફલ ભોગવતા છતાં વર્તમાનમાં અનેક પ્રકારનાં પાપ કરે છે, પશુપંખી જલચર મનુષ્યોની હિંસા કરે છે. પશુપંખી વગેરેનો શિકાર કરે છે, માંસ માટે અનેક પ્રાણીઓને મારે છે, મરાવે છે અને અનુમોદે છે. રાજ્યલક્ષ્મી માટે અનેક પાપયુદ્ધો કરીને નબળાં મનુષ્યોને મારી નાખે છે. દારૂ, વ્યભિચાર, ચોરી, વગેરે પાપકર્મોને કરે છે. સ્વાર્થાદિકમાટે જૂઠું વદે છે, અને અનેક પ્રકારના પ્રપંચ, દગા, પાખંડો કરે છે. કુમારિકાઓ અને સતીઓનાં શીયલ લુંટે છે. નબળાં લોકોપર જૂલ્મ અન્યાય કરે છે. પ્રભુ સાધુ સંત ધર્મને માનતા નથી. અનીતિના વિચારો અને અનીતિનાં કર્મો કરવામાં પાપને માનતા નથી અને પુણ્યને માનતા નથી. ગરીબોનાં દુઃખો ટાળતા નથી, ક્રોધ, અહંકાર, કપટ, લોભ, કામ, નિંદા, આદિ દુષ્ટ વિકારોને સેવે છે. પુનઃ જન્મની માન્યતાના અભાવને માની નાસ્તિક બની પાપકર્મો કરવામાં જરા માત્ર પ્રભુથી ડરતા નથી, નિર્દય વિચારાચારમાં જેઓ મગ્ન રહે છે, તે વર્તમાનમાં પૂર્વભવના પુણ્યોદયથી જડસુખ ભોગવતા છતા વર્તમાનમાં પાપનો બંધ કરે છે તેથી તે પુણ્યને પાપાનુબંધી પુણ્ય કહેવામાં આવે છે. ગાઢ-મિથ્યાબુદ્ધિવાળા નાસ્તિક અજ્ઞાની જીવોને પાપાનુબંધી પુણ્ય હોય છે, તેઓ પુણ્યની શક્તિથી અધર્મબુદ્ધિયોગે પાપકર્મ બાંધી આગામી ભવમાં નરક તિર્યંચ અને અધર્મીમનુષ્યના કુલમાં જન્મી અનેક પ્રકારની પાપ પ્રકૃત્તિયોના ફલને ભોગવી દુઃખી બને છે. મિથ્યા-દૃષ્ટિયોગે પાપાનુબંધીપુણ્ય છે. વર્તમાનમાં ભોગવાતું તેવું પુણ્ય તે તમોગુણી અને રજોગુણી પુણ્ય જાણવું અને પુણ્યાનુબંધી પુણ્ય છે તેને સાત્વિકપુણ્ય જાણવું. પુણ્યનો અનુબંધ કરાવનારૂં એવું વર્તમાનમાં જે પાપ ભોગવાય છે તે સાત્વિકપાપ જાણવું.

પાપાનુબંધી પાપ છે તેને તામસિક અને રાજસિક પાપ અપેક્ષાએ જાણવું. જે પાપના ઉદયથી મનુષ્યો વગેરે વર્તમાનમાં અનેક પ્રકારે દુઃખ ભોગવે છે અને તે પાપ ભોગવતા છતા વર્તમાનમાં પુનઃ હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, દારૂપાન, વેશ્યાગમન. માંસ-ભક્ષણ, જૂલ્મ, અનીતિ, પાપયુદ્ધ, શિકાર, પ્રાણીઓની હિંસાના વ્યાપાર, અનેક મનુષ્યોનો નાશ થાય એવાં કુકર્મો, શિકારનો ધંધો, માછીગાર, કસાઇનો ધંધો આદિ ધંધા કરે છે તે પાપાનુબંધી પાપવાળા જીવો જાણવા. ઉત્કૃષ્ટ પુણ્ય અને ઉત્કૃષ્ટ પાપથી ઉત્કૃષ્ટ સુખ અને દુઃખ થાય છે. આ ભવમાં (આ જન્મમાં) કરેલું પુણ્ય અને પાપ કોઈ વખત આ જન્મમાં ઉદયમાં આવે છે અને તેથી સુખ દુઃખરૂપ ફલ ભોગવાય છે. દેશપુણ્યથી દેશને સુખ મળે છે અને દેશે કરેલા પાપથી દેશને દુઃખરૂપ ફલ ભોગવવું પડે છે. આ ભવમાં કરેલાં પુણ્યકર્મોનું અને પાપકર્મોનું પરભવમાં અવશ્ય ફલ ભોગવવું પડે છે. यतः **कृतकर्मक्षयोनास्ति कल्पकोटिशतैरपि । अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ॥** કૃત કર્મનો ક્ષય નથી, કલ્પકોટિ શતોવડે શુભાશુભ કર્મ અવશ્ય ભોગવવું પડે છે. **पुण्यं पुण्येन कर्मणा पापं पापेन कर्मणा**—એ બૃહદારણ્યકોપનિષદ્‌ની શ્રુતિથી પુણ્યકર્મવડે પુણ્ય થાય છે અને પાપવિચારોવડે અને પાપકર્મોવડે આત્માની સાથે પાપ બંધાય છે. સંપ્રતિ કરાતું એવું પુણ્ય અને પાપકર્મ તે ક્રિય-માણ કર્મ છે અને તે કર્મો જ્યાંસુધી આત્મામાં સત્તાએ કોઠીમાં ધાન્યની પેઠે જન્મોજન્મ પડી રહે છે ત્યાંસુધી તે સંચિત પુણ્યકર્મ અને પાપકર્મ કહેવાય છે, એ પુણ્યકર્મ અને પાપકર્મ જ્યારે ઉદ-યમાં આવી સુખદુઃખ ફળ આપવા તૈયાર થાય છે ત્યારે તે પ્રાર-બ્ધકર્મ, વિપાકકર્મ, ઉદયકર્મ તરીકે કહેવાય છે. જે કર્મોનું ફલ અવશ્ય ભોગવવું પડે છે તે નિકાચિતકર્મ, પ્રારબ્ધકર્મ કહેવાય છે. નિકાચિતકર્મના અસંખ્ય ભેદો છે. જઘન્ય અને મધ્યમ નિકા-

ચિતકર્મનો તપ, જપ, સંયમ, ભાવના, સમાધિ, સેવાભક્તિવ્રત અને જ્ઞાનોપયોગથી ક્ષય થાય છે, અને ઉત્કૃષ્ટ ભાંગે બાંધેલાં નિકાચિત-કર્મોને ભોગવ્યાવિના છૂટકો થતો નથી. ધર્મવડે પાપકર્મ કે જે સત્તામાં છે તેઓને પુણ્યરૂપે પરિણમાવી શકાય છે, અને ઉગ્ર અધર્મ પાપકર્મયોગે સંચિતપુણ્યને પાપરૂપે પરિણમાવી શકાય છે. જઘન્ય અને મધ્યમભાંગે બાંધેલા નિકાચિતશુભાશુભકર્મોદય પ્રારબ્ધનો ઉગ્ર સેવાભક્તિ વ્રત, તપ, જ્ઞાનથી ક્ષય કરી શકાય છે. આ વિશ્વમાં જે જીવો સુખી દેખાય છે તે પુણ્યના ઉદયથી છે અને જે જીવો દુઃખી દેખાય છે તે પાપોદયથી છે. પુણ્ય અને પાપવિના જીવોને સુખદુઃખનું કારણ અન્ય કોઈ નથી. કેટલાક કાલ પર્યંત પુણ્યોદય ભોગવાય છે અને એકદમ પાપોદય પ્રગટતાં સહસા દુઃખના સંયોગો પ્રાપ્ત થાય છે. પુણ્યથી અને પાપથી સુખદુઃખ થાય છે તેમાં અન્ય જીવો તો ફક્ત નિમિત્ત માત્ર હોય છે તેથી અન્યજીવોપર રાગદ્વેષ કરવો યોગ્ય નથી. કર્મ સહિત આત્મા તે ઇશ્વર છે. પુણ્ય પાપનો કર્તા આત્મારૂપ પ્રભુ છે અને તેનો ભોક્તા પણ આત્મારૂપ પ્રભુ છે. વ્યવહારનયની અપેક્ષાએ કર્મદેહરૂપ સૃષ્ટિનો કર્તા આત્મારૂપ પ્રભુ છે અને ભોક્તા આત્મા પ્રભુ છે. નિશ્ચય-નયની અપેક્ષાએ કર્મનો કર્તા કર્મ છે અને આત્મપર્યાયનો કર્તા આત્મા છે. પુણ્યપાપનાં સુખદુઃખરૂપ ફલ ભોગવવાં પડે છે ત્યારે કેટલાક લોકો કહે છે કે ઈશ્વરે સુખ આપ્યું અને ઇશ્વરે દુઃખ આપ્યું તે પણ આત્મારૂપ ઇશ્વરની અપેક્ષાએ વ્યવહારદૃષ્ટિએ સત્ય છે. આત્માથી ભિન્ન અન્ય કોઈ ઈશ્વર છે અને તે પોતાના આત્માને સુખદુઃખ કર્મ પ્રમાણે આપે છે તે કર્મરૂપ ઈશ્વરની અપેક્ષાએ સત્ય છે. અરિહંત મહાવીરદેવે કર્મ પ્રમાણે સુખદુઃખ થાય છે એવી જ્ઞાનાજ્ઞા ફરમાવી છે. પરમાત્માની જ્ઞાનાજ્ઞા પ્રમાણે સર્વદ્રવ્યોના ગુણપર્યાયની પ્રવૃત્તિ થાય છે તેમ પ્રભુએ પુણ્યપાપનું સુખદુઃખરૂપ ફલ દર્શાવ્યું છે તે

પ્રમાણે તેમની જ્ઞાનાજ્ઞા પ્રમાણે સર્વત્ર સુખ અને દુઃખને શુભાશુભ કર્મોદય પ્રમાણે જીવો ભોગવી રહ્યા છે એવી જ્ઞાનાજ્ઞા પ્રમાણે સર્વજ્ઞ પરમાત્મા મહાવીરદેવ છે તે સર્વજીવોના સુખદુઃખના કર્તા છે એવી અપેક્ષાવિના અન્યરીત્યા સર્વજીવોને કોઇ કંઈ કર્મ લગાડતો નથી અને કર્મ પ્રમાણે સુખદુઃખ ભોગવવામાં અન્ય કોઈ ઇશ્વર પ્રેરક બનતો નથી એમ ભગવદ્ગીતાના પાંચમા અધ્યાયમાં પ્રતિપાદન કર્યું છે. કર્મનો કર્તા પણ આત્મા છે અને કર્મનો હર્તા પણ આત્મા છે. જગતનું કર્તાપણું ઈશ્વરમાં જે આરોપાય છે તે ઔપચારિકદૃષ્ટિથી પ્રભુમાં ભક્તની ભક્તિ પ્રથમ સ્થિર કરવા માટે છે પણ વસ્તુતઃ સત્ય નથી. કર્મરૂપ પ્રકૃતિ અને આત્મારૂપ પુરૂષ—પરમેશ્વર બન્ને અનાદિકાલથી છે તેથી જગત્રૂપ પ્રકૃતિનો કર્તા આત્મા છે એમ સિદ્ધ થતું નથી. જડદ્રવ્યરૂપ પ્રકૃતિ અને આત્મા બન્ને અનાદિકાલથી છે. વેદમાં પણ अजामेकांलोहितांशुक्लवर्णां એમ પ્રકૃતિને અજા અર્થાત્ કોઈ અન્યથી ઉત્પન્ન ન થએલી એવી પ્રતિપાદી છે. તેથી આત્મા અને કર્મ પ્રકૃતિ બન્ને અનાદિકાલથી છે. અનાદિકાલ પ્રવાહની અપેક્ષાએ કર્મનો કર્તા આત્મા છે, શુભાશુભકર્મની શક્તિ પણ આત્મારૂપ ઈશ્વર સરખી છે તેથી કર્મને ઈશ્વર તરીકે રૂપકથી ગણીને કર્મ તેજ ઈશ્વર છે તે સુખદુઃખ તેની મરજી પ્રમાણે આપે છે એમ રૂપકાલંકારથી ઈશ્વરનું કર્મફલસુખદુઃખદાતૃત્વકતૃત્વ અપેક્ષાએ જાણવું. જગત્માં જીવો અને શુભાશુભ કર્મો ક્ષીરનીરનીપેઠે આતપ્રોત જણાય છે. ચારનિકાયનાદેવો પુણ્યનું ફલ સુખ વેદે છે. સમ્યગ્દૃષ્ટિદેવોને પુણ્યાનુબંધીપુણ્ય હોય છે. પુણ્ય બેતાલીશ પ્રકારે ભોગવાય છે અને બ્યાસી પ્રકારે સંચિતકરેલું પાપકર્મ ભોગવાય છે, તેનો વિશેષ વિસ્તાર નવતત્ત્વ અને કર્મગ્રન્થાદિશાસ્ત્રોમાં છે. પુણ્યનું અને પાપકર્મનું જેટલું બ્યાન જૈનશાસ્ત્રોમાં છે તેટલું અન્ય કોઇ

શાસ્ત્રોમાં નથી. દેવો મનવાણી અને કાયાથી પુણ્યોદયને-શાતાવેદની-યને ભોગવે છે તેથી તેઓનાં પલ્યોપમ અને સાગરોપમનાં આયુષ્ય પણ ક્ષણની પેઠે ચાલ્યાં જાય છે, અને તે આયુષ્યકાલના વહનને જાણતા નથી. દેવોને તેજોલેશ્યા, પદ્મલેશ્યા અને શુકલલેશ્યા હોય છે તે લેશ્યાઓનો મનની સાથે સંબંધ હોય છે તેથી તેઓ પુણ્યકર્મદલિકોને મનદ્વારા અનેકપ્રકારની શુભેચ્છાઓવડે ભોગવે છે. તેઓને પૌદ્ગલિક આનંદનો પાર નથી. તેઓ મનની ઇચ્છાદ્વારા ભોગો ભોગવે છે. ઈશાન નામના બીજા દેવલોકના દેવોપર્યંત કાયિક-ભોગ વર્તે છે. તપ સંયમવ્રત દયાદાન શુભભાવના તથા દેવગુરૂની સેવાભક્તિ તથા ધર્મની આરાધનાવડે મનુષ્યો દેવલોકમાં દેવો તરીકે ઉપજે છે. કર્મદ્વારા ચારગતિમાં જન્મ લેવો તે માર્ગને અધ્યાત્મદૃષ્ટિએ દક્ષિણાયન કહેવામાં આવે છે અને કેવલજ્ઞાનરૂપ સૂર્યમાર્ગથી અર્થાત્ કેવલજ્ઞાનના ઉપયોગથી મોક્ષમાં જવું તેને ઉત્તરાયન કહેવામાં આવે છે. સિદ્ધ પરમાત્મદેવ થવા માટે જ્ઞાનરૂપ સૂર્યમાર્ગ છે. ચારે પ્રકારના દેવો પુણ્યોદય ભોગવવામાં ગુલ્તાન હોય છે, તેથી તેઓ તપ સંયમ કરી શકતા નથી પણ દેવો, તીર્થંકરોની સેવાભક્તિ, યાત્રા, સાધુઓ જ્ઞાની બ્રાહ્મણો સંઘ, વગેરેને ધર્મ માર્ગ-માં સહાય આપીને નવું પુણ્ય બાંધી શકે છે. અનંત પરમાણુઓનો સ્કંધ બને તે અનંતાણુક કહેવાય છે એવા અનંતાને અનંતીવાર ગુણીએ અને તેને અનંતીવાર ગુણીએ ત્યારે એટલા સ્કંધોની વર્ગણા તે કલ્પનાએ માનો કે ઔદારિક શરીરને લેવા યોગ્ય વર્ગણા થાય છે તેથી તેટલા પરમાણુઓની સ્કંધોની વર્ગણા તે ઔદા-રિક વર્ગણા જાણવી, તેથી અનંતાનંત પરમાણુઓના સ્કંધોની વૈક્રિય વર્ગણા બને છે અને તે વૈક્રિયશરીરને ગ્રહવા યોગ્ય વર્ગણા બને છે તેથી અનંતાનંત પરમાણુસ્કંધની વર્ગણાને આહારક વર્ગણા છે તેથી આહારક શરીર બને છે, તેથી અનંતપરમાણુસ્કંધ બને છે તે

તૈજસ વર્ગણા છે તેનાથી તૈજસ શરીર બને છે. તે વર્ગણાથી અનંતગુણ અનંતપરમાણુસ્કંધની વર્ગણાની ભાષા વર્ગણા બને છે, તેનાથી અનંતગુણાધિક પરમાણુસ્કંધની શ્વાસોચ્છ્વાસ વર્ગણા બને છે તેનાથી અનંતગુણ સ્કંધોની મનોવર્ગણા બને છે, તેનાથી દ્રવ્ય મન બને છે. તેનાથી અનંતગુણાધકસ્કંધની કાર્મણ વર્ગણા બને છે તે કર્મવર્ગણાઓને આઠકર્મ તરીકે ગ્રહણ કરવામાં આવે છે. આઠે કર્મવર્ગણાઓ ચઉદરાજલોકમાં સર્વત્ર વ્યાપી રહી છે. એક વર્ગણાથી બીજી વર્ગણાની અંતર્માં એમ સર્વવર્ગણાઓની અંતર્માં અનંતી અગ્રહણ યોગ્ય વર્ગણાઓ છે કે જે વર્ગણાઓને જીવો ગ્રહી શકતા નથી. જીવોને લાગેલી વર્ગણાઓ તે સંચિત્ત વર્ગણાઓ છે અને જે વર્ગણાઓ વર્તમાનમાં વર્તતા જીવોથી ભિન્ન છે તે અચિત્ત વર્ગણાઓ છે. પરમાણુમાં વર્ણગંધ રસ અને સ્પર્શ છે. પરમાણુ રૂપી છે. પરમાણુઓના અને પરમાણુઓના સ્કંધોના બનેલા પર્યાયો સર્વે પુદ્ગલદ્રવ્યરૂપ છે. પુદ્ગલદ્રવ્ય જડ છે. પાંચ પ્રકારના શરીરો છે તે પુદ્ગલ પરમાણુઓના સ્કંધોની વર્ગણાઓથી બનેલાં છે. પરમાણુને સાક્ષાત્ દેખવાને માટે કેવલજ્ઞાની સમર્થ છે. વર્ણગંધ રસ અને સ્પર્શ જેનામાં છે તે રૂપી પુદ્ગલદ્રવ્ય મૂર્ત છે અને પરમાણુથી ભિન્ન, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, આત્માઓ અને કાલ અરૂપી અમૂર્તદ્રવ્ય છે. ધર્માસ્તિકાયદ્રવ્યને પ્રભુ મહાવીરે કેવલજ્ઞાનથી દેખ્યું છે તે અરૂપી અસંખ્ય પ્રદેશી છે અને તે આત્મા અને પુદ્ગલને ગમન કરવામાં નિમિત્ત કારણરૂપે સહાયી થાય છે. અધર્માસ્તિકાયદ્રવ્ય, અસંખ્ય પ્રદેશી અને અરૂપી છે તે પદાર્થોને સ્થિર થવામાં નિમિત્ત સહાયક બને છે. ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ બે ચઉદરાજલોકમાં વ્યાપક છે. લોકાકાશના એકેક પ્રદેશે ધર્માસ્તિકાયનો અને અધર્માસ્તિકાયનો એકેક પ્રદેશ રહ્યો છે. આકાશદ્રવ્ય છે તે અન્યદ્રવ્યોને પોતાનામાં રહેવાને

અવકાશ આપે છે. લોકાકાશ અને અલોકાકાશ એમ લોકાકાશના બે ભેદો છે, લોકાકાશ અસંખ્ય પ્રદેશી છે અને અલોકાકાશના અનંત પ્રદેશ છે. કાલદ્રવ્યના પ્રદેશ નથી, કાલદ્રવ્ય ઔપચારિક છે. વસ્તુતઃ પાંચે દ્રવ્યની ઉત્પાદવ્યયની વર્તનાને કાલ કહે છે. પંચાસ્તિકાયરૂપ ચઉદરાજલોક છે. અન્ય દ્રવ્ય કરતાં આત્મા અને પુદ્ગલદ્રવ્ય એ બેનો આત્માને છદ્મસ્થદશામાં વિશેષ અનુભવ આવે છે, પુદ્ગલ કે જે આંખે દેખી શકાય છે તે પુદ્ગલપર્યાયો દૃશ્ય છે અને જે આંખે દેખી શકાતા નથી તે અદૃશ્ય કહેવાય છે. પુદ્ગલદ્રવ્યનો આત્માની સાથે અનાદિકાલથી સંયોગ છે. આત્માની સાથે જે શુભ પરમાણુસ્કંધ કર્મવર્ગણાઓનો જથ્થો લાગે છે તે સંસારિક સુખમાં નિમિત્ત કારણરૂપે થવાથી પુણ્ય કહેવાય છે અને જે અશુભ કર્મો લાગે છે કે જે કર્મોથી દુઃખ ભોગવાય છે તે પાપ કહેવાય છે. અશુભ રાગના વિચારોથી અને તેવી કાયાવાણીની પ્રવૃત્તિથી પાપકર્મનો આત્માની સાથે બંધ પડે છે અને શુભ વિચારોથી તથા કાયાવાણીની શુભ પ્રવૃત્તિથી તથા પ્રશસ્યરાગદ્વેષથી શુભકર્મ, પુણ્યકર્મ બંધાય છે તેથી બેતાલીશ પ્રકૃતિ ભોગ્યરૂપ થાય છે. બ્યાસી પ્રકારે પાપકર્મની પ્રકૃતિયોનો ઉદય થાય છે. સંસારમાં જે જીવો અનેક પ્રકારનાં સુખો ભોગવે છે તે પુણ્યોદયથી છે અને જે જીવો દુઃખો ભોગવે છે તે પાપકર્મના ઉદયથી છે, પુણ્યકર્મ છે તે સુવર્ણની બેડી સમાન છે અને પાપકર્મ છે તે લોહની બેડી સમાન છે. પુણ્યકર્મ છે તે છાયા સમાન છે અને પાપકર્મ તાપ સમાન છે. પુણ્યકર્મથી દેવોનો અને મનુષ્યોનો અવતાર છે. પુણ્યથી અનેક પ્રકારની ધર્મની સામગ્રી મળે છે. દુનિયાની સર્વોચ્ચપદવીઓની પ્રાપ્તિ પણ પુણ્યથી થાય છે. ઈન્દ્ર ચન્દ્રાદિકની પ્રાપ્તિ પણ પુણ્યથી છે. દેવગુરૂધર્મની પ્રાપ્તિ પણ પુણ્યાનુબંધી પુણ્યોદયથી થાય છે, દેવલોકમાં દેવોને અને દેવીઓને

અનેકધા દિવ્ય શરીર સંબંધી સુખો હોય છે. મનુષ્યલોકમાં મનુષ્યો અનેકધા ઔદારિક ભોગોદ્વારા સુખોને ભોગવે છે. ચક્રવતી, વાસુદેવો, અને તીર્થંકરોને અનંતગુણ વિશેષ પૌદ્ગલિક સુખોનો ભોગ છે. પૌદ્ગલિક સુખો લેવાને માટે મનુષ્યો રાજ્ય, લક્ષ્મી, વિદ્યા, કલા વગેરેને ગ્રહે છે. સંસારમાં જડપૌદ્ગલિકસુખોની પ્રાપ્તિમાટે સર્વ પ્રકારના ઉપાયોને મનુષ્યો આદરે છે. વસ્ત્ર, અહાર, પાન, હવા વગેરેને સુખાર્થે ગ્રહણ કરે છે. પુરૂષો અને સ્ત્રીઓ સુખને માટે લગ્ન કરી ઘર માંડે છે. તાઢ તાપ દુષ્કાલ વગેરે પ્રસંગોમાં પુણ્યવંત જીવો શાતા વેદની ભોગવે છે. દેવલોકના દેવો અને દેવીઓ પણ આનંદમાં જીવન વ્યતીત કરે છે. પુણ્યવિના મોક્ષનાં કારણો જેવાં કે મનુષ્યભવ, ઉત્તમકુલ, આર્ય ક્ષેત્ર, ગુરૂની જોગવાઈ, શારીરિક આરોગ્ય, ધર્મ શ્રવણ, દેવગુરૂ ધર્મની ભક્તિ વગેરે મળતાં નથી. મનુષ્ય શરીર મળવાથીજ મોક્ષ થાય છે, માટે પુણ્યની કરણી કરવી. પુણ્યનાં કાર્યો કરવાં એમ પુણ્યવાદીઓ માને છે અને પુણ્યવાદીઓ કહે છે કે—આ સંસારમાં પુણ્યફલ જે સુખ છે તે જ્યાં ત્યાં મનુષ્યો વગેરેમાં પ્રત્યક્ષ દેખાય છે અને પાપનું ફલ દુઃખ છે તે પણ જ્યાં ત્યાં જીવોમાં પ્રત્યક્ષ દેખાય છે, માટે પુણ્યકર્મો કરવાં અને પાપકર્મો ત્યજવાં એમ પુણ્યવાદીઓ કહે છે. તેમજ પુણ્યવાદીઓ કહે છે કે દેહ અને ઇન્દ્રિયના ભોગોથી સુખ પ્રત્યક્ષ થાય છે તે અનુભવાય છે. મોક્ષનું સુખ છે તે કાયા મનથી ભિન્ન છે તેનો અનુભવ આવતો નથી અને પુણ્યોદયથી થતા સુખનું તો પ્રત્યક્ષ વેદન થાય છે માટે પુણ્યથી થતું સુખ તે સુખ છે તેની પ્રાપ્તિ માટે પુણ્યકર્મો કરવાં. પ્રત્યક્ષ દેખાતા પુણ્યફલ સુખનો ત્યાગ કરીને આત્માનું અતીન્દ્રિય સુખ મેળવવા શ્રદ્ધા રાખવી અને પ્રત્યક્ષ દેખાતા સુખનો ત્યાગ કરવો તે ભ્રાંતિ અજ્ઞાનતા મૂર્ખાઈ છે, જે આત્મિક સુખનો અનુભવ આવતો નથી તે માટે વિશ્વાસ પણ

રહે નહીં. પાંચે ઈન્દ્રિયોના સાનુકુલ વિષયોના ભોગથી સુખ થાય છે તેનો ત્યાગ કરી ચારિત્ર ગ્રહવું. મુનિ થવું, વૈરાગી બની વનમાં રહેવું, ભિક્ષા માગી જીવવું. આત્માના સુખમાટે વિશ્વાસ રાખવો અને પ્રત્યક્ષ દૈહિકસુખનો ત્યાગ કરવો તે કેવલ મૂર્ખાઈ છે. પૌદ્ગલિકસુખની પ્રાપ્તિમાટે પુણ્યકાર્યો કરવાં. વિદ્યા, લક્ષ્મી, સત્તા વગેરેની ઉપાસના કરવી તેજ સત્યપ્રવૃત્તિ છે. ઈશ્વરને માનવો અને ઈશ્વરે મનુષ્યોને પાચે ઈન્દ્રિયોના વિષય સુખ ભોગવવા માટે આજ્ઞા આપી છે અને પ્રત્યક્ષ સુખ તેજ સુખ જણાવ્યું છે માટે પ્રત્યક્ષસુખ માટે પુણ્યકર્મો કરવાં એમ પુણ્યવાદીઓ કહે છે અને વ્યવહારનયની મુખ્યતાએ એકાંતે શુભપુણ્યકર્મો અને પ્રત્યક્ષ દેખાતા શારીરિકજડસુખને માને છે તે સુખ ભોગવવામાંજ મનુષ્ય જન્મની ઇતિ કર્તવ્યતા સ્વીકારે છે તેવા પુણ્યવાદીઓ એકાંતપુણ્યકર્મસુખની ઉપાસના કરનારા જાણવા. કેટલાક એકાંતઅક્રિય આત્મસુખવાદીઓ કહે છે કે, દેવલોકનાં દેવોનાં સુખ અને ચક્રવર્તી વગેરે મનુષ્યોનાં પ્રત્યક્ષ જડસુખ ક્ષણવિનાશી છે. ક્રિયા કરવાથી કર્મ છે. કોઈપણ પ્રકારની ધાર્મિકક્રિયા વા શુભ ક્રિયા—કર્મ કરવાથી પુણ્ય બંધાય છે. પુણ્ય જડ છે અને જડ સુખાર્થે જે ક્રિયા કરવી તે અજ્ઞાન છે. જડપુણ્યસુખ તે અનિત્ય ક્ષણિક હોવાથી અસંભૂતિ છે. આત્માવિના સર્વ અસંભૂતિ છે. ચારિત્ર આત્માની લબ્ધિયો તે સંભૂતિ છે. ત્યાગ માર્ગ તે સંભૂતિ છે. સર્વ સંન્યાસ તે સંભૂતિ છે. અષ્ટસિદ્ધિયો તે સંભૂતિ છે. પુણ્ય સદાકાલ રહેતું નથી. એકાંતનિશ્ચયવાદીઓ એ પ્રમાણે પુણ્ય સુખ વગેરેને અસંભૂતિ કહે છે. તેઓ દયાદાન સેવાભક્તિ ઉપાસનાનું ખંડન કરે છે. તેઓ એમ માને છે કે દયાદાન સેવાભક્તિ વગેરે પ્રવૃત્તિથી પુણ્ય થાય છે અને પુણ્યથી જન્મમરણની પરંપરા થાય છે. એકાંત અક્રિય નિશ્ચયવાદીઓ આત્માની તથા આત્મા

અને પુણ્યની મિશ્રલબ્ધિયોમાં એકાંત આસક્ત થાય છે અને ધર્મના કારણોની પ્રવૃત્તિયોનું સેવન કરવાને બદલે ધર્મપ્રવૃત્તિયોનું ખંડન કરે છે. નિશ્ચય આત્માની પ્રાપ્તિની હેતુભૂત જે ધર્મકર્મપ્રવૃત્તિયો કે જે પગથિયારૂપ છે તેનો અધિકાર પોતાને છે તો પણ સ્વાધિકાર ધર્મક્રિયાકર્મોનો ત્યાગ કરીને હજી પોતાને માટે જે માર્ગનો અધિકાર નથી તેમાં આસક્તિ રાખીને સ્વકર્ત્તવ્ય નિમિત્ત ધર્મપ્રવૃત્તિથી ભ્રષ્ટ થાય છે અને અન્યોને એકાંત શુષ્કજ્ઞાનનો ઉપદેશ આપીને ભ્રષ્ટ કરે છે. અક્રિય આત્મસુખવાદીઓ અક્રિયાવાદરૂપ પોતાના મતમાં એકાંતે આસક્ત થાય છે. તેઓ આત્માનું સુખ પ્રગટાવવાના નિમિત્ત કારણોને અને ઉપાદાનકારણને પણ સેવતા નથી. આ પ્રમાણે **અસંભૂતિની** અને **સંભૂતિની** ઉપાસનાનો વાસ્તવિક પ્રસ્તાવ કે જે આ મંત્રમાં છે તે હવે વર્ણવાય છે. પ્રભુ સર્વજ્ઞ મહાવીરદેવ કહે છે કે—પૌદ્‌ગલિક સુખમાટે સર્વથા એકાંતદૃષ્ટિધારક અને એકાંત પૌદ્‌ગલિકસુખની ઉપાસના કરનાર પણ મિથ્યાજ્ઞાનરૂપ અંધકારમાં પ્રવેશ કરે છે અને વ્યવહારનયની કર્તવ્યતાનો અધિકાર છતાં નિમિત્ત ધર્મ કારણોને ઉત્થાપી અધિકારવિના આત્મસુખની એકાંત માન્યતામાં આસક્ત થનારાઓ પણ તેથી વિશેષ અજ્ઞાનરૂપ અંધકારમાં પ્રવેશ કરે છે, કારણ કે બન્ને પક્ષવાદીઓ એકાંતદૃષ્ટિના આગ્રહથી પરસ્પરની સાપેક્ષતારૂપ અધિકારતાને અવબોધી શકતા નથી. સર્વજ્ઞ મહાવીરપ્રભુ કહે છે કે અપેક્ષાએ પુણ્યની પણ ઉપયોગિતા છે, તથા જે ધર્મકર્મો કરવાથી પુણ્ય વગેરે થાય છે એવાં દયાદાન પ્રભુ પૂજન સેવાભક્તિ કર્મો કરવાં જોઇએ. પુણ્યકર્મો કરતાં કરતાં મોક્ષ નજીકનાં ચારિત્ર તપ સંયમ સદ્‌ગુરૂ બોધઆદિ જોગવાઈ મળે છે. મોક્ષ માટે ધર્મ કર્મ પ્રવૃત્તિ કરવી જોઇએ, આવી અપેક્ષા લક્ષ્યમાં રાખીને સ્વાધિકારે દયાદાન સેવા પૂજાદિ ધર્મ કર્મ પ્રવૃત્તિ

પોતાની મેળે હેઠે પડે છે તેમ પુણ્યધર્મ પ્રવૃત્તિઆદિ કરણી કરતાં અને આત્મજ્ઞાનાદિથી મોક્ષદશા થતાં—પાકતાં અસંભૂતિની ઉપાસના સહેજે છૂટી જાય છે. પહેલી ચોપડી ભણનાર પહેલી ચોપડી બીજી વગેરેનો ત્યાગ કરી એમ. એ, ના કલાસની આસક્તિ રાખે તો તે જેમ અજ્ઞાનતમમા પ્રવેશ કરે છે તેમ જેઓ સંભૂતિના રાગી બની અર્થાત ચિદાનંદરૂપ સંભૂતિના રાગી બનીને સંભૂતિનાં કારણોનો ત્યાગ કરે છે તે અજ્ઞાની છે. શુદ્ધાત્મસ્વરૂપનો આવિર્ભાવ તે સંભૂતિ છે તેના હેતુઓ પણ અપેક્ષાએ સંભૂતિ છે માટે સંભૂતિની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો પણ સંભૂતિની આસક્તિ ન કરવી. આસક્તિ તે મોહરૂપ છે. સંભૂતિનો મોહ ન કરવો. આસક્તિ તે પ્રવૃતિ માયા કર્મરૂપ છે અને સંભૂતિ તે પુરૂષ, બ્રહ્મ, આત્મારૂપ છે. આત્માની પૂર્ણ શુદ્ધતાની પ્રાપ્તિનું ધ્યેય લક્ષ્યમાં રાખીને અસંભૂતિનો સાધનતરીકે ઉપયોગ કરવો અને એવી રીતે અસંભૂતિની ઉપાસના કરવાથી નિષ્કામ વૃત્તિ થાય છે અને નિષ્કામવૃત્તિથી સર્વજીવોની તથા પ્રાણીઓની દયા કરવાથી દાન પરોપકાર સેવાભક્તિ કર્મ કરવાથી આત્માની શુદ્ધિ થાય છે. સંસારની સર્વ પુણ્યધર્મની પ્રવૃત્તિ છે તે મોક્ષરૂપ મહેલપર આરોહવા માટે નિ:સરણીના પગથીયા જેવી છે. અસંભૂતિ છે તે સંભૂતિને પ્રાપ્ત કરવામાં નિઃસરણીનાં પગથિયાં જેવી છે. અંસભૂતિને અર્થાત્ સાંસારિક પુણ્ય અને દેહાદિને સાધન તરીકે જાણવું પણ તે સાધ્યરૂપ માની તદર્થે જીવવું તેજ અજ્ઞાન છે અને સંભૂતિમાં આસક્ત બનીને સાધન ધર્મ વ્યવહાર કે જે પુણ્યાદિ ધર્મ કરણીરૂપ છે તેનો ત્યાગ અધિકાર દશા પ્રાપ્ત કર્યાવિના ત્યાગ કરવો તે અજ્ઞાન છે. બંનેને સાધનસાધ્યની બુદ્ધિએ જાણવાં અને સ્વાધિકારદશાએ પ્રવૃત્તિ કરવી તે સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ક્રિયા છે. પુણ્યકર્મોને પણ મોક્ષની ઇચ્છા મનમાં રાખી મોક્ષાર્થે નિષ્કામપણે કરવાં. આત્માની પરમાત્મદશાની ઉત્તરોત્તર શ્રેણિના અનુક્રમે આત્માની શુદ્ધિ તથા પ્રાપ્તિ

થાય છે. **ववहारो पुण्णकारणोवुत्तो**–પુણ્યનું કારણ વ્યવહારધર્મ પ્રવૃત્તિ છે. ગૃહસ્થદશામાં સ્વાધિકારે ધર્મવ્યવહારપ્રવૃતિ કરવી જોઇએ. અસંભૂતિદ્વારા સંભૂતિના પ્રાપ્તિ થાય છે ગૃહસ્થદશાની મુખ્ય કર્મ પ્રવૃત્તિ તે અસંભૂતિરૂપ છે અને ત્યાગદશા તે સંભૂતિ પ્રાપ્તિમાં મુખ્યહેતુભૂત હોવાથી સંભૂતિ સાધનરૂપ છે. ગૃહસ્થદશામાંજ સુખ છે એમ માની ગૃહસ્થધર્મનીજ ઉપાસના કરવી અને પરમાત્મપદ પ્રાપ્ત કરવાનું સાધનત્યાગાદિ ન જાણવું, ન માનવું તે અજ્ઞાનરૂપ અંધકારમાં પ્રવેશ કરવા જેવું છે. સંભૂતિમાટે મુખ્ય સાધનરૂપ સંભૂતિ જાણીને એકદમ તેના રાગી બનીને ત્યાગીની દશાને લાયક ન હોવા છતાં ત્યાગી બનવામાં આસક્તિ ધરવી અને ગૃહસ્થદશાનો ત્યાગ કરવો તે પણ વિશેષ અજ્ઞાનરૂપ અંધકાર છે એમ સાપેક્ષાજ્ઞાને જાણવું. એક બાજરીનો સાંઠો થાય છે તેનાપર બાજરીયું થાય છે તેમાં બાજરીના દાણા થાય છે. પાકેલા બાજરીના દાણા સમાન સંભૂતિ છે તથા બાજરીયા સમાન સમાન સંભૂતિ છે. સાંઠા સમાન અસંભૂતિ છે તથા કૃષિસમાન અસંભૂતિ છે. ક્ષેત્ર, ખેડ, ખાતર અને તેને લગતી સર્વ ઉપયોગી પ્રવૃતિ સમાન અસંભૂતિ છે. આત્માની અષ્ટ સિદ્ધિયો પચ્ચાશ લબ્ધિયો સર્વે બાજરીના સમાન છે, અને બાજરીના દાણા સમાન શુદ્ધાત્મા પરબ્રહ્મ છે. મનુષ્યભવ, દેવભવ, અને મનુષ્ય સ્વર્ગ સંબધી વૈભવો અને સુખ તે બાજરીના સાંઠાના રસ સમાન છે. બાજરીનો સાંઠો થયા બાદ બાજરીયું થાય છે. બાજરીના સાંઠા સમાન અસંભૂતિની ઉચ્ચભૂમિકાઓને સાધી પસાર કર્યા પછી આત્માના સાક્ષાત્કારરૂપ સંભૂતિની પ્રાપ્તિ થાય છે, તે પહેલાંની સર્વ સાધન ધર્મદશાઓ છે તે સેવા, કર્મયોગ, ભક્તિ, ઉપાસના, દયા, દાન, સાધુ સેવા, દેવ ગુરૂપૂજા, શાસ્ત્રાભ્યાસ, પરોપકાર કર્મો, પુણ્યકારક સર્વ ઉપયોગી પ્રવૃત્તિ, દેવો અને દેવીઓની આરાધના ઇત્યાદિ સર્વવ્યવહારધર્મ પ્રવૃત્તિ તે અસંભૂતિ છે અને સર્વ ધર્મ

પ્રવૃત્તિનું શુદ્ધ પરમાનંદરૂપફલ તે નિવૃત્તિરૂપ અસંભૂતિ છે. બાજરીને બાજરીના દાણામાટે વાવવી તે સંભૂતિરૂપ સાધ્યાપેક્ષારૂપ સાધન અસંભૂતિ વ્યવહાર છે. બાજરીના દાણામાટે આસક્ત થવું પણ બાજરી થવાની સર્વપ્રવૃત્તિરૂપ અસંભૂતિનો ત્યાગ કરવો તે વિશેષ અજ્ઞાન છે. આવી સ્યાદ્વાદ પ્રવૃત્તિવાળો તે શુક્લ પાક્ષિક છે અને આવી સાધનધર્મ્યપ્રવૃત્તિનો ત્યાગનાર કૃષ્ણ પાક્ષિક છે. બાજરીના દાણા સમાન સંભૂતિ છે પણ બાજરીના સાંઠા જેવી અસંભૂતિની ઉપાસના કર્યા વિના બાજરી પમાય નહીં. બાજરીના સાંઠા સમાન એકલા સ્વર્ગમાનવ સંબંધી સુખો માટે એકલા પુણ્યની ઉપાસના, અર્થાત્ સેવના કરવી તે અજ્ઞાનરૂપ અંધકારમાં પ્રવેશ છે પણ બાજરીમાટે બાજરી વાવવામાટે સર્વ સાધન પ્રવૃત્તિ સેવતાં સાંઠા સમાન સ્વર્ગ અને મનુષ્યભવની પદવીઓ તો અવશ્ય મળે છે. દેવનાં અને મનુષ્યનાં સુખો તો અવાંતરફળ સમાન છે. દાણા પાકતાં પહેલાં ઘાસ તો અવશ્ય થાય છે એમ સાધ્યનો નિર્ણય કરીને જેઓ પરમાત્મપદરૂપસંભૂતિની ઉપાસના કરે છે પણ તે પહેલાં અસંભૂતિરૂપ સેવા, ભક્તિ, ઉપાસના, દયાદાન, પરોપકાર, પુણ્યકર્મ વ્રત, તપ, જપ, આદિ સર્વને સ્વાધિકારે સેવે છે તે અસંભૂતિનાં કરોડો પગથિયાંપર આરોહીને અને સંભૂતિનાં છેવટનાં સેંકડો પગથિયાં પસાર કરીને શુદ્ધ સંભૂતિરૂપ પરમાત્મપદરૂપ બ્રહ્મપદને અવશ્ય પામે છે એમાં લેશ માત્ર સંશય નથી. યોગનાં આઠ પગથિયાં છે, તથા પ્રભુમહાવીરપરમેશ્વરે કહેલા અસંખ્ય યોગો તે મોક્ષરૂપસંભૂતિના માર્ગો છે, સર્વે આશ્રમો તે પણ અસંભૂતિહેતુભૂત માર્ગો છે, મોક્ષનું સાધ્ય સંભૂતિ છે. સાંસારિકસુખના અનુભવ પછી આત્માના સુખની રૂચિ પ્રગટે છે. સાંસારિક સુખ તે **અસંભૂતિ** છે કારણ કે તે ક્ષણિક છે. **આત્મસુખ** તે **નિત્ય છે તેથી તે સંભૂતિ છે.** કીર્તિ પ્રતિષ્ઠા, મહત્તા, બાહ્ય લક્ષ્મી વૈભવ

સત્તા તે ક્ષણિક વિનાશક હોવાથી અસંભૂતિ છે અને શુદ્ધાત્માનંદ તે તે નિત્ય હોવાથી સંભૂતિ છે. આત્માનો શુભ પરિણામ અને શુભ ઔદયિક નર દેવ પર્યાય તે અસંભૂતિ છે અને આત્માના શુદ્ધજ્ઞાનાનંદાદિપર્યાયો તે સંભૂતિ છે. મન વાણી કાયાનો યોગ તે અસંભૂતિ છે પણ આત્માની પરમાત્મદશા થવામાં ઉપયોગી નિમિત્તકારણ છે તે અસંભૂતિ છે પણ મોક્ષહેતુભૂત છે. ચારિત્ર ધ્યાન ધારણા સમાધિ તે અપેક્ષાએ આંતરહેતુ સંભૂતિ છે, કારણ કે તે શુદ્ધાત્મસ્વરૂપમાં સાપેક્ષસાધન ઉપાદાન કારણ છે. જ્ઞાન તે સંભૂતિ છે અને સર્વ ધર્મ પ્રવૃત્તિ તે અસંભૂતિ છે. કેટલાક મતવાદીઓ એકાંતે અસંભૂતિથી પરમાનંદ પ્રાપ્તિ માને છે અને કેટલાક મતવાદીઓ એકાંતે સંભૂતિની ઉપાસના માને છે. જૈનશાસ્ત્રોમાં સર્વજ્ઞતીર્થંકરોએ અસંભૂતિની અને સંભૂતિની ઉપાસનાને વ્યવહારનયની અને નિશ્ચયનયની અપેક્ષાએ સ્વીકારી છે. ગૃહસ્થાશ્રમની અને ત્યાગાશ્રમની આરાધના છે તે પરમાત્માની ઉપાસના અર્થાત્ આરાધનામાં અત્યંત ઉપયોગી છે. પુદ્ગલના સાકાર દેહાદિ પર્યાયો આદિ જડ દ્રવ્યોનો સમૂહ તેનો અમારી પરિભાષાએ કલ્પેલી પ્રકૃતિમાં સમાવેશ કરવો પ્રકૃતિ છે તે અસંભૂતિ છે અને આત્મા છે તે સંભૂતિ છે. સાકારજડદેહાદિ પર્યાયો તે અસંભૂતિ છે તે પણ આત્માની પૂર્ણશુદ્ધતામાં નિમિત્ત કારણ છે અને તેનાવડે આત્માની પરમાત્મદશા પ્રગટાવવી તે સાધ્ય છે એમ પ્રકૃતિ રૂપ અસંભૂતિને સાપેક્ષદૃષ્ટિએ નિરાસક્તિએ ભજે છે અને આત્માની પરિણતિરૂપ સંભૂતિને જે ભજે છે તે અસંભૂતિવડે મૃત્યુને તરી જાય છે અને સંભૂતિની અર્થાત્ આત્માની ઉપાસનાવડે પરમાનંદરૂપ અમૃતને પામે છે. કેટલાક અસંભૂતિવડે સુખની ઉપાસના કરે છે અને કેટલાક સંભૂતિવડે આનંદની ઉપાસના કરે છે એવું અમે ધીર એવા ઋષિઓ પાસેથી સાંભળ્યું છે, તેમાં રહેલો એકાંતવાદરૂપ નિરપેક્ષ વિરોધ ટાળીને અનેકાંત સ્યાદ્વાદ

જૈનધર્મની શ્રુતિયોનો અનુભવ કરનારા જ્ઞાની રૂષિયો કહે છે કે **असंभूति** અને **संभूति** એ બેથી પરમાત્મપદના પરમાનંદની પ્રાપ્તિ થાય છે. વ્યવહારનયથી **असंभूति**ની અને નિશ્ચયનયથી આત્માના શુદ્ધપર્યાયરૂપ સંભૂતિની ઉપાસના કરતાં શુદ્ધાત્મ મહાવીર પદની પ્રાપ્તિ થાય છે. એકલી અસંભૂતિની ઉપાસના માની **संभूति**ની ઉપાસનાનું ખંડન કરવું તે મિથ્યાત્વ અજ્ઞાન છે અને **संभूति**ની એકાંતે ઉપાસના માની **असंभूति**ને ઉત્થાપવી, ખંડન કરવું તે મિથ્યાત્વ છે. બેની અપેક્ષાએ ઉપયોગિતા જાણવાથી–માનવાથી **सम्यग्ज्ञान**ની પ્રાપ્તિ થાય છે. મૂઢ લોકોની અપેક્ષાએ બાહ્ય સુખ તે સંભૂતિ છે અને તેઓની દૃષ્ટિમાં આત્મસુખ અપ્રત્યક્ષ હોવાથી **असंभूति** છે, પશ્ચાત્ આત્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી आत्मानो **पूर्णानन्द** તે **संभूति** રૂપ અનુભવાય છે અને બાહ્યસુખ તે **असंभूति–विनाश**રૂપ અનુભવાય છે. પૌદ્ગલિક આનંદ માટે સ્ત્રી, લક્ષ્મી, રાજ્યવૈભવ, સાનુકુલ વિષયોની ઉપાસના કરાય છે. બાહ્યપદાર્થોની ઉપાસના કરતાં કરતાં મનુષ્યો છેવટે આત્માનંદ પ્રતિ રૂચિવાળા થાય છે. જડાનંદમાંથી પાછા ફરી છેવટે ગુરૂ કૃપાએ આત્માનંદમાં પ્રવેશ થાય છે. પૌદ્ગલિક જડાનંદ ક્ષણિક છે. મધુથી લેપાયલી ખડ્ગની ધારાને ચાટવા જતાં જેમ જિન્હા છેદાય છે અને અલ્પ સુખ પછી મહાદુઃખ પ્રગટે છે એમ ગુરૂબોધથી જણાય છે ત્યારે જડસુખભોગવવાની રૂચિ રહેતી નથી. જડાનંદ અને આત્માનંદનો વિવેક થતાં આત્મસુખની દૃષ્ટિ તથા આત્માના સુખની શ્રદ્ધા પ્રગટે છે. આત્માના નિત્ય સુખની આગળ જડસુખ તે કંઇ હિસાબમાં નથી, આત્માના આનંદમાટે બાહ્યવિષયભોગની જરૂર રહેતી નથી. બાહ્યસુખ ઉપાધિવાળું છે. બાહ્યસુખની પાછળ અનંત દુઃખ છે, જડભોગથી સુખ માનવું તે કલ્પના માત્ર છે. બાહ્યવિષયોથી આત્માને સત્યસુખ કદાપિ થયું નથી અને થનાર નથી. આત્મામાંજ સત્ય સુખ રહ્યું છે. મોહનો

નાશ થતાં આત્માનું પૂર્ણસુખ પ્રગટે છે અને તે આત્મા જ સ્વયં ભોગવે છે, એવો આત્મસુખનો નિશ્ચય થયા પછી સર્વવિષયોમાં કામના રહેતી નથી. સર્વવિષયોની કામના ટળતાં પુણ્યની પ્રવૃત્તિ પણ વ્યવહારે થયા છતાં અંતરથી નિષ્કામપણું વર્તે છે. સર્વધર્મકર્મોને સ્વાધિકારે કરાતાં છતાં તેમાં આસક્તિ રહેતી નથી. મોક્ષનાં સાધનો કે જે પૂર્ણાનંદ પ્રાપ્તિ માટે ઉપાસાય છે તેમાં આસક્તિ રહેતી નથી. પૌદ્‌ગલિકસુખની લાલચવાસના ટળ્યા પછી આખી દુનિયાની સર્વ પદવીઓ, વસ્તુઓ, આત્માને બંધન માટે થતી નથી. ધર્મનાં ભિન્ન ભિન્ન સાધનોમાં સાપેક્ષ બુદ્ધિ વર્તે છે અને તેથી ધર્મસાધનભેદે દ્વેષખેદ રહેતો નથી. સંભૂતિની ઉપાસનાઓમાં ભિન્ન ભિન્ન મતો હોય છે. અને ભિન્ન ભિન્ન આચારો હોય છે તેથી પરસ્પર ભિન્ન અને દૃષ્ટિભેદે વિરૂદ્ધસાધનસાધનારાઓપર દ્વેષ ધિક્કાર ભેદ બુદ્ધિ રહેતી નથી. પરમાત્મા તેજ સંભૂતિ છે અને પ્રકૃતિ તેજ અસંભૂતિ છે. પરમાત્માની ઉપાસના કરીને સ્ત્રી પુત્ર ધનાદિકપદાર્થોની માગણી કરવી, શત્રુઓના નાશની પ્રાર્થના કરવી, જડવિષયોની પ્રાપ્તિની માગણી કરવી, પરમાત્માને પ્રિય ન ગણતાં બાહ્ય સ્ત્રી પુત્ર ધનાદિક પદાર્થોને પ્રિય ગણવા, ધનવિષયાદિક ભોગોની પ્રિયતા ધારીને પરમેશ્વરના નામનો જાપ કરવો, તથા પ્રાર્થના પૂજા કરવી તે વસ્તુતઃ સંભૂતિરૂપ આત્માની ઉપાસના નથી પણ પ્રકૃતિરૂપ અસંભૂતિની ઉપાસના છે. આત્માના આનંદ માટે જે કંઇ વિચારવું કરવું તે સંભૂતિની ઉપાસના છે. પરમાત્મામાં રાગદ્વેષ ન ધારવો અને પરમાત્મામહાવીર પ્રભુને પ્રભુમય બનીને ઉપાસવા કે જેથી આત્માનો પૂર્ણાનન્દ પ્રગટી શકે. આત્માને વીતરાગભાવે ભજવા તે સંભૂતિમાં અરતભાવ અર્થાત્ અનાસક્તિભાવ છે. અસંભૂતિને અપેક્ષાએ સાધ્યમાં સાધન માની તેની ઉપાસના કરવી, એવી રીતે વ્યવહાર

નિશ્ચયથી વર્તતાં ઉત્તરોત્તર આત્માની પરમાત્મદશા પ્રગટે છે. મોક્ષાર્થે સંભૂતિને ઉપયોગી એવી અસંભૂતિની ઉપાસના છે તે જ્ઞાનીને ઉત્તરોત્તર આત્મશુદ્ધિમાટે થાય છે. પુણ્યકર્મરૂપ અસંભૂતિની ઉપાસનાથી ચારિત્રાદિક સંભૂતિની ઉપાસનાના ક્રમનાં હજારો પગાથયાંને ચઢવાં પડે છે. તે ઉપર એક ઉત્તરોત્તર સુખ નિર્ણયનું દૃષ્ટાંત આપવામાં આવે છે. ખેટક નામનું એક નગર હતું તેમાં જડરતિ અને આત્મરતિ નામના બે ભાઇઓ રહેતા હતા. ત્યાં ચારજ્ઞાન ધારક મુનિ આવ્યા તેમના બોધથી આત્મરતિને વૈરાગ્ય થયો. તેણે મુનિ પાસે મુનિની દીક્ષા અંગીકાર કરી. આત્મરતિએ ચઉદ પૂર્વની વિદ્યાનો તથા દ્વાદશાંગીનો અભ્યાસ કર્યો, તેણે અનેક પ્રકારનું તપ તપ્યું. સંયમ સમાધિમાં મગ્ન રહેતાં આકાશગામિની વૈક્રિય વગેરે અનેક લબ્ધિયો તેને પ્રગટી. એકદા આત્મરતિએ વિચાર કર્યો કે મારા કનિષ્ટ જડરતિબંધુને બોધ આપવો જોઇએ. જડરતિની પદ્મિની સ્ત્રી હતી. તે સ્ત્રીના રૂપમાં ઘણો આસક્ત હતો. પદ્મિનીની આજ્ઞા પ્રમાણે વર્તતો હતો, કોઈ મુનિની પાસે જડરતિને પદ્મિની જવા દેતી નહોતી. જો તે મુનિની સંગતિ કરે તો સાધુ થૈ જાય એવો તેને ભય રહેતો હતો. એકદા જ્યેષ્ટબંધુ વિહાર કરતા કરતા ખેટક નગરના ઉદ્યાનમાં આવ્યા. પદ્મિનીએ અને જડરતિએ આત્મરતિનું આવાગમન જાણ્યું પણ જડરતિને તેની પાસે જવાની આજ્ઞા આપી નહિ. આત્મરતિ સ્વબંધુને પ્રતિબોધવા જડરતિને ઘેર ગયા. પદ્મિનીને સમજાવી જડરતિને પોતાના સ્થાનમાં લાવ્યા, જડરતિને આત્મસુખનો ઉપદેશ દીધો પણ જડરતિના મનમાં ઉતર્યો નહીં, ઉલટો કહેવા લાગ્યો કે મારી સ્ત્રી પદ્મિનીછે તેના રૂપ જેવું કોઇનું રૂપ નથી અને તેની સંગતિમાં વૈકુંઠ મોક્ષ કરતાં વિશેષ સુખ છે, આત્મરતિએ જડરતિને ઉપાડીને મેરૂ પર્વતપર મૂક્યો, ત્યાં દેવોની દેવીઓનું રૂપ

અને ગાયન સાંભળીને પોતાની પદ્મિનીને કાળી કૂતરી જેવી ગણવા લાગ્યો. પોતાના ભાઇને પુચ્છયું કે એવી દેવીઓ મ્હને કેવી રીતે મળે ? આત્મરતિએ કહ્યું કે તપ ધર્મ ચારિત્ર પાળવાથી, આત્મરતિએ કહ્યું કે એના કરતાં પણ સુંદર સ્ત્રીઓ હોય છે. તેણે વૈમાનિક દેવીઓ દેખાડી. જડરતિએ કહ્યું કે તેવી સ્ત્રીઓ મારે જોઇએ. આત્મરતિએ કહ્યું કે એવી દેવીઓ પણ પુણ્ય અને આયુષ્ય ટળ્યા પછી ત્યાંથી મૃત્યુ પામીને મનુષ્યલોકમાં અવતરે છે. માટે જેનાથી સદા નિત્ય સુખ મળે એવી સ્ત્રીનું રૂપ દેખ. જડરતિએ કહ્યું કે એવી સ્ત્રીનું રૂપ દેખાડો. આત્મરતિએ જડરતિને જ્ઞાન ધ્યાનનો બોધ આપ્યો અને પૂર્ણાનંદજ્ઞાનનું સ્વરૂપ સમજાવ્યું. મુક્તિ સ્ત્રીનું અનંત નૂર દેખાડ્યું તેથી જડરતિ જ્ઞાન પામ્યો. પછી તે ખેટક નગરમાં ગયો પણ પદ્મિનિના રૂપથી મોહ પામ્યો નહીં. તેની આસક્તિ ટળી ગઈ. તે ત્યાગી બન્યો અને જ્ઞાન ધ્યાનસમાધિવડે સર્વકર્મનો ક્ષય કરી મુક્તિરૂપ સ્ત્રીને પામ્યો. તેમ જેમ જેમ મનુષ્યો જડસુખની ઉત્તરોત્તર ઉત્તમતાને સમજતા જાય છે તેમ તેમ પૂર્વ સુખની આસક્તિ ત્યાગે છે અને પુણ્યયોગે આત્મરતિ જેવા મુનિગુરૂની સંગત થતાં આત્મસુખના શ્રદ્ધાળુ બનીને વ્યવહારથી સર્વ અસંભૂતિના કર્મોને કરતા છતા પણ તેમાંથી નિર્લેપ રહીને ચારિત્રધર્મવડે શુદ્ધાત્મ મહાવીર પરમાત્માને ઉપાસી મોહરૂપ મૃત્યુને જીતી પરમાનંદરૂપ અમૃતને પામી સિદ્ધ બુદ્ધ પરમાત્મા મહાવીર વીતરાગ પ્રભુ બને છે. પશ્ચાત્ કંઈ તેમને જન્મવું પડતું નથી. જ્ઞાની મુનિ ગુરૂની સંગતિ થવી તે મહાપુણ્યોદયે મળે છે. આર્ય ક્ષેત્ર, ઉત્તમકુળ, દેવગુરૂધર્મની પ્રાપ્તિનાં સાધનો મળવાં તે પુણ્યથી મળે છે, માટે પુણ્યકર્મો પ્રથમાવસ્થામાં કરવાં, દુઃખી જીવોને દુઃખો ટાળવા પુરૂષાર્થ કરવો, સુપાત્ર દાન દેવાં, પરોપકારનાં કર્મો કરવાં. પશુ પંખી મનુષ્યોને અભયદાન દેવું. સત્ય

બોલવું, અસત્યનો ત્યાગ કરવો, સાધુસંતની સેવા કરવી, માતપિતા વૃદ્ધજન કલાચાર્યની સેવાભક્તિ કરવી, વીતરાગ પરમાત્માની પૂજા કરવી, કોઇ પણ મનુષ્યના ગુણો ગ્રહવા, અને દુર્ગુણોની ઉપેક્ષા કરવી, અધર્મ્ય કર્મોનો ત્યાગ કરવો અને ધર્મ્યકર્મોનો આદર કરવો, ગૃહસ્થાવાસમાં ગૃહસ્થના અધિકારે અનાસક્તિએ સર્વકર્તવ્યકર્મોની પ્રવૃત્તિ કરવી, નિષ્કામભાવનાથી પરમાત્મપદ ધ્યેયરૂપે ધારીને દ્રવ્ય ક્ષેત્ર કાલભાવથી જે જે કરવું ઘટે તે કરવું, મનવાણીકાયાની શક્તિયોને ખીલવવી ને આત્માની શક્તિયોને પ્રગટાવવા પુરૂષાર્થ કરવો. સાધુ શ્રાવક બ્રાહ્મણ ગૌ વગેરેનું રક્ષણ કરવું. સર્વજીવો સાથે આત્મભાવે વર્તવું. સર્વપ્રાણીઓના હિતાર્થે સ્વાધિકારે પરોપકારી કર્મો કરવાં. શુભઅધ્યવસાયોને શુભવિચારોને શુભકાર્યરૂપે વહેવરાવવા પ્રયત્ન કરવો, નિષ્કામભાવે પ્રવૃત્તિ ન થાય ત્યાંસુધી શુભકલ્યાણમય સકામભાવનો આદર કરવો, જે કાલે જે ક્ષેત્ર જે કાર્ય કરવું ઘટે તે ઉત્સર્ગતઃ અને અપવાદતઃ કરવું, સાધુઓની સંગતિ કરવી અને તેઓની સેવા કરી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું, સર્વ પદાર્થોમાં થતી શુભાશુભવૃત્તિનો ત્યાગ કરવો, સર્વકર્તવ્યકર્મો કરવાં પણ તેનું બાહ્યફલ ન ઇચ્છવું તેમ છતાં બાહ્યફલ થતાં તેમાં આસક્તિ ન ધારવી અને બાહ્યકર્મોનાં કદાચિત્ ફળો ન મળે તેથી ખેદ ન કરવો. મનુષ્ય જન્મનું સત્ય ધ્યેય પરમાત્મપદ પ્રાપ્ત કરવું તેજ છે તેમાં ખાસ લક્ષ્ય ધારીને તેમાં ઉપયોગ રાખીને સંસારમાં બાહ્ય વ્યવહારથી જે જે કરવું ઘટે તે કરવું, પુણ્યાનુબંધી પુણ્યનાં કાર્યો કરવાં, પણ તેથી સર્વથા આત્માની ઉત્તરોત્તર શુદ્ધિ થાય એવો ભાવ ધારવો, સર્વજીવોને આત્મસમાન ભાવવા, આત્મા ઉચ્ચ પણ નથી અને નીચ પણ નથી, આત્મા દુનિયામાં ગણુતા સર્વ શુભાશુભભાવથી ન્યારો છે એવો નિશ્ચય કરીને જેટલું આત્મભાવે વર્તાય તેટલું વર્તવું. મનવાણીકાયાથી આત્મા ભિન્ન છે

તે સૂર્યાદિ સર્વ પ્રકાશકોને પ્રકાશે છે અને તે સૂર્ય ચંદ્રના પ્રકાશવડે પ્રકાશ્ય નથી, સર્વજડવસ્તુઓનો અને સર્વ જીવોનો પ્રકાશક આત્મા છે, આત્માવિના સર્વજડપદાર્થોના ભોગથી સુખ થયું નથી અને થવાનું નથી એવો નિશ્ચય થતાં વૈરાગ્ય પ્રગટે છે અને વૈરાગ્યથી અંતરમાં ત્યાગ પ્રગટે છે તેથી સર્વ પ્રકારની પ્રવૃત્તિ કરવાની ઇચ્છા રહેતી નથી અને અંતરમાં નિવૃત્તિભાવ જાગ્રત્ થાય છે અને તેથી ચારિત્રવડે શુદ્ધાત્મરૂપ સંભૂતિની ઉપાસના થાય છે અને તેથી આત્મા આપોઆપ પ્રભુ સિદ્ધ બને છે. પુણ્યકર્માદિ અસંભૂતવડે સંભૂતની ઉપાસના કરતાં પરમાનંદરૂપ અમૃતની પ્રાપ્તિ થાય છે એમ જ્ઞાની જિનો સ્યાદ્વાદદૃષ્ટિએ પ્રકાશે છે.

**हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम्**
**तत्त्वं पूषन्नपावृणु—सत्यधर्माय दृष्टये ॥ १५ ॥**

શબ્દાર્થ—સુવર્ણમયપાત્રવડે સત્યનું દ્વાર ઢાંક્યું છે. તેને સત્યધર્મ ષ્ટિમાટે તે દ્વારને હે પૂશન્ ઉઘાડ.

અનુભવાર્થ—જડ સુખનીપ્રીતિરૂપ માયા છે તે હિરણ્યપાત્ર સમાન છે તેનાથી આત્મારૂપ સત્યનું આવરણ થયું છે અર્થાત્ કર્મરૂપ-માયાએ આત્મારૂપ સત્યનું દ્વાર ઢાંક્યું છે તે માટે પૂષન અર્થાત્ પર-માત્માની પ્રાર્થના કરવામાં આવે છે કે હે પરમેશ્વર !!! તું આત્માપર આવેલું સુવર્ણ સમાન આકર્ષક મોહમાયાનું આવરણ ટાળ કે જેથી હું આત્માનું સત્ય સ્વરૂપ જાણું.—પૂષન્ નામ સૂર્ય અર્થાત્ પરમેશ્વ-રનું છે. ઋષિ પરમેશ્વરને પ્રાર્થના કરે છે કે હે પરમેશ્વર !! મારા આ-ત્માના પર મોહ માયા કર્મનું આવરણ છે તે દૂર કર કે જેથી સત્ય-ધર્મને દેખવા હું જ્ઞાનપ્રકાશવડે સમર્થ થાઉં. ઉપર્યુક્ત મંત્ર-શ્રુતિથી આત્માપર કર્મમાયાનું આવરણ છે તે સિદ્ધાંત સત્ય કરે છે. કેટલાક લોકો કહે છે કે કર્મમાયાવડે આત્મા આચ્છાદિત થતો નથી પણ આ શ્રુતિથી અનાદિકાલથી આત્માની સાથે કર્મમાયાનો સંબંધ છે તે સત્ય ઠરે છે અને તેથી કર્મમાયાનો પડદો ટાળવા માટે કર્મથી રહિત થએલા પરમાત્માની પ્રાર્થના કરેલી છે. આત્મામાં સત્યધર્મ—જ્ઞાન દર્શન ચારિત્ર વીર્યાદિરૂપ છે તે કર્મનું ઢાંકણ દૂર થતાં દેખાય છે. આત્માને એકાંતે વ્યાપક માનવાથી આકાશની પેઠે તેની સાથે કર્મનું આવરણ ઘટી શકતું નથી માટે કર્મનો સંબંધ છે ત્યાં સુધી વ્યવહારનયની અપેક્ષાએ આત્માને વ્યાપ્ય, શરીરવ્યાપક માનવામાં આવે છે અને હિરણ્યમય કર્મપાત્રનું ઢાંકણ ઉઘડતાંની સાથે કેવલજ્ઞાન પ્રગટે છે તે કેવલજ્ઞાનથી નિશ્ચયનયે આત્મા શુદ્ધબ્રહ્મ, સર્વ વિશ્વવ્યાપક બને છે. પરમાત્માની પ્રાર્થના

કરતાં આત્માની શુદ્ધિ થાય છે તે માટે પરમેશ્વરની સ્તુતિની સિદ્ધિ થાય છે, અનેક જન્મનાં કરેલાં પાપો પણ પરમેશ્વરની સ્તુતિ કરવાથી ટળે છે તે આ મંત્રથી સિદ્ધ થાય છે. શરીરમાં રહેલા આત્માથી અર્થાત્ કર્મ સહિત સ્વાત્માથી, કર્મથી રહિત થએલ પરમેશ્વર ભિન્ન છે એમ આ મંત્રથી સિદ્ધ ઠરે છે. કર્મરૂપ હિરણ્યમય પાત્રનું ઢાંકણ દૂર થતાંજ આત્માનો સત્ય ધર્મ દેખાય છે. આત્માની જ્ઞાનદૃષ્ટિનો પ્રકાશ થાય છે, એમ સિદ્ધ ઠરે છે. કર્મને હિરણ્યમય પાત્રની ઉપમા આપી છે. પ્રારબ્ધ, સંચિત અને ક્રિયામાણ એ ત્રણ પ્રકારનાં કર્મ તે અપેક્ષાએ પ્રકૃતિ છે, કર્મના આઠ ભેદ છે. કર્મથી આત્માનું શુદ્ધસ્વરૂપ આચ્છાદિત થએલું છે માટે કમનું ઢાંકણ ઉઘાડી દેવું કે જેથી આત્માનો સત્ય પ્રકાશ થાય. માયાપર સર્વજીવો મોહી રહ્યા છે, પ્રભુ કરતાં મૂઢ જીવોને માયા પ્રિય લાગે છે. માયાની કામનાની સિદ્ધિમાટે પ્રભુની પણ ઉપાસના થાય છે. મોહમાયામાટે જીવો અનંતીવાર જન્મ્યા અને જન્મશે. અજ્ઞાનતાથી જીવો, બ્રહ્મનો રસ અનુભવી શકતા નથી. માયા સર્વ જડપદાર્થોપર મોહ કરાવે છે માટે માયાને નટીની ઉપમા આપી છે. સુવર્ણ પાત્રપર બાલજીવોને સહેજે રાગ મોહ પ્રગટે છે તેથી મોહમાયાને સુવર્ણપાત્રની ઉપમા આપી છે. સુવર્ણ પાત્રસમાન મોહમાયા છે તેમાંજ જીવો આસક્ત થાય છે અને તેની માંહે શું ઢંકાઇ રહ્યું છે ? તે અવલોકવાની પણ જિજ્ઞાસા કરતા નથી. સુવર્ણ પાત્રસમાન પંચેન્દ્રિયના વિષયોના ભોગની ઈચ્છા છે તથા પૌદ્ગલિક સુખની ઈચ્છા છે. સંસારિક ધન પ્રતિષ્ઠા કીર્તિ, વિષય ભોગ, પુત્રાદિ કુટુંબમોહ તેજ સુવર્ણ પાત્ર છે. સર્વ પ્રકારની ઈચ્છાઓ અને ભોગો તે સુવર્ણ પાત્ર છે. પોતાનું નામ અને શરીરાદિરૂપ તે બેમાં થતો અહંત્વાધ્યાસ, મોહ ને સુવર્ણપાત્રનું ઢાંકણ છે, તે ઢાંકણનું મુખ ઉઘાડી દેવામાં આવે તો ચિદાનંદ–જ્ઞાન

દર્શન ચારિત્ર પ આત્માનો ધર્મ જે સત્ય છે તે દેખી શકાય છે. મનુષ્યો આત્મારૂપ પરમાત્માને મેળવવા ઇચ્છે છે પણ કર્મ માયા ઢાંકણનું મુખ ઉઘાડી શક્તા નથી. પ્રભુને શોધવાને બદલે સુવર્ણ પાત્ર સમાનમોહક માન પ્રતિષ્ઠા કીર્તિ વિષય કામભોગ ધન નામરૂપના મોહને પૂજે છે અને તેને પ્રભુ માની વારંવાર ચોરાશીલક્ષ જીવયોનિમાં પરિભ્રમણ કરે છે. સુવર્ણ પાત્ર સમાન માયા મોહ છે તેના દાસ બનીને મનુષ્યો દેશખંડરાજ્યકર્મવર્ણ ભૂમિ લક્ષ્મીઆદિ માટે પરસ્પર ક્લેશ યુદ્ધો કરે છે ખંડદેશ ધર્મભેદથી મોહ પામી સ્હામાસામી લાખો કરોડો મનુષ્યોનો સંહાર કરે છે. તેઓ દેહરૂપ દેવલમાં રહેલ આત્માને દેખી શકતા નથી, પંચેન્દ્રિય વિષય ભોગાર્થે પુરૂષો અને સ્ત્રીઓ પરસ્પર એક બીજાને પ્રિય ગણે છે પણ પરસ્પરના આત્માને પ્રિય ગણતા નથી. સુવર્ણ પાત્ર જેવી સાંસારિક જડવસ્તુઓની માયા છે તેમાં અનંતીવાર જીવો લુબ્ધ થયા અને થાય છે તેથી પરમાત્મપદની પ્રાપ્તિ થતી નથી. કામની વાસના તે સુવર્ણ પાત્ર છે અને તેનું મુખ તે અજ્ઞાન છે. ચારે તરફથી માયા સુંદર ચલકતી પ્રિય લાગે છે તેની મનોહરતા છે દીપક સમાન છે. દીપકમાં જેમ હજારો પતંગીયાં હોમાઇ જાય છે તેમ માયારૂપ સુવર્ણ પાત્રના મોહમાં આખી દુનિયાના જીવો હોમાઇ જાય છે. માયા અર્થાત્ પ્રકૃત્તિ કર્મ અને પુરૂષ બન્ને અનાદિ કાલથી છે. પુરૂષે માયાને ઉત્પન્ન કરી નથી અને માયાએ કંઇ પુરૂષને ઉત્પન્ન કર્યો નથી. માયામાં અહંત્વધ્યાસ થવો તે અજ્ઞાન છે તે અજ્ઞાનથી આત્મારૂપ પુરૂષ છે તે પોતાનું સ્વરૂપ ભૂલે છે અને માયાના ધર્મ જે રાગ દ્વેષ અજ્ઞાન વગેરેને પોતાના માને છે તેથી તે ભ્રાંત થૈ દુઃખી થાય છે. જ્યારે તે માયાથી ભિન્ન સ્વસ્વરૂપ વિચારે છે ત્યારે સુખી થાય છે. માયારૂપ સુવર્ણની પેટીમાં આત્મા છે. શરીર મનવાણી કાર્મણ શરીરરૂપ લિંગ શરીર તે સુવર્ણની પેટી છે.

મનની અનેક શુભેચ્છાઓ, શુભ વાસનાઓ તે સુવર્ણ પેટી સમાન છે. અજ્ઞમનુષ્યો સુવર્ણની શુભ પેટીસુધી આવી પહોંચે છે અને ત્યાંજ મુંઝાઇને મનુષ્યજીવન વ્યતીત કરે છે, પણ સુવર્ણની પેટીમાં રહેલા આત્મા—બ્રહ્મ- પરમેશ્વરને દેખવા સમર્થ થતા નથી. પૂષન્ અર્થાત્ ગુરૂદેવની સુવર્ણપેટીનું મુખ ઉઘાડવા પ્રાર્થના કરવામાં આવે છે. જ્ઞાની ગુરૂ તે પૂષન્ છે તેની સેવા ભક્તિ કરવાથી અજ્ઞાનરૂપ મુખ ઉઘડતાં આત્માનો પ્રકાશ થાય છે. માયારૂપ પ્રકૃતિની લીલા તે અપેક્ષાએ આત્માની લીલા છે, કારણ કે તે જ્યાં સુધી માયાની લીલાને પોતાની માની તેનું કર્તાપણું તે પોતાનું માને છે ત્યાં સુધી આત્મા અપેક્ષાએ પ્રકૃતિનો કર્તા હર્તા ગણાય છે અને જ્યારે તે આત્મામાં પ્રકૃતિનો અહંત્વાધ્યાસ રહેતો નથી ત્યારે તે મુક્ત શુદ્ધાત્મા કહેવાય છે, પશ્ચાત્ તેને કર્તા હર્તાપણું નથી. **प्रकृतेः क्रियमाणानि, गुणैः कर्माणि सर्वशः ॥ अहंकारविमूढात्मा, कर्ताहमिति मन्यते ॥** પ્રકૃતિના ગુણો—રાગદ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ, મોહ, મત્સર, કામ, અજ્ઞાન, શુભાશુભ કલ્પના, મ્હારાતહારાપણાની બુદ્ધિ, પુરૂષવેદ, નપુંસકવેદ, સ્ત્રીવેદ, હાસ્ય, રતિ અરતિ, ભય, શોક, જુગુપ્સા વગેરે વૃત્તિયો છે, તેથી કરાતાં સર્વ કર્મોને અહંકારથી વિમૂઢ થએલ આત્મા પોતે હું કરૂં છું એવો અહંકર્તાભાવ માને છે, તેથી તે કર્મવડે રાગદ્વેષાદિ ભાવદ્રવ્યકર્મથી બંધાય છે. જ્ઞાની આત્મા છે તે પોતાના ચિદાનંદાદિ ગુણોનો કર્તા પોતાને માને છે પણ પ્રકૃતિના ગુણોવડે થતાં કર્મોનો પોતાનામાં કર્તૃત્વાધ્યાસ માનતો નથી તેથી તે બંધાતો નથી. તે પ્રકૃતિને પ્રકૃતિરૂપે દેખે છે, તેના ગુણકર્મોને પોતાના માનતો નથી, તેમાં કર્તાહર્તાપણું માનતો નથી, તેથી પ્રકૃતિરૂપમાયાના કાર્યોમાં નટની પેઠે નાચ કરતો છતો પણ તેને પોતાનું નહીં માનવાથી રાગદ્વેષની પરિણતિથી દૂર રહેતાં બંધાતો નથી. એવો જ્ઞાની આત્મા તે બ્રહ્મના

પ્રકૃતિયોના ઉદયથી બાહ્ય કર્મ કરે છે, ભોગવે છે, પણ અંતરથી જલમાં કમલની પેઠે નિર્લેપ રહે છે. નટ જેમ અનેક પ્રકારના વેષ ભજવે છે, પોતાનાં અનેક નામ અને રૂપોથી પ્રેક્ષકોની આગળ નવરસનું નાટક ભજવી બતાવે છે, તેથી પ્રેક્ષકો પ્રમોદ પામે છે પણ તેનો અંતરમાં જાણે છે કે અનેકપ્રકારના લીધેલા પાઠ પાત્ર વેષ નામ વગેરે રૂપ હું નથી. હું તો સર્વથી ન્યારો છું માટે મારે રાગ અને દ્વેષની જરૂર નથી. જે વેષ અને નામ પાડયાં છે તે હું નથી, વેષ નામ પાઠને લોકો વખાણે વા નિંદે તેથી મારે શું ? હું તો ફક્ત બે ઘડી માટે તે વેષ ભજવનાર છું. રામનો વેષ અને રાવણનો વેષ પહેરૂં અને લોકો રામના પાઠથી સ્તુતિ કરે અને રાવણના પાત્રથી તિરસ્કાર કરે તેમાં મારી સ્તુતિ અગર મારો તિરસ્કાર નથી એમ નાટકીયો જાણે છે તેથી તે શુભાશુભ પાત્ર વેષ ક્રિયાથી નિર્લેપ રહે છે એમ આત્મારૂપ નટનાગર જ્યારે જ્ઞાની બને છે ત્યારે તે પ્રકૃતિ માયાનું નાટક નિર્લેપ રહી ભજવે છે તેથી તે નટ નાગર કહેવાય છે. જે બ્રહ્મજ્ઞાનથી નટ નાગર બને છે તે સુવર્ણ પાત્રસમ માયામાં ફસાતો નથી, તે અષ્ટ સિદ્ધિયો અને નવ નિધિયોનો વ્યવહારથી ભોક્તા છતાં પણ નિર્મોહ ભાવથી અભોક્તા છે, તે પ્રારબ્ધકર્મયોગે બાહ્યભોગોનો ભોગી છતાં અંતરૂથી અભોગી છે. શ્રીતીર્થંકરો સુવર્ણ રત્નના સમોવસરણમાં બેસે છે; રત્નના સિંહાસનપર બેસે છે તે તીર્થંકરનામકર્મના પુણ્યોદયથી બેસે છે પણ તે શુદ્ધાત્મા હોવાથી સુવર્ણ રત્નનો મોહ તેઓને થતો નથી. હિરણ્યપાત્રથી આત્માનું મુખ ઢંકાયેલું છે પણ આત્મજ્ઞાની તે સુવર્ણપાત્રરૂપ સંસારની માયામાં લોભાતો નથી. સંસારમોહરૂપ સુવર્ણપાત્રમાં રાચી માચી રહેલા અજ્ઞાનીઓ અનેક પ્રકારનાં પાપકર્મ કરે છે. તેઓ એક જડ સુખને માટે લાખો ઘણાં દુઃખ વેઠે છે તોપણ તેથી સુખ પામતા નથી. સુવર્ણ

પાત્રરૂપ મોહનું ઢાંકણું ઉઘાડવા માટે આત્મજ્ઞાની ગીતાર્થ ગુરૂના શરણે જવું જોઈએ. જે માયારૂપ સુવર્ણ પાત્રમાં રાગદ્વેષથી મુંઝાતા નથી અને કંચન કામિનીનો ત્યાગ કરી આત્મામાં લયલીન મસ્ત રહે છે. એવા આત્મજ્ઞાની મહાત્માગુરૂનું શરણ કરવું અને સેવાભક્તિ કરી તેમની કૃપા પ્રસન્નતા મેળવવી. જ્ઞાની ગુરૂના આદેશો પ્રમાણે વર્તવું અને પોતાની મનવાણીકાયાની સ્વચ્છંદતાને રોકવી. ગુરૂ કરે તેમ ન કરવું પણ ગુરૂ જે આજ્ઞા કરે તેમ વર્તવું. તેમને પોતાનો આત્મા નિવેદવો અર્થાત્ ગુરૂથી ભૂતકાલના અને વર્તમાનકાલના કોઇપણ વિચારાચારોને ગુપ્ત ન રાખવા. ગુરૂ એજ પરમેશ્વરનો પ્રતિનિધિ છે. ગુરૂમાં અને પ્રભુમાં ઐક્ય ધારવું. ગુરૂના જ્ઞાનમાં સંશય ન ધરવો તથા તેમની સેવાભકિત કરતાં ખેદ, કાયરપણું, દ્વેષ, ચંચલપણાનો અને અનાદરપણાનો ત્યાગ કરવો. ગુરૂના આશયોને પરિપૂર્ણ સમજવા માટે લક્ષ્ય દેવું. પરમેશ્વરની જીવતીપ્રતિમા ત્યાગી ગીતાર્થ સદ્‌ગુરૂ છે, જે બ્રહ્મજ્ઞાન પામ્યા છે તેજ અન્યને બ્રહ્મજ્ઞાની બનાવી શકે છે, સમ્યગ્જ્ઞાનના દાતા તેજ સદ્‌ગુરૂ છે, તેમનો કરોડોભવ સુધી કોટિ કોટિ સેવાભકિતનાં કર્મો કરતાં છતાં પણ પ્રતિબદલો—પ્રત્યુપકાર વાળી શકાતો નથી. સ્યાદ્વાદદૃષ્ટિએ જેમણે અનેક પંથના એકાંતકદાગ્રહ મિથ્યાભિનિવેશ ટાળ્યા છે તેવા ત્યાગી આત્મજ્ઞાની ગુરૂનું શરણ કરવું. જ્યારે ગુરૂની સેવાભકિતમાં અર્પાઈ જવું, એવો સ્વાર્પણ સેવાભક્તિ ભાવ પ્રગટે છે, ત્યારેજ સમ્યગ્જ્ઞાનની અને સમ્યગ્ ચારિત્રની પ્રાપ્તિ થાય છે. ક્રોધ, માન, માયા, લોભ વગેરે દુર્ગુણોને ટાળી સદ્‌ગુરૂના શરણે જવું. ગીતાર્થ ગુરૂના શરણે જવાથી મોહની સર્વ પ્રકૃતિયોનો ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિકભાવ થાય છે. ગુરૂ પોતાના શિષ્યોને આત્મપ્રકાશના ઉપાયો તેઓના સ્વાધિકારે બતાવે છે. ગુરૂપર પૂર્ણ શ્રદ્ધા, પ્રીતિ હોય છે એવા ભક્ત શિષ્યોના આત્મા-

ઓનો પ્રકાશ થાય છે. તેઓ સુવર્ણ પાત્રસમાન માયામાં, મુંઝાતા નથી અને સુવર્ણપાત્રનું ઢાંકણું ઉઘાડીને આત્માનો ધર્મ દેખે છે. આત્મા તેજ પરમેશ્વર છે તેનું દર્શન થતાંની સાથે વિશ્વનું પારમૈશ્વર્ય પ્રાપ્ત થાય છે અને દીનતાનો નાશ થાય છે. પરમેશ્વરત્વ પ્રાપ્ત કરવા માટે કર્મયોગ, રાજયોગ, ભક્તિ-ઉપાસનાની જરૂર છે. મનુષ્યભવમાં જીવતાં છતાં અને વ્યાવહારિક ધાર્મિક સર્વ કર્તવ્યકર્મો કરતાં છતાં અંતરમાં પરમાત્માની સાથે ઐક્ય અનુભવવું. સર્વકર્તવ્યકર્મો કરતાં છતાં અંતરમાં નિર્લેપ રહેવું તે શુદ્ધકર્મયોગીપણું છે. સર્વ કર્તવ્યકર્મો કરતાં છતાં મનુષ્ય અને સ્વર્ગનાં સુખોની ઇચ્છા રાખવી, તથા પ્રશસ્ય કષાયો સહિત કાયાની પ્રવૃત્તિ તે શુભયોગ છે. અશુભયોગને શુભયોગ તરીકે પરિણમાવી શકાય છે અને શુભયોગમાંથી શુદ્ધયોગ પ્રાપ્ત થાય છે અને અનુક્રમે આગળની ઉચ્ચતર ઉચ્ચતમ ભૂમિકાઓમાં પ્રવેશ થાય છે. મનુષ્ય ભવઅને દેવભવનાં સુખ તે સત્ય છે. મનુષ્ય લોક, સ્વર્ગલોક સત્ય છે. આત્માનું સત્યસુખ અનુભવાયા પછી સ્વર્ગાદિ સુખ અંતવાળાં જણાય છે. તે પહેલાં તો સ્વર્ગ મનુષ્ય-ભવના સુખો માટે પ્રવૃત્તિ થાય છે તે શુભયોગ કર્મો છે. કર્મયોગથી વિશ્વોન્નતિ કાયમ રહે છે. કર્મોથી ભ્રષ્ટ થતાં વિશ્વમનુષ્યોમાં ત્યાગને બદલે તમોગુણ પ્રગટે છે. કર્મો કે જે આજીવિકાદિવ્યવહાર માટે કરવાની જરૂર છે અને જેના વિના મનુષ્યજીવન રહી શકે નહીં તેવા ગૃહસ્થોને ગૃહસ્થદશામા કરવાં જોઇએ અને ત્યાગીઓએ ત્યાગદશામાં પણ અંતરથી નિર્લેપ રહી ઉપદેશાદિ પરમાર્થિક કર્મોને અનાસક્તિપૂર્વક અવશ્ય કરવાં જોઇએ. કર્મો કર્યા વિના જીવી શકાતું નથી. કર્તવ્યકર્મો કરતાં આત્માની શુદ્ધિ થાય છે એમ અમોએ અમારા બનાવેલા કર્મયોગ ગ્રન્થમાં વિસ્તારથી વિવેચન કર્યું છે માટે વિશેષાર્થિઓ કર્મયોગ ગ્રન્થનું વાચન

કરવું. કર્તવ્યકર્મો કરતાં બાહ્યાંતર શક્તિયો પ્રગટે છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને સર્વ વિશ્વમાં સાક્ષીભાવનો ઉપયોગ રાખીને વર્તવું અને ઉદયાગત પ્રારબ્ધકર્મોને સમભાવે ભોગવવાં તે જ્ઞાનયોગ અર્થાત્ રાજયોગ છે. કર્મયોગથી રાજયોગ પ્રગટે છે. આત્મજ્ઞાનથી આત્મજ્ઞાનીઓ જીવતાં છતાં જીવન્મુક્તિને પ્રાપ્ત કરે છે. આત્મજ્ઞાનથી એક ક્ષણમાં અનંતભવનાં કરેલાં સંચિત કર્મોનો ક્ષય થાય છે. આત્માને આત્મસ્વરૂપે અવલોકવો, પરમાત્માનાં પરમાત્મરૂપે દર્શન કરવાં તે આત્મજ્ઞાનથી પ્રાપ્ત થનારી **સાલોક્યમુક્તિ** છે. અંતરમાં પ્રભુને અનુભવવા, પોતેજ આત્મા પરમેશ્વર છે એવો અનુભવ તે **સામીપ્યમુક્તિ** છે. કેવલજ્ઞાન પ્રગટ્યા પછી શરીરયોગ છતાં શરીરથી પારમાર્થિક પ્રવૃત્તિ કરવી અને આત્માનંદ પામવો તે **સાયુજ્ય મુક્તિ** છે. શરીર છૂટ્યા બાદ પરમેશ્વરપદ પ્રાપ્ત કરવું તે **નિર્યુજ્ય મુક્તિ** છે. આત્મજ્ઞાનથી સાલોક્ય, સામીપ્ય, સાયુજ્ય અને નિરયુજ્ય મુક્તિનો દેહ છતાં અનુભવ થાય છે. આત્મજ્ઞાન તે રાજયોગ છે. રાજયોગથી સહેજે મન વશ થાય છે તેમાં હઠયોગની પેઠે શરીર ઇન્દ્રિયોપર બલાત્કાર કરી શરીરાદિને વશ કરવાની જરૂર પડતી નથી. રાજયોગથી મનની ઘણી વિશુદ્ધિ થાય છે અને આત્માને લાગેલાં કર્મોનો નાશ થાય છે. આત્મા તેજ પરમાત્મા છે એવો સાક્ષાત્કાર થાય છે, અને સર્વ પ્રાણીઓમાં—જીવોમાં સત્તાએ રહેલ પરમાત્મત્વ અનુભવાય છે, અને તેથી રાગદ્વેષની ગ્રન્થિયોનો વિચ્છેદ થાય છે. સર્વલોકોનું જેવી રીતે હિત થાય તેવી રીતે સર્વ કર્તવ્યકર્મો કરવાં તે સેવાયોગ છે. એક જીવ વા સર્વજીવોના કલ્યાણાર્થે કરેલું એક પણ સેવાધર્મનું કાર્ય, આત્માની ઉન્નતિ કર્યા વિના રહેતું નથી. સેવા પણ અપેક્ષાએ ભક્તિ છે. દેવગુરૂ સાધુ મહાપુરૂષોની સેવા કરવાથી કદિ પડવાનું થતું નથી, જ્ઞાનપૂર્વક પ્રાપ્ત થએલી સેવાથી આત્મા પોતાની અનંત શક્તિયોનો

પ્રકાશ કરે છે. શ્રદ્ધા અને પ્રેમ તથા દુર્ગુણ દોષદૃષ્ટિનોત્યાગ તથા આત્મભાવ, એ ચારની પ્રાપ્તિથી સેવાના માર્ગમાં આગળ વધી શકાય છે. રાજયોગ, કર્મયોગ, અને સેવાથી માયારૂપ સુવર્ણપાત્રનું મુખ ઉઘાડી શકાય છે. ભક્તિના અનેક ભેદ છે. દેવગુરૂધર્મની ભક્તિ કરવી. સર્વ જીવોમાં આત્માને જોવો. આત્મભાવથી સર્વજીવો સાથે એક બ્રહ્મભાવના ધારણ કરવી. સદ્ગુરૂ આદિની પૂજા કરવી, પરમાત્માના ગુણો ગાવા, પરમેશ્વરમાં અને ગુરૂ તથા સાધુઓમાં પૂર્ણ પ્રેમી બનવું, પરમેશ્વરને હૃદયમાં ધારવા અને ગુરૂમાં પ્રભુભાવ ધારણ કરવો, દેવગુરૂના સેવક બનવું અને દેવગુરૂની સ્તુતિ કરવી, તેઓને વંદન, નમન, કરવું તથા તેઓનું પૂજન કરવું, તેઓપર પ્રેમથી અર્પાઇ જવું, પરમેશ્વર તીર્થંકરાદિપર પૂર્ણ શ્રદ્ધા પ્રેમ ધારવો, તે ભક્તિ છે. શીર્ષપરથી મસ્તક ઉતારીને યુદ્ધ કરનાર યોદ્ધાના જેવી ભક્તિ છે. દેવગુરૂધર્મપર શ્રદ્ધા પ્રેમથી અર્પાઈ જવું અને પ્રભુના ગાનમાં, સ્મરણમાં, જાપમાં, નામરૂપનું પણ ભાન ન રહે અને પરમ આનંદ રસ અનુભવાય તે પરાભક્તિ છે. પરાભક્તિમાં ભક્ત અને પરમેશ્વર તે એક રૂપ ભાસે છે. ભક્ત પોતેજ પરમેશ્વરરૂપ પોતાને અનુભવે છે એવા ભક્તને રાજ્ય, સ્વર્ગ, ધન, દેહ વગેરેની અંશમાત્ર મમતા રહેતી નથી. તે પ્રભુ ભજતાં ભજતાં પ્રભુરૂપ થઈ જાય છે. એવો પ્રભુભાવ આવતાં તે ઘણી વખતસમાધિ પામીને તેમાં પરમેશ્વરનો સાક્ષાત્કાર કરી પરાભક્તિ પામી સ્વયંપ્રભુ બની જાય છે. ભક્તિયોગ આ કાલમાં બલવાન્ છે. ભક્તિયોગના અધિકારીઓએ અન્યયોગ જ્ઞાનાદિકનું ખંડન ન કરતાં ભક્તિથી પ્રભુ પ્રાપ્તિ કરવા પ્રયત્ન કરવો. જ્યાં સુધી ખાન પાનાદિ કર્મ પ્રવૃત્તિ છે ત્યાં સુધી કર્મોને નિર્લેપપણે કરવાં. દ્રવ્યક્ષેત્ર કાલ ભાવાનુસારે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્રોએ સ્વસ્વાધિકારે નિરાસક્તપણે કર્મો કરવાં. ગૃહસ્થનાં બાર વ્રત યથાશક્તિ પાળવાં. ધર્મકાર્ય કરવામાં કાયર ન બનવું.

પરમાત્મપદનો પૂર્ણ વિશ્વાસ રાખવો અને ઉત્સાહથી ધર્મ્યકર્મો કરવાં. धर्मकार्यस्यलेशोऽपि, महाधर्मायजायते, भक्तेरंशप्रयासेन, प्रभुप्राप्ति-ध्रुवंभवेत् ॥१॥ स्वल्पमग्निकणं सर्व-, काष्ठान्दहतिवेगतः तथाल्पधर्म-कर्माऽपि, सर्वकर्मविनाशकम् ॥२॥ ધર્મકાર્યનો લેશ પણ શ્રદ્ધા પ્રીતિ પૂર્વક કરતાં મહાધર્મની ઉત્પત્તિ કરનાર થાય છે. તેમજ હૃદયમાં ભક્તિનો શ્રદ્ધાપ્રેમનો એક અંશ પ્રગટયો હોય છે તો તેવડે ઉત્તરોત્તર ઉચ્ચતર ઉચ્ચતમ ભક્તિની ભૂમિકાઓપર આરોહણ થાય છે અને છેવટે પરાભક્તિવડે અવશ્ય પ્રભુ પ્રાપ્તિ થાય છે. સ્વલ્પ અગ્નિ કણ જેમ વધતો વધતો સર્વ કાષ્ટોને બાળી નાખવા સમર્થ થાય છે તેમ અલ્પધર્મનું કાર્ય કરતાં છતાં તે અગ્નિકણની પેઠે છેવટે વધીને સર્વજ્ઞાનાવરણાદિકર્મોને બાળીને બાળીને ભસ્મ કરી દે છે અને આત્મા કેવલજ્ઞાનની અનતજ્યોતિથી પરમાત્મરૂપ બની પૂર્ણાનંદી સિદ્ધ બુદ્ધ પરબ્રહ્મસ્વરૂપે પ્રકાશે છે. જ્ઞાનપૂર્વક કર્મભક્તિયોગથી આત્માની સત્વર શુદ્ધિ થાય છે, અને આત્મા ઉપર રહેલ કર્મરૂપ સુવર્ણ પાત્ર ખસી જાય છે. સુવર્ણ પાત્ર નીચે દીપકને ઢાંકવામાં આવ્યો હોય છે તો તેથી દીપકનો પ્રકાશ ઢંકાઈ જાય છે તેમ સુવર્ણ પાત્ર રૂપી માયાના નીચે આત્મા અનંત જ્યોતિથી આચ્છાદિત થયો છે તે માયાપાત્રને ખસેડી દેવામાં આવે તો આત્મા અનંતજ્ઞાનજ્યોતિએ આપોઆપ પ્રકાશી શકે છે. માયા અને આત્મા ભિન્ન ભિન્ન છે. કર્મરૂપ માયાનો ધર્મ ભિન્ન છે અને આત્માનો ધર્મ ભિન્ન છે. આત્મતત્ત્વ ભિન્ન છે. આત્મા આત્માની અપેક્ષાએ સત્ છે અને માયા તે માયાની અપેક્ષાએ સત્ છે. સૂર્યની ઉપર વાદળની પેઠે આત્મા પર રહેલી અનેક કર્મ પ્રકૃતિની માયા ભિન્ન ભિન્ન છે. રાગદ્વેષરૂપ દ્વૈતનો નાશ થાય છે, ત્યારે આત્માસ્વસ્વરૂપે અદ્વૈત બને છે. માયાનું આકર્ષણ થાય છે અને દુનિયાના જીવો માયાને પ્રભુ માની તેમાં આસક્ત થાય છે. કર્મ,

જ્ઞાન, ભક્તિ, વૈરાગ્યથી, માયાનું આવરણ ટળે છે અને આત્મા આત્માના ધર્મે પ્રકાશિત થાય છે. સુવર્ણપાત્ર સમાન માયાપાસે રહેનારાલોકો માયાને ઉપાસે છે. માયા અસંભૂતિ છે. માયામાં મોહ પામેલા બ્રહ્મને અર્થાત્ પરમાત્માને અવલોકવા શક્તિવાન્ થતા નથી. કૂતરૂં જેમ હસ્થિ ( હાડકા ) ને ચૂસે છે, કરડે છે, તેમાં રક્ત નથી પણ પોતાની દાઢમાંથી રક્ત નીકળે છે તેને હાડકામાંથી નીકળેલું માની ચુસી ખુશ થાય છે. તેમ સુવર્ણ પાત્રસમાન માયામાં મોહ પામેલા જીવો પાંચે ઇન્દ્રિયના વિષયોમાં સુખ માને છે. સાનુકુળ વિષયોના ભોગથી થતા સુખમાં આસક્ત રહે છે. માયાની પેલી તરફ આત્મા પરમેશ્વર છે તેનો ખ્યાલ કરતા નથી, તેથી તેઓ માયા સુધી આવીને અટકે છે. તમોગુણી, રજોગુણી અને સત્ત્વગુણી એમ ત્રણ પ્રકારની માયા છે. તમોગુણી રજોગુણી અને સત્ત્વગુણી માયાને અનુક્રમે ઉલ્લંઘીને શુદ્ધાત્મ સ્વરૂપમાં ઉંડું ઉતરાય છે તોજ માયાથી ભિન્ન પરમાત્મસ્વરૂપનો અનુભવ આવે છે. કર્મ સંગે ઉઠેલી અજ્ઞાન રાગદ્વેષની અશુદ્ધ પરિણતિ તે માયા છે. મનની સાથે સમયે સમયે માયા વર્તે છે. અંતરમાં જો આત્મા અને માયાનું સ્વરૂપ વિચારવામાં આવે તો વર્તમાનમાંરાગ, દ્વેષ, કામ, રૂપ માયા, પરિણતિ પ્રગટે છે તેનો સમ્યગ્ અનુભવ આવે છે. રાગ, દ્વેષ, રૂપ, માયાએ દુનિયાના સર્વ જીવોના ભાવ પ્રાણ ખાધા છે. માયારૂપ મહા નાગિણીના વિષનીઘેનથી સર્વ જીવો ઘેરાયલા છે. માયાના વિષનીઘેનથી સર્વજીવો પોતાનું ભાન ભૂલે છે. માયારૂપ સુવર્ણપાત્ર જાદુપાત્ર છે, તેમાંજ સર્વ જીવો મોહી બની ગયા છે તેથી તેને ખસેડીને આત્માનો ધર્મ અવલોકવા સમર્થ બનતા નથી. શરીર, મન, વાણી અને સર્વ શુભેચ્છાઓ, વાસનાઓ તે સુવર્ણ માયાપાત્ર છે, પણ તેજ આત્મા છે એવા દેહાધ્યાસથી જડવાદીઓ જડપદાર્થોમાં સુખનો વિશ્વાસ માની બેઠા છે.

અને જડપદાર્થોના રાગથી દેશ, ભૂમિ, રાજ્ય, ઘર, ક્ષેત્ર, ધન, વ્યા-
પારઆદિ વૈભવમાં આસક્ત બની પરસ્પર એકબીજાનો સંહાર કરે
છે. મનવાણીકાયામાં હિંસાને ભરી દે છે તથા અનેકપ્રકારે
જૂઠને કેળવી બોલે છે, ચોરી કરે છે, વ્યભિચાર કરે છે, લક્ષ્મી-
આદિ પરિગ્રહની વૃદ્ધિ કરે છે, અભક્ષ્ય પદાર્થોનું ભક્ષણ કરે છે.
વ્યસન, દુર્ગુણ, દુષ્ટકર્મોને સેવે છે, પરમેશ્વરથી ડરતા નથી, પરમે-
શ્વરની આજ્ઞાઓને ભાંગે છે, અનીતિ પંથમાં ચાલે છે. સુવર્ણપાત્ર
સમાન માયા છે તે રાગ, દ્વેષ, મોહ, કામ, અજ્ઞાનની પરિણતિ છે
તે સર્વજીવોને લલચાવે છે અને તેઓને ચોરાશી લક્ષજીવયો-
નિમાં ધકેલી દે છે. તેમાં મોહપામેલાજીવો મહાભારતના યુદ્ધમાં
પ્રવર્તેલા યુરોપીયમહાયુદ્ધની પેઠે પરસ્પર એકબીજાનો નાશ
કરે છે. માયારૂપ નટવી જીવોને યંત્રવત્ બનાવી દે છે, તેઓની
પાસે ન કરાવવાનાં કાર્યો કરાવે છે અને અપૂજ્યને પણ પૂજાવે
છે. માયારૂપ નટડીના પાસમાં પડેલા જીવો એમ માને છે કે અમે
જે કરીએ છીએ તે પરમેશ્વર કરાવે છે પણ તે જાણતા નથી કે આતો
રાગદ્વેષકામવાસનાદિ કર્મપરિણતિમાયા કરાવે છે. મોહ જે જે કરાવે
છે અને તેથી જે જે કરે છે તે સર્વ, પ્રભુ પરમેશ્વર કરાવે છે એમ
અજ્ઞાની જીવો માને છે અને પોતાનાં કર્મનો પોટલો છે તેને પ્રભુના
ઉપર ચઢાવે છે અને પોતાને નિર્દોષ સાક્ષી જેવા માને છે, તેઓ
પાપકર્મ કરે છે અને અહંવૃત્તિથી સમાતા નથી, તે સર્વ ખરેખર
કર્મરૂપ માયાનું કાર્ય છે. માયામાં મસ્તજીવો દારૂમાંસ પાપ-
કર્મમાં આસક્ત રહે છે. કુધર્મ ને સત્યધર્મ માનવો અને કુદેવ ને
સુદેવ માનવો તથા કુગુરૂને સુગુરૂ માનવો તે માયાની પરિણતિ-
વાળી બુદ્ધિનું કાર્ય છે. અધર્મને ધર્મ મનાવનારી માયા છે.
કેટલાક માયાને દેવીની ઉપમા આપી તેને પૂજે છે. તે એમ માને
છે કે માયારૂપી કાલિકાદેવી પ્રસન્ન થશે તો પ્રભુનું દર્શન કરવા

હેશે. એવા અજ્ઞાન ભક્તોએ જાણવું જોઇએ કે માયા કંઈ ચેતન બ્રહ્મ નથી કે તે કૃપા કરી શકે અને ભક્તોપર પ્રસન્ન થાય? માટે પરમેશ્વર—પરમાત્માને ભૂલીને રાગદ્વેષરૂપ માયાની જે ઉપાસના કરવી તે ભ્રાંતિ છે. માયાની સેવા કરનાર સંસારમાં પુનઃ પુનઃ અવતરે છે. કેટલાક રાગદ્વેષની પરિણતિથી આત્મા ભિન્ન નથી, રાગદ્વેષ અજ્ઞાન અને આત્મા એક બ્રહ્મરૂપ છે એમ જેઓ માને છે, તેઓ અજ્ઞાનીઓ છે અને તે માયાની તમોગુણીબુદ્ધિકર્મથી ઘેરાયલા છે. રાગદ્વેષ કામક્રોધ માન માયા લોભ ક્ષામ ઈર્ષ્યાદિ દુર્ગુણ અને બ્રહ્મ એક રૂપ અર્થાત્ રાગદ્વેષાદિ માયા તેજ બ્રહ્મજ સ્વરૂપ હોય તો પછી ભક્તિ વૈરાગ્ય શમદમ સંતોષ જ્ઞાન ત્યાગ વ્રત તપ જપ-આદિની આરાધના કરવાની જરૂર રહેજ નહીં. માયા તે બ્રહ્મજ છે એમ જો માનવામાં આવે તો અસત્યને સત્ય તથા અધર્મ ને ધર્મ, તથા શયતાન અને પ્રભુ એક રૂપ થવાથી દુર્ગુણ રાગદ્વેષ પાપકર્મના ત્યાગની જરૂર રહે નહીં અને તેથી દુનિયાના લોકો પાપકર્મને પણ બ્રહ્મ માની તે કર્યા કરે, અધર્મી અને ધર્મીનો ભેદ ન રહે, વિશ્વ પાપી બની જાય માટે માયાના સ્વરૂપથી આત્માનો ધર્મ ભિન્ન માનવો જોઇએ. આત્માનો સ્વભાવધર્મ જ્ઞાન અને આનંદમય છે. માયાનો સ્વભાવ મિથ્યાત્વ બુદ્ધિ, રાગદ્વેષ, કામ, ક્રોધ, માન, માયા, લોભ, ઈર્ષ્યા, નિંદા, હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચારઆદિ દુષ્ટ વિચાર વૃત્તિ-ચોની પરિણતિરૂપ છે, તથા પૌદ્ગલિકજડસુખોની અભિલાષારૂપ છે, તથા નામરૂપના મોહમાં મુંઝાવારૂપ છે. માયારૂપી નટડી સર્વ બ્રહ્માંડોના—લોકોના જીવોને નચાવે છે અને તેઓની પાસે હિંસા-મય યજ્ઞો કરાવે છે, તેમાં પ્રભુની પ્રસન્નતા પ્રાપ્ત કરવાના બહાના નીચે પશુઓને હોમાવે છે. પુણ્યકર્મોરૂપ યજ્ઞપરમાર્થ વિચારો અને પદાર્થ પ્રવૃત્તિયોરૂપ યજ્ઞને કરવા દેતી નથી, ધર્મમાર્ગમાં ચઢતા મોટા મોટા મુનિવરોને પણ સૂક્ષ્મનામરૂપી કીર્તિ કામ્યપદા-

થીની વાસનાને અને ધર્મમોહબુદ્ધિને પ્રેરીને પુનઃ સંસારમાં રખડાવે છે. માયા આવી પ્રબલ છે તો પણ તે આત્માના બળથી તુર્ત નષ્ટ થૈ જાય છે. કરોડો મણ કાષ્ટના જથ્થાને જેમ અગ્નિકણ, બાળીને ભસ્મ કરે છે. સર્વત્ર ફેલાયલા તમને જેમ સૂર્યનાં કિરણો એક પલકમાં દૂર કરે છે, તેમ માયારૂપ સુવર્ણપાત્રનો મોહ મૂકતાં તુર્ત આત્માનો જ્ઞાન પ્રકાશ થાય છે અને તેથી અનંતભવનાં બાંધેલાં અને સંચિત કરેલાં તથા ઉદીરણા અને ઉદયમાં આવેલાં કર્મનો ક્ષણમાં નાશ થાય છે અને તિરોભાવે રહેલી આત્માની જ્ઞાનાદિ શક્તિયોનો ક્ષણમાં પ્રકાશ થાય છે. દુનિયાના જડપદાર્થ વિષયો કંઇ, આત્માને બંધન કરવા સમર્થ થતા નથી પણ જડપદાર્થો, દેહ વગેરેમાં થતો અહંત્વ, મમત્વ, રાગદ્વેષ, કામભાવ છે તે બંધન કર્તા થાય છે અને એવા અહંમમત્વ રાગદ્વેષ કામ અજ્ઞાનરૂપ સુવર્ણપાત્રને ઉખેડી નાંખવામાં આવે અર્થાત્ હઠાવી નાંખવામાં આવે તો આત્માજ આત્માના સત્યધર્મને દેખી શકે છે અને આપોઆપ સ્વરૂપે પરબ્રહ્મ બને છે. આત્મા જ આત્માનો ઉદ્ધાર આત્માવડે કરી શકે છે પણ માયાવડે તથા અન્યરાગદ્વેષાદિ પરિણતિવાળા કલ્પાયલા ઈશ્વરવડે સ્વાત્માનો ઉદ્ધાર થતો નથી. જેનામાં રાગદ્વેષ છે તે અન્યનો ઉદ્ધાર કરી શકતો નથી એવી બુદ્ધિ તે સાત્વિક બુદ્ધિ છે, એવી સાત્વકબુદ્ધિથી રાગદ્વેષમય સુવર્ણપાત્રરૂપી માયામાં નિર્મોહ રહી શકાય છે અને તેથી સર્વવિશ્વમાં સમભાવ પ્રગટે છે તેથી સમત્વરૂપમહાયોગની પ્રાપ્તિ થતાં હિરણ્યમય માયા પાત્રનું મુખ તુર્ત ઉઘડી જાય છે અને કેવલજ્ઞાનરૂપ સત્યનો પ્રકાશ થતાં આત્મા પરમાનંદરૂપે પ્રકાશે છે. આત્માના સત્યનું આચ્છાદન કરનાર મોહમાયારૂપ સુવર્ણપાત્ર છે તે સૂર્યના કિરણથી હિમ જેમ ગળી જાય છે તેમ દયા પ્રેમ સત્ય શક્તિ મૈત્રીભાવ જ્ઞાનભક્તિ નિર્લેપકર્મ વગેરેના સદ્વિચારોથી

અને સત્ પ્રવૃત્તિયોથી મોહ માયારૂપ સુવર્ણપાત્ર ગળીને વિખરાઇ જાય છે, અને સર્વ મોહાદિ આવરણ રહિત શુદ્ધાત્માજ જીવન્મુક્ત બની દેહ છતાં પરમાત્મદશાના પરમાનંદનો ભોગ કરે છે. શુદ્ધબ્રહ્મની પ્રાપ્તિ માટે દરરોજ સાંજ સવારે ષડાવશ્યક કર્મ કરવાં અને અશુદ્ધ વિચારોમાંથી તથા તેઓની પ્રવૃત્તિયોમાંથી પાછા ફરવારૂપ પ્રતિક્રમણ કરવું, પરમેશ્વરની પ્રાર્થના કરવી, ક્ષણે ક્ષણે શુદ્ધાત્મપરબ્રહ્મમહાવીર દેવનું સ્મરણ કરવું અને આત્માને શુદ્ધબ્રહ્મમહાવીરરૂપ ભાવવો, મનમાં પ્રગટતા અશુભ વિચારોનો રોધ કરવો, સર્વ જીવોની દયા થાય એવાં ધર્મ્યકર્મોમાં અલ્પદોષ અને મહાધર્મની દૃષ્ટિએ પ્રવૃત્તિ કરવી. સ્વાધિકારે વિવેક પૂર્વક સર્વ કર્તવ્યકાર્યો કરવાં. વૈરીનું પણ બૂરું ન ચિંતવવું અને બૂરું ન કરવું, કોઇની નિંદા ન કરવી, વીતરાગ તીર્થંકર દેવોનાં ચરિત્રો વાંચવાં, સાંભળવાં અને તેઓના ચરિત્રોમાંથી સ્વાધિકારે ચારિત્ર ગ્રહણ કરવું, વિશ્વસેવામાં યથાશક્તિ એ નિષ્કામભાવે પ્રવર્તવું, આત્માના સ્વભાવનો વિચાર કરવો, મનની ચંચલતા અને ભીતિ વારવી, સર્વ પ્રકારના સંકટપરિષહોને આત્મજ્ઞાનોપયોગથી સહન કરવા, સર્વ પદાર્થોમાં દેશકાલ ઈન્દ્રિયો અને મનની અપેક્ષાએ કલ્પાયલું શુભાશુભપણું તે કલ્પિત છે એમ જાણીને મન ઈન્દ્રિયોના વિષયોમાં પ્રવૃત્તિ કરતાં છતાં તેમાં રાગદ્વેષની કલ્પના ન ઉઠે એવો આત્મજ્ઞાનથી વિચાર કરવો. દરરોજનાં સ્વકુટુંબ સમાજમાટે ધર્મ્યકર્મો જે થાય છે તે સેવા ધર્મકર્મ છે એમ માની અંતરમાં પારમાર્થિક બુદ્ધિથી સ્વપર સમાજ જીવન સેવા વિચારવી. પાપીઓને જ્ઞાનાદિકથી સ્વાધિકારે શિક્ષા કરી ધર્મી બનાવવા પુરૂષાર્થ કરવો. અજ્ઞાની મૂઢજનોને જ્ઞાની ભક્ત બનાવવા અર્પાઇ જવું, એમ તત્સત્ પ્રવૃત્તિ કરતાં તમોગુણી રજોગુણી માયા છે તે સાત્વિકમોહમાયાના રૂપમાં ફેરવાઇ જશે અને સાત્વિકમાયારૂપ સુવર્ણપાત્ર તે ઉત્તમકાચના સમાન

પારદર્શક બનવાથી તેમાં રહેલ આત્મબ્રહ્મ આપોઆપ પ્રકાશશે અને છેવટે સાત્વિક માયાનું સુવર્ણપાત્ર છે તે ગળી જશે અને સ્વયંઆત્મા પ્રકાશશે. શરીર મનવાણી લક્ષ્મીશક્તિયો વગેરે સાધનો છે. સુવર્ણપાત્રસમ મોહમાયા ઓગળી જતાં શરીર વગેરે સાધનોનો પૂર્વના કરતાં ઘણો સદુપયોગ થાય છે. શરીર, મન, વાણી, લક્ષ્મી, સત્તા વગેરેનો જ્ઞાનીઓ વિશ્વજીવોના કલ્યાણાર્થે નિર્લેપપણે ઉપયોગ કરી શકે છે. આત્માના અનંતગુણપર્યાયરૂપધર્મોને દેખવાથી આત્મા પોતાનું ઐશ્વર્ય પ્રગટ કરી શકે છે. જે જે હેતુઓ પૂર્વે આસ્રવ માટે થતા હતા તેજ સુવર્ણપાત્રરૂપ કામનો વિલય થતાં જ સર્વજીવોના કલ્યાણાર્થે વાપરી શકાય છે અને તેથી આત્મજ્ઞાની ઇશ્વરાવતારરૂપ ગણાય છે. આવા આત્મજ્ઞાનીઓની સંગતિથી આત્મા તેવા પ્રકારનો શુદ્ધ બને છે અને સર્વથા સર્વસત્યોને તે દેખી શકે છે, તેને સર્વે સર્વના સ્વભાવે સત્ય લાગે છે. મોહાદિ આવરણથી જે અસત્યરૂપે બ્રહ્મ લાગતું હતું તેજ બ્રહ્મ હવે તેને સત્યરૂપે જણાય છે, દેશકાલથી જે બ્રહ્મ પૂર્વે અંતવાળું લાગતું હતું તેજ દેશકાલાદિ ઉપાધિથી અપરિચ્છિન્ન અનંત ભાસે છે. મોહમાયારૂપ સુવર્ણપાત્રથી સત્યનું ઢંકાયલું દ્વાર ઉઘાડવા માટે અંતરમાં ભવ્યજીવોએ લગની લગાડવી. જેઓએ માયાપાત્રથી ઢંકાયલું સત્યદ્વાર ઉઘાડયું હોય તેઓની સંગતિ કરવી. માયાની દૃષ્ટિએ આત્માને ન અવલોકવો પણ આત્માની દૃષ્ટિએ આત્માને અવલોકવો. ઘણા કલાકોના કલાકો પર્યંત અને દિવસોના દિવસો પર્યંત આત્મા સંબંધી ધ્યાન ધરવું. આત્માના સ્વરૂપનો એકાગ્રચિત્તથી વિચાર કરવો. દિવસો દિવસ અને માસોપર્યંત વર્ષોપર્યંત સત્યની શોધ કરવી અને અસત્યની દૃષ્ટિનો રાગદ્વેષના વિલયથી વિલય કરવો. આત્માની શક્તિયોની ઉપાસના કરવી, અને રાગદ્વેષ મોહાદિ વિચારોથી મુક્ત થવું. ઘણાકાલપર્યંત નિવૃત્તિદશામાં રહીને આત્મ-

જ્ઞાનની પકવતા કરવી અને રાગદ્વેષાદિ આસક્તિ વિના નિર્લેપ સાક્ષીભાવના જ્ઞાનોપયોગે સર્વ કર્તવ્યકર્મો કરવાની તથા સેવાદિ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવી. ભય, ખેદ, દ્વેષ આસક્તિના સંસ્કારોનો સર્વથા ક્ષય કરવો. પ્રથમ દશામાં સેવાભક્તિ કર્તવ્યકર્મો કરવામાં દોષો પ્રગટે. છે, દયાદિ કર્તવ્યધર્મ્યકર્મો કરતાં અલ્પહિંસાદિ દોષો પ્રગટ છે પરંતુ ઉત્તરોત્તર તેવી ઉચ્ચભૂમિકાઓમાં પ્રવેશ કરતાં અનંત સત્યનાં સર્વ દ્વારો ખુલ્લાં થાય છે. જ્ઞાનથી પાકેલો આત્મા સર્વ સદ્ગુણોને પ્રાપ્ત કરે છે તેથી તે વિશ્વજીવોનું અનંતગણું કલ્યાણ કરવા સમર્થ થાય છે અને સ્વાત્માનો તથા અન્યાત્માઓનો ઉદ્ધાર કરી શકે છે. આવા જ્ઞાની આત્માઓ મોહના અસંખ્ય પડદાઓને ભેદીને તેમાં રહેલા આત્માનું અનંત સત્ય દેખી શકે છે. અસત્ય અને સત્ય અપેક્ષાએ સત્ય અને અસત્ય છે, આવા બ્રહ્મને પામવા પરમપ્રેમ શ્રદ્ધાથી પરમ પુરૂષાર્થ કરવો. રાગદ્વેષાદિકષાયકદાગ્રહવિના સંતોની પાસેથી સાપેક્ષ આત્મજ્ઞાન મેળવવું. સર્વજ્ઞપરમાત્મા મહાવીરદેવે પ્રકાશેલું સત્યજ્ઞાન વિચારવું અને આત્મામાં રહેલું સત્ય પ્રગટ કરવું.

मंत्र

पूषन्नेकर्षेयमसूर्य । प्राजापत्यव्यूहरश्मीन् समुह .
तेजोयत्तेरूपंकल्याणतमं तत्तेपश्यामि योऽसावसौपुरुषः
सोऽहमस्मि ॥ १६

શબ્દાર્થ—હે પૂષન્! એકર્ષે! યમ! સૂર્ય! હે પ્રજાપત્ય, કિરણોના સમૂહને પ્રસારો!! ચલાવો અને તેજને એકત્ર કરો, આપનું જે કલ્યાણતમ તેજ સ્વરૂપ છે તેને દેખું છું અને જે આ પુરૂષ છે, બ્રહ્મ છે તેજ હું છું.

અનુભવાર્થ—પૂષન્, એકર્ષિ, યમ, સૂર્ય, પ્રાજાપ્રત્ય વગેરે જ્ઞાની ઋષિયો છે, તેઓની પ્રાર્થના કરતાં આ મંત્ર રચયિતા ઋષિ કહે છે કે જ્ઞાનરૂપ સૂર્યનાં તેજોમય કિરણોનો ફેલાવો કરી અને બ્રહ્મવિદ્યાનું સર્વ પ્રકારનું જ્ઞાન એકઠું કરો!! તમારૂં કલ્યાણ તમ જ્ઞાનરૂપ છે, જ્ઞાન તેજ બ્રહ્મ છે અને શરીર વગેરે પ્રકૃતિ તે પુદ્ગલ જડદ્રવ્ય છે. તમારા બ્રહ્મજ્ઞાનના ઉપદેશથી હવે તમારૂં બ્રહ્મરૂપ દેખું છે. હિરણ્યમયપાત્રથી સત્યનું મુખ આચ્છાદિત થયું હતું પણ તે પાત્રને ઉઘાડી બ્રહ્મરૂપ દેખ્યું છે. શરીરમાં રહેલ આત્મા, બ્રહ્મ તેજ સત્ય છે એમ હે દેવો! હે ઋષિવરો! હે પ્રભો!!! મ્હેં જાણ્યું છે અને આ બ્રહ્મ તેજ પુરૂષ પરમાત્મા છે અને તેજ હું છું એવો નિશ્ચય જ્ઞાનપ્રકાશ થયો છે. માટે હે પૂષન્! આદિ સાકારદેવો!! તથા ઋષિવરો!! હું તમારો ઉપકાર માનું છું. તમારૂં કલ્યાણ તમ તેજ બ્રહ્મરૂપ છે તેવુંજ મારૂં સ્વરૂપ છે તેથી બ્રહ્મ તેજ હું અને બ્રહ્મ તેજ તમો છો એવા એવો સત્ય પ્રકાશ થયો છે. હું બ્રહ્મ છું, તમો ગુરૂ ઋષિઓ બ્રહ્મ છો. સર્વ જીવો બ્રહ્મ છે, અર્થાત્ આત્માઓ છે, અને સંગ્રહનય સત્તાની અપેક્ષાએ એકાત્મા

બ્રહ્મરૂપ છે. સર્વ વિશ્વમાં સર્વ પ્રાણીઓમાં સત્તારૂપ ચૈતન્ય વિલસી રહ્યું છે. સર્વજીવો તે સત્તાએ પ્રભુ છે. પરમાત્મારૂપ પુરૂષ તેજ પુરૂષ હું છું. સત્તાની અપેક્ષાએ હું પ્રભુ છું અને વ્યવહારનયની અપેક્ષાએ વ્યક્તિભાવે પ્રભુ થઈશ. સર્વ જીવો તે વસ્તુતઃ સત્તાએ પ્રભુ છે, તેજ હું છું. સર્વત્ર સત્તાબ્રહ્મ તે સોઽહમસ્મિ છું. શરીર મનવાણી આદિ જડપદાર્થોથી અને જડપદાર્થોમાં થતી સુવર્ણ-પાત્રરૂપ અસત્યમોહમાયાનો પડદો ખુલી ગયો અને આત્મા તેજ હું સોઽહંનો અનુભવ થયો. સર્વત્ર સોઽહંનો પ્રકાશ થયો. કાષ્ટમાં લાગેલી અગ્નિ જ્યોત તે જેમ કાષ્ટોથી ભિન્ન છે તેમ સર્વત્ર જડ અને આત્મા બન્નેનું ભિન્નસ્વરૂપ અનુભવાયું. મારૂ મરણ નથી અને જન્મ પણ નથી. એવો હું સોઽહમ્ છું.

સોऽहमस्मिनो અનુભવ પૂર્વે નીચેના પદ પ્રમાણે થયો હતો.

पद

सोऽहं सोऽहं सोऽहं सोऽहं -सोऽहं सोऽहं दिलमां वस्योरी;
हुं तुं भेदभाव दूर नाठो-क्षायिकभावे कदि न खस्योरी. सोऽहं १
दिलसागरमां अमर दीवो तुं,-मनमंदिरमां दीप जिस्योरी;
ज्यां त्यां देखुं त्यांहि तुंहि तुंहि, प्राणपतिविन प्रेम किस्योरी. सोऽहं २
तुं तारामां समायो सहेजे, पछने कहो केम जाय कथ्योरी;
सब ऋद्धि तुज अंतरभासी, ज्योतिसें ज्योति जगाय रह्योरी. सोऽहं ३
जावुं न आवुं न लेवुं न देवुं, अंतर पडदा खूल गयोरी;
सुखसागरनी लहेरो उछळे, आतम हंस त्यां झील रह्योरी. सोऽहं ४
हरवुं फरवुं खरवुं न मरवुं, दुःखदावानल शांत थयोरी;
बुद्धिसागर सोऽहंध्याने, परमातमपद आप भयोरी. सोऽहं. ५

---

पद.

साधुभाइ अपना रूप जब देखा-करता कौन कौन फुनी करणी,
कौन मागेगा लेखा. ... ... ... .... ....साधु. १
साधुसंगति और गुरुकी कृपातें-मिट गइ कुलकी रेखा;
आनन्दघन प्रभु परचो पायो, उतर गयो दिल भेखा. साधु. २

---

पद.

सोऽहं सोऽहं सोऽहं सोऽहं. सोऽहं साऽहं रटना लगीरी, सोऽहं.
इंगला पिंगला सुखमना साधके, अरुण पतिर्थी प्रेम पगीरी;
बंकनाळ खटचक्र भेदके, दशमे द्वार शुभज्योति जगीरी. सोऽहं. १
खुलत कपाट घाट निज पायो, जनम जरामर्ण भीति भगीरी;
काच शकलदे चिंतामणि लें, कुमता कुटीलकुं सहज ठगीरी. सोऽहं. २
व्यापक सकल स्वरूप लख्याइम, जिम नभमें मग लहत खगीरी;
चिदानंद आनंदमय मूरति, निरख प्रेमभर बुद्धि थगीरी. सोऽहं. ३

સોઽहं—અર્થાત્ હું પરમાત્મા છું. कोऽहम् કોણ હું છું. ઉત્તરમાં सोऽहम् તે પરમાત્મા તેજ હું છું. तत्त्वमसि—તે શુદ્ધાત્મા, બ્રહ્મ તેજ તું છે પણ જડદ્રવ્ય અને પર્યાયો તે તું નથી. अयमात्माब्रह्म—આ શરીરમાં રહેલો અસંખ્યપ્રદેશી આત્મા તેજ બ્રહ્મ છે. જ્ઞાનાનંદરૂપ બ્રહ્મ છે. विज्ञानंब्रह्म, છદ્મસ્થાવસ્થાનું જેમાં જ્ઞાન નથી એવો ક્ષાયિકભાવના કેવલજ્ઞાનવાળો આત્મા છે. પરમાણુઆદિ જડદ્રવ્યો અને તેના પર્યાયોઆદિ જડજગથી ન્યારો પણ તેનો પ્રકાશક અને આત્માના અનંતગુણ પર્યાયોનો પ્રકાશક सोऽहम् હું આત્મા છું અને તેવા સર્વે આત્માઓ છે. જે મારૂં સ્વરૂપ છે તે સર્વજીવોનું શુદ્ધસ્વરૂપ છે, સત્તાએ મારામાં અને સર્વજીવોના સ્વરૂપમાં ભેદ નથી અર્થાત્ સર્વમાં એક સરખું આત્મસ્વરૂપ છે હું અનાદિ અનંત છું. મારા અનંત અસ્તિ પર્યાયો અને અનંત નાસ્તિ પર્યાયો છે, તેમાં સર્વવિશ્વનો અંતર્ભાવ થવાથી સર્વરૂપ હું આત્મા છું એમ અપેક્ષાએ પ્રકાશું છું. સર્વ જીવો તે સત્તાએ પરમાત્માઓ છે. અનંત નૂર તેજનો હું મહાસાગર છું, અજ છું, અખંડ છું, અવિનાશી છું. દેહના જન્મ મરણથી હું ભિન્ન છું, સર્વજડ અને ચેતન જગત્નો પ્રકાશક અને સાક્ષી છું. કર્મના સર્વશુભાશુભ ઉદયોમાં હું સાક્ષીભાવે વેદક છું એવું મારૂં સ્વરૂપ છે. મારી જ્ઞાનાદિ શક્તિયોનો અંત નથી તેથી તે અનંત છે. સર્વ પ્રકારનાં જે દેહો થયાં અને જે મારાં નામો પડયાં તથા જે જે કર્મોદયથી શુભાશુભ પ્રવૃત્તિયો થઇ તેમાં હું સાક્ષી તટસ્થ દ્રષ્ટા બન્યો છું. કર્મરૂપ પ્રકૃતિના જે જે શુભાશુભ ખેલો કે જે નિકાચિત પ્રારબ્ધથી ખેલવા પડે છે અને વર્તમાનમાં ખેલાય છે તે હું નથી છતાં તે ખેલવામાં નિમિત્તભૂત તથા સાક્ષીરૂપ આત્મોપયોગી છું. કર્મરૂપ અંજન તે હું નથી તેથી હું નિરંજન છું. સર્વ પ્રકારના આકારો દેહો તે હું નથી. હું નિરાકાર છું. સર્વપ્રકારનું

અજ્ઞાન તે જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી છે અને મિથ્યાત્વ મોહનીયના ઉદયથી છે તેમાં મારૂં સ્વરૂપ નથી. મારૂં સ્વરૂપ તો શુદ્ધજ્ઞાનમય છે તેજ **સોऽहम्** શુદ્ધજ્ઞાનમય હું છું. અવર્ણીય છું. જેટલા વર્ણના ભેદ છે તે પુદ્ગલ જડદ્રવ્યના છે, જેટલા ગંધના ભેદ છે તે હું નથી. **नाऽहं नाऽहं**, તે વર્ણગંધરસ અને સ્પર્શરૂપ હું નથી. હું લાંબો છું ? ટૂંકો છું ? **नेति नेति** એ પ્રમાણે નથી એ પ્રમાણે નથી. એમ હું આત્મા જાણું છું, નામ અને સર્વ પ્રકારના શરીરના રૂપે હું રૂપી છું ? તો ઉત્તરમાં **नेति नेति नाऽहं नाऽहं** તે પ્રમાણે નથી, તે હું નથી. બાહ્ય નામરૂપની કીર્તિ, પ્રતિષ્ઠા, જય, આબરૂ, બાલ્યાવસ્થા, યુવાવસ્થા, વૃદ્ધાવસ્થા તે સર્વરૂપે હું નથી. **नेति नेति नाऽहम् नाऽहम्** બાહ્યનું પુદ્ગલ શરીર તેની બાલ્યાવસ્થા યુવાવસ્થા વગેરે છે. પુણ્ય અને પાપ તે હું છું ? **नेति नाऽहम्** તે જડપુદ્ગલ સ્કંધો છે તેમાં હું નથી અને તે મારાં નથી, રાગ અને દ્વેષ તે પણ હું નથી. રાગદ્વેષની પરિણતિથી ન્યારૂ મારૂં શુદ્ધબ્રહ્મ સ્વરૂપ છે. રાગદ્વેષ તે ભાવકર્મ પ્રકૃતિ છે, તેથી મારૂં શુદ્ધસ્વરૂપ ન્યારૂ છે. રાગદ્વેષ, અજ્ઞાન, કામને હું જાણું છું, રાગદ્વેષ કામ વગેરે પ્રકાશ્ય છે, તે મારી શક્તિવડે પ્રકાશે છે, તેનાથી હું આત્મા ન્યારો છું. હું તો રાગદ્વેષ રહિત **સોऽहमस्मि** શુદ્ધાત્મા બ્રહ્મ છું, મારા અનંત જ્યોતિરૂપથી સર્વવિશ્વ પ્રકાશે છે તેવા મ્હને—આત્માને જડવસ્તુઓના સંબંધથી રાગદ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ, કામાદિ સંસ્કારો મારામાં પ્રગટી શકે નહીં એવું મારૂં શુદ્ધ સ્વરૂપછે. તેજ શુદ્ધાત્મા **સોहऽमस्मि** નિશ્ચયથી છું. દુનિયાના સર્વપદાર્થોનો હું પ્રકાશક છું અને સર્વજડસાકાર નિરાકારપદાર્થોથી હું ન્યારો છું. મારા આત્માના અસંખ્ય પ્રદેશો છે. એકેકપ્રદેશમાં અનંતજ્ઞાન દર્શન આનંદાદિપર્યાયો છે. સર્વ પ્રદેશો અનાદિ અનંત પરસ્પર નિત્ય સંબંધી છે. અગ્નિઆદિ કોઈથી આત્માના એક પ્રદેશનો પણ નાશ થતો

નથી. આકાશની પેઠે અરૂપી અને અનંતજ્ઞાનાદિ શક્તિમય પ્રદેશોનો કોઇથી નાશ થતો નથી અને થવાનો નથી. જડવસ્તુઓના પરિમાણથી આત્માના પ્રદેશોનું કર્મસહિત અવસ્થામાં અને કર્મ રહિત અવસ્થામાં પરિમાણ ન્યારૂં છે. તર્કબુદ્ધિથી આત્માના પ્રદેશોનું સ્વરૂપ ખંડ્ય થઇ શકતું નથી અને તર્કથી અનુભવગમ્ય થઇ શકતું નથી એમ સર્વજ્ઞો પ્રકાશે છે આત્મા તે વસ્તુતઃ શરીરમાં છતાં શરીર નથી, મનનો સંબંધી છતાં દ્રવ્ય મનરૂપ નથી. વાણી મન શરીરનો પ્રેરક પ્રવર્તક છતાં મનવાણીકાયાથી ન્યારો છે. આત્મા વસ્તુતઃ નિરાકાર નિરંજન જ્યોતિ સ્વરૂપ છે, તે પુરૂષ શરીરમાં છતાં પુરૂષવેદી નથી. સ્ત્રીશરીરમાં વસતાં છતાં સ્ત્રીરૂપ નથી અને નપુંસક વેદી નથી, બ્રાહ્મણના ગુણકર્મો કરતો છતો તે બ્રાહ્મણ નથી, ક્ષત્રિયના ગુણ કર્મો કરતો છતો વસ્તુતઃ તે ક્ષત્રિય નથી. અને વૈશ્યના ગુણકર્મો કરતો છતો તે વૈશ્ય નથી અને શુદ્ર અંત્યજના ગુણકર્મો કરતો છતો તે અંત્યજ નથી, તે એશિયા. યુરોપ, આફ્રિકા. આસ્ટ્રેલિયા, અમેરિકાદિ ગમે તે ખંડમાં વસતાં છતાં તે ખંડથી આકાશ વાયુની પેઠે ન્યારો છે. રક્ત વર્ણી જાતિમાં રહ્યો છતો તે રક્તવર્ણી નથી. ચીનાઆદિ પીળી જાતિમાં તે પીળો નથી, હિંદુઆદિ કાળી જાતિમાં તે કૃષ્ણ નથી, તે સર્વ દેશ ખંડ આચાર કર્મથી વસ્તુતઃ ન્યારો છે. આકાશ જેમ સર્વ ખંડ જલ પૃથ્વી વાયુ મનુષ્ય વગેરે પ્રાણીઓમાં રહ્યા છતાં તેનાથી ન્યારૂં છે, તેમ શરીરાદિ સર્વમાં વ્યવહારે રહ્યો છતાં તેનાથી ભિન્ન સોઽહમસ્મિ છું. હું આત્મા, વાયુના સંબંધે વાયુ નથી, તથા અગ્નિ સંબંધી છતાં અગ્નિ નથી, આકાશનો સંબંધી હું છું છતાં આકાશ નથી. જલનો સંબંધી છું છતાં જલ નથી, પૃથ્વીનો સંબંધી છું છતાં પૃથ્વી નથી, જડનો સંબંધી છું છતાં જડરૂપ નથી. નેતિ નેતિ એ પ્રમાણે નથી, એ પ્રમાણે નથી. આત્મા વસ્તુતઃ પુણ્યકર્મ સંબંધમાં

આવ્યા છતાં પુણ્યરૂપ નથી, અને પાપકર્મસંબંધમાં આવ્યા છતાં પાપરૂપ નથી. પુણ્ય અને પાપનો વેદકછું છતાં પુણ્યપાપથી ન્યારો છું. બાહ્યથી કર્મનો કર્તા ભોક્તા છું છતાં અંતરથી નથી. શરીર અને નામનો સંબંધી છતાં વસ્તુતઃ શરીર અને નામ તે હુ આત્મા નથી. નેતિ નેતિ એ પ્રમાણે શરીર નામ તે હું નથી લાંબો, પહોળો, ટૂંકો, જાડો, પાતળો, ઇત્યાદિ શરીરાદિના પર્યાય છે પણ તે હું નથી. આત્માની પ્રિયતાને લીધે સર્વ વિશ્વ પ્રિય છે આત્માથી સર્વ વિશ્વ પ્રિય લાગે છે પણ જડવસ્તુઓ કે જે આત્માને જાણતી નથી એવી લક્ષ્મીઆદિને હું પ્રિયા માનું નહીં. તપ કરૂં પણ હું આત્મા છું તે તપરૂપ સાધનથી ભિન્ન છું. વ્રતચારિત્રાદિ ધર્મસાધનોવડે આત્મસ્વરૂપ સાધું છું પણ તે સાધનોથી આત્મા ભિન્ન છે. સર્વદર્શનોને હું જાણું છું પણ તે એકેક નયાદેશી હોવાથી અસંખ્યનયોની દૃષ્ટિયો જેમાં સમાઇ જાય છે એવો સોઽહં તેજ આત્મા છું, હિંદુ, મુસલમાન, બૌદ્ધ, પારસી, ખ્રીસ્તિ આદિ વ્યવહારથી વ્યવહારે તેનો જ્ઞાતા છું પણ અંતરથી ન્યારો એવો સોઽહમસ્મિ છું. સૂર્યાદિગ્રહોના વિમાનોના પ્રકાશોને પણ પ્રકાશનાર તથા ચક્ષુઆદિને સર્વથા પ્રકાશક આત્મા છે. સમભાવે આત્માની સાથે લાગેલાં સર્વકર્માવરણો ખરે છે, ટળે છે અને આત્મા સ્વયં શુદ્ધ બ્રહ્મરૂપ જિનેશ્વર બને છે. આત્માની શક્તિયોને કોઇ પહોંચી શકે તેમ નથી. અસંખ્યહીરા રત્નો તે પણ આત્માની આગળ નાકના મેલ સમાન છે. શહેનશાહીપણું, ચક્રવર્તીપણું અને ઇન્દ્રપણું તે પણ આત્માની આગળ ધૂળ સમાન છે, એવો જ્ઞાનાનંદરૂપ હું આત્મા છું. બાહ્યની સર્વઋદ્ધિયો તે હું નથી. હું ગૃહસ્થી નથી અને ત્યાગી નથી. સર્વ પ્રકારના આશ્રમથી ભિન્ન આત્મા છું. હું આત્મા પવિત્રમાં પવિત્ર છું, કોઇથી હું અભડાતો નથી અને કોઇને હું અભડાવી શકતો નથી, તથા સર્વ

જીવોને પવિત્ર કરનાર હોવાથી હું આત્મા પૂષન્ છું, સર્વજ્ઞેયોને જ્ઞાનથી વશમાં રાખનાર હોવાથી હું યમ છું. સર્વવિશ્વનો પ્રકાશક છું માટે હું સૂર્ય છું, સર્વ પ્રજાઓ તે આત્માનાં અપત્યો છે માટે આત્મા જ પ્રાજાપત્ય છે. સત્તાએ એક બ્રહ્મરૂપ હોવાથી હું આત્માજ એકર્ષિ છું. મારૂં જ્ઞાન સ્વરૂપજ કલ્યાણતમ છે તેનાથી અન્ય કોઇ કલ્યાણતમ નથી તેજ હું આત્મા જ શિવ છું. હું પોતાના શુદ્ધ સ્વરૂપમાં રમું છું તેથી હુંજ રામ છું. સર્વ પ્રકારના દેવલોકાદિ દેવોના પ્રકાશક આત્મા છે. તેથી આત્માજ મહાદેવ છે, રાગદ્વેષને જીતનાર આત્મા તેજ જિનેશ્વર છે. રાગદ્વેષમોહકામરૂપ શત્રુઓનો હણનાર આત્મા જ અરિહંત છે. રાગદ્વેષાદિવૃત્તિયોને હરવાથી આત્માજ હરિ અને હર છે, આત્માજ સર્વવિશ્વનો ઉપરી હોવાથી પરમેશ્વર છે. આત્માજ સર્વજ્ઞાનાદિવૃત્તિયોને આત્મા તરફ આકર્ષે છે તેથી તે કૃષ્ણ અને કેવલ જ્ઞાનથી વિષ્ણુ છે તે સંબંધી નીચે પ્રમાણે પદ છે.

આત્મા તેજ કૃષ્ણ અને વિષ્ણુ છે તેનુ સાપેક્ષજ્ઞાનપદ

आत्मा सोऽहं कृष्ण विष्णु पद.

રમજો રંગે કૃષ્ણજી રંગમાંરે રાચી,
સમજીને વાત આતો સાચીરે.... .... ....રમજો.
ગણી માયાને તમે કાચીરે. .... .... ....રમજો.
અસંખ્યપ્રદેશી આર્યક્ષેત્રમાં, સુમતિ યશોદાના જાયા;
વિવેકનંદના તનુજ સોહાયા, સમતાવ્રજદેશે આયારે. રમજો. ૧
સ્થિરતા રમણતા રાધાને લક્ષ્મી, તેહના પ્રેમમાં રંગાયા;
ધારણા દ્વારિકામાં વાસ કર્યો રૂડો, ચારિત્ર વસુદેવ રાયારે. રમજો. ૨
ભાવદયા દેવકીનારે છોરૂ, આકાશ ઉપમાથી કાળા,
અનુભવદૃષ્ટિ મોરલીના નાદે, લય લાગી લટકાળારે....રમજો. ૩

સાતનયોના વાક્યોની મટકી, તેથી મહિયારણ સારી;
ક્ષયોપશમજ્ઞાનવૃત્તિ આહીરણ, આતમજ્ઞાનદધિ ધારીરે. રમજે. ૪
ભેદજ્ઞાનદૃષ્ટિ લકુટીથી ભાગી, તત્ત્વામૃત દહીં ચાખ્યું;
ગિર્વાણીના ધારી ગિરધારી, જ્ઞાનીએ ભાવથી એ ભાખ્યુંરે. રમજે.૫
આતમધ્યાનનો રાસ રમાડીને, આનંદ વૃત્તિયોને આપે;
રાગદ્વેષાદિક મોટા જે રાક્ષસ, તેહને મૂળમાંથી કાપેરે. રમજે. ૬
નિશ્ચય વિષ્ણુ વ્યવહારે કૃષ્ણ, અવતારી જીવ પોતે;
આતમકૃષ્ણને આતમવિષ્ણુ, બીજો શીદને તું ગોતેરે. રમજે. ૭
અધ્યાતમથી કૃષ્ણ છે આતમ, ઔદયિકજલધિનિવાસી,
પરભાવનાગરાજજીતીને ઉપર, પોઢયા છે વિષ્ણુ વિલાસીરે.રમજે.૮
નિજગુણ કર્ત્તા પરગુણ હર્તા, આતમ કૃષ્ણ કહેવાયો;
સમજ્યાવણ તાણાતાણ કરીને, અંતર ભેદ કો ન પાયોરે, રમજે૯
આતમ કૃષ્ણને ભાવોને ગાવો, લેજો માનવભવ લ્હાવો;
બુદ્ધિસાગર હરિ આતમરાગા, અંતરદૃષ્ટિથી ધ્યાવોરે. રમજે. ૧૦

વર્તમાનમાં શરીરમાં સ્થિતકર્મધારી કર્મયોગી આત્મા તેજ વ્યવહારથી કૃષ્ણ છે અને શુદ્ધનિશ્ચયનયથી શુદ્ધાત્મવિષ્ણુ છે તેજ સોઽહમસ્મિ જે જાણે છે તે જ્ઞાની છે. તેજ હું આત્મા ઉપયોગી છું. આત્માની જ્ઞાનાનંદ જ્યોતિ તેજ સર્વદેવદેવી વગેરેમાં એકસરખી વ્યાપક છે અને તે પ્રેમ, મૈત્રી, દયા, આત્મભાવ અને વીતરાગભાવથી પ્રકાશી શકે છે. આત્માઓને આત્મભાવે નિરખવા અને સર્વજીવોના કલ્યાણમાટે અર્પાઇ જવું તેજ શુદ્ધાત્મમહાવીરપદ પામવાનું કર્તવ્ય છે અને તેજ હું છું. સોઽહમસ્મિ એવો હૃદયમાં નિશ્ચય કરૂં છું. પંચભૂતથી મારો આત્મા ન્યારો છે. શુદ્ધાત્મપરબ્રહ્મરૂપ હું છું એવા નિર્વિકલ્પ ઉપયોગે હું ભાસું છું. મારા કોઈ શત્રુઓ નથી અને કોઈનાપર મારે વૈરવૃત્તિ નથી, તેમજ કોઈપર રાગ નથી, રાગ અને દ્વેષવૃત્તિ વિનાનું મારૂં શુદ્ધસ્વરૂપ

છે. સર્વત્ર કર્મોદયથી શરીર ફરે છે અને અનેક જીવોના સંબંધમાં આવું છું છતાં હું આત્મરૂપે અચળ અને નિઃસંગ તથા જડોમાં અપરિણામી એવો સોઽહં તેજ હું છું. સમયે સમયે જડદ્રવ્યોના ગુણપર્યાયોના ઉત્પાત વ્યય ( સર્ગલય ) સૂક્ષ્મરૂપમાં થયા કરે છે તે હું નથી પણ તે જ્ઞાનના જ્ઞેયપર્યાયરૂપ તથા નાસ્તિપર્યાયરૂપ અપેક્ષાએ છું અને આત્માના શુદ્ધજ્ઞાનાદિ ગુણપર્યાયો કે જે અનંત અસ્તિરૂપ છે એવા અનંત અસ્તિનાસ્તિ ગુણપર્યાયમય સોઽહમસ્મિ છું. ત્રણ્યકાલમાં હું આત્મદ્રવ્યરૂપે અનાદિ, અનંત એક, અક્ષર, અચળ, અટળ, અચ્યુત, ધ્રુવ, નિત્ય, શાશ્વત પૂર્ણ છું. પરમેશ્વર તેજ હું અભેદભાવે છું. જ્યારે મનના સંકલ્પ વિકલ્પશમી જાય છે અને પશ્ચાત્ પૂર્ણ શાંતરૂપ જે પ્રકાશે છે તે સોઽહં છું. હાથમાં દંડ ન છતાં અને મસ્તકે મુકુટ ન છતાં અને શસ્ત્ર ન છતાં ત્રણ ભુવનનો આત્મા જ શહેનશાહ પરમાત્મા છું મનમાં રાગદ્વેષ, હિંસા, વેર અને કામનાઓથી ચક્રવર્તિયો અને ઈન્દ્રિયો જે આત્માનંદ અનુભવી શકતા નથી તે આનંદનો ભોક્તા શુદ્ધોપયોગે હું આત્મા છું. ધુળમાં લોટનારાં લઘુ બાળકોના આનંદ કરતાં ત્યાગ અને રાગની પેલીપાર શુદ્ધોપયોગથી આત્મામાં રમનારા એવા મહને આત્માને અનંતગણું સુખ થાય છે એવા અનંતઆનંદનો ભોગી આત્મા તે હું છું, તે શરીરમાં છતાં હું શરીર નથી. શરીર, આયુષ્ય પર્યંત રહે અને ન રહે તોપણ મનુષ્ય ભવમાં આત્મસુખ વેદનારો આત્મા છે, તેજ સોઽહમસ્મિ છે. આત્માની બાહ્ય શરીર નામરૂપની ત્રણ ભુવનમાં કીર્તિ થાય, અપકીર્તિ થાય તો પણ કીર્તિમાં હર્ષ અને અપકીર્તિમાં શોક નથી અને એવી હર્ષ શોકની વૃત્તિવિના આત્માના જ્ઞાનાનંદથી શુદ્ધાત્મપરબ્રહ્મજીવને જીવનાર હું આત્મા છું. સોઽહમસ્મિ. અહંબ્રહ્માસ્મિ હુંજ બ્રહ્મ છું અને પ્રારબ્ધકર્મયોગે શરીરમાં રહીને આહાર વિહારાદિ સર્વ કર્તવ્ય કર્મો કરતો છતો સર્વનો સાક્ષીરૂપ

આત્મા છું. ક્ષયોપશમભાવે જ્ઞાનાદિગુણોનો લાભ મેળવનાર અને સર્વથા ક્ષાયિકભાવનો સાધક એવો હું આત્મા વર્તમાન છું. સર્વવિશ્વજીવોની સાથે આત્મસત્તાની અપેક્ષાએ ઓતપ્રોત એક ચૈતન્ય રસરૂપ છું, **सोऽहमस्मि** એમ આત્માનું સત્તારૂપ ભાવતો હું વ્યક્ત શુદ્ધાત્મસ્વરૂપે પરિણમનાર આત્મા તે **सोऽहम्** હું છું. ક્ષાયિકસમ્યગ્દૃષ્ટિએ સર્વદ્રવ્યોને તેઓના ગુણ પર્યાયોને સર્વ-નયોની અપેક્ષાએ સમ્યગ્ જાણનાર હું પ્રભુ મહાવીર જિનેશ્વરનો અનુયાયી જૈન છું અને અંશે અંશે દુર્ગુણોને દોષોને જીતવાની અપેક્ષાએ જિન છું, અપેક્ષાએ સાધક છું અને અપેક્ષાએ સાધ્ય છું અને બન્ને અપેક્ષાથી શુદ્ધાવસ્થામાં ન્યારો એવો હું આત્મા **सोऽहमस्मि** તેજ હું છું, શુભાશુભકર્મોદયથી દુનિયાના લોકો આત્માને ઉચ્ચ મહાન્ વા નીચ જાણે તો તે બન્ને ભાવથી ન્યારો છું. પુણ્ય-થી શરીરમનદ્વારા થતા સુખ અને પાપોદયથી શરીરમનદ્વારા ભોગવાતા દુઃખ અને તેની ભાવનાથી મારૂં શુદ્ધસ્વરૂપ ન્યારૂં છે, એવો દૃઢ અનુભવ પ્રકાશ્યો છે. સર્વપ્રકારના વાર્તાલાપની પ્રવૃ-ત્તિને કરતો છતો અને મનુષ્યોના સમાગમમાં આવતો છતો, સર્વ પ્રકારનાં રૂપો જોતો છતો, ખાતો છતો, અને સુંઘતો છતો, તથા સર્વ પ્રકારના શબ્દો સાંભળતો છતો અને સર્વ પ્રકારના સ્પર્શોને સ્પર્શતો છતો, તથા પરિચયી મનુષ્યોને તેઓના સ્વસ્વા-ધિકારે ઉપદેશ દેતો છતો અને મન ઈન્દ્રિય દેહની સાથે સંબંધ રાખતો છતો આકાશની પેઠે અરૂપ શુદ્ધાત્મબ્રહ્મરૂપે સ્વઆત્માને સ્મરૂં છું, અને તે સર્વમાં રાગદ્વેષ વિના ત્રીજા પુરૂષની પેઠે સાક્ષીભાવનો ઉપયોગ રાખવાનો સતત પુરૂષાર્થ કરનાર આત્માને **सोऽहं** માની ધ્યાવું છું, ગાઉં છું, શાતાવેદનીયનો આનંદ સુખ છે તે મન અને ઈન્દ્રિયદ્વારા ભોગવાય છે અને આત્માનો આનંદ છે તે પાંચ ઇન્દ્રિ-યોના વિષયોમાં મનની શુભાશુભકલ્પનાવિના આત્મામાં પ્રગટ છે, એવા

આનંદનો આત્મા ભોગી છે, તેજ આત્મા ( સોહં ) હું છું, કરોડો તોપો શસ્ત્રોના શબ્દ વચ્ચે અને તેના વ્યાપારમધ્યે આત્મા, મેરૂવત્ સ્થિર અને કરોડો અપ્સરાઓના રૂપોમાં નિષ્કામ પરમાનંદી એવું બ્રહ્મ તેજ सोऽहमस्मि હું છું. સર્વદૃશ્યાદૃશ્યપરમાર્થોના મધ્યે હું આત્મા જ્ઞાનજ્યોતિએ પ્રતિષ્ઠિત છું, તેજ सोऽहमस्मि હું છું એમ આત્મસ્વરૂપની सोऽहंભાવના ભાવનાર અને રાગદ્વેષનો નાશ કરવા ઉત્થિત આત્મા હું છું, એમ ઉપર્યુક્ત મંત્રથી જાણવું. સર્વવિશ્વમાં સર્વકાલમાં આત્મા દ્રવ્યપણે નિત્ય છે અને પર્યાયપણે અનિત્ય છે. આત્મા સ્વાપેક્ષાએ સત્ છે અને પરાપેક્ષાએ અસત્ છે. આત્મા એકેન્દ્રિયાદિ જન્મો, ભવો કરતાં મનુષ્યભવમાં વિશેષ વ્યક્ત થાય છે અને જ્યારે આત્મા શુદ્ધ બ્રહ્મરૂપ નિરાકાર ત્રિગુણાતીત થઈ જાય છે ત્યારે અન્ય મનુષ્યોની સ્થૂલ દૃષ્ટિમાં નહીં આવવાથી અવ્યક્ત, દેખાય છે અને વસ્તુતઃ તો તે પૂર્ણ પ્રકાશી થાય છે એવો હું सोऽहं છું. નિગોદાવસ્થામાં સર્વ જીવો અવ્યક્ત છે અને સિદ્ધાવસ્થાના સિદ્ધો બુદ્ધો પણ બાલજીવોની સ્થૂલ બુદ્ધિની અપેક્ષાએ અવ્યક્ત છે અને મનુષ્યદેવ ભવ તે મધ્યમાં વ્યક્ત છે એવા બાહ્યશરીરપુણ્ય વૈભવની અપેક્ષાએ સ્થૂલ દૃષ્ટિવાળાઓની દૃષ્ટિમાં આદિઅંતાવસ્થા અવ્યક્ત અને મધ્યમાવસ્થા વ્યક્ત એમ માન્યતા છે. જ્ઞાનીની અપેક્ષાએ વ્યક્ત અને અજ્ઞાનીની અપેક્ષાએ અવ્યક્ત એવો હું सोऽहमस्मि अहंब्रह्मास्मि એવો પોતાને જાણી માની ચોરી, હિંસા, જૂઠ, વ્યભિચાર, ખૂન, અન્યાય, જૂલ્મ, યુદ્ધ, ક્રોધ, માન, માયા, લોભ, કામ આદિ દુર્ગુણ દુર્વ્યસનો સેવવાં, તમોગુણ અને રજોગુણી વૃત્તિયોના અને પ્રવૃત્તિયોના દાસ બનવું, રાત્રી દિવસ રાગદ્વેષથી મન કાયામાં ધમધમાયમાન રહેવું તે આત્માને બ્રહ્મ જાણ્યો છતો જાણ્યો ન કહેવાય અને શુદ્ધચારિત્ર્ય અને આત્મશુદ્ધિ કરવાનો પુરૂષાર્થ

ન કહેવાય તે મિથ્યાત્વ જ કહેવાય એમ જ્યારે નિશ્ચય થાય છે ત્યારે હિંસાદિ, દુર્ગુણ દોષોનો નાશ કરવાની આંતર પ્રવૃત્તિ થાય છે. જેટલા અંશે દુર્ગુણ દોષ વ્યસનોનો નાશ અને જ્ઞાનદર્શન ચારિત્રાદિ ગુણોનું જેટલા અંશે પ્રાકટ્ય થાય છે તેટલા અંશે આત્મા બ્રહ્મ પરમાત્માનું પ્રકટપણું, પ્રભુનું પ્રગટપણું, મિલનપણું જાણીને તે અંશે **अहंब्रह्मास्मि सोऽहमस्मि** કહેનારો આત્માની ઉચ્ચતર ઉચ્ચતમ ભૂમિકાઓપર આરોહીને છેવટે પૂર્ણ પરમાત્મારૂપે પ્રગટ થાય છે. એવી દશાથી **सोऽहम्** માનનારો કદાપિ અધઃપાત પામતો નથી, કારણ કે તે ક્ષણે ક્ષણે સ્વદોષોનું પ્રતિક્રમણ કરે છે અને મોહમાયાથી પાછો ફરી આત્મસ્વરૂપ સન્મુખ વૃત્તિયોને વાળે છે. તે મનને બુદ્ધિને શુદ્ધ બ્રહ્મભાવનાથી ભરી દે છે અને દોષોને દોષો તરીકે જાણીને તેને હણી દે છે. તે પલકે પલકે **सोऽहम्**ના વિચારોથી મનને ભરી દે છે તેથી તે મનરૂપી પારાને મારી તેની ભસ્મ કરી દે છે. સોઽહંમય સર્વ વૃત્તિયોરૂપી ગોપીઓને બનાવીને પોતે ગોપ કૃષ્ણાત્મા બને છે અને સર્વ શ્રુતિયો શાસ્ત્રોરૂપી ગાયોને દોહીને તેનું સોઽહંરૂપ અમૃત કાઢી તેનું પાન કરે છે અને રાગદ્વેષ સંકલ્પ વિકલ્પ રૂપી કુચાઓને દૂર ફેંકી દે છે એવો આત્મા વીતરાગ થાય છે તેજ હું **सोऽहम्** છું એવા ઉપયોગે વર્તું છું. શુદ્ધ જ્ઞાનાનન્દ તેજ પુરૂષ આત્મા બ્રહ્મ છે. તમોગુણ અને રજોગુણ વિશિષ્ઠ જ્ઞાન તે અશુદ્ધજ્ઞાન છે. સાત્વિક ગુણવિશિષ્ઠ સાત્વિકજ્ઞાન તે ફાનસમાં રહેલા દીપકસમ જ્ઞાન છે અને ત્રિગુણાતીત કેવલજ્ઞાન તે શુદ્ધજ્ઞાન છે. મનની સહાયતાથી થનાર જ્ઞાન તે ક્ષયોપશમભાવીયજ્ઞાન છે તે જ્ઞાનની સાથે રાગદ્વેષાદિકષાયોનો દશમાગુણસ્થાનક સુધી અને કિંચિત્ લોભાંશસદ્ભાવે એકાદશમા ઉપશમ મોહ ગુણસ્થાનક સુધી સાત્વિક લોભની વિશિષ્ઠતાવાળું જ્ઞાન છે. બારમા ક્ષીણ મોહ ગુણ

સ્થાનકમાં દ્રવ્ય મન અને ભાવ મન છે. સ્થિર દીપકની પેઠે ત્યાં શુક્લ ધ્યાનનો ઉપયોગ છે. તેરમા સયોગીકેવલી ગુણસ્થાનકમાં ક્ષયોપશમભાવનું મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, અને મનઃ પર્યવજ્ઞાન રહેતું નથી. સાંખ્યોએ આ ચારજ્ઞાનનો બુદ્ધિમાં સમાવેશ કર્યો છે અને બુદ્ધિને પ્રકૃતિ આશ્રિત એકાંતે માની છે. તેરમા સયોગીગુણસ્થાનકમાં કેવલજ્ઞાનનો પ્રકાશ થાય છે અને તેમાં મતિ આદિ જ્ઞાનની પ્રભા સમાઇ જાય છે. કેવલજ્ઞાન તે શુદ્ધ જ્ઞાન છે અને તે શુદ્ધજ્ઞાન અને શુદ્ધ ચારિત્ર તેજ મારૂં શુદ્ધાત્મસ્વરૂપ છે એમ જાણું છું ગુણસ્થાનક ચતુર્દશ છે. મિથ્યાત્વ ગુણ સ્થાનક, સાસ્વાદન, મિશ્ર, અવિરતિ સમ્યગ્દષ્ટિ, દેશવિરતિ, સર્વવિરતિ, અપ્રમત્ત, અપૂર્વકરણ, અનિવૃત્તિકરણ, સૂક્ષ્મસંપરાય, ઉપશાંત મોહ, ક્ષીણમોહ, સયોગી કેવલી, ૧૪ અયોગી કેવલી. મિથ્યાત્વ બુદ્ધિ જ્યાં સુધી હોય છે અને આત્માદિતત્ત્વોનું સમ્યગ્જ્ઞાન પૂર્વક શ્રદ્ધાન થતું નથી, ત્યાં સુધી આત્મા, મિથ્યાત્વગુણસ્થાનક વર્તી કહેવાય છે. સમ્યગ્દૃષ્ટિથી પડતાં અને મિથ્યાત્વગુણસ્થા-નકમાં આવતાં વચ્ચે સમ્યકત્વ મોહીનીનો છ આવલિકા પર્યંત જે આસ્વાદ આવે છે તેથી તેને સાસ્વાદન ગુણસ્થાનક કહેવામાં આવે છે. મિથ્યાત્વ મોહ ટળતાં જ્યાં સુધી સત્ય દેવગુરૂ ધર્મ તત્ત્વની શ્રદ્ધા રૂચિ ન થાય અને મિથ્યાબુદ્ધિથી કલ્પાયેલ કુદેવ કુગુરૂ કુધર્મ અને મિથ્યાતત્વપર અરૂચિ, અશ્રદ્ધા ન થાય ત્યાં સુધી મિથ્યાબુદ્ધિ અને સમ્યગ્બુદ્ધિની વચલી અવસ્થામાં રહેનાર આત્મા તે મિશ્રગુણસ્થાનકવર્તી ગણાય છે. સમ્યગ્ જ્ઞાનથી અનેકનયોની અપેક્ષાપૂર્વક નવતત્ત્વોનો તથા દેવગુરૂ ધર્મનો નિશ્ચય થાય છે, આત્માપર રૂચિ થાય છે છતાં ક્રોધાદિક કષાયોથી નિવૃત્ત થવાતું નથી તથા હિંસાદિ અવ્રતોથી નિવૃત્તિ થતી નથી પણ આત્મા અને જડપુદ્ગલાદિમાયાનો ભેદ

ખુલ્લો થવાથી સમ્યગ્દષ્ટિત્વ પ્રાપ્ત થાય છે તેને અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનક કહે છે. ચોથા અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકની ભૂમિકામાં મિથ્યાત્વમોહનીય, મિશ્રમોહનીય, સમ્યકૂત્વ મોહનીય, અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ, એ સાત પ્રકૃતિના ઉપશમે, ક્ષયોપશમે, અને સર્વથા ક્ષયરૂપ ક્ષાયિકભાવે અનુક્રમે ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિકભાવનું સમ્યકત્વ હોય છે. ઉપશમ સમ્યકત્વની આત્મજ્ઞાનદૃષ્ટિ, સમ્યગ્દૃષ્ટિ, અંતર મુહૂર્ત અર્થાત્ ઉત્કૃષ્ટ કાચી બે ઘડી સુધી રહી શકે છે, પશ્ચાત્ મિથ્યાત્વબુદ્ધિ પ્રગટે છે, એક જીવને આખા ભવચક્રમાં ઉપશમ સમ્યકત્વજ્ઞાન પાંચવાર પ્રાપ્ત થાય છે અને ક્ષયોપશમ સમ્યકત્વ એક જીવને આખા ભવચક્રમાં અસંખ્યવાર પ્રાપ્ત થાય છે. ઉપયોગથકી ક્ષયોપશમ સમ્યકત્વની પરિણતિ કે જે દેવગુરૂધર્મતત્ત્વની શ્રદ્ધારૂચિરૂપ છે તે અંતર્મુહૂર્ત સુધી રહી શકે છે અને લબ્ધિથકી ક્ષયોપશમ સમકિત ઉત્કૃષ્ટ છાસઠ સાગરોપમ કાલ સુધી રહી શકે છે. સાત પ્રકૃતિના બંધ, સત્તા, ઉદીરણા અને ઉદયના સર્વથા ક્ષયે ક્ષાયિકસમ્યકત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. ક્ષાયિક સમ્યકત્વજ્ઞાન પ્રાપ્ત થયા પછી કદાપિ ટળતું નથી. ક્ષાયિક સમકિતીને આત્મજ્ઞાને, બ્રહ્મજ્ઞાન દેવગુરૂધર્મતત્ત્વની શ્રદ્ધા રૂચિ અને સમ્યગ્દૃષ્ટિ પ્રગટે છે તે ગુણપર કોઈ કાલે મિથ્યાત્વનું આવરણ આવતું નથી. ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને કોઈ કાળે દેવગુરૂધર્મપર તથા આત્માદિતત્ત્વોપર શંકા સંશય થતો નથી. સમ્યગ્દૃષ્ટિ તે આત્મજ્ઞાની બ્રહ્મજ્ઞાની થાય છે અને તેનું મિથ્યાત્વદૃષ્ટિવાળું દૃષ્ટિકોણ બદલાય છે અને તે સમ્યગ્દૃષ્ટિવાળું દૃષ્ટિકોણ થાય છે ત્યારે હેય જ્ઞેય અને ઉપાદેયનું સમ્યગ્જ્ઞાન કરી શકાય છે, મિથ્યાત્વદશામાં તે જડવસ્તુઓના ભોગોથી સુખની શ્રદ્ધા માને છે અને સમ્યગ્જ્ઞાન થતાં તે આત્મામાં સત્ય સુખને માને છે. પૂર્વે તે પુનર્જન્મ, કર્મ, આત્મા, પરમેશ્વરનો

સ્વીકાર કરનારો શ્રદ્ધાળુ નહીં હોવાથી મિથ્યાજ્ઞાની હતો, હવે તે આત્મા, કર્મ, ષડ્દ્રવ્ય, નવતત્ત્વ, દેવગુરૂધર્મની શ્રદ્ધા સ્વીકારે છે, જડવસ્તુઓને અને આત્માઓને ભિન્ન માને છે, શરીરમાં રહેલો જ્ઞાનાદિ ગુણવાળો આત્મા તેને પુરૂષ તરીકે માની સોઽહમસ્મિ નો બ્રહ્મ ઘોષ કરે છે. સમ્યગ્જ્ઞાની થયા બાદ રાગદ્વેષ મોહ કામ વગેરે પ્રકૃતિયોને સેવે છે તો પણ તે રાગાદિકને દોષ તરીકે જાણે છે અને પૂર્વે મિથ્યાજ્ઞાનથી રાગદ્વેષ વગેરે અને હિંસાદિને આત્મરૂપ માનતો હતો અને તેમાં પોતાનું મહત્ત્વ માનતો હતો તે મિથ્યા ભ્રાંતિનો નાશ કરે છે. મિથ્યાબુદ્ધિથી પૂર્વે સંસારના સર્વપદાર્થોને મારા માનતો હતો અને લક્ષ્મી રાજ્ય વગેરેથી એકાંત સુખ માનતો હતો અને જડવાદની બુદ્ધિથી પરમેશ્વરનું અસ્તિત્વ નહોતો સ્વીકારતો તે પશ્ચાત્ આત્મજ્ઞાન, યાને સમ્યગ્દૃષ્ટિની પ્રાપ્તિ થતાં સાંસારિક ભોગોમાં હેયબુદ્ધિવાળો થાય છે. સમકિતી પ્રારબ્ધકર્મયોગે, ભોગાવલી કર્મોદયે સાંસારિકપંચેન્દ્રિયવિષયોના સુખ ભોગવે છે છતાં તેથી ભિન્ન આત્માના સુખનો દૃઢ વિશ્વાસી બને છે અને કામાદિવાસનાઓને હેય જાણે છે તેમાં તે સુખ માનતો નથી. સમ્યગ્જ્ઞાની છે તે એકેન્દ્રિયાદિસર્વે જીવો છે એમ માને છે. ધર્મને ધર્મ તરીકે માને છે મિથ્યાજ્ઞાની અધર્મને ધર્મ માને છે. અને ધર્મને અધર્મ માને છે તથા આત્માને અનાત્મા માને છે. અને જડવસ્તુને આત્મા માને છે તેથી મિથ્યાજ્ઞાની નાસ્તિક કહેવાય છે. મિથ્યાત્વી, સ્વર્ગલોક, અને નરકોને માનતો નથી અને સમ્યગ્જ્ઞાની સ્વર્ગ નરક વગેરે સર્વને માને છે. અષ્ટાદશ દોષ રહિત સર્વજ્ઞ વીતરાગ તીર્થંકર દેવને તે દેવ તરીકે સ્વીકારે છે અને શ્રી તીર્થંકરની આજ્ઞાપ્રમાણે ઉપદેશ દેનારા પંચમહાવ્રતધારી નિર્દોષભિક્ષાથી શરીરજીવનનિર્વાહકત્યાગીમુનિને સદ્ગુરૂ તરીકે સ્વીકારે છે અને કેવલી સર્વજ્ઞોક્ત કથિત ધર્મને ધર્મ તરીકે

માને છે. ચતુર્થગુણસ્થાનક વર્તિ સમ્યગ્દૃષ્ટિમનુષ્યો સર્વજ્ઞકથિત પ્રવચનશાસ્ત્રોને સત્યતરીકે સ્વીકારે છે. મિથ્યાદૃષ્ટિજીવો પુદ્ગલા- નંદને સત્ય માને છે, અને સમ્યગ્દૃષ્ટિયો આત્માનંદને સત્ય માને છે. મિથ્યાદૃષ્ટિયો અજ્ઞાની હોવાથી બહિરાત્માઓ છે એવા બહિરાત્માઓ જ્યાં ત્યાં બહિરદેહાદિમાં આત્માધ્યાસી બને છે. સમ્યગ્દૃષ્ટિયો પરમાત્મા વીતરાગની તથા સુગુરૂઓની તથા સત્ય જૈન ધર્મની સેવાભક્તિરૂપ આરાધના કરે છે. સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત થયા પછી ચતુર્વિધસંઘરૂપ તીર્થની સમ્યગ્ દૃષ્ટિયો આરાધના કરે છે. સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થયા પછી ભક્તિયોગ, સેવાયોગ, કર્મયોગ અને જ્ઞાનયોગની બીજના ચંદ્રની પેઠે પ્રભા ખીલે છે. શ્રેણિક અર્થાત્ બિંબીસાર તથા શ્રીકૃષ્ણ વગેરેને ક્ષાયિક સમ્યકત્વ દૃષ્ટિની પ્રાપ્તિ થઇ હતી. તેઓ દેવગુરૂ ધર્મની સેવા ભક્તિમાં અર્પાઇ ગયા હતા, સમ્યકત્વના વિચારોથી સત્ય અને અસત્યનો વિવેક થાય છે અને દ્વિતીયાના ચંદ્રની પેઠે આત્મા પ્રકાશિત થાય છે. સમ્યગ્દૃષ્ટિયોને સત્ય રૂચે છે અને તેઓને અસત્ય રૂચતું નથી, સમ્યગ્દૃષ્ટિયો, સર્વકર્મક્ષયથી થનારી મુક્તિને અવશ્ય જ્યારે ત્યારે પણ પામે છે. સમ્યગ્દૃષ્ટિયો અવ્રત કષાયોને સેવે છે અને તેને અવ્રતદોષ તરીકે જાહેર કરે છે, સમ્યગ્દૃષ્ટિયો દેવ, ગુરૂ, સંઘ, ધર્મની સેવા ભક્તિના પ્રતાપે અપ્રશસ્યકષાયોને પ્રશ- સ્યકષાયરૂપે પરિણમાવવા અંશે અંશે શક્તિમાન્ થાય છે. તે દેવ ગુરૂના ઉપદેશમાં પરમપ્રેમ ધારણ કરે છે અને વીતરાગસર્વ જ્ઞાંવચનોને પરમસત્ય તરીકે માને છે. તેઓ સમ્યગ્દૃષ્ટિયોગે અપુનર્બંધકદશાને પામે છે, તેથી તે મોહની ઉત્કૃષ્ટસ્થિતિ બાંધી શકતા નથી. सम्यगद्दष्टि जीवडा, करे कुटुंब प्रतिपाल; अंतरसे न्यारा रहो, जिम धाव खेलावत बाल ॥ જલમાં કમલ જેમ નિર્લેપ રહે છે તેમ સમ્યગ્દૃષ્ટિયો, ગૃહસ્થાવાસી, શાંતિનાથ કુંથુનાથ, અરનાથ

વગેરે ગૃહસ્થ તીર્થંકરોની પેઠે સંસારમાં ભોગો ભોગવતાં નિર્લેપ રહે છે તે તીર્થંકરો અંતરથી ન્યારા અનાસક્ત રહેતા હતા. ગૃહસ્થ-દશામાં ગૃહસ્થત્વના અધિકારપ્રમાણે બાહ્યમાં વર્તે છે પણ અંતરથી તે ન્યારા રહે છે. સમકિતીજીવો ગૃહસ્થદશામાં તેઓ અવિરતિના ઉદયથી વ્રત પ્રત્યાખ્યાન કરવાને શક્તિમાન્ થતા નથી પણ દેશવિરતિ અને સર્વવિરતિધારકોની અનુમોદના કરે છે. તેઓ સમ્યગ્દૃષ્ટિની પ્રાપ્તિ કરે છે પણ તેથી તેઓ ભૂલો દોષોથી બચી શકતા નથી, છતાં તેઓ અવ્રતાદિ દોષોને ગુણોરૂપે દર્શાવવા પ્રયત્ન કરતા નથી, સાત નયોની અપેક્ષાએ જીવાદિ નવતત્ત્વોનું સ્વરૂપ સમજે છે. એક નયને માની અન્યનયોની માન્યતાનું ખંડન કરતા નથી. સર્વ-નયોવડે સર્વજીવાદિતત્ત્વોની માન્યતાને સાપેક્ષજ્ઞાને સ્વીકારે છે. સર્વદર્શનોની માન્યતાઓને સાતેનયોની સાપેક્ષતાથી અનેકાંત-પણે સ્વીકારે છે, એવા સમ્યગ્દૃષ્ટિ આત્માઓ જ્યારે અપ્રત્યાખ્યા-ની કષાયના ક્ષયોપશમભાવે ગૃહસ્થદશાનાં બારવ્રતોને અંગીકાર કરે છે ત્યારે તેઓ દેશવિરતિધર ગૃહસ્થો કહેવાય છે. સમ્યગ્જ્ઞાન થતાં આત્મા પોતાના સ્વરૂપને સોऽहं તરીકે માને છે, સદ્દહે છે અને પશ્ચાત્ ચારિત્રમોહને હઠાવીને દેશવિરતિઆદિ ગુણસ્થાનોપર આરોહે છે. સર્વ ગુણસ્થાનકો તે આત્મામાં છે, બાહિરશાસ્ત્રોમાં ગુણસ્થાનકોની અક્ષરરૂપે સ્થાપના છે. દેશથકી વિરતિપણું પામ્યા બાદ ચારિત્રમોહને હઠાવતાં ( પ્રત્યાખ્યાની કષાયને હઠાવતાં ) પંચમહાવ્રતધારકમુનિદશારૂપ સર્વવિરતિપણું પ્રાપ્ત થાય છે અને ત્યાંથી ઉચ્ચદશારૂપ અપ્રમત્તતાપ્રાપ્તિરૂપ સાતમું અપ્રમત્ત ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે. ચોથા ગુણસ્થાનકથી તે ઠેઠ સાતમા અપ્રમત્તગુણસ્થાનકસુધી ધર્મધ્યાનના ચાર પાયા વર્તે છે અને ત્યાં કંઈક શુકલધ્યાનની ઝાંખી અનુભવાય છે. ત્યાંથી આગળ ચઢતાં અપૂર્વગુણસ્થાનક પ્રાપ્ત થાય છે અને ત્યાંથી આગળ નવમું

અનિવૃત્તિ ગુણસ્થાનક પ્રાપ્ત થાય છે અને તેથી આગળ દશમું સૂક્ષ્મસંપરાયગુણસ્થાનક પ્રાપ્ત થાય છે, ત્યાંથી ક્ષપકશ્રેણિવાળા જે આત્માઓ હોય છે તે બારમાક્ષીણમોહ ગુણસ્થાનકને પામે છે, ઉપશમશ્રેણિવાળા અગિયારમાગુણસ્થાનક સુધી જઇને ત્યાંથી પાછા પડે છે. બારમાગુણસ્થાનકવર્તી આત્માઓ પૂર્વે મોહનીય કર્મનો સર્વથા નાશ કરીને આરોહેલા હોવાથી ક્ષીણમોહગુણસ્થાનકમાં સર્વથા જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય એ ત્રણ ઘાતીકર્મનો ક્ષય કરે છે, અને તુર્ત એક સમયમાં તેરમું સયોગી કેવલી ગુણસ્થાન પામી કેવલજ્ઞાનથી અને કેવલદર્શનથી પ્રકાશિત થૈ પરમાત્મા જિન વીતરાગ જીવન્મુક્ત બને છે અને ત્યાં વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્રકર્મની હયાતી સુધી રહે છે અને છેવટે મુક્તિનો પાંચ હ્રસ્વ સ્વર ઉચ્ચારવાનો કાલ બાકી રહે એટલા કાલમાં ચોદમું અયોગી ગુણસ્થાનક પસાર કરી સર્વથા કર્મમુક્ત થૈ સિદ્ધ બુદ્ધ બને છે. સાતમાથી બારમા ગુણસ્થાનકની અંતરાત્મ-દશામાં ધ્યાન સમાધિ હોય છે. તે ગુણસ્થાનકો આત્માના જ્ઞાનાદિ પરિણામોરૂપ હોય છે. સમાધિને જૈનશાસ્ત્રોમાં ધ્યાનના ભેદતરીકે વર્ણવી છે. સાતમાગુણસ્થાનકથી આત્માની ઉત્કૃષ્ટધ્યાનદશા ખીલવા માંડે છે. આ કાલમાં સાતમાગુણસ્થાનક સુધીની દશા હયાત છે. ઉપરનાં ગુણસ્થાનકો નથી એમ જૈનશાસ્ત્રો દર્શાવે છે. ચોથા સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકથી આત્માનું સમ્યગ્રૂપ જોઇ શકાય છે પણ આત્માની પૂર્ણપરમાત્મતા તો અપેક્ષાએ અયોગી કેવલી ગુણસ્થાનકમાં અને સિદ્ધાવસ્થામાં પ્રગટે છે. આત્માને સમ્યગ્ જાણવો એ સમ્યગ્ દર્શનજ્ઞાન છે અને આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવું તે ચારિત્ર છે. પાંચમાદેશવિરતિગુણસ્થાનથી દેશતઃ ચારિત્ર ખીલે છે અને ઉપર ઉપરના ગુણસ્થાનકોમાં ચારિત્રનો પ્રકાશ ઉત્તરોત્તર વધતો જાય છે. ગૃહસ્થોને ચોથું અને પાંચમું ગુણસ્થાનક

એમ બે ગુણસ્થાન વર્તે છે. ચોથાગુણસ્થાનકમાં મોહનીય કર્મની સાત પ્રકૃતિવિના એકવીશ પ્રકૃતિ છે તે ઉપશમ ક્ષયોપશમ સમકિતીને હયાત ઉદયમાં હોય છે (અનંતાનુબંધી ક્રોધમાન માયા લોભ-વિનાના બાકીના સોળ કષાયો પૈકી અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની અને સંજ્વલનના બાર કષાયો વર્તે છે). ફક્ત ત્યાં અનંતાબં-ધીક્રોધાદિક કષાય હોતા નથી. બાકીના ક્રોધાદિક કષાયો વર્તે છે. પાંચમા ગુણસ્થાનકમાં પ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા, લોભ અને સંજ્વલના ક્રોધમાનમાયા લોભ વર્તે છે. વ્રતધારીગૃહસ્થ-શ્રાવકોને પાંચમાદેશવિરતિગુણસ્થાનકમાં પ્રત્યાખ્યાની અને સંજ્વલનના ક્રોધમાનમાયાલોભના આઠ કષાય અને ચોથામાં તથા પાંચમાગુણસ્થાનકમાં નવનોકષાય પણ વર્તે છે. છઠ્ઠું સર્વ-વિરતિ અને સાતમું અપ્રમત્ત એ બે ગુણસ્થાનકોના અધિકારી સાધુઓ, ત્યાગી પંચમહાવ્રતધારક ગુરૂઓ હોય છે. છઠ્ઠાગુણ-સ્થાનકમાં પંચમહાવ્રતધારી ત્યાગી સાધુ, સ્થવિર, ઋષિ. વાચક, સૂરિયોને સંજ્વલનના ક્રોધ માન માયા લોભનો ઉદય વર્તે છે. તેથી આકાલમાં ચારિત્રસંયમને પણ સરાગસંયમ (ભગવતી સૂત્રમાં) કહ્યું છે. મુનિયો વગેરેને ત્યાગાવસ્થામાં સંજ્વલન ક્રોધ માન માયા લોભ હોય છે અને મુખ્યતયા તે દેવગુરૂધર્માદિની આરાધનાનિમિત્ત હોવાથી ઉપયોગ માટે કથંચિત્ થાય છે તેથી તે પ્રશસ્ય કષાય કહેવાય છે અને તેથી સંઘ દેવગુરૂતીર્થાદિકની રક્ષા આદિ સેવાભક્તિ થવાથી નિર્જરા અને પુણ્યાનુબંધી પુણ્ય બંધ થાય છે. ચોથા સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક કરતાં પાંચમામાં અને પાંચમા કરતાં છઠ્ઠામાં અને છઠ્ઠા કરતાં સાતમામાં આત્માની ઉત્તરોત્તર-વિશેષ ઉજ્વલતા શુદ્ધતારૂપ ચારિત્ર ખીલતું જાય છે. ધર્મધ્યાન-મય ધ્યાનનો ભેદ સમાધિ છે તે ધર્મધ્યાનની મુખ્યતાવાળું અંતર્મુહૂર્તસ્થિતિવાળું સાતમું અપ્રમત્તગુણસ્થાનક છે. અંત-

મુહૂર્ત ધ્યાનસમાધિથી સાતમા ગુણસ્થાનકમાં રહી પાછો ત્યાગી મુનિ છઠ્ઠામાં આવે છે અને પાછો સાતમે જાય છે તે પાછો છઠ્ઠે અને સાતમે એમ અસંખ્યવાર ચઢ ઉતર કરે છે. જૈનાગમોમાં જૈનશાસ્ત્રોમાં-કર્મગ્રંથોમાં આત્મા અને કર્મનું સ્વરૂપ તથા ચૌદગુણ સ્થાનકોનું અતિ વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે. વિશેષ જિજ્ઞાસુઓએ ગીતાર્થગુરૂઓની સેવા કરી ગુરૂગમ પામી તે શાસ્ત્રોમાંથી ગુણસ્થાનકોનું સ્વરૂપ સમજી લેવું. ગીતાર્થ-ગુરૂની સેવાભક્તિપૂર્વક ગુરૂગમ લહીને જેઓ શાસ્ત્રો વાંચે છે, તેઓના હૃદયમાં જૈનાગમશાસ્ત્રોનાં અર્થોનો સમ્યગભાસ થાય છે, અને આત્મસ્વરૂપનો પ્રકાશ થાય છે. ત્યાગીમુનિ ગીતાર્થ, ગુરૂઓ, નિસ્પૃહ કંચનકામિનીત્યાગી સત્યવંત દયાલુ હોવાથી તેઓ ગૃહસ્થ મનુષ્યોને સત્ય ધર્મનો ઉપદેશ દેઈ શકે છે. તેઓ કલ્યાણતમ આત્માનું રૂપ દેખે છે અને અન્યોને તે કલ્યાણતમ રૂપ દેખાડી શકે છે. જૈનશાસ્ત્રોમાં પંચમહાવ્રતધારકત્યાગીમુનિઋષિયોને ગુરૂ તરીકે સ્વીકારવામાં આવ્યા છે. તેઓ નિરૂપાધિદશાવાળા હોવાથી જ્ઞાન-ધ્યાનસમાધિસંયમથી આત્માનું રૂપ દેખી શકે છે અને તેઓ અલ્પકષાયી હોવાથી સર્વજીવોને તથા રાજાઓને સત્ય કહી શકે છે. આ કાલમાં સ્થવિરમુનિયોની હયાતિ છે. ત્યાગીઓથી ધર્મનો ઉદ્ધાર થાય છે. ધર્માર્થે ત્યાગીઓ સર્વથા આત્મભોગ આપી શકે છે. તેઓ ચારિત્રાદિ ધર્માર્થે શરીરની સંરક્ષાની ઉપયોગી એવી વસ્ત્રાદિક ઉપાધિ અને નિર્દોષ આહારને ગ્રહી શકે છે. ચતુર્થગુણસ્થાનક વર્તી ગૃહસ્થો અને દેશવિરતિ ગૃહસ્થો, આત્માનું સમ્યગ્ જ્ઞાન કરીને સાધુઓની, ચતુર્વિધ સંઘની સેવા ભક્તિ કરે છે, તથા દુર્ગુણ અવ્રત દોષોના પરિહારાર્થે યથાશક્તિ પ્રવૃત્તિ કરે છે, તથા ચૈત્યોની સેવા પૂજા કરે છે, દેવગુરૂની પ્રતિમાનું પૂજન કરે છે, તથા ગૃહસ્થ યોગ્ય જે ધર્મ્યકર્મોને શાસ્ત્રોમાં આચાર્યોએ આચરવાનાં

દર્શાવ્યાં છે, તેઓને આચરે છે અને આત્માના ઉજ્વલ પરિણામોની વૃદ્ધિ તથા આત્મશુદ્ધિ કરવા દ્રવ્યભાવ વ્યવહારનિશ્ચયથી પ્રવૃત્તિ કરે છે. સમ્યગ્દૃષ્ટિ એવા ચારેવર્ણના ગૃહસ્થોનું મુખ્ય ધ્યેય પરમાત્મપદને પ્રાપ્ત કરવાનું હોય છે તે દૃષ્ટિને કેન્દ્ર બનાવીને સંસાર વ્યવહારની તથા ધર્મની સર્વપ્રવૃત્તિયોને આચરે છે. આત્માનું ધ્યેય શુદ્ધાત્મરૂપ થવાથી અને સર્વપ્રકારનાં પૌદ્‌ગલિકસુખની કામના ટળવાથી સંસારમાં રહ્યા છતાં નિષ્કામભાવે મોક્ષ સુખની આશાએ સર્વધર્મ્ય પ્રવૃત્તિ થાય છે. એવા સમ્યગ્દૃષ્ટિયો ષડાવશ્યકની કરણી કરે છે. પ્રભુ પ્રતિમાનાં દર્શન કરીને ગુરૂનાં દર્શન વંદન કરી યથાશક્તિ પ્રત્યાખ્યાન ગ્રહી ભોજન કરે છે. ત્રિકાલ પ્રભુની પૂજા કરે છે. સુપાત્રક્ષેત્રોમાં દાન વાપરે છે. નિર્મોહ થવા વ્રતાદિક સાધનોને સાધે છે. સાધુઓની સેવાભક્તિ કરે છે અને શાસ્ત્રોના રહસ્યોને શ્રવણ કરે છે. આત્મારૂપપુરૂષનું કલ્યાણ તમરૂપ દેખ્યા પછી તેઓ આત્માની પરમાત્મતા પ્રાપ્ત કરવાના ગુણસ્થાનોપર ચડે છે. સર્વ જીવોને આત્મ સમાન ગણવા. કર્મોદયથી સર્વજીવોના ભિન્ન ભિન્ન વિચારો થાય છે અને અનેક પ્રકારના દોષોથી તેઓ દૂષિત છે એમ વિચારવું. પુરૂષરૂપ આત્માની જ્યોતિરૂપ દેખવા માટે સર્વપ્રકારનીકષાયોની વૃત્તિયોને ક્ષીણ કરવી. સાધુ સંતની સેવા ભક્તિ કરવી, પરમાત્માનું કલાકોના કલાકોપર્યંત ચિંતવન કરવું, આત્માનું સ્વરૂપ વિચારવું, અને સર્વ પ્રકારની ઉપાધિથી નિવૃત્ત થવું. નાસ્તિકજડવાદીઓના વિચારોની અસરથી મુક્ત રહેવું. મન વાણીકાયાથી ભિન્ન એવા આત્માનો વિચાર કરવો. ભિન્ન ભિન્ન ધર્મનાં ભિન્ન ભિન્ન નિમિત્તસાધનોમાં પક્ષપાત ન કરવો. વનસ્પતિ આદિ લેઇને દેવો પર્યંત સર્વમાં સત્તાએ આત્મ તત્ત્વ વ્યાપી રહ્યું છે, માટે સર્વજીવોની હિંસા કરવાના પરિણામથી મુક્ત થવું. પરિણામે બંધ છે. શુભાશુભપરિણામ

વૃત્તિયોથી શુદ્ધાત્મસ્વરૂપ ન્યારૂં છે એવો વિચાર કરવો, અને મનનાં શુભાશુભ પરિણામો થાય તેનો શોધ કરવો. પ્રથમ અશુભચિત્ત વૃત્તિયોનો નિરોધ કરવો અને પછી શુભ વૃત્તિયો અને શુભ પ્રવૃત્તિયો પ્રગટે એવી ધર્મ્યવૃત્તિયો સેવવી. આત્મા શુદ્ધપરિણતિમય છે એવો સાધ્યોપયોગ રાખીને મનમાં શુભવૃત્તિયો પ્રગટાવવી અને શુભધર્મનાં કાર્યો કરવાં, પશ્ચાત્ શુદ્ધાત્મપરિણામનો ઉપયોગ રાખીને તથા શુદ્ધાત્મ સ્વરૂપ વિના બીજું કાંઈ પણ ઈચ્છવાયોગ્ય નથી અને અન્ય કંઈ પણ ફલ પ્રાપ્ત કરવા યોગ્ય નથી એવું લક્ષ્ય રાખીને શુદ્ધપરિણામ અંતરમાં પ્રગટે એવી પ્રવૃત્તિ કરવી. પશ્ચાત્ અશુભપરિણામને અંતરમાં શુદ્ધ પરિણામરૂપે પરિણમાવીને બાહ્યકર્તવ્ય ધર્મપ્રવૃતિ કરવી અને અંતરમાં આત્મધ્યાન કરવું. તથા સર્વજીવો સત્તાએ બ્રહ્મ છે એવું સાપેક્ષિક બ્રહ્મ ધ્યાન ધરવું અને પશ્ચાત્ સર્વપ્રકારની ઉપાધિમાંથી ચિત્તને હઠાવી નિરૂપાધિ નિવૃત્તિમય સ્થાન વસતિ વગેરેનું આલંબન લેઈ આત્મ ધ્યાન ધરવું. એવી રીતે ધ્યાન ધરવાથી પરમાત્મ જ્યોતિનો પ્રકાશ થાય છે. પરમાત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થયા પછી અપ્રમત્ત-દશાએ આત્મધ્યાન ધરતાં આત્માનો પૂર્ણાનંદ પ્રગટે છે અને તેથીજ સર્વપ્રકારના વિષયોના ભોગનો જડરસ પુદ્‌ગલાનંદ ટળે છે અને આત્માનંદ અને કેવલજ્ઞાનરૂપે આત્મા પરિણમે છે, તેથી આયુષ્યથી જીવતાં મુક્તિ સુખ મળે છે, એવી દશામાં સર્વજીવોની મન વાણી કાયાથી ઘણું શ્રેયઃ કરી શકાયછે. વીતરાગયોગીઓ જેટલાં પરમાર્થ-કાર્યો કરી શકે છે અને જીવોનો ઉદ્ધાર કરી શકે છે તેટલું કરવાને અન્યસરાગીજીવોશક્તિમાનથતાનથી. વીતરાગમહાત્માઓ પ્રભુઓજ વિશ્વોદ્ધાર કરી શકેછે, તેઓ પરમેશ્વરો છે. આવી દશા માટે જ સેવા ભક્તિ જ્ઞાન કર્મયોગ તથા ગૃહસ્થધર્મ તથા ત્યાગધર્મ દર્શાવ્યો છે. તેનું ગીતાર્થ ગુરૂની આજ્ઞા તથા તેમનું શરણ ગ્રહીને અવલંબન

કરવું. ગીતાર્થગુરૂના શરણથી આત્મજ્યોતિનો પ્રકાશ થાય છે. મારી અનુભવજ્ઞાને યોજિતપરિભાષાશલીએ સાધુ સદ્ગુરૂ તે **पूषन्** છે. એક કેવલજ્ઞાનરૂપ દૃષ્ટિ જેને પ્રાપ્ત થઈ છે, તે દૃષ્ટિ જેને છે, તથા જડકર્મરહિત શુદ્ધ એક આત્મસ્વરૂપે જે થયા છે એવા સિદ્ધો તે **एकर्षि** છે. પાંચ ઇન્દ્રિયો, મન, વગેરેને જે વશ કરે છે એવા વાચક, ઉપાધ્યાય તે **यम** છે, શ્રુતજ્ઞાનરૂપી સૂર્યસમાન એવા આચાર્ય તે **सूर्य** છે, અને ઘાતી કર્મરહિત તીર્થંકર **अरिहंतपरमात्मा** તે **प्राजापत्य** છે. સર્વવિશ્વજીવો જેના અપત્ય સમાન છે. સર્વ વિશ્વજીવોને કેવલજ્ઞાનથી બોધ આપી અપત્યની પેઠે રક્ષે છે પાળે છે તે **प्राजापत्य** છે. પ્રજાઓ જેમ રાજાને પ્રભુ માને છે તેમ સર્વ ત્રણ ભુવનવર્તિમનુષ્યો દેવો વગેરે જેની પ્રજારૂપ બની આજ્ઞા માને છે એવા **अरिहंत**પરમેશ્વર તે પ્રાજાપત્ય છે એ પ્રમાણે **पूषन्, एकर्षि, यम, सूर्य, प्राजापात्य** તે પંચ પરમેષ્ટી છે તેની ઋષિ પ્રાર્થના કરે છે. મારી અનુભવજ્ઞાને યોજિતપરિભાષા શૈલીએ વેદોમાં વર્ણિત પંચભૂતોનો પણ એ પ્રમાણે અર્થ થાય છે. **तद्यथा श्लोकाः॥**

**स्वरचितश्लोकाः**

**आत्मान ऋषयः सन्ति. सत्यवेदप्रकाशकाः।**
**आत्माऽर्हत्तीर्थनाथोऽस्ति, सर्वरूपकपर्ययो ॥** १
**शुद्धात्मैव परब्रह्म, ज्ञानानन्दस्वरूपवान्, ।**
**अनेकनामसंयुक्त–रूपकै र्वेददर्शितः ॥** २
**अग्निरूपेण सद्वेदे–ज्ञानरूपं प्रवर्णितम् ।**
**शुद्धात्मा विष्णुरूपेण, वर्णितः पुरुषो महान् ॥** ३
**सूर्यरूपेण सद्विष्णोः सूरिरूपंप्रवर्णितम् ।**
**जालंधरादिरूपेण, मोहादिकर्मवर्णनम् ॥** ४
**वायुरूपकयोगेन, मनोध्यानादिवर्णनम् ।**
**नभोरूपकयोगेन, कर्मयुक्ताऽऽत्मवर्णनम् ॥** ५

विष्णो स्त्रिपादरूपेण, रत्नत्रयीनिवेदनम् ।
कृतं कर्मबलेनैव,–बलिरुपस्यवर्णनम् ॥ ६

जलरूपेण चारित्र,–वर्णनं दृश्यते शुभम् ।
पृथ्वीरूपकयोगेन,–सम्यग्दर्शनवर्णनम् ॥ ७

मेघरूपकयोगेन,–मोहादिकर्मवर्णनम्
ब्रह्मरूपकयोगेन, जीवसत्ताप्रवर्णनम् ॥ ८

रुद्ररूपकयोगेन, भावप्राणप्रवर्णनम्,
शुद्धात्माऽस्ति महादेवो, ज्ञानलिंगादिचिह्नवान ॥ ९

कर्मप्रकृतिमायादि,–जडद्रव्यस्य वर्णनम्,
असदादिस्वरूपेण, वेदोपनिषदादिषु ॥ १०

यज्ञः पराऽऽत्मनः पूजा, ज्ञानं दानं चशक्तयः ।
परोपकारता सेवा, सर्वसंघस्य पालनम् ॥ ११

ब्रह्मचर्यादिसद्योगा, गुर्वादीनां च सेवनम्
पुण्यधर्मप्रवृत्तीनां, यज्ञरूपेण वर्णनम् ॥ १२

यज्ञो ब्रह्म महाशक्ति, विश्वलोकस्यरक्षणम्,
धर्म्याचारविचाराणां, योगाङ्गानां च यज्ञता ॥ १३

बृहस्पतिस्वरूपेण, वीतरागो जिनेश्वरः
ख्यापितो ज्ञानिरूपेण, वरुणः सद्गुरुर्महान ॥ १४

सर्वाऽऽत्मनां समूहेन, विराट्देवस्यवर्णनम् ।
आत्मनां विश्वरूपेण, खल्विदं ब्रह्मवर्णनम् ॥ १५

उत्पत्तिः सर्ग एवास्ति, व्ययोलयस्य रूपके ।
द्रव्यस्य ध्रौव्यरूपेण, महासत्ता प्रदर्शिता ॥ १६

सर्वात्मसु व्ययोत्पति, ध्रौव्यंचासत्सशब्दितः
जडद्रव्येषु च ज्ञेयं, रूपकेन प्रवर्णनम् ॥ १७

आत्मानो द्विविधाज्ञेया मुक्ताः संसारिणस्तथा ।
कर्मदेहादियोगेन, संसारिण स्त्वनेकधा ॥ १८

आत्मानः कर्मसम्बन्धा, अनादिकालयोगतः ।
अशुद्धाः प्रकृतेर्युक्ता, नानावतारधारकाः ॥ १९
मायाप्रकृति कर्माद्याः पर्यायाः कर्मणः स्मृताः
ततो भिन्नाः स्वसत्तात, आत्मानः सन्ति सर्वथा ॥ २०
सर्वकर्म वियुक्तास्ते,–सिद्धा बुद्धाः प्रकीर्तिताः
इत्यादि वेदवेदान्त,–सारः स्याद्वादबोधतः ॥ २१

સત્યવેદના પ્રકાશક કેવલ જ્ઞાની આત્માઓ તેજ ઋષિયો છે. તીર્થંકર નામ કર્મોદયવાળો સાત્ત્વિક ગુણી અને કેવલજ્ઞાની એવો આત્મા તેજ તીર્થંકર છે. ઇશ્વરનાં જેટલાં રૂપક પર્યયો છે તેવાળો આત્મા તેજ અષ્ટાદશદોષરહિત અર્હન્ સર્વજ્ઞ પરમાત્માદેવ છે. ઘાતીકર્મરહિતશુદ્ધાત્મા અને અઘાતીકર્મરહિત આત્મા તેજ શુદ્ધાત્મા પ્રતીકો પરબ્રહ્મ છે. વેદોમાં પરબ્રહ્મ પરમેશ્વરનાં જે જે નામરૂપકો છે તે શુદ્ધાત્મા સિદ્ધનાં નામો છે. સત્યવેદમાં અગ્નિના રૂપકથી જ્ઞાનનું વર્ણન કર્યું છે, અને વિષ્ણુનારૂપકવડે શુદ્ધાત્માનું વર્ણન કર્યું છે. શુદ્ધાત્મા તેજ પુરૂષોત્તમ મહાન્ પરમેશ્વર છે. સૂર્યના રૂપકવડે સત્યવિષ્ણુ કે જે કેવલજ્ઞાની જિન છે, તેનું વર્ણન–સ્તુતિ કરી છે, તથા સૂર્યના રૂપકથી સૂરિઆચાર્યનું વર્ણન કર્યું છે. જાલંધરાદિદૈત્યોના રૂપકોવડે મોહ, રાગદ્વેષ, કામ, અજ્ઞાન, ક્રોધ, અહંવૃત્તિ, વાસના વગેરેનું વર્ણન કર્યું છે. જાલંધર, વિશ્વરૂપ આદિ દૈત્યો છે તે આઠપ્રકારનાં કર્મો જાણવાં. વાયુના રૂપકથી મન, ધ્યાનવૃત્તિપ્રવાહ, વગેરેનું વર્ણન જાણવું, આકાશના રૂપકવડે, આઠ કર્મ સહિત આત્માએ, કર્મપુદ્‌ગલ આદિ જડદ્રવ્ય કે જે અદૃશ્ય ( આંખોથી ન દેખી શકાય ) તેઓનું વર્ણન જાણવું. વિષ્ણુના ત્રિપાદના રૂપકવડે આત્મારૂપ વિષ્ણુના જ્ઞાન દર્શન અને ચારિત્ર એ ત્રણ પાદનું સ્વરૂપ સમજવું. **इदं विष्णु र्विचक्रमे त्रेधा निदधे पदम् ॥ यजुर्वेद । प । ५ ॥** આ

આત્મારૂપ વિષ્ણુ જ્ઞાનદર્શનચારિત્રરૂપ ત્રણપ્રકારે પદને ધારણ કરે છે. રજોગુણ, તમોગુણ અને સાત્વિકગુણ એ આત્માના પાદ નથી પણ પ્રકૃતિના ત્રણ પાદ-ભેદ છે. આત્માના તો જ્ઞાન દર્શન અને ચારિત્રરૂપ ત્રિપાદ છે અને તે સ્વાભાવિક છે. કર્મબલવડે કર્મરૂપ બલિનું વર્ણન જાણવું. જલના રૂપકવડે ચારિત્ર જાણવું. પૃથ્વી ભૂત રૂપકથી સમ્યગ્દર્શનનું વર્ણન જાણવું. મેઘના રૂપકવડે મોહાદિકર્મોનું વર્ણન જાણવું, બ્રહ્મના વર્ણનવડે વિશ્વવર્તિસર્વ જીવોની એક સત્તાનું વર્ણન-સ્તુતિ સ્વરૂપ-પ્રાર્થનાઆદિ અવબોધવું. રૂદ્રરૂપકથી પાંચજ્ઞાનેન્દ્રિય, મન અને પાંચકર્મેન્દ્રિય એ ૧૧ રૂદ્રનું વર્ણન જાણવું. પાંચઇન્દ્રિય, મનોબલ, વચોબલ, કાયબલ, શ્વાસોચ્છવાસ, આયુષ્ય અને મન એ અગિઆરને રૂદ્રરૂપે જાણવા. જેષ્ઠબ્રહ્મવડે સિદ્ધપરમાત્માને જાણવા. શુદ્ધાત્માને મહાદેવ જાણવા. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન એમ પાંચ પ્રકારનું જ્ઞાન તેજ આત્માનું ચિન્હ છે, તે લિંગ અર્થાત્ ચિન્હવાળો આત્મા તેજ મહાદેવ છે. કર્મ, પ્રકૃતિ-માયા આદિ જડ પુદ્ગલાદિ તેને વેદવેદાંતમાં અસત્-અવ્યક્ત, રૂપે વર્ણવ્યું છે. વેદોમાં ઉપનિષદોમાં પૂર્વે યજ્ઞવડે પરમાત્માની પૂજાનું વર્ણન કર્યું છે. જ્ઞાન, દાન, સત્તપ, તેજ યજ્ઞ છે, પરોપકારપણું, અને સેવાધર્મ તથા ચતુર્વિધસંઘનું પાલન તે યજ્ઞ છે. યજ્ઞ તેજ બ્રહ્મ છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, માંસાદિત્યાગ, સાધુસેવા, નિષ્કામકર્મયોગ, ભક્તિ તે યજ્ઞ છે. ગુરૂઆદિકોનું સેવન તે યજ્ઞ છે. સર્વપ્રકારની સ્વપરોપકારકપ્રશસ્યધર્મપ્રવૃત્તિયોનું યજ્ઞરૂપે વર્ણન છે. સર્વજ્ઞાની યોગીઓની સભાનું પૂજન મિલન તે યજ્ઞ છે. યજ્ઞ તે બ્રહ્મ છે. સર્વમહાવ્યક્ત શક્તિયો તે યજ્ઞ છે. વિશ્વ લોકોનું રક્ષણ કરવું તે યજ્ઞ છે. સ્વાધ્યાય, ધ્યાન, ધારણા, જ્ઞાનાભ્યાસ, તપ તે યજ્ઞ છે. ધર્મ્યાચાર વિચારોની તથા યોગના આઠે અંગોની યજ્ઞતા છે.

બૃહસ્પતિના રૂપકવડે વીતરાગજિનેશ્વરનું વર્ણન જાણવું. જ્ઞાની એવો આત્મા તેજ વરૂણ છે. મહાસદ્ગુરૂને વરૂણ જાણવા. સર્વાત્માઓનો સમૂહ તેજ વિરાટ્પ્રભુનું રૂપ જાણવું. सर्वं खल्विदं ब्रह्म સર્વ ખલુ આ બ્રહ્મ છે. તેવું જે શ્રુતિ વાક્ય છે તે આત્માના અનંત અસ્તિનાસ્તિમયપર્યાયોવડે આત્માજ અપેક્ષાએ સર્વવિશ્વરૂપ છે, એવું વર્ણન કરે છે. પર્યાયના ઉત્પાદને સર્ગ કહેવામાં આવે છે અને પર્યાયના વ્યયને ક્ષય કહેવામાં આવે છે. દ્રવ્યોની ધ્રૌવ્યતાને મહાસત્તા જાણવી. સર્વાત્માઓમાં અને જડદ્રવ્યોમાં પર્યાયોનો ઉત્પાતવ્યય જાણવો અને દ્રવ્યરૂપે સર્વ દ્રવ્યોનું ધ્રૌવ્ય-ધ્રુવતા જાણવી. સ્વદ્રવ્ય પર્યાયોની અપેક્ષાએ પરદ્રવ્ય પર્યાયોનું અસતપણું અને સ્વદ્રવ્ય પર્યાયોનું અપેક્ષાએ સત્પણું એમ આત્મા અને જડદ્રવ્યમાં અપેક્ષાએ અસત્સત્પણું જાણવું. બાળજીવો જે આંખે દેખાય છે તેને સત્ કહે છે અને જે આંખે દેખાયા પછી નષ્ટ થાય છે અથવા જે દેખાતું નથી તેને અસત્ કહે છે. આત્માઓ બે પ્રકારના છે. સર્વકર્મથી મુક્ત તે સિદ્ધાત્માઓ જાણવા, અને કર્મ સહિત તે મૂર્તબ્રહ્મ સંસારી આત્માઓ જાણવા. એકેન્દ્રિયાદિભેદવડે સંસારીજીવો અનેક પ્રકારના જાણવા. અનાદિ કાલથી આત્માઓ કર્મની સાથે સંબંધવાળા છે માટે તે કર્મપ્રકૃતિયુક્ત હોવાથી અશુદ્ધ જાણવા, કર્મ ટળવાથી આત્મા તેજ શુદ્ધાત્મા કહેવાય છે. આત્માનું કર્મયોગે મનુષ્યાદિભવમાં અવતરવું તે અવતાર અર્થાત્ જન્મ છે. કર્મસહિત આત્માઓનો અવતાર છે. અષ્ટકર્મરહિત પરમાત્માનો નરભવઆદિરૂપે અવતાર થતો નથી. ચારપ્રકારના દેવો છે. તેઓને કર્મ લાગેલાં છે તે કર્મથી મુક્ત થયા નથી તે મનુષ્યજન્મ ગ્રહી શકે છે, તેઓનો મનુષ્યાદિરૂપે અવતાર થાય છે, માયા, પ્રકૃતિ, કર્મ વગેરે કર્મવાચ્યશબ્દ પર્યાયો છે. શુદ્ધદ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ કર્મથકી આત્માઓ ભિન્ન છે અને વ્યવહારનયની અપેક્ષાએ આત્માઓની

સાથે કર્મ બંધાય છે અને શુદ્ધદ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ આત્માની સાથે કર્મનો સંબંધ થતો નથી. એકાંતશુદ્ધદ્રવ્યાર્થિક સંગ્રહનયને માનીને એકાંતે આત્માનીસાથે કર્મનો સંબંધ નહીં માનનારા અને વ્યવહારનયની અપેક્ષા નહીં સ્વીકારનારાને સમ્યગ્દૃષ્ટિ નથી, તેમજ એકાંતવ્યવહારનયને માનનારા અને સત્તાગ્રાહક શુદ્ધદ્રવ્યાર્થિકનયને ઉત્થાપનારા પણ સમ્યગ્જ્ઞાનને પ્રાપ્ત કરી શકતા નથી. સર્વકર્મથી વિમુક્ત થએલા સિદ્ધબુદ્ધપરમાત્માઓ જાણવા. ઇત્યાદિ સ્યાદ્વાદદૃષ્ટિએ સમ્યગ્વેદ વેદાંતનો જ્ઞાનસાર જાણે છે, તે સર્વદર્શનમતપંથના એકાંતમિથ્યાકદાગ્રહથી મુક્ત થૈ સમ્યગ્જ્ઞાનવડે આત્મારૂપ પુરૂષના કલ્યાણતમરૂપને દેખી પરમાનંદરસને આસ્વાદે છે અને તે જન્મજરામરણાદિ ભયથી રહિત થૈ નિર્ભય બને છે. સર્વ દેહો તે આત્માઓનાં દેવલો છે એમ આત્મજ્ઞાની દેખે છે, જાણે છે, તેથી તે સર્વજીવોનાં શરીરોને હણતો નથી અને પ્રાણીઓનાં તથા મનુષ્યોનાં દેહોની હિંસા થતી અટકાવે છે. તે સર્વમનુષ્યોપશુઓપંખીઓ વગેરેને આત્માઓ તરીકે દેખે છે તેથી તે સર્વજીવોમાં આત્મપ્રેમ ધારણ કરે છે અને નિષ્કામભાવે સત્તાએ સર્વજીવોને પ્રભુરૂપ ગણીને સર્વજીવોની સેવાભક્તિ કરે છે અને સર્વમનુષ્યોને પરમાત્મારૂપે થવામાં તન મન ધનથી અર્પાઇ જાય છે. મનુષ્યોમાં સર્વપ્રકારની જ્ઞાનાદિ ગુણોની શક્તિયો પ્રગટાવવી તેજ મનુષ્યોની ઉચ્ચતરસેવાભક્તિ છે. મનુષ્યોમાં રહેલી કામાદિપાશવવૃત્તિયોને સંહારવી તે જ્ઞાનીઓનું કર્તવ્ય છે. એકવાર આત્માનું રૂપ દેખ્યું એટલે મુક્તદશા થઇ એમ **કહે માણે કહે** (ભગવતીસૂત્ર) એ સૂત્ર ન્યાયથી જાણવું. સર્વમનુષ્યોમાં આત્મરૂપ પુરૂષને દેખ્યા પછી પૂર્વની માયાદૃષ્ટિનો વિલય થઈ જાય છે અને સર્વજીવોની સાથે આત્મા એકબ્રહ્મરસે રસાઇ જાય છે, અને મોહદૃષ્ટિનો સર્વથા લય કરી આત્માજ પરમાત્મા બને છે. જીવતાં છતાં

તે પ્રભુ મુક્ત બને છે. પરમેશ્વરની જ્યોતિ સાથે આત્માની જ્યોતિએ આત્મભાવે મળે છે, તે મનના સંકલ્પવિકલ્પથી મુક્ત થૈ નિર્વિકલ્પદશાનો આનંદ પામે છે તે મોહસહિત સંસારીમનુષ્યોની દુનિયાને જેમ હાડકાને કુતરાઓ ચૂસે છે તેવી જડમાં આસક્ત થએલી માને છે અને તેઓને સત્ય જ્ઞાન આપી ચેતાવી સુખી કરવા પુરૂષાર્થ કરે છે. એવા જીવન્મુક્ત જિનો–વીતરાગો વિશ્વમનુષ્યોનો ઉદ્ધાર કરે છે. આત્માને દેખવો અને પામવો. પરમાત્મપદ પ્રાપ્ત કરવું એજમનુષ્ય જન્મનો આદર્શ છે. હે જ્ઞાની પુરૂષો !!! તમો જ્ઞાનના સર્વનયોના સર્વવિચારોને એકઠા કરીને સર્વ મનુષ્યોના કલ્યાણ માટે સર્વવિશ્વમાં ફેલાવો. આત્માને દેખવો, પરમેશ્વરનું દર્શન કરવું અને સર્વદુઃખોથી મુક્ત થૈ પરમાનંદની પ્રાપ્તિ કરવી તેજ કલ્યાણતમ કાર્ય છે. તે માટે સર્વવિશ્વમાં સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રનો પ્રકાશ કરો !! મોહમાયાથી રહિત થૈ આત્મસ્વરૂપને દેખવા માટે અને પામવામાટે જ્ઞાનીઓની સંગતિમાં ઘણા કાલ સુધી રહો. અમો તમો સર્વજીવો સત્તાની અપેક્ષાએ એકબ્રહ્મરૂપ છૈયે. પરસ્પર એક બીજાના આત્માઓને દેખો અને આત્મભાવે મળો. આત્મભાવે સાથે રહી આનંદી બનો. સ્ત્રીઓ, પુરૂષો, સર્વવિશ્વ મનુષ્યો ! તમે આત્મરૂપ છો, આત્મરૂપ થૈ આત્મરાજ્યમાં પૂર્ણાનંદની સ્વતંત્રતાઓ જીવો !! એવો પરમાત્મમહાવીરદેવનો સજીવનમંત્ર ઝીલો, વર્તો અને મંત્ર કર્તા ઋષિનું એ મંતવ્ય છે કે જેને પૂર્વે તીર્થંકરોએ પ્રકાશ્યું હતું. અતીતકાલમાં થએલ અનેકતીર્થંકરોએ આત્મજ્ઞાનઅને વૈરાગ્યથી આત્માની પરમાત્મતા પ્રગટે છે એમ સત્ય પ્રકાશ્યું હતું તેમ ચરમ તીર્થંકરશ્રીમહાવીરદેવે પ્રકાશ્યું છે. સર્વતીર્થંકરોનો એક સરખો કેવલજ્ઞાનવડે ઉપદેશ છે. સર્વતીર્થંકરોએ આત્માનું અને જડદ્રવ્યોનું સમ્યગ્જ્ઞાન પ્રકાશ્યું છે. આત્માનું કલ્યાણતમરૂપને દેખ્યા

પછી જડવિષયોમાં થતા મોહનો રોધ કરવામાટે હરરોજ સર્વ વિષયોની અસારતા ભાવવી. આત્મામાંજ સુખ છે પણ પંચેન્દ્રિયોના વિષયોમાં સુખ નથી એવો દૃઢનિશ્ચય કરવો. અવ્રતોનો ત્યાગ કરવો અને ગીતાર્થગુરૂપાસે યથાશક્તિભાવે અહિંસાદિ વ્રતોનો સ્વીકાર કરવો. દેવગુરૂધર્મની આરાધના કરવી. વિષયોની કામવાસનાઓનો વૈરાગ્યબળથી ક્ષય કરવો. દ્રવ્યસંયમચારિત્રવડે ભાવચારિત્રની આરાધના કરવી. દુષ્ટનાસ્તિકકુતર્કી મનુષ્યોનો સંગ ન કરવો. મૈત્રી પ્રમોદ મધ્યસ્થ અને કરૂણા ભાવનાથી મનને ભરી દેવું અને ચારભાવનાઓને આચારમાં ઉતારવા પુરૂષાર્થ કરવો. શુભાશુભ કર્મના ઉદયોમાં હર્ષ અને શોક ન કરવો. જડપદાર્થોથીજ સુખ છે એવી મોહમમતાપરિણતિનો ત્યાગ કરવો. સર્વ જીવોમાં અને જડપદાર્થોમાં સમભાવ ધારવો. આર્તધ્યાન અને રૌદ્રધ્યાનનો ત્યાગ કરવો. કષાયોની વૃત્તિયોને પ્રગટતીજ વારવી. જ્ઞાની ગુરૂની આજ્ઞા પ્રમાણે ધર્મપ્રવૃત્તિ કરવી. કષાયોના પ્રસંગોમાં નિઃકષાય ભાવે વર્તવા પુરૂષાર્થ કરવો. સ્વાધિકારે નિષ્કામભાવે અને અંતર્માં આત્માનો ઉપયોગ રાખીને કર્તવ્યકાર્યો કરવાં. સર્વદેહીઓમાં રહેલા આત્માઓને આત્મરૂપે દેખવા અને તેઓના દોષોની ઉપેક્ષા કરવી. આત્માવિના સર્વજડવસ્તુઓમાં શુભપરિણામે ન પરિણમવું. હે આત્મન્! શુદ્ધભાવે પરિણમવું એજ ત્હારો સ્વભાવ છે. ક્ષણિકપદાર્થોના સંયોગમાં અને વિયોગમાં અંતરથી સમભાવે રહીને બાહ્યથી ઉપયોગ પૂરતા સંયોગ વિયોગમાં રહેતો છતો સાક્ષી ભાવે વર્ત! હે આત્મન્!! શરીર વગેરે જડપર્યાયો છે તેમાં અહંત્વ મમત્વવૃત્તિનો ત્યાગ કર, આત્માના શુદ્ધોપયોગે હે આત્મન્ તું વર્ત, અને બાહ્યથી કર્મોદયમાં સાક્ષીભાવે ઉપયોગી થા!! એ પ્રમાણે આત્માના શુદ્ધસ્વરૂપનો ઉપયોગી થએલ આત્મા પરમાત્મ-

પદને પામે છે, સર્વકર્મથી મુક્ત થૈ સિદ્ધ બુદ્ધ બને છે. શરીર છુટતાં પાંચ ભૂત તત્ત્વો પાંચ ભૂતતત્ત્વમાં મળે છે અને શુદ્ધાત્મા એક શુદ્ધ સ્વરૂપી પૂર્ણજ્ઞાનાનંદી થાય છે. સર્વપ્રકારની આધિ વ્યાધિ ઉપાધિ જન્મ જરા મરણના બંધનોથી આત્મા મુક્ત થૈ પરબ્રહ્મ બને છે. પશ્ચાત્ તે જન્મ અવતાર વગેરેને ધારતો નથી. તે અખંડ સિદ્ધ જ્યેષ્ઠ બ્રહ્મરૂપી થાય છે.

मंत्रम्—

वायु रनिलममृतमथेदं भस्मान्तᳪशरीरम् ।
ॐक्रतोस्मरकृतᳪस्मर । क्रतोस्मरकृतᳪस्मर ॥१७॥

શબ્દાર્થ—વાયુ, વાયુમાં સમાય છે. અને આ બ્રહ્મ અમૃત શેષ રહે છે. આ શરીર ભસ્માંત થાય છે. હે કૃતો !!–આત્મન્ !! કૃતને સ્મર્ ! હે કૃતો ! કૃતનું સ્મરણ કર !

અનુભવાર્થ—મનુષ્યશરીરની અંતાવસ્થાનું તથા આત્માનું સ્વરૂપ ઋષિ દર્શાવે છે. આ શરીરની સાથે પ્રાણવાયુનો સંબંધ છે. જૈનશાસ્ત્રોમાં આત્માની દેહમાં રહેવાની સ્થિતિ આયુષ્ય મર્યાદા સુધી હોય છે. એમ કથ્યું છે આયુષ્ય પૂર્ણ થતાં શરીરનો ત્યાગ કરવો પડે છે અને શરીરમાં રહેલ અસ્થિતત્ત્વ, માંસ રક્ત, વગેરેનો પૃથિવી જલાદિતત્ત્વોમાં સમાવેશ થાય છે. શરીરમાં રહેલ પ્રાણવાયુ વાયુમાં ભળે છે, અગ્નિ છે તે અગ્નિમાં ભળે છે, શરીર બળીને તેની છેવટ ભસ્મ થઈ જાય છે. ઓંકારરૂપ પરમાત્માનું હે કૃતો ! (આત્મન્ !!) સ્મરણ કર, હે આત્મન્ ! તેં જે જે કર્મ કર્યાં છે તે કરેલા કર્મનું સ્મરણ કર ! હે આત્મન્ ! કરણી તેવી પાર ઉતરણી છે કર્યાં કર્મ પ્રમાણે આગળ જન્માદિ થાય છે. માટે હે આત્મન્ !! કરેલ સુકૃત્યનું સ્મરણ કર ! કૃતુ–અર્થાત્ કર્મકર્તા આત્મા અને કૃતકર્મ, બન્નેનું પરભવમાં ગમન થાય છે. આત્માએ કરેલ શુભાશુભ કર્મ તે આત્માની સાથે રહે છે અને તે આત્માની સાથે પરભવમાં અર્થાત્ અન્ય જન્મમાં જાય છે. આત્માની સાથે પરભવમાં પુણ્ય અને પાપ જાય છે, તથા આત્માનો ધર્મ તે આત્માની સાથે રહે છે. આભવમાં જ્ઞાનાદિ જે જે ગુણો ઉપશમભાવે અને ક્ષયોપશમભાવે તથા ક્ષાયિકભાવે કર્યા હોય છે

તે અન્ય ભવમાં જતાં આત્માના તે ગુણો હોવાથી તે આત્માની સાથે જાય છે. માટે તેનું હે આત્મન્ !! તું સ્મરણ કર, ત્હારી સાથે આ દેખાતી કુટુંબ પરિવાર લક્ષ્મી ઘરબાર આદિ કોઈ જડવસ્તુઓ સાથે આવનાર નથી, માટે તું કૃતને સ્મર !!, પ્રભુને સ્મર. આ દુનિયામાં હે આત્મન્ કંઈ પણ સાર નથી. આ વિશ્વમાં કોઇ પોતાનું નથી અને તું કોઇનો નથી. જેના પર તું પ્રાણ પાથરે છે અને તું જે માટે અર્પાઇ જાય છે તેમાંની એક પણ લક્ષ્મીઆદિજડ વસ્તુ ત્હારી સાથે હે ચેતન !! આવનાર નથી, હે ચેતન ! ધનલક્ષ્મીગૃહ દેહ વગેરે સર્વ વસ્તુઓ અનિત્ય છે. આ દેખાતા સુંદર દેહની છેવટે ભસ્મ થૈ જવાની છે. દેહમાં તું રહે છે અને જે દેહને તું પોતાનું માને છે તે દેહમાં આયુષ્યની સમાપ્તિ થતાં એક ક્ષણ માત્ર પણ તું રહેવા શક્તિમાન્ નથી. સ્ત્રીઓનાં દેહોનાં સુંદર અંગોપાંગો તે ક્ષણિક અને અશુચિમય છે તેમાં મોહ ન પામ ! જે સુંદર રૂપાળાં શરીર દેખાય છે તે માટીમાંથી ઉત્પન્ન થયાં છે અને માટીમાં સમાઇ જવાનાં છે. જે મેરૂપર્વતને કંપાવનારા હતા તેઓનાં શરીરો પણ નષ્ટ થૈ ગયાં છે. ભાડાની કોટડી સમાન આ શરીર છે. પાણીના પરપોટા જેવું શરીર છે તેમાં પ્રાણવાયુ રહેલો છે તે પણ સ્થિર નથી. જે શરીરની મમતામાં તું મુંઝાય છે તે શરીર અંતે ત્હારૂં થનાર નથી. શરીરરૂપ ઘરમાં રહેલ હે આત્મન્ !! તું મુસાફર છે માટે શરીરને મારૂં માની ક્ષણિકમાં મુંઝ નહિ. અનંતભવોમાં તેં અનંત શરીરોને લીધાં અને છંડયાં, અનેકશરીરોને ગ્રહતો અને છંડતો તું આ મનુષ્યભવમાં આવેલ છે માટે ભસ્માંત શરીરને મૂકી અમૃત વા કદી જેનું મરણ, નાશ નથી એવા આત્માને હે આત્મન્ ! તું સ્મર. ત્હારૂં શું કર્તવ્ય છે? તેનું સ્મરણ કરી લે. અમૃતબ્રહ્મ અર્થાત્ આત્મા તું છે માટે સર્વ માયિકવસ્તુઓ સરખી જડવસ્તુઓમાં થતું અહંમમત્વ ત્યજીને

ત્હારૂં સ્વરૂપ સ્મરણ કર, કૃતને સ્મર. ત્હારાં કર્તવ્યકર્મોથી તું પરભવમાં દેહને ધારણ કરીશ. પરભવ જતાં આત્માની સાથે કૃતકર્મ જાય છે. પરભવમાં જતાં જીવનું કોઈ શરણ થતું નથી. બકરીને જેમ વાઘ પકડી લેઈ જાય છે તેમ પરભવમાં ચેતનને કર્મ લેઇ જાય છે. પરભવમાંથી આ ભવમાં ચેતન એકલો આવ્યો છે અને પરભવમાં તે એકલો જાય છે, આત્માથી દેહાદિસર્વવસ્તુઓ ભિન્ન છે, રાગદ્વેષ વગેરે કષાયો પણ આત્માનો ધર્મ નથી. આત્માની શુદ્ધપરિણતિથી રાગદ્વેષની પરિણતિ ભિન્ન છે. જ્યાં સુધી રાગદ્વેષ છે ત્યાં સુધી જન્મમરણની પરંપરા છે. જ્યાં સુધી કર્મ છે ત્યાં સુધી પરમાત્માનું (ૐકારનું) સ્મરણ કરવું જોઇએ, હે આત્મન્ !! જે જે ત્હને પ્રિય લાગે છે તે સ્વપ્ન સમાન ક્ષણિક છે, માટે ક્યાં ?—તું પર જડવસ્તુઓમાં મુંઝાય છે અને ક્યાં સુધી તું મોહનો ગુલામ રહીશ? એ પ્રમાણે આત્માને વૈરાગ્યભાવથી શુદ્ધ કરવામાટે તથા કૃતનું સ્મરણ કરવા માટે ઉપયોગ રાખવો. છેવટે શરીર ભસ્માંત થઇ જાય છે. અમૃત આત્મા અને તકર્મ બન્ને સાથે પરભવમાં જાય છે. મોક્ષદશામાં તો એકલો આત્મા શુદ્ધસ્વરૂપે રહે છે. જીવન્મુક્તને કેવલજ્ઞાનદશામાં કોઈનું મોહદૃષ્ટિએ સ્મરણ હોતું નથી, માટે આ મંત્ર પરભવમાં જતાં અંતે શી અવસ્થા થાય છે તેનું વર્ણન કરે છે. આત્મા અને કર્મ એ બે સાથે પરભવમાં જાય છે અને ત્યાં પુનઃ કર્મથી શરીરની રચના થાય છે અને તેમાં આત્મા રહે છે. કેટલાક જડવાદી નાસ્તિકો કહે છે કે દેહના મૃત્યુ પછી કંઈ નથી, તેને આ મંત્ર ઉપર ખાસ લક્ષ્ય આપી વિચાર કરવો જોઇએ. બ્રહ્મ વિના અન્ય કંઈ વસ્તુ નથી એક બ્રહ્મજ છે. કર્મ નથી, એમ જેઓ માને છે તેઓને આ શ્રુતિ, આત્મા અને કર્મ બે પરભવમાં સાથે જાય છે એવું જાહેર કરે છે. પરભવમાં શુભાશુભકર્મ પ્રમાણે અવતાર—( જન્મ ) થાય છે, માટે આભવમાં

અશુભપાપકર્માંનો ત્યાગ કરીને શુભપુણ્યમય કર્મો કરવાં જોઇએ. પુણ્ય પાપ પણ ત છે તે એનો પ્રકૃતિમાં અંતર્ભાવ થાય છે. ચારિત્રધર્મની આરાધના અને તેથી આત્માના ગુણપર્યાયોની શુદ્ધિ તે પણ कृतं કહેવાય છે, તેમજ कृत्य અર્થાત્ કરવા યોગ્યને પણ કૃતમ્ કહેવામાં આવે છે. આત્માની પૂર્ણશુદ્ધિ તે કૃત્ય છે, આત્માના ગુણપર્યાયો જે તિરોભાવે રહેલા છે તેઓનો આવિર્ભાવ કરવો તે કૃત્ય છે. આત્માની પરમાત્મદશા કરવી તે કર્તવ્યકૃત્ય છે. આત્મા સ્વયં પરમાત્મા છે. માટે હે આત્મન્ !! ત્હારૂં શુદ્ધોપયોગે આત્મધ્યાન, આત્મરમણતા કરવી. આત્મામાં આત્મભાવે પરિણમવું અને કર્મના ઔદયિકમાયિકપરિણમનથી ભિન્ન થવું એજ ત્હારૂં કૃત્યકર્મ છે, તે જે જે અંશે કર્યું તે ' સ્મરણ કર અને દેહપ્રાણના વિયોગકાલે પરમાત્માનું સ્મરણ કર. આત્માની ઉન્નતિ કરતાં કરતાં છેવટે પરબ્રહ્મરૂપ થવું, તેનાં જે કર્મો, ક્રિયાઓ છે તેની સાધનાઓ કરવી અને પરમાત્મપદ પ્રાપ્ત કરવું તેજ સત્યકૃત્ય છે. આ દુનિયામાં આત્મા અને આત્માનાં સત્યકર્મોવિના અન્ય કોઈ વસ્તુસારભૂત નથી, આત્મા એક અમૃત છે. શરીર પ્રાણ ક્ષણિક છે. એમ નિશ્ચય કરીને આત્મરૂપે પરિણમવું એજ સાર છે. શરીરમાં રહેલો આત્મા પૂર્વે પણ અનેક અન્ય શરીરોમાં હતો અને પાછો નવીન અન્ય શરીરમાં કર્મ બળે જાય છે. પૂર્વે પણ આત્મા શરીરમાં હતો તે નીચેની શ્રુતિથી સિદ્ધ થાય છે. सौम्येद मग्रमासीत्. छान्दोग्य प्रपाठक–६। ८।७॥ હે સૌમ્ય ! આ બ્રહ્મ પૂર્વે આગળ પણ હતું, અર્થાત્ આ શરીરમાં રહેલો આત્મા પૂર્વે પણ અન્ય દેહમાં હતો, કારણ કે તે નિત્ય છે. આ શરીરમાં રહેલો આત્મા છે તે જ્યાં સુધી કર્મની સાથે સંબંધવાળો છે ત્યાં સુધી પરભવમાં જાય છે, અને ત્યાં માતાના ઉદરમાં ગર્ભમાં રહે છે. કહ્યું છે કે प्रजापतिश्चरतिगर्भे ॥ यजुर्वेद

॥ ૨૧ । ૧૯ ॥ પ્રજાપતિ એવો આત્મા તે કર્મયોગથી ગર્ભમાં જાય છે. हिरण्यगर्भः समवर्ततताग्रे भूतस्य जातः पतिरेक आसीत् ॥ શ્રુતિ ॥ જન્મની પૂર્વે હિરણ્ય સમાન શોભતો એવો ગર્ભવાસ જેને છે એવો આગળ આત્મા હતો, તે પૂર્વે કર્મથી એવી અવસ્થાનો થએલો હતો તેનું ઉપજવાપણું છે તેથી તે ઉપજેલો છે. તે દેહાદિકર્મસૃષ્ટિનો પતિ છે. એવા આત્માનો કર્તા કોઈ નથી, તેથી તેનો પતિ કોઈ નથી. न तस्य कश्चित् पतिरस्ति लोके ॥ (શ્રુતિ) આ વિશ્વમાં તે આત્માનો કોઇ પતિ નથી. આત્માજ આત્માનો આત્માવડે પ્રકાશ ઉદ્ધાર કરી શકે છે. તેનો અન્ય કોઇ પરમેશ્વર છે તે ઉદ્ધાર કરે છે એમ નથી, અર્થાત્ આત્મા, કર્મનો કર્તા છે અને તેજ કર્મનો હર્તા છે. પરભાવનાં ષટ્કારકમય આત્મા હોય છે તેજ આત્મા પોતાની સવળી પરિણતિ થતાં પોતે પોતાનો આત્માવડે આત્માજ ઉદ્ધાર કરી શકે છે, એમ ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયમાં જણાવ્યું છે, અને આ મંત્રમાં પણ कृतंस्मर એમ કહીને આત્માની કરણી પ્રમાણે પાર ઉતરણી દર્શાવી છે. જેવું કર્મ તેવું ફલ એમ સ્પષ્ટ દર્શાવવામાં આવ્યું છે. દેહત્યાગવાની અવસ્થામાં પણ તેજ દર્શાવીને મનુષ્યોને ચેતાવી દીધા છે. માટે દરેક મનુષ્યે મૃત્યુ થાય તેપૂર્વે જ્ઞાનપૂર્વકધર્મક્રિયા કરવી અને આત્માની પરમાત્મદશા પ્રગટ કરવી એજ પરમાદર્શને લક્ષ્યમાં રાખી ક્ષણે ક્ષણે આત્મોપયોગ ધારણ કરવો. ભવ્યભક્તજ્ઞાનીમનુષ્યોએ પરમાત્માવીતરાગદેવમાં પૂર્ણ શ્રદ્ધા ધારણ કરવી અને શરણ કરી સ્મરણ કરવું. અરિહંત, સિદ્ધ, સાધુ અને વીતરાગપ્રજ્ઞપ્તધર્મનું સ્મરણ કરવું. મૃત્યુકાલે સર્વજીવોને ખમાવવા અને સર્વદુષ્ટ કૃત્યો કર્યા હોય તેની નિંદા ગર્હા કરવી, તથા જે ધર્મકૃત્યો કર્યાં હોય તેની અનુમોદના કરવી. જે જે અધર્મકારક ઉપદેશો દીધા હોય તેનો પશ્ચાત્તાપ કરવો અને આ-

તેમાં પૂર્ણ શ્રદ્ધા ધારી રાગદ્વેષાદિસર્વકષાયોની વૃત્તિયોને રોધવી. સમભાવે આત્માને ભાવવો. સર્વવસ્તુઓમાં થતું અહં-મમત્વ વારવું. પરમેશ્વરમાં ચિત્તને જોડી દેવું. મરતી વખતે પુત્રાદિકમાં આસક્તિ ન રાખવી. મૃત્યુથી દીનતા ભય ઉદાસીનતા ધારવી નહિ. શત્રુઓને ખમાવી લેવા. અપરાધીઓપર વૈર બુદ્ધિ ન ધારવી. શરીરપ્રાણનો મોહ ન રાખવો. મરણ વખતે થતું દુઃખ સહન કરવું અને ચિંતવવું કે—દેહના મરણથી કંઈ હું આત્મા મરતો નથી. એક અવસ્થામાંથી બીજી અવસ્થા પ્રાપ્ત કરવા માટે મૃત્યુ એ આવશ્યક છે. આત્માની ઉત્તરોત્તર અવસ્થાપર આરોહવામાટે દેહનાં થતાં મરણો અને અન્યદેહોનું ઉપજવું તે જ્ઞાનીને આત્મોત્ક્રાન્તિનીનિસરણીનાંપગથીયાંને ઉલ્લંઘવા સમાન છે. નાટકીયો જેમ એકવેષનો ત્યાગ કરીને અન્ય વેષ ગ્રહે છે તેમ કર્મયોગે દેહ અવસ્થારૂપવેષ બદલાઈને નવા લેવા પડે છે, તેથી તેવાપ્રસંગે દેહ ઈન્દ્રિય અને પ્રાણથી વિયુક્ત થતી ચેતનાથી શોકી મોહી દીન ન બનવું. મૃત્યુપ્રસંગે થતું દુઃખ વેઠી લેવું અને કૃતુ અર્થાત્ પ્રભુની ભક્તિ કરનાર આત્માના ધર્મ કર્મનું સ્મરણ કરવું. મૃત્યુની પૂર્વે બાહ્યપ્રવૃત્તિયોથી નિવૃત્ત થવું અને મૃત્યુને મહોત્સવ સમાન માની પરમાત્માનીસાથે એકરૂપ થવું. એ પ્રમાણે પરમાત્મામહાવીરદેવનું સ્મરણ કરવું, શુદ્ધાત્મ-પરબ્રહ્મમહાવીરમાં ઉપયોગ રાખવો, તેથી આત્માની ઘણી વિશુદ્ધિ થાય છે અને આત્મા, કેવલજ્ઞાનને પ્રાપ્ત કરે છે. પંચમારકમાં પ્રભુનું સ્મરણ કરવાથી આત્માની પરમાત્મપદપ્રાપ્તિપ્રતિ વિદ્યુદ્વેગે ગતિ થાય છે. ॐ क्रतो स्मर कृतं स्मर એનો એ પ્રમાણે સ્વાત્મ અનુભવાર્થ લખ્યો છે.

मंत्रम्.

अग्ने नय सुपथा राये अस्मान्, विश्वानि देववयुनानि विद्वान्
युयोध्यस्मज्जुहुराणमेनो, भूयिष्ठां तेनमउक्तिं विधेम ॥१८॥

શબ્દાર્થ—હે અગ્ને, અમને તથા સર્વવિશ્વને સમ્યગ્ માર્ગમાં લાવ ! હે દેવ ! અમે પાપકર્મોની સાથે યુદ્ધ કરીએ છીએ. અમારાં પાપકર્મોથી અમને દૂર કરો. હે પ્રભો !!! અમો ઘણીવાર તમને નમસ્કાર કરવાની ઉક્તિને ધારીએ છીએ, અર્થાત્ તમારી સ્તુતિ કરી તમને નમીએ છીએ.

અનુભવાર્થ—આ મંત્રમાં અગ્નિ શબ્દ પરમાત્મવાચક છે. તથા દેવ વિદ્વાન્ શબ્દ પણ પરમેષ્ઠીવાચક છે. જ્ઞાની ગુરૂ વાચક પણ અગ્નિ શબ્દ છે. अङ्गतिगच्छतिज्ञानेनेति अग्निः જ્ઞાનવડે જે પરમાત્મસ્વરૂપપ્રતિ ગમન કરે છે તે જ્ઞાનીગુરૂઅગ્નિ છે. વેદમાં બ્રહ્મવાચક અગ્નિ શબ્દ છે. एषोऽग्निर्वैश्वानरः । शत० १०।६। १ ॥ विश्वेषोसर्वेषांनरः स्वामीति वैश्वानरः ॥ अग्निः कस्मादग्रणी । निरुक्त. ७ । १४ ॥ १४ पावकोऽस्मभ्यं शिवोभव । यजु० । ३६ । १० ॥ अग्निनारयिमश्नवत् पोषमेव दिवे दिवे । ऋग्० । १ । १ । ३ ॥ अग्नि मीडे पुरोहितम् ऋग्० १। १। १॥ ઈત્યાદિ વેદશ્રુતિમંત્રોવડે પરમેશ્વરવાચક અગ્નિ શબ્દ છે. તથા પુરોહિતને પણ અગ્નિ કહે છે. એક અપેક્ષાએ આત્માની શુદ્ધિરૂપ અગ્ર હિત કરનાર ગુરૂ તે પણ પુરોહિત કહેવાય છે. હે પરમેશ્વર !! હે ગુરો ! તમે અમને તથા સર્વ વિશ્વને સારા સિદ્ધ આત્માની પૂર્ણોન્નતિના માર્ગમાં લેઈ જાઓ. પ્રભુ ગુરૂ પ્રતિ આ ભક્તિ પ્રાર્થના સ્તુતિ વચન છે. ભક્તિ માર્ગમાં ભક્તિની દૃષ્ટિએ પ્રભુને વિનંતિ કરાય છે. હે પ્રભો ! હે ગુરૂદેવ ! અમો મોહાદિકર્મ સાથે યુદ્ધ કરીએ છીએ. હે પ્રભો !!! મોહાદિકર્મને

દૂર કર. હે ગુરૂદેવ ! હે પરમેશ્વર ! અમો વારંવાર નમીને ત્હારી સ્તુતિ કરીએ છીએ. ॐ भुर्भुवः स्वस्तत् सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात्॥ वेद गायत्री मंत्र. આ મંત્રમાં પરમેશ્વરની પ્રાર્થના ભક્તિ સ્તુતિ છે. આદ્યમાં અને અંતમાં પરમાત્માનો મહિમા દરેક જ્ઞાનીગ્રન્થમાં વર્ણવીને પ્રભુની સ્તુતિ કરી છે. જૈનશાસ્ત્રોમાં પણ सकलाऽर्हत्प्रतिष्ठानमधिष्ठानं शिवश्रियः भुर्भुव स्स्वस्त्रयीशानमार्हन्त्यं प्रणिदध्महे ॥ ઈત્યાદિ સ્તુતિમંત્રો છે અને તેમાં ભુર્ ભુવર્ અને સ્વર્ગલોકના ઈશાન પરમેશ્વર તરીકે અર્હત્ પ્રભુને વર્ણવ્યા છે. यः परात्मा परंज्योतिः परमः परमेष्ठिना मादित्यवर्ण तमसः परस्तादामनंति यम् ॥ परंब्रह्म परंज्योतिर्महावीर जिनेश्वर! तमोमिथ्यात्वनाशेन, सम्यग्मार्गं प्रदर्शय ॥ १ ॥ सर्वकर्माणिसंहृत्य, धर्ममार्गनय प्रभो, महावीरोऽसिरूद्रस्त्वं, शंनो विश्वंच दर्शय ॥ ઈત્યાદિ પ્રાર્થનાભક્તિમંત્રોવડે પરમેશ્વરની સ્તુતિ કરાય છે. પરમેશ્વની ભક્તિથી આત્માની શુદ્ધિ થાય છે અને પ્રભુની ભક્તિથી પુણ્યકર્મનો બંધ થાય છે અને પાપકર્મનો તથા અશુદ્ધબુદ્ધિનો નાશ થાય છે. જૈનાગમશાસ્ત્રોમાં પરમાત્માની પ્રતિમાની ભક્તિવડે આત્માની શુદ્ધિ દર્શાવી છે. સનાતની વેદ વેદાંત માનનારાઓ પ્રભુની પ્રતિમાને–મૂર્તિને માને છે, પૂજે છે પ્રેમ અને શ્રદ્ધાથી ભક્તિ માર્ગમાં પ્રવેશ થાય છે. દેવગુરૂધર્મની ભક્તિ સેવાથી ધર્મમાં પ્રવેશ થાય છે. પરમાત્મા અને ગુરૂની પ્રાર્થનાથી લઘુતાવિનયગુણની સિદ્ધિ થાય છે. પરમાત્માની સ્તુતિ કરવાથી દુર્ગુણ દોષો ટળે છે અને સદ્ગુણો ખીલવા માંડે છે. પરમાત્માની મૂર્તિમાં–પ્રતિમામાં પરમાત્મભાવ વધારીને પરમાત્માની ઉપાસના કરવાથી આત્માની મનની અને કાયાની શુદ્ધિ થાય છે. સાકારબ્રહ્મદ્વારા નિરાકારબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. બૃહદારણ્યકોપનિષદ્માં બ્રહ્મને મૂર્તિ અને અમૂર્તિ જણાવ્યું છે. तद्यथा–द्वेवाव ब्रह्मणोरूपे-

**મૂર્તશ્ચૈવામૂર્તશ્ચ**–બ્રહ્મનાં બે રૂપ છે. એક મૂર્તિરૂપ અને એક અમૂર્તિરૂપ. અષ્ટકર્મરહિત સિદ્ધપરમાત્મા તે નિરાકાર હોવાથી **અમૂર્તિબ્રહ્મ**–પરમાત્મા જાણવા અને કર્મસહિત આત્મા તે મૂર્તિબ્રહ્મ છે. સર્વસંસારીજીવો કે જે તમોગુણ રજોગુણ અને સત્ત્વગુણ કર્મપ્રકૃતિ સહિત છે તે સર્વે મૂર્તબ્રહ્મ છે. સાત્ત્વિકપ્રકૃતિવાળા મનુષ્યોમાં સાધુ, ઉપાધ્યાય, આચાર્ય અને અરિહંત તે ઉત્તરોત્તર પૂજ્ય આરાધ્ય મૂર્તબ્રહ્મ છે અને તેના નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપા આરાધ્ય પૂજ્ય ધ્યેય છે. અરિહંત, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુવર્ગનો નામનિક્ષેપ તથા તેઓની સ્થાપના મૂર્તિ પણ આત્માના ગુણોને આત્મામાં પ્રકટાવવા શક્તિમાન્ થાય છે. પ્રભુ અરિહંતાદિકની પ્રતિમાની પૂજા સાક્ષાત્ અર્હન્આદિની સેવાભક્તિસમાનફળ આપવા શક્તિમાન્ થાય છે. અગ્નિ જેમ સર્વકાષ્ઠને બાળીને ભસ્મ કરે છે તેમ તીર્થંકરો અને આચાર્ય ઋષિયો વિશ્વમાંથી પાપનો નાશ કરે છે અને કર્મને બાળી ભસ્મ કરે છે, તેથી અરિહંત સૂરિ ઋષિ તે અગ્નિની ઉપમાથી અગ્નિ કહેવાય છે. તેઓની પ્રાર્થના–સ્તુતિ કરવાથી તથા તેઓની સેવાભક્તિ કરવાથી તમોગુણવૃત્તિ અને તમઃ કર્મ તથા રજોગુણવૃત્તિ અને રજઃ કર્મ ટળે છે અને સાત્વિક વિચારો અને આચારો પ્રકટે છે. આત્માજ અગ્નિ અપેક્ષાએ છે, તે પોતે પોતાની સ્તુતિ કરે છે અને પોતે પોતાની શુદ્ધિ કરે છે અને પોતે પોતાને નિશ્ચયનયદૃષ્ટિની અપેક્ષાએ સમ્યગ્ પન્થ દર્શાવે છે. અત્ર જ્ઞાનદર્શન અને ચારિત્રરૂપ સમ્યગ્ પંથ છે. જૈન તત્ત્વાર્થસૂત્રમાં **જ્ઞાનદર્શનચારિત્રાણિ મોક્ષમાર્ગઃ** જ્ઞાનદર્શન ચારિત્રને મોક્ષમાર્ગ કહ્યો છે, અને ઋષિએ તેવા માર્ગમાં લેઈ જવામાટે પ્રાર્થના કરી છે અને કર્મની સાથે યુદ્ધ કરવામાં પરમાત્માની સહાય માગી છે અને કર્મને પૃથક્ કરીને આત્માને શુદ્ધપૂર્ણપરમાત્મરૂપ કરવામાટે પ્રાર્થના કરી છે.

આત્માનું સ્વરૂપ અને કર્મનું સ્વરૂપ ભિન્ન ભિન્ન છે. સૂર્યનું આચ્છાદન જેમ મેઘ કરે છે તેમ આત્માના પર્યાય ગુણોનું આચ્છાદન કર્મ કરે છે. મોહનીઆદિકર્માવરણોને પૃથક્ કરવાથી આત્મા તેજ પરમાત્મા બને છે. પ્રાતઃકાલમાં અને સાંજરે પરમેશ્વરની ચતુર્વિંશતિસ્તવવડે પ્રાર્થના કરવી. ષડાવશ્યકમાં પરમાત્માની પ્રાર્થના સ્તુતિનો અંતર્ભાવ થાય છે. પરમેશ્વરની સ્તુતિ પ્રાર્થના ભક્તિ કરતાં તથા આચાર્ય ગુરૂવર્ગની સ્તુતિ પ્રાર્થના સેવાભક્તિ કરતાં પુણ્યાનુબંધી પુણ્યનો બંધ થાય છે અને અનંતકર્મની નિર્જરા થાય છે, તેથી આત્મવિશુદ્ધિ થાય છે. આભવમાં પ્રત્યક્ષ અનેકસદ્‌ગુણઆદિનો લાભ પ્રાપ્ત થાય છે અને મિથ્યાત્વબુદ્ધિ તથા ચારિત્રમોહનીય કષાય દુર્ગુણ દોષ વ્યસન વગેરેનો નાશ થાય છે, તથા વિશુદ્ધપ્રેમ, મૈત્રી, ભક્તિ, ઐક્ય અને આત્મજ્ઞાન, પરોપકારાદિથી આત્મા ઉચ્ચતર ઉચ્ચતમ ભૂમિકાઓપર આરોહીને પરિપૂર્ણ શુદ્ધબ્રહ્મ બને છે. સમ્યકત્વજ્ઞાનો અવશ્ય મુક્તિપદ પામે છે. અનેકનયોની અપેક્ષાનો જાણકાર સમ્યગ્જ્ઞાની પ્રભુપ્રાર્થનાકારકભવ્યાત્મા, સાતનયોની અપેક્ષાએ પરમેશ્વર સ્વરૂપ જાણીને તથા સર્વ દર્શનને અપેક્ષાએ આત્માનીદર્શનપરિણતિ જાણીને મિથ્યાબુદ્ધિ રહિત થૈ દેશવિરતિ તથા સર્વવિરતિ પ્રાપ્ત કરી ધર્મધ્યાન તથા શુકલધ્યાનયોગે કેવલજ્ઞાન પામી પરિપૂર્ણ શુદ્ધાત્મા, સિદ્ધ, બુદ્ધ વીતરાગ, જિનેશ્વર, મહાદેવ બને છે. **अप्पा सो परमप्पा होइ, आत्मा स परमात्मा भवति.** આત્મા તેજ પરમાત્મા થાય છે એવો જૈનશાસ્ત્રોનો સિદ્ધાંત છે અને **जीवः शिवो भवति** જીવ તે શિવ થાય છે એવો વેદવેદાંતી શંકરાચાર્યનો મત છે. અર્થાત્ એવો વેદાંતિઓનો સિદ્ધાંત છે. બાઈબલમાં ઈસુએ કહ્યું છે કે—“જેવો તમારો બાપ પૂર્ણ ને પવિત્ર છે તેવા તમે થાઓ.” જે આત્મા મોહથી અપવિત્ર અને અપૂર્ણ છે તે મોહનો જય કરવાથી પૂર્ણ પવિત્ર બને છે. હું

બાપમાં છું અને બાપ મારામાં છે. "હું મારા બાપમાં છું. તમે મારામાં છો ને હું તમારામાં છું." અર્થાત્ આત્માઓ પોતે પરમેશ્વર છે એમ બાયબલના વાકયનો ગુપ્ત અર્થ પ્રગટ થાય છે. ઇસુ કહે છે "મેં તો કહ્યું છે કે તમે પરમાત્મા છો" તે તમે બધા પરમોત્કૃષ્ટના પુત્ર છો ગીત ૮૨–૬ )" ॥ "આપણે આ રક્તમાં સમય ચર્મવેષ્ટિત શરીરમાં રહીને પણ દેવ થઈ શકીએ છીએ. (એથેને સિયસ)" ( અનલહક્ક. હું આત્મા પોતે પ્રભુ છું ) "જ્યારે મેં ધ્યાન પૂર્વક મારામાં જોયું તો પરમાત્માથી અતિરિક્ત મારામાં કાંઈ ભાળ્યું નહિ" શમ્સતબ્રેજ ॥ ગાલાના રૂમી કહે છે કે પરમાત્માને શોધનારા લોકો તમારે શોધન કરવાની જરૂર નથી કેમકે તમેજ પરમેશ્વર છો. જ્ઞાની અનવર મિયાં કહે છે કે–જબવો નુકતા મિટ ગયા વહી એનકા એન ॥ અર્થાત્ આત્મા તેજ પરમાત્મા છે. ઈત્યાદિ મંતવ્યો છે તે આત્મા પોતે કર્માવરણના નાશથી સ્વયં પરમાત્મા ઈશ્વર છે એમ પ્રતિપાદન કરે છે. અનંતજીવો–આત્માઓ, સત્તારૂપે પરમાત્મા છે અને ધ્યાનસમાધિયોગે પોતે પોતાને પરમાત્મારૂપે અનુભવે છે. તેઓ કેવલજ્ઞાનથી આપોઆપ પરમેશ્વર બને છે એમ જૈનશાસ્ત્રોનો પરમ સાર છે અને વેદવેદાંતનો પણ સાર નીકળે છે. પરમેશ્વરની પ્રાર્થનાભક્તિથી આત્મજ્ઞાન થાય છે અને આત્મજ્ઞાનથી ધ્યાન પ્રાપ્ત થાય છે. જ્ઞાનનું ફલ વિરતિ છે. વિરતિથી ધ્યાન પ્રાપ્ત થાય છે અને ધ્યાનથી કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે અને દેહ છતાં મુક્તિસુખ પ્રગટે છે, પશ્ચાત્ આયુષ્ય ક્ષય થતાં સર્વથા સર્વ અઘાતી પ્રારબ્ધ ક્ષય કરી આત્મા તે પરમાત્મા બની સિદ્ધ સ્થાનમાં વિરાજે છે. **न च स पुनरावर्ततेयद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम** મુક્ત સિદ્ધ થએલા શુદ્ધઆત્માઓ સંસારમાં અવતરતા નથી.

दग्धे बीजे यथाऽत्यन्तं, न रोहति नवाङ्कुरः ।
कर्मबीजे तथा दग्धे, न रोहति भवाङ्कुरः ॥ १ ॥

અત્યંત બળી ગયેલા બીજમાંથી નવો અંકુર પ્રગટતો નથી તેમ કર્મ બીજ દગ્ધ થએ છતે (ભસ્મ થએ છતે) સંસારરૂપ ભવરૂપ-જન્માંકુર પ્રગટતો નથી. સાલોક્ય, સામીપ્ય અને સાયુજ્ય એ ત્રણ પ્રકારની મુક્તિ સુધી આત્માની સાથે કર્મપ્રકૃતિનો સંબંધ રહે છે, અને નિરયુજ્ય–રૂપાતીત સર્વ કર્મરહિતમુક્તિમાં આત્માની સાથે કર્મનો સંબંધ બીલકુલ રહેતો નથી. સમ્યગ્જ્ઞાનથી આત્મા सोहमस्मि આત્મા હું છું એવો અનુભવ કરે છે અને આત્મા કલ્યાણતમ બ્રહ્મસ્વરૂપને દેખે છે તેથી તે સાલોક્યમુક્તિ અપેક્ષાએ ચોથા ગુણસ્થાનકથી તે સાતમા ગુણસ્થાનક સુધીની છે તે પામે છે, એમ જાણવું. આઠમા ગુણસ્થાનકથી અને અપેક્ષાએ અપ્રમત્ત સાતમાગુણસ્થાનકથી ક્ષીણમોહનામના બારમા ગુણસ્થાનક સુધી આત્મા પોતે પોતાને પરમાત્મારૂપે અનુભવી આત્માનંદી બને છે, પોતે પોતાને પરમાત્મારૂપ અનુભવે છે. દેહમાં આત્માને પરમેશ્વર તરીકે જાણે છે તેથી તે ગુણસ્થાનકોમાં સામીપ્ય-મુક્તિ જાણવી. તેરમાસંયોગી ગુણસ્થાનકમાં આત્મામાં કેવલજ્ઞાન પ્રગટે છે તેથી આત્મા પરમાત્મા બની સર્વજ્ઞ થૈ પૂર્ણાનંદ ભોગી બને છે તેથી તે મનવચનકાયાના યોગથી કર્મ તથા દેહ જોડાયલો છતો મુક્ત બનવાથી સાયુજ્યમુક્તિવાળો જાણવો. ચતુર્દશ ગુણસ્થાનક ઉલ્લંઘેલ શુદ્ધાત્મા મનવચનકાયાથી અયોગી બની કોઈપણ કર્મની સાથે નહિં જોડાયલો હોવાથી તે નિરયુજ્ય મુક્તિને સાદિ અનંતમાભાંગે પ્રાપ્ત કરે છે. ચોથા ગુણસ્થાનકના દેવો, મનુષ્યો, તથા દેશવિરતિ તથા સર્વવિરતિધરમનુષ્યો તે તે અવસ્થામાં ક્ષયોપશમભાવીય સાલોક્યમુક્તિવાળા જાણવા. ઇન્દ્રિયોનાં

વિષયોનાં સુખ તે વસ્તુતઃ સુખ નથી, જ્યાંસુધી આત્મજ્ઞાનવડે આત્માના સુખનો નિર્ધાર થયો નથી ત્યાંસુધી મિથ્યાત્વદશા તે સુષુપ્તિ-નિદ્રાવસ્થા, સર્વજીવોને છે એમ જાણવું. આત્મામાં મિથ્યાત્વમોહનીયના ઉપશમ, ક્ષયોપશમ, અને ક્ષાયિકભાવથી આત્મજ્ઞાન પ્રગટે છે તે જાગ્રત્‌દશા જાણવી. ચોથા સમ્યગ્‌દૃષ્ટિગુણસ્થાનકથી તે છઠ્ઠા ગુણસ્થાનક સુધી અને અપેક્ષાએ અપ્રમત્ત સાતમા ગુણસ્થાનક સુધી જાગ્રત્‌દશા જાણવી. સાતમા અને અપેક્ષાએ આઠમા ગુણસ્થાનકથી તે ક્ષીણમોહ બારમા ગુણસ્થાનક સુધી ઉજાગરદશા જાણવી. ધર્મધ્યાનથી આગળ શુક્લધ્યાનમાં આઠમાથી બારમા ગુણસ્થાનક પર્યંત ઉજ્જાગ્રદ્દશા વર્તે છે. કારણ કે ત્યાં ઉચ્ચશુક્લધ્યાન વર્તે છે. તેરમા ગુણસ્થાનકમાં વિચારાત્મકભાવ મન રહેતું નથી, ત્યાં કેવલજ્ઞાનદર્શન અને ક્ષાયિક ચારિત્ર વર્તે છે તેથી તે તુર્યદશા જાણવી. ચૌદમા અયોગી ગુણસ્થાનકમાં પણ તુર્યદશા જાણવી. પશ્ચાત્ તમોગુણ, રજોગુણ અને સત્વગુણરૂપી ત્રણ ગુણાતીત તુર્યાતીતદશા જાણવી. પ્રભુની ભક્તિ અને પરમાત્માનું ધ્યાન ધરતાં આત્મા તેજ પરમાત્મા પરમેશ્વર બને છે. ગીતાર્થગુરૂની સેવાભક્તિથી અને તેમની કૃપાથી સમ્યગ્‌માર્ગરૂપ સમ્યગ્‌જ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને પશ્ચાત્ સમ્યગ્‌ચારિત્રની પ્રાપ્તિ થાય છે. સમ્યગ્‌દર્શન જ્ઞાનચારિત્રરૂપ મોક્ષમાર્ગમાં ચાલનારાજીવો અવશ્ય મુક્તિપદને પામે છે. કેવલજ્ઞાની આત્મા તેજ વિષ્ણુ છે. આત્માના સ્વરૂપમાં રમનાર આત્મા તેજ રામ બને છે. બ્રહ્મવિદ્ આત્મા બ્રહ્મ છે. **ब्रह्मविद् ब्रह्मैव भवति**, બ્રહ્મ જ્ઞાની બ્રહ્મ-બ્રહ્મા થાય છે. રાગદ્વેષને હણનાર આત્મા મહાદેવ છે. આઠકર્મને હણવામાં જે રૂદ્ર, ભયંકર બને છે તે આત્મારૂદ્ર છે. સર્વકર્મ દોષ ટાળીને જે આત્મા પુરૂષોમાં ઉત્તમ બને છે તે **પુરુષોત્તમ** છે. સર્વવિશ્વલોકની અને પોતાની

આગળની સાત્વિક તથા શુદ્ધદશાનું જે હિત જાણે છે તેવો આત્મા પુરોહિત જાણવો. પ્રકૃતિના સંબંધે આત્મા, કર્તા હર્તા (બાહ્યથી) છે અને અંતરૂમાં પ્રકૃતિવિયોગે આત્મા, બાહ્યનો કર્તા ભોક્તા નથી એ પ્રમાણે સમ્યગ્જ્ઞાનની અપેક્ષાએ જે તત્ત્વજ્ઞાનને પામે છે, તથા પ્રભુના નામોનો સમ્યગ્ અર્થ કરે છે, તે આ ઉપનિષદ્નું સમ્યગ્ અનેકાંત રહસ્ય સમજી શકે છે અને તે ઉપનિષદ્નો સમ્યગ્સાપેક્ષ અર્થ કરી પૂર્ણબ્રહ્મ બને છે.

ઉપનિષદ્ પૂર્ણ થવાથી પરિપાટીએ ભણાતો મંત્ર નીચે પ્રમાણે છે.

ॐ पूर्णमदःपूर्णमिदं, पूर्णात्पूर्णमुदच्यते ।

पूर्णस्यपूर्णमादाय, पूर्णमेवावशिष्यते ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः

इति वाजसनेयसंहितोपनिषद् सम्पूर्णा यजुर्वेद ४० अध्याय.

શબ્દાર્થ—તે ઓંકારવાચ્ય બ્રહ્મ પૂર્ણ છે, આ બ્રહ્મ પૂર્ણ છે, પૂર્ણથી પૂર્ણ પ્રકાશાય છે, પૂર્ણનું પૂર્ણ ગ્રહતાં પૂર્ણજ અવશેષ રહે છે.

અનુભવાર્થ—ॐ पूर्णशुद्धसिद्धात्मा, सतथाऽहंस्वसत्तया ।
सत्तया व्यक्तिरूपेण, पूर्णस्य पूर्णरूपता ॥ स्वकृत ॥

તે શુદ્ધ પરમાત્મારૂપ પૂર્ણ, (સિદ્ધબ્રહ્મ સિદ્ધસ્થાનમાં છે) તેવું આ શરીરમાં રહેલ આત્મારૂપ પૂર્ણ બ્રહ્મ છે. તે બ્રહ્મ વ્યક્તિથી પૂર્ણ છે, આ શરીરસ્થ બ્રહ્મ સત્તાથી પૂર્ણ છે. સત્તાથી પૂર્ણ બ્રહ્મ છે એવા સત્તાપૂર્ણબ્રહ્મથી પૂર્ણ વ્યક્તબ્રહ્મનો પ્રકાશ થાય છે. સત્તાએ જે પૂર્ણબ્રહ્મ છે તેને વ્યક્તપૂર્ણરૂપે ગ્રહીએ તો આવિર્ભાવમાં પૂર્ણબ્રહ્મ અવશેષ રહે છે. અષ્ટકર્મરહિત સિદ્ધ પરમાત્મા જેવા પૂર્ણબ્રહ્મ છે તેવો આ શરીરમાં રહેલ આત્મા સત્તાએ પૂર્ણબ્રહ્મ છે. સત્તા બ્રહ્મ છે તેજ વ્યક્તિરૂપે પૂર્ણબ્રહ્મ પ્રગટ થાય છે. તેજ સત્તા બ્રહ્મની વ્યક્તિરૂપવડે પૂર્ણબ્રહ્મતા છે, એમ તિરોભાવે અને આવિર્ભાવે પૂર્ણબ્રહ્મ જે દ્રવ્યાથક તથા પર્યાયાર્થિકનયે જાણે છે તે પૂર્ણરૂપ બને છે.

संपुण्णो जारिसो अत्थि, परमप्पा निरंजणो ।
तारिसोऽहं परिपुण्णो, सत्ताओ कम्मसंजुओ ॥ १ ॥

નિરાકાર પરમાત્મા જેવા પૂર્ણવ્યકત છે. તેવો હું કર્મસંયુત દેહસ્થિત સત્તાએ પરિપૂર્ણ આત્મા છું. શરીરકર્માદિકની ઉપાધિથી રહિત આત્મા તે હું પરમાત્મા છું. એવો શુદ્ધોપયોગી

આત્મા પોતાની પૂર્ણતા ધ્યાનવડે પ્રગટ કરે છે. આત્મા-બ્રહ્મ સત્તાએ પૂર્ણ છે તેથી તે આવિર્ભાવે પૂર્ણ થાય છે. પૂર્ણથી પૂર્ણનો પ્રકાશ થાય છે. જે સત્તામાં પૂર્ણ નથી તે વ્યક્તિથી પૂર્ણ પ્રગટતું નથી. વડના બીજમાં વડ છે તો તે વ્યક્તિભાવે વ્યક્ત વડ થાય છે. વાદળમાં ઢંકાયેલ સૂર્ય સત્તામાં તેના સ્વરૂપે પૂર્ણ છે તો તે વાદળરૂપ આવરણના નાશથી વસ્તુતઃ સ્વરૂપે પૂર્ણવ્યક્ત થાય છે. આત્મામાં અનંતજ્ઞાનદર્શનચારિત્રાદિ ગુણપર્યાયો રહ્યા છે તેપર કર્માવરણો આવ્યાં છે તોપણ દેહમાં રહ્યો છતો મૂલસત્તાએ પૂર્ણ છે તેથી કર્માવરણો દૂર થતાં પૂર્ણસ્વભાવે પૂર્ણ પ્રગટ થાય છે. આત્મા, સત્તાએ પૂર્ણાત્મા છે તેથી વ્યક્તભાવે કર્માવરણો ટળતાં પોતાની પૂર્ણતા પ્રકાશાય છે. આત્માની સાથે કર્મનો સંયોગ ન હોત તો પૂર્ણથી પૂર્ણ પ્રગટાય છે એવું કથાત જ નહીં, કર્મ અને આત્માનો સંબંધ છે તેથી शुद्धब्रह्मरूप आत्माने સિદ્ધની અપેક્ષાએ તે પૂર્ણ છે એમ કહ્યું છે અને દેહસ્થિત બ્રહ્મ, સત્તાએ પૂર્ણ છે તેથી સત્તાની અપેક્ષાએ પૂર્ણતા ગવેષીને આ પૂર્ણ છે એમ પ્રકાશ્યું છે. સિદ્ધાત્મા વ્યક્તિભાવે પૂર્ણ છે અને શરીર સ્થિત બ્રહ્મ અર્થાત્ સત્તાએ પૂર્ણ છે તે પૂર્ણ સિદ્ધબ્રહ્મના ધ્યાનથી પૂર્ણ સત્તાબ્રહ્મનો વ્યક્તિબ્રહ્મ તરીકે પ્રકાશ થાય છે એમ દર્શાવ્યું છે. जे जेनुं ध्यानज धरे, ते तेवो थै जाय. इयल, भमरी ध्यानथी, भमरीरूप सुहाय ।। जिनस्वरूप थै जिन आराधे, ते सहि जिनवर होवेरे, भमरी इयलने चटकावे, ते भमरीपद जोवेरे. षट् दर्शन जिन अंग भणीजे ।। ( શ્રી આનંદઘન. ) પૂર્ણબ્રહ્મ સિદ્ધ પરમાત્માનું ધ્યાન ધરતાં શરીરસ્થ આત્મા કે જે સત્તાએ પૂર્ણબ્રહ્મ છે તે કર્મપ્રકૃતિને દૂર કરી વ્યક્તિભાવે પૂર્ણબ્રહ્મ તરીકે પ્રકાશે છે. ભમરી આસો કારતક માસમાં માટીનું લઘુગૃહ બનાવે છે અને તેમાં શણનાં પાંદડાં લાવી ગોઠવે છે, તેમાં ઈયલને લાવી મૂકે છે. ભમરી ઇયલને ચટકો મારે છે. ઇયલ તે ભમરીના સંબં-

ધમાં આવીને ભમરીનું રૂપ ધારણ કરી ઉડી જાય છે. તે પ્રમાણે જિનવર પરમાત્મા પૂર્ણબ્રહ્મનું ધ્યાન ધરતાં આત્મા તે નામરૂપનો મોહ ત્યાગીને સ્વશુદ્ધ પૂર્ણબ્રહ્મને પામે છે અને જન્મજરામરણ બંધનથી મુક્ત થૈ પૂર્ણ સ્વતંત્ર પરમાત્મા બને છે. પૂર્ણબ્રહ્મનો પૂર્ણજ્ઞાનાનન્દ પ્રગટાવવા માટે પૂર્ણભાવના ભાવવી. હું પૂર્ણ આત્મા છું, મ્હને કોઇ વસ્તુની ન્યૂનતા નથી. સચ્ચિદાનંદ મારૂં સ્વરૂપ છે. જે જે જડવસ્તુઓ ઇચ્છાય છે તે હું નથી હું આત્મા નિત્ય પૂર્ણ છું. સર્વદેશકાલવિષયોની પ્રાપ્તિવિના હું બ્રહ્મ પૂર્ણ છું. નામ રૂપના મોહવિના સર્વદા જ્ઞાનાનન્દરૂપ છું, મારા બ્રહ્મસ્વરૂપમાં અનંતજ્ઞાન અને અનંત આનંદ છે. આત્માના પૂર્ણાનન્દની પ્રાપ્તિમાટે અન્યેચ્છાઓની–વાસનાઓની જરૂર નથી. આત્મા સ્વસ્વભાવે આનંદમય છે તે માટે અન્ય વસ્તુઓની જરૂર પડે તેમ નથી. આત્માનો આનંદ સ્વાત્મામાં પૂર્ણ છે તેની પ્રાપ્તિ માટે કામભોગોની પરતંત્રતા વેઠવાની જરૂર નથી. આત્માના પૂર્ણાનન્દ માટે બાહ્ય રાજ્ય લક્ષ્મી સત્તા વગેરેની જરૂર પડે તેમ નથી. આનંદમાટે અજ્ઞાનીઓને ધનદારાદિ વસ્તુઓ પ્રિય લાગે છે પણ આત્મામાં પૂર્ણાનંદનો નિશ્ચય થયા પછી જડવસ્તુઓની પ્રિયતા રહેતી નથી. આનંદમાટે માનસન્માન કીર્તિ વગેરે ઇચ્છાય છે પણ આત્મામાં પૂર્ણાનન્દનો નિશ્ચય થયા પછી નામરૂપની ઉપાધિથી કીર્તિ થાય, વા અપકીર્તિ થાય, માન થાય, વા અપમાન થાય તેમાં હર્ષ શોક સુખ દુઃખની વૃત્તિયો રહેતી નથી. અપૂર્ણ બુદ્ધિથી દુઃખ મોહ છે અને પૂર્ણ બુદ્ધિથી કોઇપણ બાબતનો અસંતોષ રહેતો નથી. અન્ય વસ્તુઓના સંયોગોમાં અને વિયોગોમાં પૂર્ણાત્માને સર્વત્ર સર્વદા સર્વથા પૂર્ણતા છે એવો અનુભવ થયા પછી ગ્રહણ ત્યાગાદિમાં કર્તાદિમોહવૃત્તિ રહેતી નથી. દેહાદિસંયોગોથી આત્માની પૂર્ણતામાં કંઇ વૃદ્ધિ થતી નથી,

અને દેહાદિસંયોગોનો વિયોગ થતાં કંઇ આત્માની પૂર્ણતા ઘટતી નથી. કોઇ નિંદે વા સ્તવે, અથવા શુભાશુભ કર્મના ઉદયથી બાહ્યમાં ચડતી પડતીને દેખવામાં આવે તેમાં પૂર્ણ બ્રહ્મજ્ઞાની છે તે હર્ષ વા શોકથી લેપાતો નથી. પૂર્ણતાને અનુભવનાર જ્ઞાની સર્વજ્ઞ સંતોષી અને સમભાવી બને છે. તે મૃત્યુથી ભય પામતો નથી અને જીવવાથી ખુશ થતો નથી. પરમેશ્વરમાં અનંત પૂર્ણતા છે તેવી મારા આત્માની અનંતજ્ઞાનાનન્દાદિની પૂર્ણતા છે. પરમાત્મારૂપ હું આત્મા છું. મારે અન્ય જડવસ્તુઓની આકાંક્ષા નથી. કર્મના શુભાશુભભાવનો તટસ્થદૃષ્ટા સાક્ષી છું, મારી પૂર્ણતાએ હું પૂર્ણ છું, એવી પૂર્ણભાવનાવડે સર્વાત્માઓને પૂર્ણ દેખું છું, મોહની દૃષ્ટિએ અપૂર્ણતા છે અને આત્માની દૃષ્ટિએ પૂર્ણતા છે. જે જડવસ્તુઓ પૂર્ણતાને જાણતી નથી તેઓને પોતાની કરવા પ્રવૃત્તિ કરવી તે અપૂર્ણતા અજ્ઞાનતા છે. મારી પૂર્ણતા મારામાં અનાદિકાલથી છે અને મારો જ્ઞાનાનન્દની પૂર્ણતા પ્રગટ કરવાની છે. પૂર્ણનો ગુણાકાર અને બાદબ કી પૂર્ણ છે. અપૂર્ણતાની ભાવના થતાં તૃષ્ણા, કામ, ક્રોધ, લોભ, મોહ, અજ્ઞાનાદિદોષો પ્રકટે છે. અપૂર્ણભાવથી ચિંતા શોક નિરાશા પ્રગટે છે. પૂર્ણદૃષ્ટિમાં ચિંતા ભય શોક મોહ નથી. અપૂર્ણદૃષ્ટિમાં પરતંત્રતા છે. અપૂર્ણદૃષ્ટિથી મોહ પ્રગટે છે. અપૂર્ણથી ભેદ ઇર્ષ્યા પ્રગટે છે. પૂર્ણદૃષ્ટિમાં સ્વતંત્રતા છે. પૂર્ણદૃષ્ટિથી કોઈની ગુલામી કરવાની ઈચ્છા રહેતી નથી. પૂર્ણદૃષ્ટિમાં ભેદ રહેતો નથી. પૂર્ણદૃષ્ટિમાં ઉચ્ચત્વ વા નીચત્વ નથી. આત્મામાં સત્ એવા જ્ઞાન આનન્દાદિ ગુણો વ્યક્ત થાય છે. આત્મામાં આત્માની પૂર્ણતા છે. પરવસ્તુઓની પ્રાપ્તિથી માનેલી પૂર્ણતા તે સોજાથી પોતાને જાડો માનેલ પુરૂષની ભ્રાંતિ સમાન છે. શરીર અને ઇન્દ્રિય મનના વિષયોથી આત્મા ભિન્ન છે, માટે શરીરાદિના વિષયોને આત્માના વિષયો માની લેવા તે મોહની ભ્રાંતિ છે.

દુનિયાના અજ્ઞાની મોહી જીવો બાહ્યથી પૂર્ણ થવામાટે ફાંફાં મારી રહેલા છે અને છેવટે હાય હાય સુખ મળ્યું નહીં એવું બોલી નિરાશ થૈ કર્માનુસારે પરભવમાં ચાલ્યા જાય છે. **साधुरेव सुखं लोके ब्रह्मपूर्णश्चनिःस्पृहः** આત્મામાં પૂર્ણ અને નિઃસ્પૃહ એવા ત્યાગી મુનિજનો આ વિશ્વમાં સુખી છે. બાહ્યવસ્તુઓના રૂપ રસ ગંધ સ્પર્શના ભોગાર્થે સ્ત્રીઓપર થતો મન્-રાગ તે પ્રેમ નથી. બ્રહ્મમાં પૂર્ણતા જેણે માની છે, અનુભવી છે તે બાહ્યવસ્તુઓની પ્રાપ્તિમાટે અસંતોષી રહેતા નથી. આખી દુનિયાના લોકો સાયન્સાદિથી કોટિ ઉપાયો કરી કોટિરીતે શાંતિ સુખ લેવા પ્રયત્ન કરે છે અને કરશે તોપણ આત્માના પૂર્ણાનન્દને અંતર્માં પૂર્ણતયા અનુભવ્યા વિના કદાપિ શાંતિ પામનાર નથી. નામરૂપ કીર્તિ મોહ વાસના ટળ્યા વિના અને આત્મામાં પૂર્ણતાનો નિશ્ચય કર્યા વિના શાંતિ સુખ છેજ નહીં. ધર્મના નિમિત્તે પણ રાગદ્વેષાદિક દોષો જે પ્રગટતા હોય તેઓને આત્મજ્ઞાનના ઉપયોગથી ટાળવા. દેહને આહાર વિહારાદિકથી ધર્મ પ્રગટાવવા માટે વ્યવસ્થિત રાખવું અને આત્માની પૂર્ણતાના માર્ગે પ્રવર્તવું. આત્માટે અન્યવસ્તુઓનો યથાયોગ્ય વ્યવહાર કરવો. ઈન્દ્રઆદિ દેવો દર્શન આપે અને અનેકપ્રકારની પૌદ્ગલિક ઋદ્ધિયોને આપવા ઇચ્છા બતાવે તોપણ પૂર્ણબ્રહ્મનો જ્ઞાની તેને નાકના લીંટ સમાન ગણે છે. આત્મામાં મસ્ત, થએલાને સુંદર મહાસુંદર દેવોનીસ્ત્રીયો ભોગોમાટે પ્રાર્થના કરે તો પણ તેમાં તે અંશમાત્ર ઈચ્છા કરતો નથી અને તેમાં ભોગની બુદ્ધિ કલ્પનો નથી. તે તો આત્માના નિત્યાનંદની પૂર્ણતાને અનુભવે છે. પૌદ્ગલિક અષ્ટસિદ્ધિયોની તે ઈચ્છા કરતો નથી, કારણ કે પૌદ્ગલિક અષ્ટસિદ્ધિયો ક્ષણિક છે. જેણે સર્વવિશ્વને આત્મરૂપ માન્યું છે અને પૂર્ણરૂપે પોતાને જે અનુભવે છે તે સર્વવિશ્વથી સદસત્ પર્યાયોની એકતાની અપેક્ષાએ અભિન્ન શુદ્ધાત્મરૂપ હોવાથી તેને કંઈ પ્રાપ્તવ્ય રહેતું નથી.

તેનો આત્મા પરમેશ્વરરૂપ બને છે. તે પોતાનામાં અને પરમેશ્વરમાં અભેદતા એકતા અનુભવે છે તેથી તે બાહ્યથી પ્રારબ્ધકર્મના શુભાશુભ ભાવોને વેદતો છતો અંત થી અવેદક પરિપૂર્ણ આત્મજ્ઞાનાનુભવી છે. તેનામાં પરમાત્મદશાની સર્વશક્તિયોનો પ્રાદુર્ભાવ થાય છે. તે સર્વાત્માઓની પૂર્ણતાની સાથે સ્વાત્મપૂર્ણતાને સરખી રીતે દેખે છે. તે બાહ્ય વસ્તુઓના કર્તા પણ નથી તેમ ભોક્તા પણ નથી, એવો પૂર્ણબ્રહ્મજ્ઞાની આનંદમાં મસ્ત રહે છે તેથી તે અવધૂત મસ્ત યતિ બને છે. ઇન્દ્રાદિક દેવ દેવીઓનું ત્રણ કાલનું સુખ ભેગું કરવામાં આવે તોપણ તેના બ્રહ્મસુખની આગળ બિંદુસમાન થાય છે, માટે પૂર્ણ આત્માની પૂર્ણતાનો પ્રકાશ કરવો જોઈએ. જે આત્માને પૂર્ણ માને છે તે આત્માનો પ્રેમી બને છે. આત્માની પૂર્ણતાના પ્રેમીઓને અન્યોના પ્રેમની જરૂર રહેતી નથી, તેઓ તો સર્વાત્માઓની સાથે આત્માના પૂર્ણ પ્રેમના ઉપયોગથી વર્તે છે, પશ્ચાત્ તેઓ પૂર્ણ બ્રહ્મને વ્યક્ત કરીને પ્રેમાદિ વૃત્તિયોથી પણ ભિન્ન થાય છે અને શુદ્ધાત્મપૂર્ણબ્રહ્મરૂપે પ્રકાશે છે. જડવિષયોના ભોગોથી આનંદ લેવામાટે દુનિયાના જીવો જ્યાં ત્યાં મોહથી મુંઝાય છે અને એક ક્ષણિક સુખ લેશની ઈચ્છાની પાછળ અનંતાં દુઃખ ભોગવીને સંસારમાં લક્ષ ચોરાશિજીવયોનિમાં વારંવાર પરિભ્રમણ કરે છે. સર્વપ્રકારના દુષ્ટવ્યસનોથી પૂર્ણબ્રહ્મજ્ઞાની મુક્ત થાય છે. પૂર્ણબ્રહ્મજ્ઞાનની ભાવનાવાળો તથા પૂર્ણબ્રહ્મના ધ્યાનવાળો જ્ઞાની વિચાર કરે છે કે–હું આત્મા પૂર્ણ છું, મારામાં અનંત આનંદ છે. તેથી મારે સુરાપાન, વ્યભિચાર, માંસભક્ષ વગેરે વ્યસનો સેવવાની કંઈ પણ જરૂર નથી. વ્યસનોથી અનંતગણું દુઃખ છે એમ જાણી તે મુક્ત થાય છે. પૂર્ણબ્રહ્મજ્ઞાનીને ક્રોધ માન માયા લોભાદિ દોષો સેવવાની જરૂર રહેતી નથી. ક્રોધાદિક દોષો તે આવરણો છે તેથી આત્માના પૂર્ણાનંદનો પ્રકાશ થતો નથી, માટે ક્રોધ માન માયા

લોભ કામ વગેરે દોષોને સેવવાની જરૂર રહેતી નથી. કીર્તિ માન વગેરેથી પણ આત્માનો સત્ય આનંદ પ્રગટતો નથી. ભોગો ભોગવવાથી દેહાદિની શક્તિયોનો નાશ થાય છે માટે ભોગોને ભોગવવાની જરૂર નથી એમ પૂર્ણબ્રહ્મજ્ઞાની ભાવે છે. આત્મામાં પૂર્ણાનંદ છે તો આત્માના આનંદમાટે આત્મામાં પૂર્ણ પ્રેમ ધારવો જોઇએ. આત્મા પૂર્ણ છે તેને માટે અન્ય કોઇની જરૂર રહેતી નથી. આત્મામાં પૂર્ણતા જે માને છે તે દીન બનતો નથી પણ જિન બને છે. તે હિંસા જૂઠ, ચોરી, વ્યભિચાર, પરિગ્રહબુદ્ધિ વગેરેથી દૂર રહીને આપોઆપ પરિપૂર્ણ બ્રહ્મ પરમાત્મા બને છે. કસ્તુરિયા મૃગની કસ્તુરી તેની નાભિમાં છે, તેના સુવાસથી ભ્રમિત થૈતેબાહિર વનમાં સુગંધ લેવા દોડે છે, તેમ આત્મામાં પૂર્ણાનંદ છે છતાં અજ્ઞાની બાહિર્માં આનંદમાટે ફાંફાં મારે છે પણ તે તેની ભ્રાંતિ છે. આત્મા પૂર્ણ છે, તે સત્તાએ પૂર્ણ છે અને વ્યક્તિથી પૂર્ણ થાય છે એવા આત્મામાં પૂર્ણાનન્દ માની તેનો રસ લેવો તેજ જ્ઞાનીઓનું પરમ ધ્યેય છે. અહંમમત્વઆદિવૃત્તિયો તે પ્રકૃતિ છે. રજસ્તમસત્વગુણરૂપ પ્રકૃતિના ધર્મોને આત્મા જ્યારે ભ્રાંતિથી પોતાના માને છે ત્યારે તે પોતાની પૂર્ણતાનું ભાન ભૂલે છે અને પોતાને અપૂર્ણ માની દીન દુઃખી બની દુનિયાની લક્ષ્મીસત્તાને પોતાની કરવાની ઇચ્છા કરે છે અને અંતે મનમાં પ્રગટેલા મોહની આજ્ઞાનો ગુલામ બને છે. અધૂરાને ઇચ્છાઓ પ્રગટે છે. અધૂરાને રાગદ્વેષ પ્રગટે છે. અધૂરો મારા ત્હારાના ભેદથી દુઃખી થાય છે. અધૂરામાં અજ્ઞાન મોહાદિ કર્મો છે. પૂર્ણને રાગદ્વેષ ઈચ્છા, કામભોગની વાંછા નથી. પૂરાને સંકલ્પ વિકલ્પ નથી. પૂર્ણને કામવાસના નથી. પૂર્ણબ્રહ્મરૂપે સ્વને અનુભવવામાં રાગદ્વેષની ગ્રન્થિયોને છેદવાની જરૂર છે. જાતિ દેહદેશાદિકની ઉપાધિયોને દૂર કરી આત્માનું પૂર્ણ જ્ઞાનાનન્દ સ્વરૂપ વિચારવું. આત્મામાં મનને લયલીન કરી દેવું, પૂર્ણ કોઇનો કર્તા

નથી, હતો નથી. પ્રકૃતિના ગુણકર્મોમાં બ્રહ્માધ્યાસ થાય છે તે ટાળવાથી આનંદથી ન્યૂનતા રહેતી નથી. પૂર્ણનું જ્ઞાન થયા બાદ રાગદ્વેષની વૃત્તિયોનો સર્વથા ક્ષય કરવાથી પૂર્ણની પ્રાપ્તિ થાય છે. પૂર્ણની ભાવના ભાવવાથી રાગદ્વેષની વૃત્તિયોનો ક્ષય થાય છે. ક્ષણે ક્ષણે પૂર્ણ બ્રહ્મની ભાવના ભાવવી. અંતરૂમાં પૂર્ણનો ઉપયોગ રાખીને બાહ્યતઃ પ્રવર્તવું. બાહ્યથી સુખ દુઃખ વેદાય તેમાં પૂર્ણત્વ નથી. શાતા વેદનીયથી આત્માનો આનંદ ભિન્ન છે. બાહ્યશાતાવેદનીયમાં પૂર્ણત્વ નથી. બાહ્ય શાતાવેદનીયનું સુખ છે તેતો બાહ્ય વિષયોપર આધાર રાખે છે. બાહ્યવિષયોની પ્રાપ્તિ છે તે પુણ્યપર આધાર રાખે છે. ગમે તેવું પુણ્ય પણ અંતે ક્ષીણ થયા વિના રહેતું નથી, પુણ્ય પણ જડ છે અને વિષયો પણ જડરૂપી છે અને આત્મા અરૂપી છે અને આત્માનો પૂર્ણાનન્દ અરૂપી છે. આત્મા પૂર્ણ છે એવો દૃઢ નિશ્ચય થતાં સમ્યકત્વજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. સમ્યકત્વજ્ઞાન થયા પછી અંતરૂમાં પરિણતિની બે ધારા થાય છે, જ્ઞાનોપયોગ પરિણતિ અને કર્મફલચેતના પરિણતિ, આત્માને પૂર્ણના ઉપયોગે અવલોકવો, પૂર્ણના ઉપયોગમાં સ્થિર થઇ બાહ્યરાગ દ્વેષના સંકલ્પ વિકલ્પથી રહિત થૈ જ્યાંસુધી નિર્વિકલ્પ રહેવાય ત્યાં સુધીની જ્ઞાનોપયોગપરિણતિ છે. આત્માની સાથે શુભાશુભ કર્મનો સંબંધ છે તે શુભાશુભકર્મ ઉદયમાં આવે તે વખતે શુભાશુભપરિણામે ચેતનાનું પરિણમવું તે કર્મચેતના છે. પૂર્ણજ્ઞાની શુભાશુભ કર્મના ઉદય પ્રસંગ પૂર્વે જે મતિ, કર્મફલ ભોગરાવવા માટે પ્રગટે છે તેને તે જાણે છે અને આત્મા પૂર્ણ છે તેને પણ જાણે છે, તેમજ શુભાશુભકર્મના ઉદયમાં જે શુભાશુભ પરિણતિ થાય છે તેને પણ જાણે છે અને શુભાશુભ પરિણતિ પ્રગટતી વારીને સમભાવે કર્મ ભોગવવાની દશાને પણ જાણે છે, તથા સમભાવે વર્તવાનો પુરૂષાર્થ પણ કરે છે. બાહ્યથી પુણ્યોદય અને પાપોદયને પણ તે ભોગવે છે, તેથી

બાહ્યથી લોકોની દૃષ્ટિએ જૂદા પ્રકારનો દેખાય છે અને અંતરમાં પૂર્ણનો ઉપયોગી હોવાથી બાહ્યકર્મ પર્યાયાવસ્થાથી તે પોતાને પૂર્ણભાવનાથી ભિન્ન દેખે છે તેથી તેની પરિણતિની બે પ્રકારની ધારા થાય છે. સમ્યગ્ દૃષ્ટિને એક આત્માની જ્ઞાન ધારા વર્તે છે અને બીજી કર્મધારા વર્તે છે. જેમ જેમ ઉપર ઉપરની ઉચ્ચભૂમિકાઓપર આત્મા આરોહે છે તેમ તેમ જ્ઞાનની ધારા મુખ્ય થાય છે અને કર્મની પરિણતિની ધારા મંદ મંદ તરતમ થઇ ક્ષય પામતી જાય છે અને આત્મા, જ્ઞાનદર્શનચારિત્રગુણોવડે ખીલતો ખીલતો પૂર્ણવ્યક્ત થતો જાય છે અને છેવટ પરમાત્મપદની પ્રાપ્તિ કરે છે. પૂર્ણની ભાવનાવાળો જ્ઞાની અંતરમાં પૂર્ણની ભાવના ભાવીને અનેક ઇચ્છાઓને મનમાં પ્રગટ થતી વારે છે, તથા બાહ્યમાં સુખ દુઃખ વેદતો છતો તથા અન્યજનજીવો પ્રતિ યથાયોગ્ય સેવાધર્મ કર્મયોગ સેવતો છતાં ક્ષણે ક્ષણે બાહ્યપ્રસંગોમાંથી પસાર થતો છતો આત્માની પૂર્ણતાની દૃષ્ટિ તરફ ગમન કર્યા કરે છે. તે પોતાના પૂર્ણતાના કેન્દ્રનો ઉપયોગી થૈ બાહ્યના સર્વપ્રારબ્ધકર્મ પ્રસંગોમાંથી પસાર થાય છે. પૂર્ણની ભાવનાથી પૂર્ણનું ચારિત્ર ખીલે છે અને બાહ્યની પૂર્ણતા પ્રાપ્ત કરવાની વૃત્તિયો શાંત થઇ જાય છે, અને તેથી તેની વૃત્તિયો તથા પ્રવૃત્તિયો પણ પૂર્ણ કેન્દ્રને અનુલક્ષી થાય છે. પૂર્ણની દૃષ્ટિના ઉપયોગથી પૂર્ણની ભાવનાઓ ખીલવા માંડે છે અને પૂર્ણની ભાવનાથી અપૂર્ણ એવી તથા અંતવાળી કામાદિની ઈચ્છાઓ નષ્ટ થાય છે, અને પૂર્ણમાં ખાસ ધ્યાન વર્તે છે, છેવટે મનની અપૂર્ણતા અને આત્માની પૂર્ણતા અનુભવાય છે અને અંતે કેવલજ્ઞાનદર્શન પ્રગટે છે. આત્મા પોતે પોતાના સ્વરૂપે પ્રગટ થાય છે. પ્રથમ બ્રહ્મ આત્મા પૂર્ણ છે એવું જ્ઞાન કરવું, પૂર્ણનો અનુભવ કરવો, કલાકોના કલાકો પર્યંત દિવસોના દિવસો પર્યંત અને વર્ષોના વર્ષો પર્યંત પૂર્ણની ભાવનામાં અને પૂર્ણના

ધ્યાનમાં મસ્ત બની જવું. પૂર્ણાત્મા છે એવો સતત ઉપયોગ ધારણ કરવો. દુનિયાની સર્વ બાબતોમાં વહેતી વૃત્તિયોનો ક્ષય કરવો. મનમાં પૂર્ણનો પ્રેમ કરવો એટલે અપૂર્ણનો રાગ સહેજે ટળવાનો. પૂર્ણમાં પૂર્ણના ઉપયોગી થૈ રહેવું. સવવૃત્તિયોને અને પ્રવૃત્તિયોને અનુક્રમે પૂર્ણના સાધન તરીકે વાપરવી, એમ સતત પૂર્ણની સાધના કરતાં અનેક દુઃખોના પ્રસંગોમાં થતી દીનતા—કાયરતા અને ભીતિનો નાશ થશે, મુખપર પૂર્ણતાના આનંદની પ્રસન્નતા તરવરશે. વાણીમાં અને આચરણમાં સ્વતંત્રા—નિર્ભયતા અને મસ્તદશાનાં ચિન્હો પ્રગટતાં અનુભવાશે. બાહ્યસુખના પ્રસંગોમાં પણ બાહ્ય સુખમાં મોહ મમતા ટળતી દેખાશે, તથા બાહ્ય સુખ કીર્તિ વૈભવ પદવીઓમાં મહત્વ જણાશે નહીં, બાહ્યમાં રાજ્યાદિકમાં અંતરથી અહંતા મમતા ટળતી જશે. બાહ્ય વસ્તુઓના ભોગની ઈચ્છાઓ તથા ક્રોધ માન માયા અને લોભાદિ કષાયોની મંદતા તથા ક્ષીણતા થતી જશે. નામરૂપમાં આત્માધ્યાસ ટળી ગએલો જણાશે. આત્મરૂપ પરમાત્માની સાથે અભેદભાવ વધતો જશે. આર્તધ્યાન અને રૌદ્રધ્યાનન વિચારો તથા આચારો ટળતા જશે અને આત્મા આગળ વધતો માલુમ પડશે. ધર્મધ્યાન તથા શુકલધ્યાનનું અવલંબન લેનાર આત્મા થશે. દેશવિરતિ, સર્વવિરતિ, અને અપ્રમત્તાદિ ગુણસ્થાનોપર આત્માનું આરોહણ થએલું અનુભવાશે. આત્માના પૂર્ણાનન્દનો અનુભવ આવશે અને જડવિષયરસની વૃત્તિયો ટળતી સ્વયમેવ જણાશે. જ્યાં ત્યાં શુભાશુભપ્રસંગોમાં પણ અંતરથી આત્મા સમભાવી જણાશે. મન અને આત્માની દશા જૂદી જણાશે. સર્વવસ્તુઓનો સંયોગો છતાં તથા તેઓનો વિયોગ છતાં તથા સંયોગ વિયોગની વિચારણા વિના પણ આત્મા આપો આપ પૂર્ણ અનુભવાશે. સર્વધર્મશાસ્ત્રોમાંથી આત્માની પૂર્ણતા અનુભવવાનું રહસ્ય ખેંચાશે અને રાગદ્વેષાદિ વૃત્તિયોનું તથા

તેઓની પ્રવૃત્તિયોનું અપૂર્ણત્વ જણાશે અને આત્મા શાંત આનંદમય પૂર્ણ છે એવો અનુભવ પ્રગટશે. પૂર્ણની પૂર્ણતાની ક્ષયોપશમભાવે ઝાંખી થઈ છે અને તેથી આત્માની પૂર્ણતા વ્યક્ત કરવાનું ધ્યેય પ્રગટયું છે તેથી તે તરફ ઉપયોગ પ્રગટે છે અને બાહ્યજીવને જીવાય છે, વર્તાય છે. અપૂર્ણની દૃષ્ટિએ આસક્તિ છે, પૂર્ણની દૃષ્ટિએ તથા પૂર્ણની ભાવનાએ અનાસક્તિ છે. આત્માનું પૂર્ણત્વ આત્મામાં છે. **प्रकृतेः क्रियमाणानि, गुणैः कर्माणि सर्वशः ॥ अहंक र विमूढाऽऽत्मा, कर्ताहमिति मन्यते ॥ प्रकृतिः कर्त्री पुरुषस्तु पुष्करपलाशवत् निर्लेपः** પ્રકૃતિના તમોગુણ રજોગુણ અને સત્ત્વગુણવડે કરાતાં કર્મોને સર્વશઃ આત્મા અહંકારથી મૂઢ થૈ હું કર્તા છું એમ માને છે તે અજ્ઞાન છે. કર્મ તે પ્રકૃતિ છે. આઠ કર્મની ભાવપરિણતિ તે પ્રકૃતિના ગુણો છે. તેમાં હું કર્તા છું ભોક્તા છું ઈત્યાદિ પરિણતિ તે પ્રકૃતિ છે. વ્યવહારથી કર્મનો કર્તા કર્મ છે. શુદ્ધ નિશ્ચયવડે પ્રકૃતિના ગુણોના કર્ત્રી પ્રકૃતિ છે અને શુદ્ધ નિશ્ચયનયે આત્માના જ્ઞાનાદિગુણોનો કર્તા આત્મા છે. રાગદ્વેષાદિ તેજ દેહસૃષ્ટિના કર્તા હર્તા છે અને આત્મારૂપ પુરૂષ છે તેતો પોતાના શુદ્ધદ્રવ્યાર્થકસ્વભાવે કમલના પર્ણની પેઠે નિર્લેપ છે. પ્રકૃત્તિના ગુણકર્મોનો કર્તા હું છું અને પ્રકૃતિ તેજ હું છું એવી ભ્રાંતિ જેને છે તે અપૂર્ણ છે. પ્રકૃતિના ગુણકર્મોમાં પૂર્ણતા અને અપૂર્ણતા નહીં કલ્પનાર તથા પ્રકૃતિના ગુણકર્મોમાં રાગ અગર ત્યાગની બુદ્ધિ નહીં કલ્પનાર તથા પ્રકૃતિમાં હું તુંની બુદ્ધિ નહીં કલ્પનાર અને પ્રકૃતિના ગુણકર્મોમાં તટસ્થ સાક્ષી તરીકે રહી આત્મામાં આત્માની પૂર્ણતા જોનાર એવો ગમે તે ગૃહી વા ત્યાગી હોય, સ્ત્રી હોય, વા પુરૂષ હોય તો પણ તે શુદ્ધાત્માપૂર્ણબ્રહ્મ પરમેશ્વર છે. પ્રકૃતિના ગુણોનો—દેહવાણી મન સુધી સંબંધ છે, તે મનવાણી કાયાની પ્રવૃત્તિમાં જે નિર્લેપ રહે છે તે પૂર્ણ છે. જેને કામ ભોગની ઇચ્છાઓ નડતી નથી તે પૂર્ણ છે, જે

જે આત્મામાં પૂર્ણતા દેખે છે તે પૂર્ણ છે. પૂર્ણની દૃષ્ટિએ આત્મા પૂર્ણ છે. सच्चिदानन्दपूर्णेन, पूर्णं जगदवेक्ष्यते. સચ્ચિદાનંદવડે પૂર્ણ એવા આત્માવડે પૂર્ણ જગત્ દેખાય છે. पूर्णः पश्यति पूर्णताम्—पूर्णः परमेश्वरःस्वयम्॥ પૂર્ણ જ પૂર્ણતાને દેખે છે. પૂર્ણ પોતેજ પરમેશ્વર છે. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયે નીચે પ્રમાણે કહ્યું છે. पूर्णता या परोपाधेः सायाचितकमण्डनम्। यातु स्वाभाविकी सव, जात्यरत्न विभानिभा ॥ २ ॥ अवास्तवी विकल्पैः स्यात्पूर्णताब्धेरिवोर्मिभिः पूर्णानन्दस्तु भगवान, स्तिमितोदधिसन्निभः ॥३॥ जागर्ति ज्ञानदृष्टिश्चे, तृष्णा कृष्णाहिजाङ्गुली। पूर्णानन्दस्य तत् किं स्याद्, दन्यवृश्चिकवेदना ॥४॥ अपूर्णः पूर्णतामेति, पूर्यमाणस्तु हीयते, पूर्णानन्दस्वभावोऽयं जगदद्भुतदायकः ॥ ६ ॥ परस्वत्वकृतोन्माथा, भूनाथा न्यूनतेक्षिणः स्वस्वत्वसुखपूर्णस्य, न्यूनता न हरेरपि ॥ ७ ॥ પર જડવસ્તુઓની ઉપાધિથી જે પૂર્ણતા માનવામાં આવે છે તે તો બીજાનાં માગી લીધેલાં ઘરેણાં પહેરીને જે શોભા માનવી તેના જેવી કલ્પિત ભાડુતી પૂર્ણતા છે. અને જે સચ્ચિદાનંદની સ્વાભાવિક પૂર્ણતા છે તે તો જાત્ય રત્નની કાંતિ સમાન છે. કલ્લોલોવડે જેવી સાગરની પૂર્ણતા છે તેવી અવાસ્તવિક સંકલ્પ વિકલ્પવડે માનેલી મોહ સંબંધી પૂર્ણતા છે અને સ્થિરસમુદ્રના સરખી આત્માની પૂર્ણતા છે. પૂર્ણાનન્દભગવાન્ સ્થિર સમુદ્ર જેવા શાંત છે. તૃષ્ણારૂપી કૃષ્ણ સર્પનું વિષ હરવામાટે જાંગુલીમંત્રસમાન એવી પૂર્ણતાની જ્ઞાનદૃષ્ટિ જેના આત્મામાં જાગે છે એવા પૂર્ણાનંદીને દૈન્યરૂપી વૃશ્ચિકની વેદના થતી નથી. બાહ્ય લક્ષ્મીવિષયાદિમાં જે પૂર્ણતા માનતો નથી તેવો બાહ્યથી અપૂર્ણ પણ આત્મામાં પૂર્ણતા જાણનાર, જ્ઞાનાનંદાદિ ગુણોવડે આવિર્ભાવે પૂર્ણતાને પામે છે અને બાહ્ય ધનપુત્ર ભોગાદિથી પૂર્ણતા માનનાર તો ક્ષયને પામે છે અર્થાત્ તેની બાહ્ય પૂર્ણતા રહેતી નથી, એવો આંતરિક પૂર્ણાનન્દ

જે આ સ્વભાવ છે તે જગત્‌માં આશ્ચર્યપ્રદ છે. પરજડવસ્તુઓને પોતાની માનીને તેવડે જેઓએ ઉન્માદ કર્યો છે એવા રાજા ચક્રવર્તિયો પણ ન્યૂનતાના દેખનારા જાણવા અને આત્મામાં આત્માની પૂર્ણતા માનીને પૂર્ણ થએલાને ઇન્દ્રથકી પણ ન્યૂનતા નથી અર્થાત્ આત્મપૂર્ણને કોઈ જાતની કમીના નથી. આત્માની પૂર્ણતા પ્રગટીને આત્મામાં સમાય છે પણ તે અપૂર્ણ એવા મનવચકાયામાં પૂર્ણત્વ પ્રગટતું નથી અને તેની પ્રવૃત્તિમાં પૂર્ણત્વનો પ્રકાશ આવી શકતો નથી, તો પણ તેદ્વારા પૂર્ણની વ્યક્તતાનાં ચિન્હોને અન્ય જનહિતાર્થ જણાવી શકાય છે. મનદ્વારા પૂર્ણના વિચારો જણાવાય છે અને વાણીદ્વારા પૂર્ણનો બોધ લેવાય છે, તથા દેવાય છે, અને કાયાદ્વારા પૂર્ણને પ્રકાશવાનાં નિમિત્તસાધનોની સાધના થાય છે. મનમાં પૂર્ણનું ચિંતવન થાય છે. પૂર્ણની ભાવનાધ્યાન કરનારા સંતોની સંગતિ કરવાથી પૂર્ણનો પ્રકાશ થાય છે. પૂર્ણનો અનુભવી અને પૂર્ણની દશામાં આગળ વધેલો જ્ઞાની–યોગી દુનિયાના જીવોને સુખશાંતિનો માર્ગ દર્શાવે છે અને તેજ દુનિયાના લોકોની સત્યસેવા બજાવી શકે છે. પૂર્ણતાની દૃષ્ટિ પ્રાપ્ત કર્યા વિના વિશ્વ લોકોની સેવા કરવાનો અધિકાર નથી. કારણ કે અપૂર્ણ અનેક પ્રકારના દોષોથી યુક્ત હોવાથી તે દુનિયાના લોકોને લાભને બદલે–હિતને બદલે અધિક નુકશાન કરે છે તથા પોતે લાભને બદલે અધિક નુકશાન પામે છે. અપૂર્ણ, અનેકપ્રકારની ઇચ્છાના અપેક્ષા તૃષ્ણાનદીના પ્રવાહમાં તણાય છે. તે અજ્ઞાની મોહી છે. અજ્ઞાની મોહી કર્મયોગી સેવક બની શકતો નથી. તેમજ તમોગુણથી પોતાને પૂર્ણ માનીને જે પ્રમાદ, રાગદ્વેષ, હિંસા, ચોરી, વ્યભિચાર ક્લેશ, વગેરે દોષોને સેવે છે તે તમોગુણી વૃત્તિવાળો હોવાથી સેવાધર્મનો અનધિકારી છે, તથા જેઓ પોતાને બાહ્યવસ્તુઓથી પૂર્ણ માને છે અને લક્ષ્મી સત્તા સ્વાર્થ કામ વાસના લોભ ભોગની અત્યંત સ્પૃહા પ્રવૃ-

ત્તિવાળા છે તે પણ રજોગુણીવૃત્તિથી પૂર્ણની માન્યતાવાળા છે, એવા રજોગુણી મનુષ્યો પણ સેવાધર્મના તથા ધર્મ કર્મના અનાધિકારી છે. જેઓ આત્માને પૂર્ણ જાણે છે, તથા પૂર્ણબ્રહ્મની ભાવનાવાળા તથા બાહ્ય કર્મફલમાં નિષ્કામી છે, અનેસેવાધર્મનું ફલ ઈચ્છતા નથી અને આત્મામાં પૂર્ણતા માની બાહ્યનાં કર્તવ્ય કર્મોને નિષ્કામ વિવેક બુદ્ધિથી કરે છે, તેઓ સાત્વિક સેવાધર્મને સારીરીતે બજાવે છે અને પૂર્ણબ્રહ્મનો વિકાસ કરી આપોઆપ પૂર્ણબ્રહ્મ બને છે. સેવાયોગ ભક્તિયોગથી જ્ઞાનયોગ પ્રકટે છે તેથી જ્ઞાની આપોઆપ પૂર્ણબ્રહ્મરૂપે પ્રકાશે છે. આત્મા પૂર્ણ છે માટે ચિંતા શોક ભય અરતિ કરવાની કંઇ જરૂર નથી. પૂર્ણનો નાશ મૃત્યુ નથી, મારો આત્મા પૂર્ણ છે તેને અપૂર્ણ એવી કીર્તિ યશઃ પ્રતિષ્ટાની કંઇ પણ જરૂર નથી. મારો આત્મા પૂર્ણ છે તેની કોઈ હાનિ કરનાર નથી. મારો આત્મા જ્ઞાનાનન્દરૂપી પ્રતિષ્ઠાથી પૂર્ણ છે તેને અન્યકલ્પિત પ્રતિષ્ઠાની જરૂર નથી, મારા આત્મામાં અસ્તિનાસ્તિપર્યાયમય સર્વવિશ્વ સમાય છે તેથી તેને કોઈ જાતની ઉણપ નથી. મારો આત્મા સ્વભાવેજ પૂર્ણ સારો છે તેથી પૂર્ણની ખ્યાતિ અન્ય લોકોના અભિપ્રાયથી મેળવવાની કંઇ જરૂર રહેતી નથી. મારો આત્મા અનંતવીર્યશક્તિમય છે તેનાપર કાલાદિની શક્તિની અસર થતી નથી. મારા આત્મામાંજ અનંત આનંદ છે તેથી અન્યત્ર આનંદ લેવા જવાની જરૂર નથી. શરીરપર રોગની અસર થાય છે અને પૂર્ણ એવા મારા આત્માપર રોગની અસર થતી નથી. હું પૂર્ણ આત્મા સદા આનંદમય છું. પૂર્ણની ભાવનાથી આત્મા પૂર્ણ છે. પૂર્ણ એવો મારો આત્મા કદાપિ અપૂર્ણ નથી. પૂર્ણ એવા મ્હારાથી અપૂર્ણ એવા જડભોગોના આનંદની ઇચ્છા થઇ શકતી નથી. પૂર્ણ એવા મ્હને કોઈ કોઇ અપૂર્ણ કરવા શક્તિમાન્ નથી. હું આત્મા પૂર્ણ છું. પૂર્ણનો પૂર્ણવડે પ્રકાશ થાય છે. પૂર્ણવડે પૂર્ણાત્મા પૂર્ણને પામે છે. હું પૂર્ણ છું. દેશરાજ્ય ધન

દેહમન વગેરેની પેલી પાર એવો હું આત્મા પૂર્ણ છું. પૂર્ણની બહાર કોઈ પૂર્ણબ્રહ્મ નથી. સર્વદ્રવ્યના અને પોતાના અનંત અસ્તિનાસ્તિ પર્યાયોવડે અનાદિ અનંતકાલ પર્યંત્ હું પૂર્ણ છું. आत्मैव पूर्णः આત્મા તેજ પૂર્ણ છે. સદા હું જ્ઞાનાનન્દરૂપ છું, હું પૂર્ણાત્મા છું. તેનાપર શુભાશુભની કલ્પનાની અસર કરવાને મન પણ શક્તિમાન્ નથી. હું પૂર્ણ છું તેથી મારૂં કોઇ અશુભ-ખરાબ કરવા શક્તિમાન્ નથી. શરીર મનના પર્યાયોના ફેરફારથી મારા પૂર્ણ સ્વરૂપની કંઈ પણ હાનિ થતી નથી, એવા નિશ્ચય આત્મોપયોગમાં સ્થિર છું, શરીર પ્રાણ મરે છે અર્થાત્ વિણસે છે પણ હું પૂર્ણ આત્મા શુદ્ધ નિશ્ચયવડે મરતો નથી અને જન્મતો નથી. કર્મના સંબંધ યોગે આત્માના થતા વિભાવિકપર્યાયોથી ન્યારો એવો શુદ્ધોપયોગે શુદ્ધાત્મા પૂર્ણ સત્તાગત છું, એવું મારૂં સત્તાગત પૂર્ણ આત્મ સ્વરૂપ ધ્યાવું છું અને પૂર્ણના ઉપયોગે મસ્તાન છું. રાગદ્વેષ કામાદિવૃત્તિયોનો સર્વથા ક્ષય કર્યાથી આત્મા પૂર્ણવ્યક્ત પરમાત્મા થાય છે. જ્યાંસુધી મોહ છે ત્યાંસુધી અપૂર્ણતા છે. સાગરમાં લૂણની પૂતળી ડૂબીને સાગરરૂપ થાય છે, તેમપૂર્ણની ભાવના ધ્યાનથી આત્મા પૂર્ણરૂપ થઇને વ્યક્ત પરમાત્મા થાય છે. કામાદિનીવાસનાઓ જ્યાંસુધી છે ત્યાંસુધી અપૂર્ણતા છે. પૂર્ણતાનું જ્ઞાન થયા પછી એકદમ પૂર્ણરૂપે વ્યક્ત આત્મા થતો નથી પણ પૂર્ણની ભાવના તથા ધ્યાનસમાધિથી આત્મા પૂર્ણ થાય છે. अनेकजन्मसंसिद्धः ततोयान्तिपरांगतिम्. અનેકજન્મથી પૂર્ણની જ્ઞાનભક્તિસેવાકર્માદિકસાધનાઓથી સંસિદ્ધ થએલ આત્મા પરમાત્મપદરૂપ પરાગતિને પામે છે. પૂર્ણનું જ્ઞાન થયા પછી બાકી માયાજાલ સર્વ અપૂર્ણ ભાસે છે. પૂર્ણની પ્રાપ્તિમાટે અનેક ઉપાયો કરવાનો પુરૂષાર્થ થાય છે અને દેવગુરૂ સંતસાધુની આરાધના થાય છે. અશુભકષાયોને શુભરૂપે પરિણમાવવામાં આવે છે

અને શુભરાગદ્વેષાદિકભાવોને શુદ્ધસાત્ત્વિકરૂપે પરિણમાવવામાં આવે છે, પશ્ચાત્ સર્વથા સાત્ત્વિકરાગાદિનો ક્ષય કરવામાં આવે છે અને સમાધિ પછી ક્ષીણમોહ થતાં કેવલજ્ઞાન પ્રગટે છે અને લોકાલોક સર્વજ્ઞેયપદાર્થોનો જ્ઞાનમાં પ્રકાશ થાય છે. પશ્ચાત્ આયુષ્ય પર્યંત દેહ રહે છે અને ત્યાંસુધી દેહવાણીવડે સર્વલોકોને પૂર્ણની પ્રાપ્તિનો ઉપદેશ આપવામાં આવે છે. સર્વવિશ્વલોકોનું કલ્યાણ કરવામાં આવે છે પશ્ચાત્ આયુષ્ય ક્ષય થતાં દેહમાંથી શુદ્ધાત્મા એક સમયમાં સિદ્ધસ્થાનમાં સાદિ અનંત ભાંગે વિરાજમાન થાય છે એમ પરમાત્મા સર્વજ્ઞ મહાવીરદેવે પ્રકાશ્યું છે. પૂર્ણજ્ઞાનાનન્દમયમુક્તિ છે એમ પ્રભુમહાવીરદેવે કેવલજ્ઞાનથી પ્રકાશ્યું છે. પ્રભુમહાવીરદેવ તીર્થંકર પરમાત્મા હતા. સમ્યક્ત્વજ્ઞાન પ્રાપ્ત થયા પછી ભવની ગણતરી ગણાય છે. તેમણે પચ્ચીસમા ભવમાં તપ કરતાં સર્વ વિશ્વજીવોને ધર્મી બનાવવાની ભાવના ભાવી હતી, તેવી ભાવનાથી તેમણે તીર્થંકરનામકર્મ બાંધ્યું, ત્યાંથી શરીર છંડીને દશમાદેવલોકમાં ગયા, ત્યાંથી ચવીને મતિ, શ્રુત, અવધિ, જ્ઞાની પ્રભુ શ્રી ભારતક્ષેત્રમાં વિશાલા નગરી પાસે ક્ષત્રિયકુંડ નગરમાં સિદ્ધાર્થરાજાની રાણી શ્રી ત્રિશલા રાણીની કુખે ચૈત્ર સુદિતેરસની મધ્યરાત્રીએ જન્મ્યા. માતપિતાએ તેમનું વર્ધમાન નામ પાડયું, અને દેવોએ મહાવીર નામ પાડયું. ઈન્દ્રોએ, દેવોએ મેરૂપર્વતપર તેમનો જન્માભિષેક ઉત્સવ કર્યો, સિન્ધુસૌવીર રાજાની, પુત્રી શ્રીયશોદાદેવી સાથે તેમનું લગ્ન થયું. ભારત આર્ય ક્ષેત્રમાં ઋષિયો વગેરેએ તેમના અનેક ચમત્કારો દીઠા, અને દેવોએ તીર્થંકરની સર્વત્ર પ્રસિદ્ધિ કરી. પ્રભુ મહાવીર એવું નામ દેવે પાડયું. પ્રભુ મહાવીરદેવને સુદર્શના નામે બેન હતી. નંદિવર્ધન ભાઇ હતા, સુપાર્શ્વ નામના કાકા હતા. પ્રભુ મહાવીર દેવની પ્રિયદર્શના નામે પુત્રી થૈ અને તેને ક્ષત્રિય વૃષભ

જમાલિની સાથે પરણાવવામાં આવી. પ્રભુ મહાવીરદેવ જ્યારે અઠ્ઠાવીશ વર્ષના થયા ત્યારે તેમના પિતા સિદ્ધાર્થ રાજાએ અને માતા ત્રિશલારાણીએ દેહપ્રાણનો ત્યાગ કર્યો. બન્ને દેવલોકમાં ગયાં, તેથી નંદિવર્ધનને અત્યંત શોક થયો. પ્રભુ મહાવીરદેવે નંદિવર્ધનને બોધ આપી શોક ટાળ્યો. તથા સુદર્શનાને સુબોધ આપ્યો. મહાવીરદેવે માતપિતા મરણ પામ્યા પછી ગૃહાવાસનો ત્યાગ કરી ત્યાગ દીક્ષા લેવા નંદિવર્ધનની અનુમતિ માગી. નંદિવર્ધનના આગ્રહથી પ્રભુ બે વર્ષ પાછા ગૃહસ્થાવાસમાં રહ્યા. દીક્ષા લેવાના એકવર્ષપૂર્વેથી સાંવત્સરિકદાન ( સૂર્યોદયથી એક પ્રહર પર્યંત ) દેવા માંડ્યું. લોકાંતિક દેવોએ પ્રભુમહાવીર દેવની પાસે આવીને પ્રભુને નમસ્કાર કર્યો અને વિશ્વલોકાના ઉદ્ધારાર્થે તીર્થપ્રવર્તાવવાની વિનંતિ કરી. પ્રભુએ દીક્ષા લેવાનો કાલ આવ્યો જાણી દીક્ષાનો નિર્ધાર કર્યો. દેવેન્દ્રો દેવો દેવીઓ અને મનુષ્યોએ દીક્ષોચ્છ્વ કર્યો, શ્રી મહાવીર દેવે માગશરવદિદશમીદિવસે ત્રીજાપ્રહરે દીક્ષા લીધી. સિદ્ધને નમસ્કાર કરી સર્વ સાવદ્યયોગનો ત્યાગ કર્યો. નદિવર્ધન વગેરેને શોક થયો, ત્રણ જ્ઞાનના સ્વામી વૈરાગી મહાવીર પ્રભુએ દીક્ષા લેઇને તુર્ત ત્યાંથી વિહાર કર્યો. ગામોગામ નગરો નગર, વન, શ્મશાન, નદીકાંઠો, પર્વત, ગુફા, ઉદ્યાન વગેરેમાં રહી આત્મધ્યાન ધરવા લાગ્યા. સાનુકુલ અને પ્રતિકુલ એવા દેવ મનુષ્ય તિર્યંચકૃત ઉપસર્ગ પરિષહોને જ્ઞાન વૈરાગ્ય બળે સહવા લાગ્યા, ઈન્દ્રે દેવોની આગળ પ્રભુમહાવીરના ધૈર્યસત્ત્વની પ્રસંશા કરી અને કહ્યુ કે ત્રણ લોકમાં કોઈ મહાવીર દેવને ધ્યાનથી ચલાયમાન કરવા શક્તિમાન્ નથી. એક અધમસંગમમિથ્યાદૃષ્ટિદેવે ઈન્દ્રની વાત ન માની અને પ્રભુ મહાવીર દેવને ઉપસર્ગ કરવા આવ્યો, એક રાત્રીમાં તેણે ઘણા ઉપસર્ગ કર્યા. પ્રભુએ સમભાવે સર્વ ઉપસર્ગોને સહન કર્યા. એક ગોવાળે તેમના કાનમાં ખીલા માર્યા. એક અનાર્યે પગપર

ખીર રાંધી, ચંડકૌશિક સર્પના બીલપર પ્રભુ, કાયોત્સર્ગધ્યાને રહ્યા, ચંડકૌશિકે પ્રભુના પગે ડંશ દીધો તો પણ પ્રભુને કંઇ અસર થઈ નહીં અને પ્રભુએ ચંડકૌશિકને પ્રતિબોધીધર્મી બનાવી આઠમા દેવલોકમાં મોકલ્યો. પ્રભુએ મનુષ્યોના કરેલા અનેક ઉપસર્ગો સહન કર્યા, સાડાબાર વર્ષપર્યંત પ્રભુએ ધ્યાન ધર્યું, સાડાબાર વર્ષમાં પ્રભુએ ત્રણસો ઓગણપચાસ પારણાં કર્યાં, બાકીના સત્ર દિવસો ઉપવાસો સહિત વ્યતીત કર્યાં. બે છમાસી તપ કર્યું, ઈત્યાદિ અનેક પ્રકારે તપ તપીને આત્માનું ધર્મ ધ્યાનવડે ધ્યાન ધર્યું. છેવટે ઋજુ-વાલિકાનદીના તીરે શ્યામાકકણબીના ક્ષેત્રમાં શાલવૃક્ષ નીચે બે-ઉપવાસ કરીને આત્માના શુકલ ધ્યાનનો બીજો પાયો ધ્યાવતાં મહાવીરદેવે ઘાતીકર્મનો ક્ષય કર્યો અને લોકાલોકપ્રકાશક કેવલજ્ઞાન કેવલદર્શનને પ્રગટાવ્યું અને ક્ષાયિક ચારિત્રવડે વિભૂષિત થયા. દેવો અને દેવેન્દ્રો તથા મનુષ્યો ત્યાં આવ્યા. વૈશાખ સુદિ દશમીના દિવસે પ્રભુ કેવલજ્ઞાન પામ્યા. દેવોએ સમવસરણની રચના કરી. પૂર્ણવ્યક્ત મહાવીર પરમાત્માએ ત્યાં દેશના દીધી, ત્યાંથી પ્રભુ પાવાપુરીમાં ગયા. ત્યાં ભારતમાં પ્રસિદ્ધમહાપંડિત સર્વવેદાદિશાસ્ત્રપારંગત ઇન્દ્રભૂતિકે જે ગૌતમ ગોત્રના હતા તે આદિ અગિયાર મહાપંડિતબ્રાહ્મણો ઋષિયો, યજ્ઞ કરાવતા હતા અને અન્ય લાખો મનુષ્યો ત્યાં એકઠાં થયાં હતાં તે સર્વે પ્રભુ મહાવીરદેવના સમવસરણમાં આવ્યા, તેઓની શંકાઓ ટાળવાને વેદની શ્રુતિયોના સમ્યગ્ અર્થો સમજાવીને અગિયાર મહાપંડિત ગૌતમાદિ બ્રાહ્મણોને પોતાના અગિયાર ગણધર તરીકે સ્થાપ્યા અને પશુહિંસાવાળા પાપ-યજ્ઞોનું ભારતમાંથી નિવારણ કર્યું, ભારતમાંથી હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, દારૂ, માંસભક્ષણઆદિઅનેક પ્રકારનાં દુષ્ટ કર્મ પાપોનું નિકંદન કર્યું, કેવલજ્ઞાન અને પૂર્ણાનંદથી વ્યક્ત પૂર્ણ બનીને પ્રભુએ સમવસરણમાં સાધુ. સાધ્વી, શ્રાવક, અને શ્રાવિકા એમ ચતુર્વિધ

સંઘરૂપ તીર્થની સ્થાપના કરી. ભારતદેશમાં સર્વત્ર વિચરીને કરોડો મનુષ્યોને ધર્મી ભક્ત બનાવ્યા, ગૃહસ્થધર્મ અને સાધુધર્મ એમ બે પ્રકારના ધર્મની સ્થાપના કરી, સર્વભારતદેશના રાજાઓને ધર્મી આસ્તિક બનાવ્યા, કેટલાક રાજાઓએ તો પ્રભુની પાસે ત્યાગી ધર્મની દીક્ષા અંગીકાર કરી. અનેક બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શુન્દ્રોએ મુનિવ્રતની દીક્ષા અંગીકાર કરી. વૈશાલી-નગરીના ચેડામહારાજાએ શ્રાવકનાં બારવ્રત અંગીકાર કર્યાં, રાજગૃહી મગધદેશના બિંબીસાર–શ્રેણિક રાજાએ સમ્યગ્દૃષ્ટિત્વને અંગીકાર કર્યું, સિંધુ દેશના ઉદયનરાજાએ મુનિધર્મ અંગીકાર કર્યો. દશાર્ણદેશના દશાર્ણભદ્ર રાજાએ અને અનેક રાજપુત્રોએ ત્યાગીધર્મનો સ્વીકાર કરી પૂર્ણ પરમાત્મપદની આરાધના ધ્યાન ચારિત્ર સ્વીકાર્યું. પ્રભુ મહાવીર દેવ ત્રીશ વર્ષ સુધી ગૃહસ્થાવાસમાં રહ્યા. બાર વર્ષ સુધી છદ્મસ્થત્યાગાવસ્થામાં રહીને અનેક ઉપસર્ગ પરિષહને સહી અનેકપ્રકારનું તપ કરી આત્માનું ધ્યાન ધર્યું. પ્રભુ મહાવીરદેવને બેતાલીશમા વર્ષે કેવલજ્ઞાન પ્રગટ્યું, તેથી પરિપૂર્ણ પરબ્રહ્મ પરમાત્મા થયા. તેમણે ચતુર્વિધસંઘરૂપતીર્થની સ્થાપના કરી સત્ય જૈનધર્મનો વિશ્વમાં પ્રકાશ કર્યો. ભારતનો ધર્મના પ્રકાશથી ઉદ્ધાર કર્યો. ભારતમાં હિંસા, જૂઠ, મારામારી, કાપંકાપા, વ્યભિચાર, ચોરી, શિકાર, દંભ, તમોગુણી ક્રોધાદિક દોષો, દારૂ, પાન, અને માંસભક્ષણ તથા અજ્ઞાન મિથ્યા વ્હેમો તથા જડવાદનું જોર વધી પડ્યું હતું, અશક્ત લોકો ત્રાહિ ત્રાહિનો પોકાર કરતા હતા અને **तमसोमाज्योतिर्गमय** અન્ધકારમાંથી પ્રકાશમાં લેઈ જવાની પ્રભુની પ્રાર્થના કરતા હતા. તે વખતે પ્રભુ મહાવીર દેવ જન્મ્યા અને જૈનધર્મતીર્થ સ્થાપીને લોકોને અંધકારમાંથી પ્રકાશમાં લીધા, પૂર્ણપરમાત્મપદ પામવાનાં સર્વધર્મ પગથીયાંનું જ્ઞાન પ્રકાશિત કર્યું, છદ્મસ્થાવસ્થામાં પ્રભુનો ગોશાલક

નામનો શિષ્ય થયો હતો, તે પ્રભુથી જુદો પડયો તેણે નિયતિવાદનો પન્થ કાઢયો, તેમાં અનેક લોકો દાખલ થયા પણ પાછળથી ગોશાળો મરતાં પશ્ચાત્તાપ કરી સત્ય મહાવીર તેજ સર્વજ્ઞ છે એમ તેણે જણાવ્યું. પ્રભુ મહાવીરદેવના સંસારીપણાના જમાઇ જમાલિએ પ્રભુની પાસે દીક્ષા અંગીકાર કરી પાછળથી તેણે કાર્ય પૂરૂં થાય ત્યારેજ પૂર્ણ થયું કહેવું એવો એકાંત મત પકડીને મત પન્થ કાઢયો. પ્રભુ મહાવીર દેવની પુત્રી પ્રિયદર્શના હતી તે સાધ્વી થઈ હતી તે જમાલીના પંથમાં પેઠી હતી પણ પાછળથી પાછી પ્રભુસર્વજ્ઞ મહાવીર દેવની આજ્ઞા પ્રમાણે ધર્મ માનનારી થઇ. પ્રભુ મહાવીર દેવના સમાન કાલમાં ગૌતમબુદ્ધનામનો ક્ષત્રિયપુત્ર હતો તેણે ત્યાગ માર્ગ સ્વીકાર્યો હતો, તેના મતમાં પ્રથમ શ્રેણિકરાજા હતા, પાછળથી ચેલ્લણારાણીના સહવાસથી અને પ્રભુ મહાવીર દેવના પ્રતિબોધથી તે મહાવીર પ્રભુના પરમભક્ત બન્યા. હતા, તેમણે ક્ષાયિક સમ્યક્ત્વને પ્રાપ્ત કર્યું હતું. પ્રભુમહાવીરદેવ કેવલજ્ઞાનની પૂર્ણદશામાં ત્રીશ વર્ષ સુધી આખા ભારતમાં જ્યાં ત્યાં નગરોનગર અને ગામોગામ સમવસર્યા, ચોત્રીશ અતિશયીપ્રભુએ ભારતના કરોડો મનુષ્યોનો ઉદ્ધાર કર્યો. તેમના અગિયાર ગણધર થયા. પંચમહાવ્રતધારી એવા તેમના હસ્ત દીક્ષિત ચૌદ હજાર સાધુઓ થયા, અને છત્રીશ હજાર સાધ્વીઓ થઈ, તેમના હાથે બાર વ્રત ઉચ્ચરેલા એવા એક લાખને ઓગણસાઠ હજાર શ્રાવકો થયા, તેમના હાથે બારવ્રત અંગીકાર કરનારી ત્રણ લાખને અઢારહજારશ્રાવિકાઓનો પરિવાર હતો. શ્રેણિક, જીવક, ચંડપ્રદ્યોત, ઉદયન વગેરે અનેક રાજાઓ, ક્ષત્રિયો, બ્રાહ્મણો, વૈશ્યો, શુદ્રો કે જેઓ માત્ર અવિરતિ સમ્યગ્દૃષ્ટિ હતા, તેઓ તો કરોડોની સંખ્યામાં હતા. રાગદ્વેષનો સર્વથા ક્ષય કરીને વીતરાગ પરમાત્મા અરિહંત મહાવીરદેવ થયા. તેમના ત્રણશે ચૌદ તો પૂર્વ ધરો હતા. ત્રણસે અવધિજ્ઞાનિયો હતા, તેમના સાતસેં કેવલજ્ઞાનિયો

હતા. સાતસે વૈક્રિયલબ્ધિધારક મુનિવરો હતા કે જે ચક્રવાતની ઋદ્ધિ વિકુર્વવાશક્તિમાન્ હતા. તેમના વિપુલમતિ એવા પાંચસે સાધુઓ હતા. ભગવાન્‌ના ચૌદશે સાધુઓ તો વાદી હતા. એવી રીતે ભગવાન્‌ના અનેક મુનિયો પૂર્ણ પરમાત્મપદના સાધક ચમત્કારી, અનેક લબ્ધિયોના ધારક હતા. પ્રભુ મહાવીર ભગવાન્‌ના પ્રત્યેક ગણધરે જુદી જુદી દ્વાદશાંગીની રચના કરી, ગણધરોએ અગિયાર અંગની રચના કરી. પ્રભુના સ્થવિરમુનિયોએ પયન્નાતથા પ્રકરણું વગેરે શાસ્ત્રો બનાવ્યાં. પ્રભુ મહાવીર ભગવાન્‌ની પૂર્વે અઢીસેં વર્ષપર શ્રી પાર્શ્વનાથ નામના તેત્રીશમા તીર્થંકર થયા. પ્રભુમહાવીરની પૂર્વે ચોરાશી હજાર વર્ષપર બાવીશમા તીર્થંકર શ્રી અરિષ્ટનેમિ થયા, તે પૂર્વે એકવીશમા શ્રી નમિતીર્થંકર થયા. શ્રીમહાવીરદેવ પૂર્વે વીશ લાખ વર્ષપર વીશમાતીર્થંકર શ્રીમુનિસુવ્રત તીર્થંકર થયા. શ્રી અરિષ્ટનેમિ પ્રભુના સમયમાં પાંડવ કૌરવ કૃષ્ણ થયા. શ્રી વીશમા તીર્થંકર મુનિસુવ્રતના સમયમાં રામ અને રાવણ થયા એમ જૈનશાસ્ત્રો જણાવે છે. તે શ્રી મુનિસુવ્રત પૂર્વે મલ્લિનાથ અને તેની પૂર્વે શ્રી અરનાથ, કુંથુનાથ અને શાંતિનાથ તીર્થંકર થયા તે ત્રણ હસ્થાવાસમાં છ ખંડના ચક્રવર્તિયો હતા. શ્રી શાંતિનાથની પૂર્વે પન્નરમા તીર્થંકર ધર્મનાથ થયા તેની પૂર્વે ચૌદમા અનંતનાથ તથા તેરમા વિમલનાથ, બારમા વાસુપૂજ્ય, અગિયારમા શ્રેયાંસનાથ, દશમા શીતલનાથ, નવમા સુવિધિનાથ, આઠમા ચંદ્રપ્રભ, સાતમા સુપાર્શ્વનાથ, છઠ્ઠા પદ્મપ્રભ, પાંચમા સુમતિનાથ, ચોથા અભિનંદન, ત્રીજા સંભવનાથ, બીજા અજિતનાથ અને પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાન્ તે બ્રહ્મા, પ્રજાપતિ આદિનાથ વગેરે નામથી થયા. ૐ ऋषभ, अजित, संभव, अभिनंदन, सुमति, पद्मप्रभ, सुपार्श्व, चन्द्रप्रभ, सुविधि, शीतल, श्रेयांस, वासुपूज्य, विमल अनंत, धर्म, शान्ति, कुन्थु, अर, मल्लि, मुनिसुव्रत, नमि, नेमि, पार्श्व, वर्द्धमानान्ताः जिनाः शान्ताः शान्ति-

ક્રાઃ ભવન્તુ સ્વાહા ॥ પૂર્વે ત્રેવીશ તીર્થંકરોએ ચોવીશમા તીર્થંકર શ્રી વર્ધમાન મહાવીર તીર્થંકર થશે એમ કેવલજ્ઞાનથી જણાવ્યું હતું. ચોવીશમાતીર્થંકર શ્રીમહાવીરદેવે તીર્થની સ્થાપના કરી જૈનધર્મનો સર્વત્ર ભારતાદિદેશોમાં પ્રચાર કર્યો. ગૌતમાદિઋષિયોને વેદોની શ્રુતિયોનો સાપેક્ષસત્યાર્થ સમજાવીને તેઓને પ્રતિબોધ્યા. પ્રભુએ મિથ્યાત્વબુદ્ધિરૂપતમનો નાશ કર્યો અને સમ્યગ્જ્ઞાનરૂપ અર્યમાનો જ્યોતિનો પ્રકાશ કર્યો. પ્રભુમહાવીરભગવાને દુનિયાના લોકોને અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, મૂર્છાત્યાગ, પરોપકાર, જ્ઞાન, શુદ્ધપ્રેમ, ભક્તિ અને કર્મયોગનું શિક્ષણ આપ્યું. પ્રભુએ વિશ્વલોકોને આધ્યાત્મિકજ્ઞાનથી મોક્ષ માર્ગ સંમુખ કર્યા. પ્રભુ સર્વજ્ઞમહાવીરભગવાને સર્વનયોની અપેક્ષાએ સર્વદર્શન ધર્મોની દૃષ્ટિયોને સ્યાદ્વાદદૃષ્ટિમાં સમાવવાનો બોધ આપ્યો અને સાતનયોની સાપેક્ષતામાં સર્વદર્શનધર્મનો અંતર્ભાવ કરી બતાવ્યો. પ્રભુમહાવીરદેવે શ્રાવકધર્મ અને સાધુધર્મ એમ બે પ્રકારના ધર્મ દર્શાવ્યા શ્રાવકધર્મ કરતાં ત્યાગીધર્મ—મુનિધર્મ અનંતગુણ ઉત્તમ છે એમ જણાવ્યું. પ્રભુમહાવીરજિનેશ્વરે છેલ્લું ત્રીશમું ચોમાસું અપાપાપુરીમાં હસ્તિપાલરાજાની લેખકશાળામાં કર્યું. ત્યાં સમવસરણમાં બેસીને દેવાસુરમનુષ્યો વગેરેને બોધ આપ્યો. તે વખતે સર્વજ્ઞ મહાવીર જિનેશ્વરની બહોતેર વર્ષની ઉમર પૂર્ણ થઇ. અમાવાસ્યાની મધ્ય રાત્રી ત્રીજા પ્રહર સુધી સોળ પ્રહર દેશના દેઇ દેહનો ત્યાગ કર્યો અને સિદ્ધબુદ્ધ પરબ્રહ્મરૂપે સાદિઅનંતમા ભાગે સિદ્ધસ્થાનમાં જ્યોતિમાં જ્યોતિએ ભળ્યા, તે રાત્રીના છેલ્લા પ્રહરે શ્રી ઇન્દ્રભૂતિ ગૌતમ ગણધરને કેવલજ્ઞાન થયું અને પરમાત્મા જિનવીતરાગ થયા. પ્રભુ મહાવીરદેવે અમાવાસ્યાની મધ્યરાત્રી પછી ત્રીજા પ્રહરાંતે દેહનો ત્યાગ કર્યો તે દિવસે ત્યાં અઢારરાજાઓની કારણ પ્રસંગે સભા મળી હતી. તેઓએ પ્રભુના નિર્વાણનો ઉત્સવ કર્યો અને દેવદેવીઓએ ઉત્સવ કર્યો. અપાપાપુરીનું નામ પ્રભુના નિર્વાણથી

પાપાપુરી નામ પડયું. જ્યાં પ્રભુના શરીરનો અગ્નિ સંસ્કાર કર્યો ત્યાં હાલ સરોવર વચ્ચે મંદિર છે. સરોવરના વચ્ચમાં મંદિર છે ત્યાં લાખો જૈનો યાત્રાર્થે જાય છે અને આત્માની પૂર્ણતાને સાધે છે. પ્રભુ મહાવીર પરમાત્માના ઉપદેશોમાં આત્માની જ્ઞાનાદિ ગુણપર્યાયોની અનંત પૂર્ણતા પ્રકટ કરવાના અનેક યોગોનું રહસ્ય સમાયલું છે. પ્રભુ મહાવીર ઉપદેશિત ધર્મશાસ્ત્રોનું મેં સારી રીતે અનેક નયોની અપેક્ષાએ મનન સ્મરણ ચિંતવન કર્યું તેથી મારા આત્મામાં સમ્ગૂજ્ઞાનદૃષ્ટિ પ્રગટી. નંદિસૂત્રમાં જણાવવામાં આવ્યું છે કે સમ્યગ્ દૃષ્ટિ છે તે એકાંતનય પ્રતિપાદિતશાસ્ત્રોને અનેકાંત દૃષ્ટિએ સમ્યગ્સાપેક્ષ જ્ઞાનરૂપે પરિણમાવી શકે છે. મિથ્યાદૃષ્ટિ છે તે સમ્યગ્શાસ્ત્રોને મિથ્યાત્વરૂપે પરિણમાવી શકે છે. શ્રીમદ્ જૈન અધ્યાત્મ જ્ઞાનિમુનિવર્ગમાં શેખર શ્રી આનંદઘનજીએ શ્રી નમિ નાથના સ્તવનમાં **ષટ્ દર્શન જિન અંગભણીજે** ઇત્યાદિ કહીને ન્યાય, વૈશેષિક, સાંખ્ય, વેદાંત, બૌદ્ધ અને ચાર્વાકદર્શને જૈનધર્મદર્શનરૂપ પુરૂષના અંગ તરીકે સાપેક્ષદૃષ્ટિએ ઘટાવ્યાં છે, તેને વાચકો વાંચશે તો જૈનધર્મની વ્યાપક દૃષ્ટિનું મર્મ સમજાશે. સર્વજ્ઞ વીતરાગ મહાવીરદેવે ગૌતતમાદિ બ્રાહ્મણોને વેદોની શ્રુતિયોના સમ્યગ્ અર્થો સમજાવીને તેઓને પ્રતિબોધ્યા, તેનું વર્ણન કલ્પસૂત્ર, વિશેષાવશ્યક આપવામાં આવ્યું છે. તેવી પ્રભુ મહાવીર દેવની દૃષ્ટિના અનુસારે તથા પૂર્વાચાર્યોની તેવી પ્રતિપાદિન શૈલીના અનુસારે મેં **ईशावास्योपनिषद्** કે જે વાજસનેય સંહિતા, યજુર્વેદના ચાલીશમા અધ્યાયરૂપે ગણાય છે તે પર સાતનયોની સાપેક્ષતા પૂર્વક સમ્યગ્ અનુભવ વિવેચન કરવા કિંચિત્ બાલબુદ્ધિ સમ પ્રયત્ન કર્યો છે તેમાં અનુપયોગે જે કંઈ વીતરાગ આજ્ઞા વિરૂદ્ધ લખાયું હોય તેનો સકલસંઘની આગળ મિથ્યા દુષ્કૃત દઉ છું. જૈનશાસ્ત્રોમાંથી અવિરૂદ્ધપણે સાતનયોની સ્યાદ્વાદદૃષ્ટિની અપેક્ષાએ

વેદશ્રુતિયોના અર્થ ઘટાવવા પ્રયત્ન કર્યો છે તેમાં જે કંઇ ભૂલચૂક ઉત્સૂત્ર દોષ રહ્યો હોય તેને ગીતાર્થ પુરૂષો મારાપર દયાકૃપા લાવી સુધારશો અને ગીતાર્થો જે કંઈ સૂચનાઓ કરશે તે ધ્યાનમાં લેઈ સુધારો વધારો કરીશ. સંઘનો હું અણુસમ સેવક છું. છદ્મસ્થાવસ્થામાં અનુપયોગથી ભૂલચુક દોષ થાય તે સ્વાભાવિક છે. સર્વગુણી વીતરાગ સર્વજ્ઞ છે, તેથી મારામાં રહેલા વા દેખાતા દોષો તરફ ન જોતાં મારી સા યસાપેક્ષ સ્યાદ્વાદદૃષ્ટિના વ્યાપક અભિપ્રાય તરફ લક્ષ્ય દેઈ મ્હને ક્ષમા આપશો. મંડન શૈલીએ મેં અનુભવાર્થ લખ્યો છે. વેદાંતમાં મુખ્યતયા એકાંતસંગ્રહનયથી બ્રહ્મનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. મેં સંગ્રહનયકાથતબ્રહ્મને અન્ય વ્યવહારાદિની અપેક્ષા રાખીને વર્ણવ્યું છે અને શ્રુતિયોનો તેવો અભિપ્રાય છે એમ સ્યાદ્વાદદૃષ્ટિએ જણાવવા પ્રયત્ન કર્યો છે કે જેથી એકાંતકદાગ્રહનો ત્યાગ કરીને મનુષ્યો સમ્યગ્જ્ઞાન પામી સર્વદર્શનીઓ સાથે મૈત્રીભાવથી વર્તે. દુનિયાના સર્વલોકો આત્મજ્ઞાન પામો, અને દુર્ગુણવ્યસનો ત્યાગીને સદ્ગુણો પામો. પરસ્પર એકબીજાનું શ્રેય કરવા તત્પર થાઓ. સર્વજીવો શાંતિ પામો. અસંખ્યનયદૃષ્ટિયોને ભેગી કરવામાં આવે છે ત્યારે પૂર્ણ જૈનધર્મના સત્યની ઝાંખીનો અનુભવ થાય છે. સર્વદર્શનધર્મોની ભિન્ન ભિન્ન અને પરસ્પર વિરૂદ્ધદૃષ્ટિયોની પરસ્પર સાપેક્ષતા મેળવીને સંપૂર્ણ સત્યની દિશા બતાવનાર એવો પ્રભુ મહાવીરદેવનો જૈનધર્મ જગત્માં જયવંતો વર્તો !! કે જે જૈન ધર્મના જ્ઞાનથી મ્હને સર્વદર્શનધાર્મિકશાસ્ત્રોની અનેકનયદૃષ્ટિયોમાંથી અપેક્ષાએ સત્યજ્ઞાન ગ્રહણ કરવાની સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત થૈ. પરમોપકારી પરમગુરૂ શ્રીરવિસાગરજી મહારાજ તથા પરમગુરૂ શાંતમૂર્તિ શ્રી સુખસાગર ગુરૂ મહારાજની કૃપાશીર્વાદથી મારો આત્મા પૂર્ણપરમાત્મપદની ઝાંખી પામ્યો અને આત્માનંદાનુભવી થયો. આત્મજ્ઞાન અને વૈરાગ્યથી દુનિયામાં સુખ શાંતિ વર્તે છે, માટે

દુનિયાના સર્વ લોકો આત્મજ્ઞાન. વૈરાગ્ય, ભક્તિ અને વિશુદ્ધ કર્મ-યોગના માર્ગે વળો. પરમોપકારી પરમાત્મા મહાવીરદેવનો ॐ अर्हंमहावीर એવો મંત્ર કરોડોવાર જપ્યો અને હજી જપું છું, તેથી આત્માની બુદ્ધિ તથા જ્ઞાનાનુભવમાં ઘણી વૃદ્ધિ થઈ છે, માટે મારા અનુભવાર્થને હૃદયમાં ઉતારવાની જિજ્ઞાસાવાળાઓએ ॐ अर्हंमहावीर મંત્રનો જાપ કરવો. સર્વ દ્રવ્યાનુયોગીનયજ્ઞાન પ્રતિપાદક આધ્યાત્મિક નશાસ્ત્રોના તથા વેદાંતઆદિ સર્વધર્મશાસ્ત્રોના રહસ્યોને સ્યાદ્વાદદૃષ્ટિથી જેઓ સમજવા અધિકારી થયા હશે તેઓ આ ગ્રન્થનું સત્ય રહસ્ય સમજી શકશે. સર્વવિશ્વલોકો એક શુદ્ધાત્મ સ્વરૂપના રસિક બનો અને યોગ ક્ષેમના ધારક બનો. ॐ श्री विश्वलोकस्य शान्ति र्भवतु, ॐ अर्हंसर्वजीवानां शान्ति र्भवतु, श्री चतुर्विधसंघस्य शान्ति र्भवतु, गौतमादयः ऋषयः शान्तिकरा भवन्तु, ॐ अर्हंसर्वसाधूनांशान्तिर्भवतु, ॐ अर्हंधर्मसाधकानांशान्तिर्भवतु. ॐ अर्हंब्राह्मणक्षत्रियवैश्यशूद्राणांशांन्तिर्भवतु, ॐ अर्हंसर्वजनानांशुभबुद्धिर्भवतु, श्रीजैनशासनदेवानांकृपादृष्टिर्भवतु, श्रीजैनसंघस्यसर्वदावृद्धिर्भवतु, ॐ ह्रां श्रीं क्लीं अर्हंसर्वलोकाः परब्रह्मपदंप्राप्नुवन्तु स्वाहा ॥ सर्वलोकानांशान्ति स्तुष्टिः पुष्टिश्चभवतु स्वाहा. सर्वविश्वतः पापंनश्यतु, रोगानश्यतु च दुष्कालंयुद्धं नश्यतु स्वाहा. ॐ अर्हंप्रियंतांप्रियंताम् ॥ ॐ अर्हंसर्वविश्वस्मिन् योगक्षेमौच शान्तिः सुभिक्षं च भवन्तु स्वाहा. ॥ शिवमस्तु सर्वजगतः परहितनिरताभवन्तु भूतगणाः दोषाः प्रयान्तुनाशं, सर्वत्र सुखीभवन्तु लोकाः ॥ ॐ अर्हंमहावीर शान्तिः ३॥ કાર્તિક સુદિ એકમે ગ્રન્થ આરંભ્યો હતો. પોષ સુદિ પૂર્ણિમાએ ગ્રન્થની સમાપ્તિ કરી. ॐ अर्हंमहावीराय नमःस्वाहा.॥

परमात्ममहावीरदेव पट्टपरम्पराश्वेताम्बरतपागच्छसागर शाखीयपट्टालंकारभूत श्रीसुखसागरगुरुशिष्यबुद्धिसागरसूरिकृत ईशावास्योपनिषदोऽनुभवार्थः समाप्तोपमङ्गलमस्तु ॥